

જોન રીડ

જોન રીડ

# જગતને ખળભળાવી દેનારા દસ દિવસ

પ્રગતિ પ્રકાશન
મોસ્કો
૧૯૭૮

અનુવાદક — અતુલ સવાણી

ДЖОН РИД

10 ДНЕЙ,
КОТОРЫЕ ПОТРЯСЛИ МИР

*на языке гуджарати*



$P\frac{10604-139}{014(01)-78}759-77$

## અનુક્રમણિકા

## રશિયન આવૃત્તિની ભૂમિકા

જૉન રીડે પોતાના અદ્ભુત પુસ્તકને 'જગતને ખળભળાવી દેનારા દસ દિવસ' નામ આપ્યું છે. ઑક્ટોબર ક્રાંતિ*ના આરંભના દિવસોનું અજબ ચેતનમય અને જોરદાર વર્ણન તેમાં રજૂ થયું છે. તેમાં કેવળ હકીકતોની યાદી કે દસ્તાવેજોનો સંગ્રહ નથી, તેમાં તો જીવનમાંથી ઝડપી લીધેલાં એવાં લાક્ષણિક દૃશ્યોની હારમાળા છે કે ક્રાંતિમાં ભાગ લેનારા કોઈ પણ માણસને પોતાના અનુભવનાં એવાં જ દૃશ્યો યાદ આવ્યાં વગર રહે જ નહિ. અને જીવનમાંથી લેવામાં આવેલાં એ દૃશ્યોમાં લોકસમુદાયોની લાગણીઓ, ક્રાંતિનું પ્રત્યેક કદમ નિર્ધારિત કરતી લાગણીઓ, વિસ્મયજનક યથાર્થ રૂપમાં પ્રતિબિંબિત થઈ છે.

પહેલાં તો કદાચ અચરજ થાય કે દેશની ભાષા કે રીતરિવાજો ન જાણનારો એક પરદેશી, અમેરિકી, આવું પુસ્તક કેવી રીતે લખી શક્યો હશે. સ્વાભાવિક રીતે જ લાગે કે એવો માણસ તો સંખ્યાબંધ છબરડા વાળે અને ઘણી અગત્યની બાબતો ચૂકી જાય.

મોટા ભાગના પરદેશીઓ રશિયા વિશે સાવ જુદી જ રીતે લખતા હોય છે. તેઓ કાં તો પોતે નીરખેલી ઘટનાઓને સમજવામાં તદ્દન નિષ્ફળ જતા હોય છે, અથવા હંમેશાં લાક્ષણિક ન પણ હોય એવી અમુક આડીઅવળી હકીકતોને પકડી લઈને તેનો ઉપયોગ આડેધડ સામાન્ય નિષ્કર્ષો તારવવા માટે કરતા હોય છે.

પરંતુ ક્રાંતિને નજરે નીરખનારા પરદેશીઓ તો બેશક બહુ ઓછા હતા.

---

*આ પુસ્તકમાં બીજી જગ્યાઓએ ક્રાંતિનો ઉલ્લેખ નવેંબર ક્રાંતિ તરીકે કરવામાં આવ્યો છે.—સં.

જોન રીડના હાથે આવું પુસ્તક લખાયું તેનો ખુલાસો એ છે કે તે ઉદાસીન નિરીક્ષક નહોતો, તે તો પોતે જ જોમદાર ક્રાંતિકારી હતો, સામ્યવાદી હતો, ઘટનાઓનો મર્મ સમજતો હતો, મહાન સંઘર્ષનો મર્મ સમજતો હતો. એવી સમજમાંથી તેને સૂક્ષ્મદૃષ્ટિ સાંપડી. આવું પુસ્તક સૂક્ષ્મદૃષ્ટિ વગર કદી ન જ લખાઈ શકાયું હોત.

રશિયન લેખકો ક્રાંતિ વિશે નિરાળી રીતે લખતા હોય છે. તેઓ કાં તો ક્રાંતિને સમગ્ર રૂપમાં મૂલવતા હોય છે અથવા પોતે જે ઘટનાઓમાં ભાગ લીધો હોય તેનું વર્ણન કરતા હોય છે. રીડનું પુસ્તક ખરેખરી લોકવ્યાપી ક્રાંતિનું બહોળું ચિત્ર રજૂ કરે છે; એટલે તે તરુણ લોકો માટે, ભાવિ પેઢીઓ માટે, જેમની નજરમાં ઑક્ટોબર ક્રાંતિ તો વીતેલા ઇતિહાસની બાબત બની રહેવાની છે તેમને માટે, વિશેષ મહત્ત્વ ધરાવશે. રીડનું પુસ્તક એક રીતે જાણે શૌર્યગાથા જેવું છે.

જોન રીડે પોતાના જીવનને રશિયન ક્રાંતિ જોડે સાંકળી લીધું હતું. સોવિયેત રશિયા તેના દિલમાં વસી ગયું હતું. તેનું અવસાન રશિયામાં ટાઇફસની બિમારીમાં થયું હતું. તેને લાલ ચોકમાં દફનાવવામાં આવ્યો હતો. ક્રેમલિનની દીવાલ નજીક તેની કબરમાં તે ચિરનિદ્રામાં પોઢી ગયેલો છે. ક્રાંતિમાં ખપી ગયેલા શૂરવીરોની શબયાત્રાનું જેવું હૃદયસ્પર્શી વર્ણન જોન રીડે કર્યું છે એવું વર્ણન કરનારો ઇન્સાન એવા દફનના મહાન સંમાનને પાત્ર નિઃશંક છે જ.

નાદેઝ્દા ક્રૂપ્સ્કાયા

# જોન રીડ

# જગતને
## ખળભળાવી
## દેનારા
# દસ દિવસ

## આમુખ

આ પુસ્તક પ્રવેગિત ઈતિહાસનો — જે રીતે ઈતિહાસને મેં નીરખેલો તેનો — એક અંશ છે. મારું પુસ્તક નવેંબર ક્રાંતિના — જેમાં બોલ્શેવિકોએ કામદારો અને ક્સિાનોની આગેવાની કરીને રશિયાની રાજ્ય સત્તા કબજે કરી લીધી હતી અને સોવિયેતોને સુપરત કરી દીધી હતી એ ક્રાંતિના — વિગતવાર બયાન સિવાય બીજું કશું હોવાનો દાવો નથી કરતું.

પુસ્તકના મોટા ભાગમાં સ્વાભાવિક રીતે જ "લાલ પેત્રોગ્રાદ"ની, પાટનગર તેમ જ વિદ્રોહના હાર્દની, વાતો છે. પરંતુ વાચકોને બેશક ખ્યાલ આવી જવાનો જ કે પેત્રોગ્રાદમાં બનેલી ઘટનાઓનું વધારે કે ઓછી ઉગ્રતા ધરાવતું લગભગ એકસરખું પુનરાવર્તન આખા રશિયામાં બધે ઠેકાણે જુદા જુદા સમયાંતરે થયું હતું.

હું કેટલાંય પુસ્તકો લખી રહ્યો છું તેમાંથી આ પ્રથમ પુસ્તક મેં પોતે નીરખેલી તથા અનુભવેલી તેમ જ વિશ્વાસપાત્ર માહિતી પર આધારિત ઘટનાઓના ક્રમવાર બયાન પૂરતું સીમિત રહેવું જોઈએ. આરંભના બે પ્રકરણોમાં મેં નવેંબર ક્રાંતિની પૃષ્ઠભૂમિ તથા કારણોની આછી રૂપરેખા રજૂ કરી છે. હું જાણું છું કે એ બે પ્રકરણોનું વાચન મુશ્કેલ છે, પરંતુ બાકીના પુસ્તકને બરાબર સમજવા માટે એ પ્રકરણો આવશ્યક છે.

વાચકના મનમાં ઘણા સવાલો ઊભા થશે. બોલ્શેવિઝ્મ એટલે શું? બોલ્શેવિકોએ સ્થાપેલી સરકારનું રચનાતંત્ર કેવું હતું? ક્રાંતિ પહેલાં બોલ્શેવિકોએ બંધારણસભાની હિમાયત કરી હતી — તો પછી આગળ જતાં તેમણે બંધારણસભાને હથિયારોની તાકાત વડે કેમ વિખેરી નાખી? અને બોલ્શેવિઝ્મનો ભય સ્પષ્ટ રૂપમાં સામે

આવી ગયો ત્યાં સુધી બંધારણસભાનો વિરોધ કરનારા મૂડીદાર વર્ગે આગળ જતાં તેની હિમાયત કેમ કરી?

આ અને બીજા ઘણા સવાલોના જવાબ અહીંયાં આપી શકાય એમ નથી. મારા આગામી પુસ્તક 'કોર્નીલોવથી બ્રેસ્ત-લિતોવ્સ્ક સુધી'*માં મેં ક્રાંતિની સળંગ રૂપરેખા આપી છે અને તેમાં જર્મન સુલેહ સુધીની ઘટનાઓને તેમ જ એ સુલેહની બાબતને આવરી લેવામાં આવી છે. ક્રાંતિકારી સંગઠનોનો ઉગમ તથા કામગીરીઓ, પ્રજાકીય લાગણીઓનો વિકાસ, બંધારણસભાનું વિસર્જન, સોવિયેત રાજ્યનું રચનાતંત્ર, બ્રેસ્ત-લિતોવ્સ્ક વાટાઘાટોનો ક્રમ તથા પરિણામ, વગેરેની વિગતવાર છણાવટ મેં એ પુસ્તકમાં કરી છે...

બોલ્શેવિકોની ચડતી વિશે વિચાર કરતી વેળા એટલું સમજી લેવું જરૂરી છે કે રશિયન આર્થિક જીવન અને રશિયન સેનામાં અવ્યવસ્થા ૧૯૧૭ના નવેંબરની ૭મી તારીખે નહોતી ફેલાઈ ગઈ, એ તો છેક ૧૯૧૫માં શરૂ થઈ ગયેલી પ્રક્રિયાના યથોચિત પરિણામ રૂપે ઘણા મહિનાઓ પહેલાં જ ફેલાઈ ચૂકેલી હતી. ઝારના દરબારમાં વર્ચસ્વ ધરાવતા ભ્રષ્ટ પ્રત્યાઘાતીઓએ જર્મની જોડે અલગ સુલેહ કરી લેવા માટે રશિયાને ખરાબે ચડાવી દેવાનું કૃત્ય જાણીજોઈને હાથમાં લીધું. મોરચે હથિયારોની તંગી કે જે ૧૯૧૫ના ઉનાળામાં મોટી પીછેહઠમાં કારણભૂત હતી, સેનામાં અને મોટાં શહેરોમાં ખોરાકની તંગી, ૧૯૧૬માં કારખાનાંના ઉત્પાદનમાં તથા વાહનવ્યવહારમાં ભંગાણ—હવે આપણે જાણીએ છીએ કે એ બધું ભાંગફોડની બેહદ જોરદાર ઝુંબેશના ભાગ રૂપે જ હતું. તેને માર્ચની ક્રાંતિએ વેળાસર અટકાવી દીધી.

જગતની વધારેમાં વધારે પીડિત પ્રજાઓના એકસો ને સાઠ મિલિયન ઈન્સાનો એકાએક મુક્તિ હાંસલ કરી લે એવી મહાન ક્રાંતિની અંગભૂત અંધાધૂંધી છતાં, નવા શાસનના આરંભના થોડાક મહિનાઓ દરમિયાન દેશની આંતરિક પરિસ્થિતિમાં તેમ જ મુકાબલો કરવાના સેનાના સામર્થ્યમાં વાસ્તવિક સુધારો થયો હતો.

પરંતુ "મધુરજની" સાવ થોડી વાર જ ટકી. મિલકતદાર વર્ગો નો માત્ર રાજકીય ક્રાંતિના જ, સત્તા ઝારના હાથમાંથી છીનવી લઈને તેમના હાથમાં

*એ પુસ્તક પૂરું થાય તે પહેલાં જ રીડનું અવસાન થઈ ગયું અને પુસ્તક કદી પ્રગટ ન થયું.—સં.



સુપરત કરી દે એવી ક્રાંતિના જ, મનસૂબા ધરાવતા હતા. તેમની મુરાદ રશિયાને ફ્રાંસ કે અમેરિકાની જેમ બંધારણીય પ્રજાસત્તાક બનાવવાની અથવા ઈંગ્લૅંડની જેમ બંધારણીય રાજશાહી બનાવવાની હતી. બીજી તરફ, લોકસમુદાયોના મનોરથો ખરી ઔદ્યોગિક તથા કૃષિ લોકશાહી સ્થાપવાની હતી.

વિલિયમ ઈંગ્લિશ વૉલીંગે* ૧૯૦૫ની ક્રાંતિનું બયાન રજૂ કરતા પોતાના પુસ્તક 'રશિયાનો સંદેશ'માં રશિયન કામદારોની—આગળ જતાં લગભગ સર્વાનુમતે બોલ્શેવિકોને ટેકો આપનારા રશિયન કામદારોની—માનસિક હાલતનો સરસ ચિતાર આપ્યો છે:

"તેમને (કામગાર લોકોને) જોવા મળ્યું કે મુક્ત સરકારના શાસનમાં પણ જો એ સરકાર બીજા સામાજિક વર્ગોના હાથમાં ચાલી જાય તો તેમનો ભૂખમરો ચાલુ રહે એ શક્ય છે...

રશિયન કામદાર ક્રાંતિકારી છે, પરંતુ તે નથી ઝનૂની, નથી મતાંધ, કે નથી અણસમજુ. તે નાકાબંધીઓ ખડી કરવા તૈયાર હોય છે, પરંતુ તેણે તેનો બરાબર અભ્યાસ કરી લીધો છે, આખી દુનિયાના કામદારોમાંથી એક્લો તે જ નાકાબંધીઓ વિશે વસ્તુગત અનુભવમાંથી મેળવેલી જાણકારી ધરાવે છે. તે તેના શોષકની સામે, મૂડીદાર વર્ગની સામે, આખરી ફેંસલા સુધી લડી લેવા તૈયાર અને ઉત્સુક છે. પરંતુ તે બીજા વર્ગોના અસ્તિત્વને અવગણતો નથી. તે તો માત્ર એટલી જ માગણી કરે છે કે નિકટ આવી રહેલા કારમા ઘર્ષણમાં બીજા વર્ગો આ કે તે પક્ષમાં સામેલ થઈ જાય...

તેઓ (કામદારો) સૌ સહમત હતા કે આપણી (અમેરિકી) રાજકીય સંસ્થાઓ તેમની સંસ્થાઓથી બહેતર છે, પરંતુ તેઓ એક જુલમગારની જગ્યાએ બીજા જુલમગારને (અર્થાત્ મૂડીદાર વર્ગને) બેસાડી દેવા બહુ આતુર નહોતા.

રશિયાના કામદારોએ પોતાની છાતીઓ પર ગોળીઓ ઝીલી, મોસ્કો તથા રીગા તથા ઓદેસ્સામાં સેંકડો કામદારો મોતની સજાના ભોગ બન્યા, હજારો કામદારોએ ગિરફતારી વેઠીને રશિયાની દરેક જેલને ભરી દીધી, તેઓ

***વિલિયમ ઈંગ્લિશ વૉલીંગ**—William English Walling (૧૮૭૭—૧૯૩૬)—અમેરિકી અર્થશાસ્ત્રી તથા સમાજશાસ્ત્રી, કામદાર વર્ગીય આંદોલન અને સમાજવાદ વિશે ઘણાં પુસ્તકોનો લેખક. 'રશિયાનો સંદેશ' પુસ્તક ૧૯૦૮માં અમેરિકામાં પ્રકાશિત થયું હતું.—સં.

રણવિસ્તારોમાં અને ધ્રુવીય પ્રદેશોમાં હદપારીની જિંદગી ગાળવા રવાના થઈ ગયા—રશિયન કામદારોએ એ બધાં બલિદાનો ગોલ્ડફિલ્ડઝ તથા ક્રીપલક્રીકના કામદારોની શંકાસ્પદ સવલતોને ખાતર નહોતાં આપ્યાં..."

અને એવી રીતે રશિયામાં વિદેશી યુદ્ધના વાતાવરણમાં રાજકીય ક્રાંતિની સપાટીની ઉપર સામાજિક ક્રાંતિ વિકાસ પામવા લાગી, અને તેની પરિસમાપ્તિ બોલ્શેવિકોના વિજયમાં થઈ.

આ દેશમાં રશિયન માહિતી કેંદ્રનું સંચાલન કરનાર મિસ્ટર એ.જે.સૅક સોવિયેત સરકારનો વિરોધ કરે છે. તેણે પોતાના પુસ્તક 'રશિયન લોકશાહીનો ઉદય'માં લખ્યું છે:

"બોલ્શેવિકોએ પોતાના પ્રધાનમંડળની રચના કરી. નિકોલાઈ લેનિન વડા પ્રધાન બન્યા અને લેવ ત્રોત્સ્કી—વિદેશ પ્રધાન. સત્તા તેમને હસ્તક આવી જવાની અનિવાર્યતા માર્ચ ક્રાંતિ પછી લગભગ તરત જ સ્પષ્ટ બની ગઈ હતી. ક્રાંતિ પછીનો બોલ્શેવિકોનો ઇતિહાસ તેમની અંકધારી વૃદ્ધિનો ઇતિહાસ છે..."

વિદેશીઓ અને ખાસ કરીને અમેરિકીઓ રશિયન કામદારોની "અબુધતા"ના ઉલ્લેખો ઘણી વાર ભારપૂર્વક કરે છે. તેઓ પશ્ચિમની પ્રજાઓનો રાજકીય અનુભવ નહોતા ધરાવતા એ વાત ખરી છે, પરંતુ તેઓ મરજિયાત સંગઠનના ક્ષેત્રમાં બહુ સરસ તાલીમ ધરાવતા હતા. ૧૯૧૭માં રશિયન ઉપભોક્તા સહકારી મંડળોના સભ્યોની સંખ્યા બાર મિલિયનથી વધારે હતી, અને ખુદ સોવિયેતો સંગઠન પ્રતિભાનું અદ્‌ભુત ઉદાહરણ પ્રદર્શિત કરે છે. એ ઉપરાંત, સમાજવાદના સિદ્ધાંત અને વાસ્તવિક અમલની આટલી સરસ કેળવણી ધરાવતી પ્રજા આખી દુનિયામાં બીજી કોઈ ઘણું કરીને નથી જ.

વિલિયમ ઇંગ્લિશ વૉલિંગે તેના રૂપલક્ષણનું વર્ણન આ મુજબ કર્યું છે:

"મોટા ભાગના રશિયન કામગાર લોકો વાંચી અને લખી શકે છે. દેશ ઘણાં વરસોથી એવી અશાંત હાલતમાં રહ્યો છે કે તેમને તેમની અંદરની બુદ્ધિશાળી વ્યકિતઓની આગેવાનીનો લાભ મળવા ઉપરાંત એટલા જ ક્રાંતિકારી સુશિક્ષિત વર્ગના મોટા હિસ્સાની આગેવાનીનો લાભ મળ્યો. એ હિસ્સો રશિયાના રાજકીય તથા સામાજિક નવજીવનના પોતાના વિચારો લઈને કામગાર લોકો તરફ વળ્યો હતો..."

ઘણા લેખકો સોવિયેત સરકાર પ્રત્યે પોતાના દ્વેષને એવી દલીલ વડે સમજાવી દેવાની કોશિશ કરે છે કે રશિયન ક્રાંતિનો આખરી તબક્કો તો બોલ્શેવિઝમના



પાશવી હુમલાઓની સામે "પ્રતિષ્ઠિત" તત્ત્વોનો સંઘર્ષ જ હતો. પરંતુ હકીકતમાં તો મિલકતદાર વર્ગો પ્રજાકીય ક્રાંતિકારી સંગઠનોના અખત્યારમાં થઈ રહેલી વૃદ્ધિ જ્યારે પારખી ગયા ત્યારે તેમણે એ સંગઠનોને ખતમ કરી નાખવાની અને ક્રાંતિને થંભાવી દેવાની કામગીરી શરૂ કરી દીધી. મિલકતદાર વર્ગોએ એ દિશામાં આખરે મરણિયાં કદમો ઉઠાવ્યાં. કેરેન્સ્કી પ્રધાનમંડળને તથા સોવિયેતોને ખરાબે ચડાવી દેવાના આશયે વાહનવ્યવહારને ખોરવી નાખવામાં આવ્યો અને આંતરિક ઉપદ્રવો ઉશ્કેરવામાં આવ્યા. કારખાના વિભાગ સમિતિઓને કચડી નાખવાના આશયે પ્લાંટોને બંધ કરી દેવામાં આવ્યા અને ઈંધણ તથા કાચા માલને જુદી દિશામાં વાળી દેવામાં આવ્યાં. મોરચે સેના સમિતિઓમાં ભંગાણ પાડવાના આશયે મોતની સજા ફરી લાગુ કરવામાં આવી અને લશ્કરી પરાજયની હાલત પેદા કરવામાં મદદની ભૂમિકા ભજવવામાં આવી.

બોલ્શેવિક અગ્નિ માટે આ બધું સરસ બળતણ સાબિત થયું. બોલ્શેવિકોએ વર્ગવિગ્રહની હાલત ઊભી કરીને અને સોવિયેતોની શ્રેષ્ઠતાની હિમાયત કરીને જવાબ વાળ્યો.

બીજાં જૂથોનો પૂરેપૂરો અથવા અરધોપરધો ટેકો ધરાવતાં એ બે અંતવાદી ધોરણોની વચ્ચે કહેવાતા "નરમપંથી" સમાજવાદીઓ, મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓ, અને કેટલીય નાની પાર્ટીઓ હતી. મિલકતદાર વર્ગોએ એ જૂથોની ઉપર પણ પ્રહારો કર્યા, પરંતુ તેમની પ્રતિકારની શકિત તેમના સિદ્ધાંતોને કારણે પાંગળી બની ગયેલી હતી.

મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓની સાધારણ માન્યતા એવી હતી કે રશિયામાં સામાજિક ક્રાંતિ માટેના સંજોગો હજુ પરિપકવ નથી થયા—માત્ર રાજકીય ક્રાંતિ જ શક્ય છે. તેમની સમજ એવી હતી કે રશિયન લોકસમુદાયો સત્તા પોતાના હાથમાં લઈ લેવા જેટલી કેળવણી હજુ નથી ધરાવતા, એવા કોઈ પણ પ્રયાસનો અનિવાર્ય પ્રત્યાઘાત થશે જ, અને તેનો ફાયદો ઉઠાવીને કોઈ ઘાતકી તકવાદી પુરાણા શાસનની ફરી સ્થાપના કરી શકે. એટલે પરિણામ એવું આવ્યું કે જ્યારે "નરમપંથી" સમાજવાદીઓને સત્તા પોતાને હસ્તક લેવાની ફરજ પડી ત્યારે તેઓ બીકના માર્યા તેનો ઉપયોગ જ ન કરી શક્યા.

તેઓ માનતા હતા કે પશ્ચિમે અનુભવેલા રાજકીય તથા આર્થિક તબક્કાઓમાંથી રશિયાને પસાર થવું જ પડશે, અને ત્યાર બાદ આખરે તે બાકીની દુનિયાની સાથે સમાજવાદમાં પ્રવેશ કરશે. એટલે સ્વાભાવિક રીતે જ

2—1290

તેઓ મિલકતદાર વર્ગો જોડે સહમત થઈ ગયા કે રશિયામાં સૌપ્રથમ તો સંસદીય રાજ્ય સ્થાપવું જોઈએ — ભલે પશ્ચિમની લોકશાહીઓની સરખામણીએ થોડીઘણી સુધારણાઓ સાથે. પરિણામ એવું આવ્યું કે તેમણે સરકારમાં મિલકતદાર વર્ગોના સહયોગનું મક્કમ ધોરણ લીધું.

ત્યાર પછી તો મિલકતદાર વર્ગોને ટેકો આપવાની હાલત માટે એક સહેલું કદમ જ બાકી હતું. "નરમપંથી" સમાજવાદીઓને મૂડીદાર વર્ગની જરૂર હતી. પરંતુ મૂડીદાર વર્ગને "નરમપંથી" સમાજવાદીઓની જરૂર નહોતી. એટલે પરિણામ એવું આવ્યું કે સમાજવાદી પ્રધાનોને પોતાનો કાર્યક્રમ થોડો થોડો કરીને પડતો મૂકવો પડ્યો, અને મિલકતદાર વર્ગો વધારે ને વધારે માગણીઓ કરવા લાગ્યા.

આખરે જ્યારે બોલ્શેવિકોએ આખી પોલી તડજોડને ઊંધી વાળી નાખી ત્યારે મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓની હાલત મિલકતદાર વર્ગોને પક્ષે રહીને લડવાની થઈ ગઈ હતી... આજે દુનિયાના લગભગ દરેક દેશમાં એવી જ પરિઘટના જોવા મળે છે.

મને લાગે છે કે રશિયામાં બોલ્શેવિકો વિનાશક પરિબળ નહોતા એટલું જ નહિ પરંતુ તેમની પાર્ટી જ રચનાત્મક કાર્યક્રમ ધરાવતી અને દેશમાં એ કાર્યક્રમ લાગુ કરવાની શકિત ધરાવતી એકમાત્ર પાર્ટી હતી. મારા મનમાં જરાય શંકા નથી કે તેઓ જે વેળાએ સત્તા કબજે કરી લેવામાં સફળ થયા તે વેળાએ સફળ ન થયા હોત તો શાહી જર્મનીનાં લશ્કરો ડિસેંબરમાં પેત્રોગ્રાદ તથા મોસ્કોમાં પહોંચી ગયાં હોત અને રશિયા ફરી વાર ઝારની ચુંગાલમાં જકડાઈ ગયું હોત...

બોલ્શેવિક સરકારના એક પૂરા વરસ પછી પણ બોલ્શેવિક વિદ્રોહના ઉલ્લેખો "દુસ્સાહસ" તરીકે કરવાની જાણે ફેશન પડી ગઈ છે. એ સાહસ તો હતું જ, અને માનવજાતિએ ક્યારેય કરેલા અદ્ભુત સાહસમાંનું એક હતું. એ સાહસ મહેનતકશ સમુદાયોને મોખરે રહીને ઇતિહાસમાં ધસી ગયું હતું. એ સાહસમાં લોકસમુદાયોના પારાવાર સાદા મનોરથોની ઉપર પૂરો દાવ લગાવી દેવામાં આવ્યો હતો. જમીનદારોના અફાટ જમીન વિસ્તારોની પૂરી જમીન કિસાનોમાં વહેંચી દેવાનો બંદોબસ્ત પહેલેથી જ કરી રાખવામાં આવ્યો હતો. કારખાના વિભાગ સમિતિઓ અને ટ્રેડ યુનિયનો ઉદ્યોગમાં કામદારોને હસ્તક નિયંત્રણ અમલમાં મૂકવા માટે તૈયાર બની ગયેલાં હતાં. દરેક ગામ, કસબો, શહેર,



જિલ્લો, અને પ્રાંતમાં કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો સ્થાનિક વહીવટનું કર્તવ્ય સંભાળી લેવા તૈયાર હતી.

બોલ્શેવિઝ્મ વિશે ભલે ગમે તેવા ખ્યાલો ધરાવવામાં આવે, પરંતુ એ વાતનો ઇનકાર થઈ શકે એમ નથી કે રશિયન ક્રાંતિ માનવ ઇતિહાસની મહાન ઘટનાઓમાંની એક છે, અને બોલ્શેવિકોની ચડતીની પરિઘટના વિશ્વવ્યાપી મહત્ત્વ ધરાવે છે. ઇતિહાસકારો જેવી રીતે પૅરિસ કોમ્યુનની વધારેમાં વધારે સૂક્ષ્મ વિગતો ખોળી કાઢવા માટે તમામ તવારીખોને ફંફોળતા રહે છે, એવી જ રીતે તેઓ માહિતી એકઠી કરવાની કોશિશ કરશે કે ૧૯૧૭ના નવેંબરમાં પેત્રોગ્રાદમાં શું બનેલું, જનતામાં ચેતન રેડતી ભાવના કેવી હતી, આગેવાનો કેવા દેખાતા હતા, કેવી રીતે વાત કરતા હતા, કેવું વર્તન કરતા હતા. મેં આ પુસ્તક એ બાબતને લક્ષમાં રાખીને લખ્યું છે.

સંઘર્ષમાં મારી હમદર્દીઓ તટસ્થ નહોતી. પરંતુ એ મહાન દિવસોની કહાણીને શબ્દોમાં ગૂંથતી વેળા મેં સત્ય રજૂ કરવાની રુચિ ધરાવતા ઈમાનદાર ખબરપત્રીની નજરે ઘટનાઓને નીરખવાની કોશિશ કરી છે.

જૉન રીડ

ન્યુ યૉર્ક,
૧ જાન્યુઆરી, ૧૯૧૯

## ટિપ્પણીઓ અને વિવરણ*

રશિયન સંગઠનોની અપારતા—રાજકીય જૂથો, સમિતિઓ અને કેંદ્રીય સમિતિઓ, દૂમાઓ, અને સંઘો—સરેરાશ વાચકના મનમાં જરૂર ગૂંચવાડો પેદા કરશે જ. એટલે હું નીચે ટૂંકી ટિપ્પણીઓ અને વિવરણો આપું છું.

### રાજકીય પાર્ટીઓ

બંધારણસભાની ચૂંટણીઓમાં પેત્રોગ્રાદમાં સત્તર અને પ્રાંતોમાં ચાળીસ જેટલી પાર્ટીઓએ ભાગ લીધો હતો. પરંતુ રાજકીય પાર્ટીઓનાં લક્ષ્યો તથા સંઘટનની તારવણી આ પુસ્તકમાં ઉલ્લેખિત સંગઠનો તથા જૂથો પૂરતી જ સીમિત છે. માત્ર તેમના કાર્યક્રમોના સારાંશ અને તેમના પ્રભાવક્ષેત્રોનાં સામાન્ય રૂપલક્ષણોનું સંક્ષિપ્ત વિવરણ જ શક્ય છે...

૧. **રાજશાહીવાદીઓ**—જુદાં જુદી રંગછાયાઓના, **ઑક્ટોબરવાદીઓ** વગેરે. એવાં જૂથો એક જમાનામાં જોરદાર હતાં, પરંતુ હવે ખુલ્લી હયાતી નહોતાં ધરાવતાં. તેઓ કાં તો ભોમભીતર પ્રવૃત્તિ ચલાવતાં અગવા તેઓના સભ્યો કેડેટ પાર્ટીમાં સામેલ થઈ ગયા હતા કારણ કે કેડેટોએ ધીરે ધીરે કરીને તેમનો રાજકીય કાર્યક્રમ અપનાવી લીધો હતો. આ પુસ્તકમાં એવાં જૂથોના પ્રતિનિધિઓ છે—રોદ્‌ઝિયાન્કો, શુલગીન.

૨. કેડેટો—'બંધારણીય લોકશાહીવાદીઓ'. તેમની પાર્ટીના રશિયન નામમાં સામેલ શબ્દોના પ્રથમાક્ષરો લઈને તેમને કેડેટો કહેવામાં આવતા હતા. પાર્ટીનું સત્તાવાર નામ હતું—'જનતાની આઝાદીની પાર્ટી'. ઝારના શાસનમાં કેડેટોની પાર્ટી મિલકતદાર વર્ગોમાંથી આવતા લિબરલોની મોટી પાર્ટી હતી, રાજકીય સુધારાની હિમાયત કરતી હતી, અને અમેરિકાની પ્રગતિશીલ પાર્ટીને લગભગ મળતી આવતી હતી. ૧૯૧૭ના માર્ચમાં ક્રાંતિ થઈ ત્યારે કેડેટોએ પહેલી કામચલાઉ સરકાર સ્થાપી. કેડેટોની સરકારને એપ્રિલમાં ઉથલાવી પાડવામાં આવી કારણ કે તેણે ઝારશાહી સરકારનાં સામ્રાજ્યવાદી લક્ષ્યો સમેત મિત્રરાજ્યોનાં સામ્રાજ્યવાદી લક્ષ્યોની તરફેણનું ધોરણ જાહેર કર્યું. ક્રાંતિ જેમ જેમ વધારે ને વધારે સામાજિક આર્થિક ક્રાંતિ બનતી ગઈ તેમ તેમ કેડેટો વધારે ને વધારે રૂઢિચુસ્ત બનતા ગયા. આ પુસ્તકમાં તેના પ્રતિનિધિઓ છે—મિલ્યુકોવ, વિનાવેર, શાત્સ્કી.

૨-ક. **'જાહેર વ્યક્તિઓનું જૂથ'**. કોર્નીલોવ પ્રતિક્રાંતિ સાથેના સંબંધોને લીધે કેડેટો જનતાને અણગમતા થઈ ગયા ત્યારે મોસ્કોમાં 'જાહેર વ્યક્તિઓનું જૂથ' સ્થાપવામાં આવ્યું. કેરેન્સ્કીના આખરી પ્રધાનમંડળમાં 'જાહેર વ્યક્તિઓના જૂથ'ના ડેલિગેટોને પ્રધાનપદાં આપવામાં આવ્યાં હતાં. જૂથે પોતાને નિષ્પક્ષ જાહેર કર્યું હતું પરંતુ તેના બૌદ્ધિક આગેવાનો રોદ્‌ઝિયાન્કો તથા શુલગીન જેવા આદમીઓ હતા. આ જૂથ વધારે "આધુનિક" બેંકરો, વેપારીઓ, તથા કારખાનદારોનું બનેલું હતું, અને એ લોકો એટલું સમજવાની બુદ્ધિ ધરાવતા હતા કે સોવિયેતોની સામે લડવું હોય તો સોવિયેતોનું જ હથિયાર—આર્થિક સંઘટનનું હથિયાર—વાપરવું જોઈએ. જૂથના લાક્ષણિક સભ્યો હતા—લિયાનોઝોવ, કોનોવાલોવ.

૩. **પ્રજાકીય સમાજવાદીઓ** અથવા **ત્રુદોવીકો** (શ્રમ જૂથ). આ પાર્ટી સભ્યોની સંખ્યાની દૃષ્ટિએ નાનકડી પાર્ટી હતી અને સાવચેત બુદ્ધિજીવીઓ, સહકારી મંડળોના આગેવાનો, તથા રૂઢિચુસ્ત કિસાનોની બનેલી હતી. પ્રજાકીય સમાજવાદીઓ દાવો તો સમાજવાદી હોવાનો કરતા હતા પરંતુ વાસ્તવમાં

---

*જૉન રીડે આપેલ 'ટિપ્પણીઓ અને વિવરણ' કેટલીક ગલતીઓ છતાં રસપ્રદ એ કારણે છે કે રશિયામાં નવેંબર ક્રાંતિ પહેલાંના રાજકીય સંબંધોનો કેટલો સર્વાંગી અભ્યાસ લેખકે કર્યો હતો. એ ઉપરાંત અને એથીયે વધારે મહત્ત્વની બાબત તો એ છે કે આ ટિપ્પણીઓ તથા વિવરણ લેખકના રાજકીય ગમાઓ તથા અણગમાઓનો તેમ જ ઘર્ષણમાં જકડાયેલી વિવિધ પાર્ટીઓ તથા જૂથોના તેના મૂલ્યાંકનનો ખ્યાલ આપે છે.—સં.

નિમ્ન મૂડીવાદી સ્તરનાં—કારકુનો, દુકાનદારો, વગેરેનાં—હિતોનું સમર્થન કરતા હતા. તેઓ ચોથી શાહી દૂમાના "શ્રમ જૂથ"માંથી સીધા ઊતરી આવેલા હતા, અને મોટે ભાગે કિસાન પ્રતિનિધિઓના બનેલા એ જૂથની તડજોડપરસ્ત પરંપરાના વારસદારો હતા. ૧૯૧૭ના માર્ચની ક્રાંતિ થઈ ત્યારે કેરેન્સ્કી શાહી દૂમામાં ત્રુદોવીકોનો આગેવાન હતો. પ્રજાકીય સમાજવાદીઓની પાર્ટી રાષ્ટ્રવાદી પાર્ટી હતી. આ પુસ્તકમાં તેના પ્રતિનિધિઓ છે—પેશેખોનોવ, ચાઇકોવ્સ્કી.

૪. **રશિયન સામાજિક લોકશાહીવાદી કામદાર પાર્ટી.** આરંભમાં માર્ક્સપંથી સમાજવાદીઓ. ૧૯૦૩ની પાર્ટી કૉંગ્રેસમાં કાર્યનીતિના સવાલ અંગે ફૂટ પડી અને પાર્ટી બે જૂથોમાં વહેંચાઈ ગઈ: બહુમતી (બોલ્શીન્સ્ત્વો) અને લઘુમતી (મેન્શીન્સ્ત્વો). તેના આધારે "બોલ્શેવિકો" અને "મેન્શેવિકો"—"બહુમતીના સભ્યો" અને "લઘુમતીના સભ્યો"—નામ પડી ગયાં. બન્ને પાંખોની બે જુદી જુદી પાર્ટીઓ બની ગઈ. બેઉ પાર્ટીઓ પોતાને 'રશિયન સામાજિક લોકશાહીવાદી કામદાર પાર્ટી' કહેવડાવતી હતી અને બેઉ માર્ક્સપંથી હોવાનો દાવો કરતી હતી. ૧૯૦૫ની ક્રાંતિ પછી બોલ્શેવિકો વાસ્તવમાં લઘુમતીમાં પલટાઈ ગયા હતા, પરંતુ ૧૯૧૭ના સપ્ટેંબરમાં તેમણે ફરી બહુમતી હાંસલ કરી લીધી.

ક. **મેન્શેવિકો.** આ પાર્ટીમાં તમામ રંગછાયાઓના સમાજવાદીઓ સામેલ છે. તેઓ માને છે કે સમાજ સ્વાભાવિક વિકાસક્રમ મારફત જ સમાજવાદની દિશામાં પ્રગતિ સાધી શકે, અને પહેલાં કામદાર વર્ગે રાજકીય સત્તા હાંસલ કરી લેવી જોઈએ. આ પાર્ટી રાષ્ટ્રવાદી પણ છે. વળી આ પાર્ટી સમાજવાદી બુદ્ધિજીવીઓની પાર્ટી છે, જેનો અર્થ આવો થાય છે: શિક્ષણનાં તમામ સાધનો મિલકતદાર વર્ગોના હાથમાં હોવાથી બુદ્ધિજીવીઓ સાહજિક રીતે જ પોતાની તાલીમના પ્રભાવને વશ થઈ ગયા અને તેમણે મિલકતદાર વર્ગોનો પક્ષ લીધો. આ પુસ્તકમાં તેમના પ્રતિનિધિઓ છે—દાન, લીબેર, ત્સેરેતેલી.

ખ. **મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ**—મેન્શેવિક પાર્ટીની ઉગ્ર પાંખ, આંતરરાષ્ટ્રવાદીઓ, અને મિલકતદાર વર્ગો જોડે કોઈ પણ જાતની એકસંપીના વિરોધી. પરંતુ તેઓ રૂઢિચુસ્ત મેન્શેવિકોથી અળગા થઈ જવા તૈયાર નહોતા, અને કામદાર વર્ગની સરમુખત્યારીના બોલ્શેવિક ધોરણના વિરોધી હતા. ત્રોત્સ્કી લાંબા વખત સુધી આ જૂથનો સભ્ય રહ્યો હતો. તેમના નોંધપાત્ર આગેવાનો હતા—માર્તોવ, માર્તીનોવ.



ગ. **બોલ્શેવિકો.** મેન્શેવિકોની અંદર તેમ જ બધા દેશોમાં કહેવાતા "બહુસંખ્યક સમાજવાદીઓ"ની અંદર પ્રબળતા ધરાવતી "નરમપંથી" અથવા "સંસદીય" સમાજવાદની પરંપરાથી પોતાની તદ્દન અલગતા ભારપૂર્વક દર્શાવવા માટે તેઓ હવે પોતાને **કોમ્યુનિસ્ટ પાર્ટી** તરીકે ઓળખાવે છે. ઉદ્યોગ, જમીન, કુદરતી સાધનસંપત્તિ, તથા નાણાકીય સંસ્થાઓ પર બળજોરીથી કબજો જમાવી દઈને સમાજવાદની સ્થાપનાને પ્રવેગ આપવા માટે બોલ્શેવિકોએ તત્કાળ સર્વહારા વિદ્રોહ કરવાની તથા સરકારનું સુકાન કબજે કરી લેવાની દરખાસ્ત કરી. આ પાર્ટી મુખ્યત્વે તો કારખાનાંના કામદારોની, પરંતુ ભેગી ગરીબ કિસાનોના વિશાળ હિસ્સાનીયે, મંછાઓ વ્યક્ત કરે છે. "બોલ્શેવિક" શબ્દનો અર્થ "અધિકતમવાદી" નથી. અધિકતમવાદીઓનું એક જુદું જૂથ છે. (જુઓ ૫-ખ.)

ઘ. **સંયુક્ત સામાજિક લોકશાહીવાદી આંતરરાષ્ટ્રવાદીઓ.** આ ગ્રૂપને તેના ખૂબ પ્રભાવી મુખપત્રના નામ પરથી 'નોવાયા ઝીઝ્ન' (નવજીવન) ગ્રૂપ પણ કહેવામાં આવે છે. તેના આગેવાન મક્સીમ ગોર્કીના વ્યક્તિગત અનુયાયીઓ સિવાય તો કામદાર વર્ગની અંદર બહુ નાની સંખ્યામાં અનુયાયીઓ ધરાવતું બુદ્ધિજીવીઓનું નાનકડું ગ્રૂપ. આ બુદ્ધિજીવીઓ લગભગ મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓના જેવો જ કાર્યક્રમ ધરાવતા હતા, પરંતુ એટલો ફેર હતો કે 'નોવાયા ઝીઝ્ન' ગ્રૂપ બે વિશાળ જૂથોમાંથી એકેયની જોડે બંધાઈ જવાનો ઈનકાર કરતું હતું. તે બોલ્શેવિક કાર્યનીતિનો વિરોધ કરતું હતું પરંતુ સોવિયેત સરકારમાં સામેલ રહ્યું હતું. આ પુસ્તકમાં ગોર્કી ઉપરાંત તેના બીજા પ્રતિનિધિઓ છે—આવીલોવ, ક્રામારોવ.

ચ. **'યેદીન્સ્ત્વો'.** ગઈ સદીના નવમા દાયકામાં રશિયન સામાજિક લોકશાહીવાદી આંદોલનના પહેલકોમાંના એક અને તેના મહાનતમ સિદ્ધાંતકાર પ્લેખાનોવના વ્યક્તિગત અનુયાયીઓમાંથી જ લગભગ પૂરેપૂરું રચાયેલું સાવ નાનકડું અને લય પામી રહેલું ગ્રૂપ. હવે તો વૃદ્ધાવસ્થામાં પહોંચી ગયેલો પ્લેખાનોવ અત્યંત દેશાભિમાની હતો અને મેન્શેવિકો માટે પણ વધારે પડતો રૂઢિચુસ્ત હતો. બોલ્શેવિકોએ સત્તા કબજે કરી લીધી ત્યાર બાદ 'યેદીન્સ્ત્વો' વિલીન થઈ ગયું.

૫. **સમાજવાદી ક્રાંતિકારી પાર્ટી.** આ પાર્ટી તેના રશિયન નામમાં સામેલ શબ્દોના પ્રથમાક્ષરોના આધારે "એસેર" નામે ઓળખાતી હતી. તે મૂળ તો કિસાનોની ક્રાંતિકારી પાર્ટી હતી, લડાયક સંગઠનોની—ત્રાસવાદીઓની—પાર્ટી

હતી. માર્ચની ક્રાંતિ પછી તેમાં કદી સમાજવાદી ન રહેલા ઘણા માણસો જોડાઈ ગયા. એ વખતે તેમનું ધોરણ માત્ર જમીનના સંબંધમાં જ ખાનગી મિલકતની નાબૂદીનું અને જમીનના માલિકોને અમુક રૂપમાં વળતર આપવાનું હતું. કિસાનોમાં નિરંતર વધી રહેલી ક્રાંતિકારી લાગણીનું પરિણામ આખરે એવું આવ્યું કે એસેરોને પોતાના કાર્યક્રમમાંથી "વળતર"ની કલમ કાઢી નાખવી પડી, અને વધારે તરુણ તથા વધારે ઉગ્ર બુદ્ધિજીવીઓએ ૧૯૧૭ના અંતિમ ભાગમાં મુખ્ય પાર્ટીથી અળગા થઈ જઈને પોતાની નવી પાર્ટી—ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારી પાર્ટી—સ્થાપી. ત્યાર પછી તમામ જહાલ ગ્રૂપો એસેરના સભ્યોને "મવાળપંથી સમાજવાદી ક્રાંતિકારીઓ" કહેવા લાગ્યા. એસેરે મેન્શેવિકોનું રાજકીય ધોરણ અપનાવી લીધું અને તેના સભ્યો મેન્શેવિકોની જોડે મળીને કાર્ય કરવા લાગ્યા. આખરે તેઓ વધારે ધનવાન કિસાનોના, બુદ્ધિજીવીઓના, અને દૂરવર્તી ગ્રામવિસ્તારોના રાજકીય કેળવણી વગરના લોકોના પ્રતિનિધિઓ બની ગયા. પરંતુ તેમની અંદર રાજકીય તથા આર્થિક વિચારોની રંગછાયાઓના ભેદ મેન્શેવિકોની સરખામણીએ વધારે હતા. આ પુસ્તકના પૃષ્ઠોમાં ઉલ્લેખિત તેમના આગેવાનોમાં સામેલ છે—આવ્ક્સેન્ત્યેવ, ગોત્ઝ, કેરેન્સ્કી, ચેર્નોવ, "બાબુશ્કા" બ્રેશ્કોવ્સ્કાયા.

ક. **ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ**. તેઓ કામદાર વર્ગની સરમુખત્યારીના બોલ્શેવિક કાર્યક્રમ જોડે સહમત હોવા છતાં, આરંભમાં બેરહમ બોલ્શેવિક કાર્યનીતિને અનુસરવામાં અચકાતા હતા. પરંતુ ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ સોવિયેત સરકારમાં સામેલ રહ્યા અને પ્રધાનપદોમાં સહભાગી બન્યા. ખાસ કરીને ખેતીવાડીનું મંત્રાલય તેઓ સંભાળતા. તેઓ ઘણી વાર સરકારમાંથી હઠી ગયેલા પરંતુ હંમેશાં પાછા આવી જતા. કિસાનો એસેરને પડતી મૂકીને વધતી જતી સંખ્યામાં ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીમાં જોડાઈ જવા લાગ્યા. એ પાર્ટી સોવિયેત સરકારને ટેકો આપતી અને જમીનદારોના મોટા મોટા જમીન વિસ્તારો વિના વળતર જપ્ત કરી લેવાની તેમ જ ખુદ કિસાનોના હાથે તેની વહેંચણીની હિમાયત કરતી વિશાળ કિસાન પાર્ટી બની ગઈ. તેના આગેવાનોમાં સામેલ છે—સ્પિરિદોનોવા, કારેલિન, કામકોવ, કોલેગાયેવ.

ખ. **અધિકતમવાદીઓ**—૧૯૦૫ની ક્રાંતિમાં સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીમાંથી ફંટાઈ ગયેલી એક શાખા. એ વખતે તેઓ અધિકતમ સમાજવાદી કાર્યક્રમના તાત્કાલિક અમલની માગણી કરતા જોરદાર કિસાન આંદોલનના આગેવાનો હતા. હવે કિસાન અરાજકતાવાદીઓનું નજીવું ગ્રૂપ.





રશિયામાં સભાસંમેલનોનું આયોજન આપણી જેમ નહિ પરંતુ યુરોપખંડના નમૂનાના આધારે થાય છે. સામાન્ય રીતે પ્રથમ કાર્ય પદાધિકારીઓ તથા અધ્યક્ષમંડળની ચૂંટણીનું હોય છે.

**અધ્યક્ષમંડળ** એટલે અધ્યક્ષપદ સંભાળતી સમિતિ. સભા કે સંમેલનમાં ગ્રૂપો તથા રાજકીય જૂથોનું પ્રતિનિધિત્વ કરનારા માણસોના યથાપ્રમાણ પ્રતિનિધિઓ તેમાં સામેલ હોય છે. અધ્યક્ષમંડળ સભા કે સંમેલનની કામગીરીનો ક્રમ નિર્ધારિત કરે છે, અને મંડળનો પ્રમુખ મંડળના સભ્યોને વારાફરતી અધ્યક્ષપદ સંભાળવા બોલાવી શકે છે.

દરેક સવાલ (વાપ્રોસ) સામાન્ય રૂપમાં રજૂ કરવામાં આવે છે અને પછી ચર્ચવામાં આવે છે. ચર્ચા પૂરી થઈ જાય એટલે જુદાં જુદાં જૂથો તરફથી ઠરાવો પેશ કરવામાં આવે છે, અને દરેક ઠરાવના સંબંધમાં અલગ મત લેવામાં આવે છે. કામગીરીનો ક્રમ પ્રથમ અરધા કલાકમાં છિન્નભિન્ન થઈ શકે છે અને સામાન્ય રીતે થઈ જાય છે. સભા કે સંમેલનમાં ભાગ લેનારા માણસોમાંથી કોઈ પણ માણસ પોતાની વાત "તાકીદની" હોવાનો દાવો કરીને—અને એવા દાવાને મેદની લગભગ હંમેશાં બહાલી આપે છે—મંચ પર જઈ શકે છે અને ગમે તે વિષય પરત્વે મનમાં આવે તે બધું બોલી શકે છે. સભા કે સંમેલન પર મેદનીનો જ કાબૂ હોય છે—વાસ્તવમાં અધ્યક્ષને તો માત્ર એટલું જ કરવાનું હોય છે કે તે નાનકડી ઘંટડી વગાડીને વ્યવસ્થા જાળવી રાખે અને વક્તાઓને બોલવાની અનુમતિ આપે. અધિવેશનનું લગભગ બધુંયે ખરું કાર્ય તો જુદાં જુદાં ગ્રૂપો તથા રાજકીય જૂથોની પોતપોતાની અલગ મિટિંગોમાં થાય છે. તેઓ સૌ મત સામૂહિક રીતે આપે છે. સભાભવનમાં દરેક ગ્રૂપ કે જૂથના પ્રતિનિધિત્વ માટે તેનો આગેવાન હોય છે. એટલે પરિણામ એવું આવે છે કે કોઈ મહત્ત્વનો નવો મુદ્દો સામે આવે ત્યારે અથવા મત લેવાની વેળા આવે ત્યારે વિવિધ ગ્રૂપો તથા રાજકીય જૂથોની પોતપોતાની અલગ અલગ મિટિંગો શક્ય બનાવવા માટે અધિવેશનમાં અંતરાય પાડવામાં આવે છે.

મેદની બેહદ ઘોંઘાટ કરતી રહે છે, ખુશીના પોકારો કરતી રહે છે અથવા હુરિયા બોલાવતી રહે છે, અને એ રીતે અધ્યક્ષમંડળની યોજનાઓની ઉપરવટ થતી રહે છે. સામાન્ય રીતે આવા પોકારો થતા હોય છે: "પ્રોસિમ!" (બોલો!

ચાલુ રાખો!) "પ્રાવિલનો!" અથવા "એતા વેરના!" (બરાબર! ખરી વાત!) "દાવોલનો!" (બસ, બહુ થઈ ગયું!) "દોલોઇ!" (મુર્દાબાદ!) "પાઝોર!" (બેશરમ!) અને "તીશે!" (ચુપ! અવાજ કમ!)

## લોક સંગઠનો

૧. **સોવિયેત**. સોવિયેત શબ્દનો અર્થ છે "પરિષદ". ઝારના શાસનમાં શાહી રાજ્ય પરિષદને "ગોસુદાર્સ્તવેન્ની સોવિયેત" કહેવામાં આવતી. પરંતુ ક્રાંતિ પછી સોવિયેત શબ્દ કામદાર વર્ગીય સંગઠનોના સભ્યોએ ચૂંટેલી ખાસ પ્રકારની પાર્લમેન્ટ સાથે સંકળાઈ ગયો છે—કામદારોના, અથવા સિપાહીઓના, અથવા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેત. એટલે આ શબ્દનો ઉપયોગ એવાં સંઘટનો પૂરતો સીમિત રાખ્યો છે, અને બીજે જ્યાં જ્યાં એ શબ્દ આવ્યો છે ત્યાં ત્યાં તેને માટે પરિષદના અર્થનો શબ્દ વાપર્યો છે.

રશિયાના દરેક શહેર, કસબા, તથા ગામમાં ચૂંટાતી સ્થાનિક સોવિયેતો—અને મોટાં શહેરોમાં વૉર્ડ (રાઇઓન્ની) સોવિયેતો—ઉપરાંત ઓબ્લાસ્ત્ની કે ગુબેર્ન્સ્કી (જીલ્લા કે પ્રાંતીય) સોવિયેતો પણ હોય છે, અને પાટનગરમાં અખિલ રશિયન સોવિયેતોની કેંદ્રીય કારોબારી સમિતિ હોય છે. (નીચે "કેંદ્રીય સમિતિઓ" વિભાગ જુઓ.)

માર્ચની ક્રાંતિ પછી બહુ થોડા સમયમાં લગભગ બધે ઠેકાણે કામદારોના અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો ભેગી ભળી ગઈ. પરંતુ પોતપોતાનાં આગવાં હિતોને લગતી ખાસ બાબતો અંગે કામદારોના અને સિપાહીઓના વિભાગોની મિટિંગો અલગ અલગ થતી. કિસાનોની સોવિયેતો અળગી રહી હતી અને બોલ્શેવિકોએ સત્તા કબજે કરી લીધી ત્યાર બાદ જ બીજી બે સોવિયેતો ભેગી ભળી ગઈ હતી. કિસાનોની સોવિયેતોનું સંગઠન પણ કામદારોની તથા સિપાહીઓની સોવિયેતો જેવું જ હતું. અખિલ રશિયન કિસાન સોવિયેતોની કારોબારી સમિતિ પાટનગરમાં સ્થિત હતી.

૨. **ટ્રેડ યુનિયનો**. રશિયન કામદાર યુનિયનો મોટે ભાગે ઔદ્યોગિક રૂપનાં હોવા છતાં ટ્રેડ યુનિયનો તરીકે ઓળખાતાં હતાં, અને બોલ્શેવિક ક્રાંતિના સમયે લગભગ ત્રણથી ચાર મિલિયન સભ્યો ધરાવતાં હતાં. એ યુનિયનો અખિલ રશિયન સંસ્થામાં, એક પ્રકારના રશિયન કામદાર ફેડરેશનમાં, પણ સંગઠિત છે અને તેની કેંદ્રીય કારોબારી સમિતિ પાટનગરમાં સ્થિત છે.



૩. **કારખાના વિભાગ સમિતિઓ**. આપોઆપ રચાઈ ગયેલાં આ સંગઠનો કામદારોએ ક્રાંતિના અંગભૂત વહીવટી ભંગાણનો ફાયદો ઉઠાવીને ઉદ્યોગ પર કબજો જમાવી દેવાના પ્રયાસ દરમિયાન કારખાનાંમાં સ્થાપ્યાં હતાં. તેઓની કામગીરી ક્રાંતિકારી કદમ મારફત કારખાનાં કબજે કરી લઈને ચલાવવાની હતી. કારખાના વિભાગ સમિતિઓનુંયે અખિલ રશિયન સંગઠન હતું, અને પેત્રોગ્રાદમાં સ્થિત તેની કેંદ્રીય સમિતિ ટ્રેડ યુનિયનોને સહકાર આપતી હતી.

૪. **દૂમાઓ**. "દૂમા" શબ્દનો અર્થ લગભગ "વિચારણા સંઘટન" જેવો થાય છે. ક્રાંતિ પછી લોકશાહીકૃત રૂપમાં છ મહિના સુધી ટકી રહેલી પુરાણી શાહી દૂમા ૧૯૧૭ના સપ્ટેંબરમાં સ્વાભાવિક રીતે વિલય પામી. આ પુસ્તકમાં ઉલ્લેખિત શહેર દૂમા પુનર્ઘટિત મ્યુનિસિપલ પરિષદ હતી. તેને ઘણી વાર "મ્યુનિસિપલ સ્વશાસન" કહેવામાં આવતી. તેની ચૂંટણી સીધા અને ગુપ્ત મતદાન મારફત થયેલી હતી, અને બોલ્શેવિક ક્રાંતિ દરમિયાન લોકસમુદાયો પર પોતાનો પ્રભાવ ટકાવી રાખવામાં તેની નિષ્ફળતાનું એકમાત્ર કારણ એ હતું કે આર્થિક જૂથો પર આધારિત સંગઠનોના વધતા જતા પ્રભાવના સંજોગોમાં સમગ્ર નિર્ભેળ રાજકીય પ્રતિનિધિત્વના પ્રભાવમાં સર્વસામાન્ય ઓટ આવી રહી હતી.

૫. **ઝેમ્સ્ત્વો**. તેનો અર્થ લગભગ "તાલુકા પરિષદ" જેવો કરી શકાય. ઝારશાહીના જમાનાની અર્ધરાજકીય તથા અર્ધસામાજિક અને બહુ ઓછી વહીવટી સત્તા ધરાવતી આ સંસ્થાઓને જમીનદાર વર્ગોના બુદ્ધિજીવી લિબરલોએ જ મોટે ભાગે વિકસાવી હતી અને તેમાં તેમનો જ કાબૂ રહેતો. આ સંસ્થાઓની સૌથી મહત્ત્વની કામગીરી કિસાનોની અંદર શિક્ષણ તથા સામાજિક સેવાની હતી. યુદ્ધ દરમિયાન રશિયન સેનાને ખોરાક તથા કપડાં પૂરાં પાડવાનું તેમ જ વિદેશોમાંથી ખરીદી કરવાનું કાર્ય ઝેમ્સ્ત્વો સંસ્થાઓએ ધીરે ધીરે ઉપાડી લીધું, અને સામાન્ય રૂપે અમેરિકી તરુણ ખ્રિસ્તી સંઘ(U.M.C.A.)ની પ્રવૃત્તિઓને મળતી આવતી પ્રવૃત્તિઓ આ સંસ્થાઓ મોરચે સિપાહીઓની અંદર ચલાવતી હતી. માર્ચની ક્રાંતિ પછી ઝેમ્સ્ત્વો સંસ્થાઓને ગ્રામજિલ્લાઓમાં સ્થાનિક શાસનનાં સંઘટનો બનાવી દેવાના આશયે તેઓનું લોકશાહીકરણ કરવામાં આવ્યું હતું, પરંતુ નગર દૂમાઓની જેમ જ તેઓ પણ સોવિયેતો સાથેની હરીફાઈમાં ટકી ન શકી.

**તેખીન્સ્કી.** સેનાની કહેવાતી "જંગલી ડિવિઝન". મધ્ય એશિયાના મુસલમાન આદીવાસીઓની એ ટુકડીઓ વ્યકિતગત રીતે જનરલ કોર્નીલોવને વફાદાર હતી, અને લડાઈમાં આંધળી તાબેદારી તથા જંગલી ક્રૂરતા બદલ જાણીતી હતી.

**"મોત ટુકડીઓ"**—અથવા "જાંનિસાર ટુકડીઓ". સ્ત્રીઓની બટૅલિયન આખી દુનિયામાં "મોત બટૅલિયન" તરીકે જાણીતી છે, પરંતુ પુરુષોની બનેલી ઘણી "મોત બટૅલિયનો" પણ હતી. કેરેન્સ્કીએ "પરાક્રમી" ઉદાહરણ મારફત શિસ્ત તથા મુકાબલાના જોમને પ્રવેગ આપવાના આશયે એવી બટૅલિયનોની સ્થાપના ૧૯૧૭ના ઉનાળામાં કરી હતી. "મોત બટૅલિયનો"માં મોટે ભાગે આવેશમય જુવાન દેશાભિમાનીઓને સામેલ કરવામાં આવતા હતા. તેઓ મોટે ભાગે તો મિલકતદાર વર્ગોના નબીરાઓ હતા.

**અફસર સંઘ.** સેના સમિતિઓના વધતા જતા અખત્યારનો રાજકીય સામનો કરવા માટે સ્થાપવામાં આવેલું સેનાના પ્રત્યાઘાતી અફસરોનું સંગઠન.

**સેંટ જ્યોર્જના શૂરવીરો.** સેંટ જ્યોર્જના ક્રોસનો ઈલકાબ લડાઈમાં નોંધપાત્ર કામગીરી બદલ એનાયત કરવામાં આવતો હતો. એ ઈલકાબ ધરાવતો આદમી આપોઆપ જ "સેંટ જ્યોર્જનો શૂરવીર" બની જતો હતો. સંગઠનમાં વર્ચસ્વી પ્રભાવ લશ્કરી ખ્યાલના સમર્થકોનો હતો.

**કિસાન સંઘ.** ૧૯૦૫માં કિસાન સંઘ ક્રાંતિકારી કિસાન સંઘનું સ્થાન ધરાવતો હતો. પરંતુ ૧૯૧૭માં સંઘ અધિક વૈભવશાળી કિસાનોનું રાજકીય પ્રતિનિધિત્વ કરતો હતો અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોના વધતા જતા અખત્યાર તથા ક્રાંતિકારી લક્ષ્યો સામે લડતો હતો.

## સમયપત્રક અને જોડણી

મેં આ પુસ્તકમાં શરૂથી આખર સુધી પુરાણા રશિયન કેલેન્ડરને બદલે આપણા કેલેન્ડર મુજબની તારીખો આપી છે. પુરાણા રશિયન કેલેન્ડરનો સમય તેર દિવસ વહેલો છે.

રશિયન નામો તથા શબ્દોની જોડણીમાં મેં લિપિના રૂપાંતરના કશા વૈજ્ઞાનિક નિયમો લાગુ કરવાનો પ્રયાસ નથી કર્યો. મેં તો માત્ર એટલી જ કોશિશ કરી છે કે વાચકોને મૂળ ઉચ્ચારણોનો મળતો ખ્યાલ સાદામાં સાદી રીતે આવી શકે.



## માહિતીના સ્રોતો

આ પુસ્તકમાં મોટે ભાગે તો મારી પોતાની નોંધોની સામગ્રીનો ઉપયોગ કરવામાં આવ્યો છે. પરંતુ એ ઉપરાંત મેં વર્ણિત સમયના લગભગ દરેક દિવસને આવરી લેતા કેટલાય સેંકડા વિભિન્ન રશિયન અખબારોની પચરંગી ફાઈલનો, 'રશિયન ડેઈલી ન્યૂસ' નામે અંગ્રેજી ભાષાના અખબારની ફાઈલનો, અને 'જર્નાલ દે રૂસી' તથા 'આંતાં' નામે બે ફ્રેંચ અખબારોની ફાઈલોનો ઉપયોગ પણ કર્યો છે. પરંતુ એ સર્વથી ઘણું વધારે મૂલ્યવાન તો 'બુલેતિન દે લા પ્રેસ' હતું. તેનું પ્રકાશન પેત્રોગ્રાદમાં સ્થિત ફ્રેંચ માહિતી બ્યૂરો તરફથી થતું હતું અને તેમાં તમામ મહત્ત્વની ઘટનાઓના, પ્રવચનોના, તથાં રશિયન અખબારોમાં વ્યકત થતા વિચારોના અહેવાલો આપવામાં આવતા હતા. ૧૯૧૭ની વસંતના દિવસોથી લઈને ૧૯૧૮ના જાન્યુઆરીના અંત સુધીની તેની લગભગ પૂરી ફાઈલ મારી પાસે છે.

ઉપર ઉલ્લેખિત સામગ્રી ઉપરાંત, ૧૯૧૭ના સપ્ટેંબરના મધ્યથી લઈને ૧૯૧૮ના જાન્યુઆરીના અંત સુધી પેત્રોગ્રાદની દીવાલો પર ચોડવામાં આવેલી દરેક ઘોષણા, ડિક્રી, તથા જાહેરાત મારી પાસે છે. વળી તમામ સરકારી ડિક્રીઓ તથા હુકમોનાં સત્તાવાર પ્રકાશનો, અને બોલ્શેવિકોએ વિદેશ મંત્રાલય કબજે કરી લીધું ત્યારે તેમાંથી મળી આવેલ ગુપ્ત સંધિઓ તથા અન્ય દસ્તાવેજોનાં તમામ સત્તાવાર સરકારી પ્રકાશનો, પણ મારી પાસે છે.

## પ્રકરણ ૧

# પૃષ્ઠભૂમિ

૧૯૧૭ના સપ્ટેંબરના આખરી દિવસો હતા. સમાજવિજ્ઞાનના એક વિદેશી પ્રોફેસર રશિયાની મુલાકાતે આવેલા અને પેત્રોગ્રાદમાં મને મળવા આવ્યા. વેપારીઓ અને બુદ્ધિજીવીઓએ તેમને જણાવેલું કે ક્રાંતિમાં ઓટ આવી રહી છે, એટલે તેમણે એ વિશે એક લેખ લખી નાખ્યો. પછી તેમણે દેશના જુદા જુદા ભાગોમાં પ્રવાસ કર્યો, કારખાનાંવાળાં શહેરો જોયાં અને ખેડૂતોનાં ગામો પણ જોયાં. પ્રોફેસર અચરજમાં ડૂબી ગયા કારણ કે ક્રાંતિ તો બધે ઠેકાણે જોર પકડી રહી હોય એમ લાગતું હતું. કામદારોની અંદર અને ખેતરોમાં કામ કરતા માણસોની અંદર તેમને સામાન્ય રીતે સાંભળવા મળેલી વાતો "બધી જમીન કિસાનોને સોંપી દેવાની અને બધાં કારખાનાં કામદારોને સુપરત કરી દેવાની" હતી. પ્રોફેસર મોરચે ગયા હોત તો તેમને આખી સેનામાં સુલેહશાંતિની જ વાતો સાંભળવા મળી હોત.

પ્રોફેસર ગુંચવણમાં પડી ગયા પરંતુ ખરું જોતાં ગુંચવણ પેદા કરે એવું કંઈ હતું જ નહિ. તેમણે સાંભળેલી બન્ને તરફની વાતો સાચી હતી: મિલકતદાર વર્ગો વધારે રૂઢિચુસ્ત બની રહ્યા હતા અને સાધારણ લોકો વધારે ક્રાંતિકારી બની રહ્યા હતા.

વેપારીઓ અને બુદ્ધિજીવીઓની અંદર સામાન્ય રીતે એવી લાગણી ફેલાયેલી હતી કે ક્રાંતિ સારી પેઠે આગળ વધી ચૂકી છે અને વધારે પડતી લાંબી ચાલી છે, હવે બધું થાળે પડી જવું જોઈએ. કેરેન્સ્કીની કામચલાઉ સરકારને ટેકો

આપનારાં મુખ્ય "નરમપંથી" સમાજવાદી જૂથોમાં, ઓબોરોન્ત્સી[1]* મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓમાં, પણ એવી જ લાગણી ફેલાયેલી હતી.

"નરમપંથી" સમાજવાદીઓના સત્તાવાર મુખપત્ર**માં ઑક્ટોબરની ૧૪મી તારીખે નીચે મુજબ જાહેર કરવામાં આવેલું:

"...ક્રાંતિના નાટકમાં બે અંક હોય છે—પુરાણા શાસનની નાબૂદી અને નવા શાસનની સ્થાપના. પહેલો અંક સારી પેઠે લાંબો ચાલ્યો છે. હવે બીજો અંક શરૂ કરવાનો વખત પાકી ગયો છે, અને તેને બને એટલી ઝડપથી પૂરો કરી નાખવો જોઈએ. એક મહાન ક્રાંતિવાદીના કથન મુજબ, "દોસ્તો, આપણે હવે વેગ વધારીને ક્રાંતિને ઝટ સમાપ્ત કરી દઈએ. તેને વધારે પડતી લાંબી ખેંચનારાઓને તેનાં સુફળો નહિ મળે..."

પરંતુ કામદારો, સિપાહીઓ, અને કિસાનોના સમુદાયોમાં જોરદાર લાગણી ફેલાયેલી હતી કે પહેલો અંક હજી પૂરો નથી થયો. મોરચે સાધારણ સિપાહીઓની જોડે ઈન્સાનો જેવું વર્તન કરવા હજૂ ન ટેવાયેલા અફસરોની સાથે લશ્કરી સમિતિઓને લગાતાર ઝઘડા થતા રહેતા. ગ્રામવિસ્તારોમાં કિસાનોએ ચૂંટેલી જમીન સમિતિઓને જમીન સંબંધી સરકારી નિયમો અમલમાં મૂકવાની કોશિશ કરવા બદલ જેલ ભેગી કરી દેવામાં આવતી હતી. કારખાનાંમાં કામદારો[2] કાળી યાદીઓ તથા તાળાબંધીઓની સામે લડી રહ્યા હતા. એટલું જાણે પૂરતું ન હોય તેમ, દેશપારીથી પાછા ફરતા રાજકીય કાર્યકરોને "અનિચ્છનીય" નાગરિકો ગણાવીને દેશમાં દાખલ થવાની મનાઈ ફરમાવી દેવામાં આવતી હતી, અને કેટલાક દાખલાઓમાં તો પરદેશથી પોતાને ગામ પાછા ફરેલા માણસોને ૧૯૦૫માં તેમણે કરેલાં ક્રાંતિકારી કૃત્યો બદલ મુકદ્દમો ચલાવીને કારાવાસમાં ગોંધી દેવામાં આવ્યા હતા.

લોકોના બહુવિધ અસંતોષનો "નરમપંથી" સમાજવાદીઓ એક જ જવાબ આપતા: "બંધારણસભા ડિસેમ્બરમાં ભરાવાની છે, ત્યાં સુધી વાટ જુઓ."

---

*પુસ્તકમાં આવી રીતની સંખ્યાઓ લેખકની ટિપ્પણીઓ પ્રત્યે નિર્દેશ કરે છે. લેખકે દરેક પ્રકરણના સંબંધમાં ક્રમવાર ટિપ્પણીઓ આપી છે.—સં.

**અહીંયાં લેખકનો નિર્દેશ 'કેંદ્રીય કારોબારી સમિતિના સમાચાર' ('ઈઝવેસ્તિયા') નામના અખબાર પ્રત્યે છે. એ વખતે એ અખબાર મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓના હાથમાં હતું.—સં.



પરંતુ લોકોને એવા જવાબથી સંતોષ ન થતો. બંધારણસભા ભરાવાની છે એ તો જાણે સરસ મઝાની વાત છે, પરંતુ જે અમુક ચોક્કસ બાબતો સારુ રશિયન ક્રાંતિ કરવામાં આવી છે અને ક્રાંતિકારી શહીદોની નિર્જીવ કાયાઓ માર્સ મેદાન*ની સહિયારી કબરમાં સડી રહી છે, તેને તો બંધારણસભા ભરાય કે ન ભરાય તોયે અમલમાં મૂકવાની જ છે, દાખલા તરીકે સુલેહશાંતિ, જમીન, ઉદ્યોગોની ઉપર કામદારોનું નિયંત્રણ, વગેરે. બંધારણસભાને તો વારે વારે મુલતવી રાખી દેવામાં આવી છે અને લોકો શાંત થઈ જાય તથા પોતાની માંગોને હળવી બનાવી દે ત્યાં સુધી કદાચ ફરી વાર મુલતવી રાખી દેવામાં આવશે! સો વાતની એક વાત—ક્રાંતિને આઠ મહિના થઈ ગયા છે પણ કામગીરીના નામે ખાલી મીંડું જ નજરે પડે છે...

દરમિયાનમાં સિપાહીઓ સુલેહશાંતિના સવાલને લડાઈના મેદાનમાંથી ભાગી જઈને ઉકેલવા લાગ્યા, કિસાનો જાગીરદારોની હવેલીઓને બાળી નાખવા તથા મોટી જાગીરો કબજે કરી લેવા લાગ્યા, અને કામદારો ભાંગફોડ કરવા તથા હડતાલ પાડવા લાગ્યા... કારખાનદારો, જમીનદારો, તથા લશ્કરી અફસરોએ સ્વાભાવિક રીતે જ કોઈ પણ જાતના લોકશાહીવાદી સમાધાનની વિરુદ્ધ પોતાની પૂરી અસરનો ઉપયોગ બેશક કર્યો...

કામચલાઉ સરકારની નીતિ નકામા સુધારાઓ અને આકરા દમનની વચ્ચે ડોલી રહી હતી. સમાજવાદી મજૂર પ્રધાને ફતવો કાઢ્યો કે હવે પછી કામદાર સમિતિઓની મિટિંગો માત્ર કામના વખત પછી જ ભરવામાં આવે. મોરચે સિપાહીઓની અંદરથી વિરોધી રાજકીય પાર્ટીઓના કાર્યકરોને ગિરફતાર કરી લેવામાં આવ્યા, ઉદ્દામ અખબારોને બંધ કરી દેવામાં આવ્યાં, અને ક્રાંતિકારી પ્રચારકોને મોતની સજા ફટકારવામાં આવી. લાલ સંત્રી દળનાં હથિયારો ઉતરાવી લેવાના પ્રયાસો કરવામાં આવ્યા. પ્રાંતોમાં વ્યવસ્થા જાળવવા માટે કઝ્ઝાકોને રવાના કરવામાં આવ્યા.

એવાં પગલાંને "નરમપંથી" સમાજવાદીઓએ અને પ્રધાનમંડળમાં સામેલ

---

*માર્સ મેદાન—પેત્રોગ્રાદનું (હવે લેનિનગ્રાદનું) એક મેદાન. માર્ચની લોકશાહી ક્રાંતિ દરમિયાન આપખુદશાહીની સામે લડતાં લડતાં જિંદગી કુરબાન કરી દેનારા શહીદોને ૧૯૧૭ના એપ્રિલની પાંચમી તારીખે ત્યાં દફનાવવામાં આવ્યા હતા.—સં.

થયેલા તેમના આગેવાનોએ ટેકો આપ્યો. તેઓ મિલકતદાર વર્ગોની સાથે સહકાર આવશ્યક ગણતા હતા. લોકો તેમને પડતા મૂકીને ઝડપથી અળગા ખસી જવા અને બોલ્શેવિકોને પક્ષે ભળી જવા લાગ્યા. બોલ્શેવિકોનું ધોરણ સુલેહશાંતિ, કિસાનોને જમીન, તથા ઉદ્યોગો ઉપર કામદારોના નિયંત્રણનું તેમ જ કામદાર વર્ગની સરકાર સ્થાપવાનું હતું. ૧૯૧૭ના સપ્ટેંબરમાં હાલત કટોકટીના તબક્કામાં પહોંચી ગઈ. દેશના ભારે બહુસંખ્યાના લોકોની લાગણીની વિરુદ્ધ કેરેન્સ્કી તથા "નરમપંથી" સમાજવાદીઓએ મિલકતદાર વર્ગોની સાથે મળીને મિશ્ર સરકાર સ્થાપી. તેના પરિણામે મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓમાંથી લોકોનો વિશ્વાસ સદાને માટે ઊઠી ગયો.

લગભગ ઑક્ટોબરના મધ્યમાં 'રાબોચી પૂત' (કામદારોનો પંથ) અખબારમાં 'સમાજવાદી પ્રધાનો'[3] નામના લેખમાં "નરમપંથી' સમાજ-વાદીઓની વિરુદ્ધ લોકસમુદાયોની લાગણી નીચે મુજબ વ્યક્ત થઈ:

"...તેમની સેવાઓની યાદી જુઓ.

**ત્સેરેતેલી:** તેણે જનરલ પોલોવ્ત્સેવની મદદ લઈને કામદારોનાં હથિયારો ઉતરાવી લીધાં, ક્રાંતિકારી સિપાહીઓને "નિરુપાય બનાવી દીધા", અને લશ્કરમાં મોતની સજાને બહાલી આપી.

**સ્કોબેલેવ:** તેણે પોતાની કામગીરી મૂડીદારોની ઉપર નફાના સોએ સો ટકા જેટલો કર લગાવવાની કોશિશથી શરૂ કરી — અને કારખાનાંના વિભાગોની તથા કારખાનાંની કામદાર સમિતિઓના વિસર્જનના પ્રયાસથી પૂરી કરી.

**આવ્કસેન્ત્યેવ:** તેણે કેટલાય સેંકડા કિસાનોને, જમીન સમિતિઓના સભ્યોને, જેલમાં ગોંધી દીધા તેમ જ કામદારો તથા સિપાહીઓનાં ડઝનબંધ અખબારોને દબાવી દીધાં.

**ચેર્નોવ:** તેણે ફિનલૅંડની સંસદના વિસર્જનનું ફરમાન કરતી શહેનશાહી ઘોષણા ઉપર સહી કરી.

**સાવિન્કોવ:** તેણે જનરલ કોર્નીલોવની સાથે ઉઘાડી એકસંપી કરી. દેશનો એ મુક્તિદાતા પેત્રોગ્રાદને દગો ન દઈ શક્યો તેને માટે તેના કાબૂ બહારનાં કારણો જવાબદાર હતાં.

**ઝરૂદ્ની:** તેણે અલેક્સીન્સ્કી તથા કેરેન્સ્કીની મંજૂરી લઈને ક્રાંતિના કેટલાક ઉત્તમ કામદારો, સિપાહીઓ, તથા ખલાસીઓને કારાવાસમાં ધકેલી દીધા.

**નિકીતિન:** તેણે રેલવે કામદારોની વિરુદ્ધ હલકટ પોલીસ જેવાં કામાં કર્યાં.



**કેરેન્સ્કી:** તેને વિશે તો કંઈ ન કહેવું એ જ બહેતર છે કારણ કે તેની સેવાઓની યાદી બેહદ લાંબી છે..."

હેલસિંગફોર્સ ખાતે બાલ્ટિક કાફલાના ડેલિગેટોના સંમેલનમાં અપનાવવામાં આવેલા ઠરાવના આરંભના શબ્દો નીચે મુજબ હતા:

"...અમે માંગ ઉઠાવીએ છીએ કે 'સમાજવાદી' રાજકીય લેભાગુ કેરેન્સ્કીને કામચલાઉ સરકારમાંથી હઠાવી દેવામાં આવે કેમ કે તે મૂડીદાર વર્ગ વતી બેશરમ રાજકીય ધાકધમકી ચલાવીને મહાન ક્રાંતિને અને સાથે સાથે ક્રાંતિકારી લોકસમુદાયોને બદનામ તથા પાયમાલ કરી રહ્યો છે..."

એ સર્વના પરિણામે બોલ્શેવિકોની લોકપ્રિયતામાં ખૂબ વધારો થયો...

૧૯૧૭ના માર્ચમાં કામદારો તથા સિપાહીઓના ગરજતા ધોધ તાઉરિદા મહેલની ઉપર તૂટી પડ્યા અને તેમણે અનુત્સુક શાહી દૂમાને રશિયાની અંદર સત્તા પોતાને હસ્તક લઈ લેવાની ફરજ પાડી ત્યારથી ક્રાંતિના ક્રમમાં દરેક પલટો કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના સમુદાયો જ કરાવી રહ્યા હતા. તેમણે મિલ્યુકોવ પ્રધાનમંડળને ફગાવી દીધું હતું; તેમની સોવિયેતે રશિયાની સુલેહની શરતો આખી દુનિયા સમક્ષ જાહેર કરી હતી — "પ્રદેશોની ઇજાફતો નહિ, જંગની નુકસાનીના દંડ નહિ, અને પ્રજાઓને આત્મનિર્ણયનો અધિકાર"; અને ફરી જુલાઈમાં બિનસંગઠિત સર્વહારાઓએ આપમેળે વિદ્રોહ કરીને તાઉરિદા મહેલ ઉપર હલ્લો કર્યો અને માંગ ઉઠાવી કે રશિયાનું શાસન સોવિયેતો પોતાને હસ્તક લઈ લે.

એ વખતે નાનકડા રાજકીય દળ* સમા બોલ્શેવિકો આંદોલનમાં મોખરે રહ્યા હતા. વિદ્રોહની વિનાશક નાકામયાબીના પરિણામે લોકલાગણી તેમની વિરુદ્ધ થઈ ગઈ અને આગેવાનો વગરનાં તેમનાં ટોળાં ગુપચુપ પાછાં પેત્રોગ્રાદના સેંટ અન્ટુઆન** સમા વીબોર્ગ વિસ્તારમાં ચાલ્યાં ગયાં. પછી બોલ્શેવિકોની

*૧૯૧૭ના માર્ચની મૂડીવાદી ક્રાંતિ પછી તરતના સમયમાં બોલ્શેવિક પાર્ટી ભોમભીતર હાલતમાંથી તાજી જ બહાર આવી હતી અને તેની સભ્યસંખ્યા પ્રમાણમાં નાની હતી. — સં.

**પેરિસનો સેંટ અન્ટુઆન વિસ્તાર અઢારમી સદીના અંતના તથા ઓગણીસમી સદીના ક્રાંતિકારી વિદ્રોહોમાં તેની કામદાર વસતિના જોમને કારણે વિખ્યાત હતો. વીબોર્ગ વિસ્તાર પેત્રોગ્રાદમાં કામદારોના વસવાટનો વિસ્તાર હતો. — સં.

ઉપર જંગલી દમન વરસાવવામાં આવ્યું. સેંકડો બોલ્શેવિકોને પકડીને જેલમાં ગોંધી દેવામાં આવ્યા. તેમાં ત્રોત્સ્કી*, માદામ કોલ્લોન્તાઈ**, અને કામેનેવ સામેલ હતાં. લેનિન તથા ઝિનોવિયેવ*** કાનૂનના પંજાથી છટકી ગયા અને છુપાઈને રહેવા લાગ્યા. બોલ્શેવિક અખબારોને દબાવી દેવામાં આવ્યાં. ઉશ્કેરણીખોરો તથા પ્રત્યાઘાતીઓએ બોલ્શેવિકો જર્મન એજન્ટો હોવાનો શોર એટલો બધો મચાવી દીધો કે આખરે આખી દુનિયામાં લોકો વાતને ખરી માનવા લાગ્યા.

---

* **ત્રોત્સ્કી** (બ્રોન્શ્તાઇન) — ૧૮૯૭થી રશિયન સોશ્યલ ડેમોક્રેટિક લેબર પાર્ટીનો સભ્ય, મેન્શેવિક. તે ૧૯૧૭ના ઉનાળામાં બોલ્શેવિક પાર્ટીમાં જોડાઈ ગયો પરંતુ તેણે બોલ્શેવિક નીતિ ન સ્વીકારી અને લેનિનવાદની વિરુદ્ધ તેમ જ પાર્ટીની નીતિ વિરુદ્ધ ઉઘાડો તેમ જ છાનોછપનો સંઘર્ષ ચલાવ્યો. તેની એવી પ્રવૃત્તિઓને કારણે તેને ૧૯૨૭માં પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો. — સં.

** **કોલ્લોન્તાઈ** (૧૮૭૨ - ૧૯૫૨) — ૧૯૧૫થી બોલ્શેવિક પાર્ટીનાં સભ્યા. નવેંબર ક્રાંતિ પછી સાર્વજનિક કલ્યાણનાં લોક કમિસાર. ૧૯૨૦માં કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિના મહિલા વિભાગનાં અધ્યક્ષા. ૧૯૨૧-૨૨ દરમિયાન કોમિન્ટર્નના આંતરરાષ્ટ્રીય મહિલા મંત્રીમંડળનાં સેક્રેટરી. ૧૯૨૩થી ખ્યાતનામ ડિપ્લોમૅટ. — સં.

*** **ઝિનોવિયેવ** (રાદોમીસ્લ્સ્કી) — તેણે કેટલાય પ્રસંગોએ બોલ્શેવિઝ્મથી નિરાળું ધોરણ લીધું હતું અને આખરે માર્ક્સવાદ-લેનિનવાદને સાવ તજી દીધો હતો. ૧૯૧૭ના નવેંબરમાં તેણે તથા કામેનેવે મેન્શેવિક અખબાર 'નોવાયા ઝીઝ્ન'માં એક લેખ પ્રકાશિત કરીને દગાખોરીનું પગલું લીધું હતું. એ લેખમાં તેણે હથિયારબંધ વિદ્રોહ અંગેના કેંદ્રીય સમિતિના નિર્ણયનો વિરોધ જાહેર કરીને બોલ્શેવિકોની યોજના ઉઘાડી પાડી દીધી હતી. લેનિને બોલ્શેવિક પાર્ટીના સભ્યોને સંબોધિત પત્રમાં એ પગલાને હડતાલતોડુ કૃત્ય ગણાવ્યું હતું અને ઝિનોવિયેવ તથા કામેનેવને પાર્ટીમાંથી કાઢી મૂકવાની માગણી કરી હતી. નવેંબર ક્રાંતિના વિજય પછી ઝિનોવિયેવે મેન્શેવિકો, સમાજવાદી ક્રાંતિકારીઓ, તથા "લોક સમાજવાદીઓ"ના પ્રતિનિધિઓની સાથે મિશ્ર સરકાર સ્થાપવાના ખ્યાલનું સમર્થન કર્યું હતું. ૧૯૨૭માં ઝિનોવિયેવને પાર્ટી-વિરોધી જૂથબંધીની અવિરત પ્રવૃત્તિઓ બદલ પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — સં.



પરંતુ કામચલાઉ સરકાર પોતાના આરોપો સાબિત ન કરી શકી. જર્મન-તરફી કાવતરું પુરવાર કરતા દસ્તાવેજો બનાવટી નીકળ્યા*. નામ પૂરતી જામીનગીરીના આધારે અથવા મુદ્દલ જામીનગીરી વગર બોલ્શેવિકોને એક એક કરીને છોડી મૂકવામાં આવ્યા. આખરે માત્ર છ જ બોલ્શેવિકો જેલમાં બાકી રહ્યા. સતત પલટાતી રહેતી કામચલાઉ સરકારની કૌવતહીનતા અને અનિશ્ચિતતા જ એવી દલીલ બની રહેતી હતી કે જેનું ખંડન થઈ જ ન શકે. ફરી વાર બોલ્શેવિકોએ જનતાનું પ્યારું સૂત્ર — 'તમામ સત્તા સોવિયેતોને!' — જાહેર કર્યું અને તેઓ કેવળ સ્વાર્થસાધુઓ નહોતા કારણ કે એ વખતે મોટા ભાગની સોવિયેતોમાં તેમના કટ્ટર દુશ્મનો "નરમપંથી" સમાજવાદીઓનું વર્ચસ્વ હતું.

પરંતુ એથીયે વધારે જોરદાર કદમ તો એ હતું કે તેમણે કામદારો, સિપાહીઓ, તથા કિસાનોની સાદી અણઘડ કામનાઓને લક્ષમાં લીધી અને તેના આધારે પોતાનો તાત્કાલિક કાર્યક્રમ ઘડી કાઢ્યો. એટલે ઓબોરોન્ત્સી મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓ મૂડીદાર વર્ગની સાથે તડજોડમાં સંડોવાયેલા રહ્યા તે દરમિયાન બોલ્શેવિકોએ ઝડપથી રશિયન લોકસમુદાયોનો ટેકો હાંસલ કરી લીધો. જુલાઈમાં તેઓ ગિરફતારીઓના શિકાર બની ગયા હતા અને તેમની ઉપર નફરત વરસાવવામાં આવી હતી, પરંતુ સપ્ટેંબર સુધીમાં તેમણે પાટનગરના કામદારો, બાલ્ટિક કાફલાના ખલાસીઓ, તથા સિપાહીઓને લગભગ પૂરેપૂરા પોતાને પક્ષે જીતી લીધા હતા. મોટાં શહેરોમાં સપ્ટેંબરમાં થયેલી મ્યુનિસિપલ ચૂંટણીઓ[4]નાં પરિણામો નોંધપાત્ર હતાં — જૂનમાં સિત્તેર ટકાથી વધારે મત હાંસલ કરનારા મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓને સપ્ટેંબરમાં ફક્ત ૧૮ ટકા મત મળ્યા હતા...

એક પરિઘટનાએ વિદેશી નિરીક્ષકોને ગૂંચવણમાં નાખી દીધા હતા: સોવિયેતોની કેંદ્રીય કારોબારી સમિતિ, કેંદ્રીય સેના તથા કાફલા સમિતિઓ**, અને કેટલાંક યુનિયનોની — ખાસ કરીને ટપાલ તથા તાર કામદારો તેમ જ રેલવે

---

* જાણીતા 'સિસ્સોન દસ્તાવેજો'નો એક હિસ્સો. સિસ્સોન પ્રત્યાઘાતી અમેરિકી પત્રકાર હતો. બોલ્શેવિક આગેવાનોને બદનામ કરવાના ઇરાદે ઘડી કાઢવામાં આવેલા સોવિયેત-વિરોધી બનાવટી દસ્તાવેજોનો સંગ્રહ તેણે અમેરિકામાં પ્રકાશિત કર્યો હતો. — સં.

** જુઓ 'ટિપ્પણીઓ અને વિવરણ'.

કામદારોનાં યુનિયનોની — કેંદ્રીય સમિતિઓ પૂરા ઝનૂનથી બોલ્શેવિકોનો વિરોધ કરતી હતી. એ કેંદ્રીય સમિતિઓ ઉનાળાના મધ્યમાં અથવા એથીયે પહેલાં જ્યારે મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓ પ્રચંડ પ્રમાણમાં અનુયાયીઓ ધરાવતા હતા ત્યારે ચૂંટાયેલી હતી, અને તેઓ નવી ચૂંટણીઓ થવા જ નહોતી દેતી અથવા તેમાં ઢીલ કરી રહી હતી. કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોના બંધારણ મુજબ અખિલ રશિયન કોંગ્રેસ સપ્ટેંબરમાં ભરાવી જોઈતી હતી, પરંતુ કેંદ્રીય કારોબારી સમિતિ એવી દલીલના આધારે મિટિંગ ભરતી જ નહોતી કે બંધારણસભાને હવે માત્ર બે જ મહિના બાકી છે. અને તેઓએ એવો ઇશારો પણ કર્યો કે એ વખતે સોવિયેતો મેદાન છોડીને ભાગી જશે. દરમિયાનમાં, બોલ્શેવિકો આખા દેશમાં સ્થાનિક સોવિયેતો, યુનિયનોની શાખાઓ, તેમ જ સિપાહીઓ તથા ખલાસીઓની હરોળોમાં એક પછી એક જીત હાંસલ કરી રહ્યા હતા. કિસાનોની સોવિયેતો હજુ રૂઢિચુસ્ત હતી કારણ કે સુસ્ત ગ્રામવિસ્તારોમાં રાજકીય જાગૃતિ ધીરે ધીરે વિકસતી હતી અને એક પેઢી જેટલા સમયથી કિસાનોમાં ચળવળ ચલાવનારી પાર્ટી સમાજવાદી ક્રાંતિકારી પાર્ટી હતી... પરંતુ કિસાનોની અંદર પણ ક્રાંતિકારી પાંખ ઘાટ ધારણ કરી રહી હતી. ઑક્ટોબરમાં સમાજવાદી ક્રાંતિકારીઓમાંથી ઉદ્દામ પાંખ છૂટી પડી ગઈ અને તેણે ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓના નવા રાજકીય જૂથની સ્થાપના કરી ત્યારે એ બાબત સ્પષ્ટ જોવા મળી.

તેની સાથે સાથે, પ્રત્યાઘાતીઓનો આત્મવિશ્વાસ વધતો હોવાની એંધાણીઓ[6] દરેક ઠેકાણે નજરે પડતી હતી. દાખલા તરીકે, પેત્રોગ્રાદના ત્રોઈત્સ્કી પ્રહસન થિયેટરમાં 'ઝારનાં પાપ' નામનું નકલનું ફારસ ચાલતું હતું ત્યારે રાજાશાહીવાદીઓના એક જૂથે દેકારો કરી મૂક્યો અને "શહેનશાહનું અપમાન કરવા" બદલ અદાકારોને મારી નાખવાની ધમકી આપી. કેટલાંક અખબારો "રશિયન નેપોલિયન"ના આગમનની ઝંખના જાહેર કરવા લાગ્યાં. મૂડીવાદી બુદ્ધિજીવીઓની અંદર કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતોનો (રાબોચીખ દેપુતાતોવ) ઉલ્લેખ સામાન્ય રીતે **સબાચીખ દેપુતાતોવ** (કૂતરાંના પ્રતિનિધિઓ) તરીકે કરવામાં આવતો હતો.

૧૫મી ઑક્ટોબરે મને "રશિયન રોકફેલર" તરીકે જાણીતા મોટા રશિયન મૂડીદાર સ્તેપાન ગેઓર્ગિયેવિચ લિયાનોઝોવ સાથે વાતચીત કરવાનો પ્રસંગ મળ્યો. તેનું રાજકીય ધોરણ કેડેટનું હતું.



તેણે કહ્યું કે "ક્રાંતિ તો એક બીમારી છે. માંદા બાળકની બાબતમાં વચ્ચે પડીને તેને ચાલતાં શીખવવું પડે એવી જ રીતે વિદેશી સત્તાઓ વહેલી કે મોડી અહીંયાં વચ્ચે પડવાની જ છે. એવું કદમ થોડુંઘણું અજુગતું તો બેશક ગણાય જ, પરંતુ રાષ્ટ્રોએ પોતપોતાના દેશોમાં બોલ્શેવિઝ્મના જોખમને સમજી લેવું જ જોઈએ — 'સર્વહારા વર્ગની સરમુખત્યારી' અને 'વિશ્વ સામાજિક ક્રાંતિ' જેવા વિચારો ચેપી છે... શક્ય છે કે એવી દખલગીરીની જરૂર જ ન પડે. વાહનવ્યવહારના માણસો હતાશ થઈ ગયા છે, કારખાનાં બંધ થઈ રહ્યાં છે. જર્મનો આગળ ધપી રહ્યા છે. ભૂખમરો અને પરાજય રશિયન લોકોની સાન કદાચ ઠેકાણે લાવી દેશે..."

મિસ્ટર લિયાનોઝોવનો પાકો અભિપ્રાય એવો હતો કે ગમે તેમ બને તોયે વેપારીઓ અને કારખાનદારો માટે કામદારોની વિભાગ સમિતિઓની હયાતી સાંખી લેવાનું અથવા ઉદ્યોગના વહીવટમાં કામદારોને જરાયે સામેલ કરવાનું તો અશક્ય જ છે.

"બોલ્શેવિકોનો કાંટો તો બેમાંથી એક રીત અજમાવીને કાઢી નાખવામાં આવશે. સરકારને પેત્રોગ્રાદમાંથી ખસેડી દેવામાં આવે, પછી શહેરને ઘેરો ઘાલવામાં આવે, અને વિસ્તારનો લશ્કરી કમાંડર કશી કાનૂની કારવાઈની ફિકર કર્યા વગર એ સજ્જનોનો મામલો પતાવી નાખે... **અથવા બંધારણસભામાં કશી તરંગી વૃત્તિઓ જાહેર થાય તો તેને હથિયારોનો ઉપયોગ કરીને વિખેરી નાખવામાં આવે...**"

શિયાળો, રશિયાનો ભયંકર શિયાળો, નજીક આવી રહ્યો હતો. મને તેને વિશે વેપારીઓની અંદર આવી વાત સાંભળવા મળતી: "શિયાળો તો હંમેશાં રશિયાનો સરસ દોસ્ત રહ્યો છે. હવે તો શિયાળો જ કદાચ આપણને ક્રાંતિની બલાથી છુટકારો અપાવશે." થીજી રહેલે મોરચે કંગાલ લશ્કરોના નિરુત્સાહ સિપાહીઓ ભૂખમરો વેઠી રહ્યા હતા અને મોતના ખપ્પરમાં હોમાઈ રહ્યા હતા. રેલવે લાઇનો ખોરવાઈ રહી હતી, ખોરાકની તંગી વધી રહી હતી, કારખાનાં બંધ થઈ રહ્યાં હતાં. આશા ને ધીરજ ખોઈ બેઠેલા લોકસમુદાયો ચિત્કાર કરી રહ્યા હતા કે મૂડીદારો લોકોની જિંદગીને તારાજ કરી રહ્યા છે અને મોરચે પરાજયની હાલત પેદા કરી રહ્યા છે. "દેશને પોતાની ફરજનું ભાન કરાવવાની કિંમત તરીકે આપણે શું રીગા દુશ્મનને હવાલે કરી દેવું પડશે?" — જનરલ કોર્નીલોવના એવા જાહેર નિવેદન પછી તરત જ રીગા દુશ્મનને શરણે કરી દેવામાં આવ્યું હતું.

અમેરિકનો માટે તો માનવું જ મુશ્કેલ બને કે વર્ગ લડાઈ આટલી હદે ઉગ્ર બની શકે. પરંતુ ઉત્તર મોરચે હું જાતે એવા અફસરોને મળ્યો છું કે જે સિપાહીઓની સમિતિઓ જોડે સહકાર કરવા કરતાં લશ્કરી નિકંદન નિખાલસતાથી વધારે પસંદ કરતા હતા. કેડેટ પાર્ટીની પેત્રોગ્રાદ શાખાના સેક્રેટરીએ મને કહ્યું કે દેશના આર્થિક જીવનમાં ભંગાણ પાડવાની પ્રવૃત્તિ તો ક્રાંતિને બદનામ કરવાની ઝુંબેશનો એક હિસ્સો જ છે. મિત્રરાજ્યોના એક મુત્સદ્દીએ પોતાની જાણકારીના આધારે આ વાતને પુષ્ટિ આપી. મેં એ મુત્સદ્દીના નામનો ઉલ્લેખ ન કરવાનું વચન આપેલું છે. મને ખબર છે કે ખાર્કોવ નજીક કોલસાની કેટલાંક ખાણોમાં માલિકોએ આગ લગાવી દીધી હતી અને પાણીના ધોધ વહેવડાવી દીધા હતા, મોસ્કો નજીક કાપડમિલોમાં કામ કરતા એંજિનિયરોએ ભાગી જતાં પહેલાં મશીનો ખરાબ કરી નાખ્યાં હતાં, અને કામદારોએ રેલવેના અમલદારોને એંજિનો તોડી નાખવાનાં કામાં કરતા પકડી પાડ્યા હતા...

મિલકતદાર વર્ગોના મોટા હિસ્સાને ક્રાંતિ કરતાં — કામચલાઉ સરકાર કરતાંયે — જર્મનોની હાકેમી વધારે પસંદ હતી, અને એવી વાત જરાય અચકાયા વગર કરી દેવામાં આવતી હતી. હું જે રશિયન પરિવારની સાથે રહેતો હતો તેના સભ્યો જમતી વેળા લગભગ દરેક વાર જર્મનોના આગમનની અને તેમના તરફથી "કાનૂન તથા વ્યવસ્થા"ની સ્થાપનાની જ વાતો કરતા... એક વાર સાંજે હું મોસ્કોના એક વેપારીને ઘેર ગયેલો. ત્યાં મોજૂદ અગિયાર માણસોને અમે ચા પીતાં પીતાં સવાલ કર્યો કે તમે કોને પસંદ કરો, "વિલ્હેલ્મને યા બોલ્શેવિકોને." અગિયારમાંથી દસ માણસોના મત વિલ્હેલ્મની તરફેણમાં પડ્યા...

સટ્ટાખોરો સાર્વત્રિક અવ્યવસ્થાનો ફાયદો ઉઠાવીને દોલતના ગંજ ભેગા કરી લેવા લાગ્યા અને એ પૈસા નિરંકુશ ભોગવિલાસમાં તથા સરકારી અમલદારોને લાંચરુશ્વત દેવામાં વાપરવા લાગ્યા. ખોરાક તથા ઈંધણની ચીજોની સંઘરાખોરી કરવામાં આવતી હતી અથવા તેને છૂપી રીતે સ્વિડન મોકલી દેવામાં આવતી હતી. દાખલા તરીકે, ક્રાંતિના પ્રથમ ચાર મહિના દરમિયાન પેત્રોગ્રાદમાં ખોરાકના અનામત પુરવઠા વિશાળ મ્યુનિસિપલ ગોદામોમાંથી લગભગ ખુલ્લંખુલ્લા લૂંટી લેવામાં આવતા હતા, અને લૂંટ એટલે સુધી ચાલી કે શહેરના લોકોને બે વરસ ચાલે એટલા અનાજના ભંડારો ઘટીને એક મહિનોયે ન ચાલે એટલા થઈ ગયા... કામચલાઉ સરકારના આખરી પુરવઠા પ્રધાનના સત્તાવાર રિપોર્ટ મુજબ કૉફી વ્લાદીવોસ્તોકમાં રતલના બે રૂબલની જથ્થાબંધ



કિંમતે ખરીદવામાં આવતી હતી અને પેત્રોગ્રાદમાં ઘરાકને રતલના તેર રૂબલ ચૂકવવા પડતા હતા. મોટાં મોટાં શહેરોની બધી દુકાનોમાં ખોરાકની ચીજો તથા કપડાંના ગંજ ખડકાયેલા રહેતા પરંતુ તેની ખરીદી તો કેવળ પૈસાદાર માણસો જ કરી શકતા.

એક પ્રાંતીય શહેરના મારા પરિચિત વેપારી કુટુંબે સટ્ટાખોરી શરૂ કરી દીધી — રશિયન લોકો સટ્ટાખોરોને **મારાદિયોર** (ધાડપાડુ, હત્યારા) કહે છે. ત્રણ પુત્રોએ લાંચરુશ્વત આપીને ફરજિયાત લશ્કરી સેવાથી છુટકારો મેળવી લીધો. એક ખોરાકની ચીજોની સટ્ટાખોરી કરતો, બીજો લેના પ્રદેશની સોનાની ખાણોનું ગેરકાનૂની સોનું ફિન્લૅન્ડના ભેદી ઘરાકોને વેચતો, અને ત્રીજાએ ચૉકલેટના એક કારખાનામાં પોતે કાબૂ રાખી શકે એટલી ભાગીદારી કરી લીધી હતી. એ કારખાના તરફથી સ્થાનિક સહકારી સંસ્થાઓને એવી શરતે માલ આપવામાં આવતો કે ત્રીજા પુત્રને જોઈતી બધી ચીજો એ સંસ્થાઓ પૂરી પાડે. એટલે, સાધારણ લોકોને તો રોટીના રૅશન કાર્ડના આધારે રોજની પા રતલ કાળી રોટી મળતી, પણ એ સાહેબને ધોળી રોટી, ખાંડ, ચા, મીઠાઈઓ, કેક, માખણ — બધું ઢગલાબંધ મળતું... તોયે મોરચે સિપાહીઓ ટાઢ, ભૂખ, અને થાકને લીધે લડી નહોતા શકતા ત્યારે એ કુટુંબ ખીજે ભરાઈને બરાડા પાડવા લાગતું — "બાયલાઓ!" આખા કુટુંબને "રશિયન હોવાની" બહુ "શરમ" આવતી હતી... આખરે બોલ્શેવિકો ખાવાપીવાની ચીજોના મોટા સંઘરા ગોતી કાઢીને જપ્ત કરી લેવા લાગ્યા ત્યારે એ કુટુંબે તેમને "લૂંટારાઓ" કહીને શોર મચાવી દીધો.

એ બધા બહારના કોહવાટની નીચે પુરાણાં કાળાં બળો, નિકોલાઈ બીજાના પતન પછી ન દબાયેલાં અને હજુ ગુપ્ત તથા બહુ સક્રિય કાળાં બળો, ગતિમાન હતાં. કુખ્યાત **ઓખરાના**ના એજન્ટોની કામગીરી ઝારની તરફેણમાં અને વિરુદ્ધ, કેરેન્સ્કીની તરફેણમાં અને વિરુદ્ધ, જે કોઈ પૈસા આપે તેને માટે, હજી ચાલુ જ હતી... અંધારાની આલમમાં યમદૂતો જેવાં જાતજાતનાં ભોમભીતર સંગઠનો પ્રત્યાઘાતની આણ એક યા બીજા રૂપમાં ફરી સ્થાપવાના પ્રયત્નો લગાતાર કરી રહ્યાં હતાં.

ભ્રષ્ટાચારના તેમ જ ભયાનક અર્ધસત્યોના એવા વાતાવરણમાં એક સાફ સૂર, બોલ્શેવિકોનો જોરદાર બનતો સમૂહપોકાર, દરરોજ ગુંજતો રહેતો: "બધી સત્તા સોવિયેતોને! બધી સત્તા લાખોકરોડો સાધારણ કામદારો, સિપાહીઓ,

તથા કિસાનોના સીધા પ્રતિનિધિઓને! જમીન! રોટી! નિરર્થક યુદ્ધનો અંત! ગુપ્ત મુત્સદ્દીગીરી, સટ્ટાખોરી, અને દગાખોરીનો ખાતમો!... ક્રાંતિ જોખમમાં છે, અને તેની સાથે સાથે આખી દુનિયાના લોકોનું ધ્યેય જોખમમાં છે!" માર્ચના આરંભના દિવસોમાં શરૂ થયેલો સર્વહારા વર્ગ અને મધ્યમ વર્ગ વચ્ચેનો, સોવિયેતો અને સરકાર વચ્ચેનો, સંઘર્ષ હવે પૂરો થવા આવ્યો હતો. મધ્યયુગમાંથી એક જ ઠેકડે વીસમી સદીમાં પહોંચી ગયેલું રશિયા ચોંકી ઊઠેલી દુનિયાને ક્રાંતિની બે પદ્ધતિઓ — રાજકીય અને સામાજિક—બતાવી રહ્યું હતું, જીવલેણ ટક્કરમાં સંડોવાયેલી બે પદ્ધતિઓ બતાવી રહ્યું હતું.

ભૂખમરા અને ભ્રમખંડનના એ બધા મહિનાઓ પછી રશિયન ક્રાંતિની પ્રાણશક્તિનું કેવું પ્રાગટ્ય! મૂડીદાર વર્ગે પોતાના રશિયાને બહેતર જાણી લેવું જોઈતું હતું. રશિયામાં ક્રાંતિની "બીમારી" હવે લાંબા કાળ સુધી ખ।મ થવાની નહોતી...

વીતેલા સમયની ઉપર દૃષ્ટિ ફેરવતાં નવેંબર વિપ્લવ પહેલાંનું રશિયા હવે જાણે કોઈ બીજા યુગનું લાગે છે, લગભગ માન્યામાં જ ન આવે એટલું રૂઢિચુસ્ત લાગે છે. નવલા અધિક વેગીલા જીવનથી આપણે બહુ ઝડપે ટેવાઈ ગયા, રશિયન રાજકારણ આખેઆખું એકઝપાટે ઉદ્દામ દિશામાં વળી ગયું એવી જ રીતે—કેડેટોને "જનતાના દુશ્મનો" તરીકે ગેરકાનૂની જાહેર કરી દેવામાં આવ્યા, કેરેન્સ્કી "પ્રતિક્રાંતિપંથી" બની ગયો, "મધ્યમપંથી" સમાજવાદીઓ ત્સેરેતેલી, દાન, લીબેર, ગોત્ઝ, આવ્કસેન્ત્યેવ તેમના પોતાના અનુયાયીઓની નજરમાં વધારે પડતા પ્રત્યાઘાતી બની ગયા, અને વિકતર ચેર્નોવ જેવા માણસો તથા મકસીમ ગોર્કી સુદ્ધાં મવાળ પાંખમાં સામેલ થઈ ગયા...

૧૯૧૭ના ડિસેંબરના મધ્યમાં સમાજવાદી ક્રાંતિકારી આગેવાનોના એક જૂથે બ્રિટિશ એલચી સર જ્યોર્જ બ્યૂકેનનની ખાનગી મુલાકાત લીધી. આગેવાનોએ બ્રિટિશ એલચીને વિનંતિ કરી કે અમારી મુલાકાતનો ઉલ્લેખ ન કરશો કારણ કે અમને તો "બહુ વધારે પડતા મવાળપંથી ગણવામાં" આવે છે.

સર જ્યોર્જે કહ્યું કે "એક વર્ષ પહેલાંની વાત યાદ આવે છે. ત્યારે મારી સરકારે મને મિલ્યુકોવને ન મળવાની સૂચના આપેલી કારણ કે તે ભયંકર ઉદ્દામપંથી હતો!"

રશિયામાં અને ખાસ કરીને પેત્રોગ્રાદમાં વરસના ખરાબમાં ખરાબ મહિના સપ્ટેંબર અને ઑક્ટોબરના હોય છે. દિવસો એક પછી એક ટૂંકા થઈ રહ્યા



હતા, ઘેરા તેજહીન આસમાનમાંથી અણથંભ વરસતો વરસાદ જોતજોતામાં તરબોળ કરી નાખતો હતો. કાદવના જાડા થરમાં જ્યાં જુઓ ત્યાં ભારે બૂટનાં નિશાન નજરે પડતાં હતાં. ચીકણો કાદવ બૂટમાં ચોંટી જતો હતો. સુધરાઈનું કામ તદ્દન ખોરવાઈ ગયું હોવાથી હાલત બદતર બની ગઈ હતી. ફિન્લૅન્ડના અખાત તરફથી આકરો ભીનો પવન ફૂંકાતો રહેતો, રસ્તાઓ પર ટાઢું ધુમ્મસ છવાયેલું રહેતું. કરકસરના ઉદ્દેશે અને જર્મન વિમાનોની બીકને લીધે રાતે રસ્તાઓ પર બહુ જ ઓછી બત્તીઓ બાળવામાં આવતી. ઘરોમાં વીજળી માત્ર સાંજના છથી મધરાત સુધી જ ચાલુ રહેતી. મીણબત્તી બેહદ મોંઘી થઈ ગઈ હતી અને કેરોસીન તો જવલ્લે જ મળતું. દિવસે ત્રણ વાગ્યે અંધારું થવા લાગતું અને છેક સવારે દસ વાગ્યે પાછું દિવસનું અજવાળું જોવા મળતું. લૂંટફાટના અને ઘર ફાડવાના બનાવો વધી રહ્યા હતા. પુરુષો વારા નક્કી કરીને આખી રાત ભરેલી બંદૂકે મકાનોની રખેવાળી કરતા. કામચલાઉ સરકારના અમલમાં એવી હાલત હતી.

ખોરાકની અછત દર અઠવાડિયે વધી રહી હતી. રોટીનું રોજનું દોઢ રતલનું રૅશન ઘટીને એક રતલ, પછી પોણો રતલ, પછી અરધો રતલ, અને પછી પા રતલ થઈ ગયું. આખરી દિવસોમાં તો એક આખું અઠવાડિયું રોટી મળી જ નહિ. ખાંડનું રૅશન માથાદીઠ મહિને બે રતલનું નક્કી થયેલું હતું, જો મળે તો. પણ ખાંડ ક્યારેક જ મળતી. ચૉકલેટના કે એક રતલ બેસ્વાદ પિપરમીટના સાતથી દસ રૂબલ લાગતા—એટલે ઓછામાં ઓછો એક ડૉલર ખર્ચવો પડતો. શહેરનાં નાનાં બચ્ચાંમાંથી માત્ર અરધાનેય માંડ પૂરું થાય એટલું જ દૂધ આવતું. મોટા ભાગનાં કુટુંબો તથા હોટેલોને મહિનાઓ સુધી દૂધ મળતું જ નહિ. ફળની મોસમમાં સફરજન અને નાસપાતી એક નંગના લગભગ એક રૂબલના ભાવે રસ્તા પર વેચાતાં...

દૂધ, રોટી, ખાંડ, અને તમાકુ લેવા ટાઢા વરસાદમાં કેટલાય કલાક લાઈનમાં ઊભું રહેવું પડતું. આખી રાત ચાલેલી મિટિંગ પછી ઘેર પાછો જતો હોઉં ત્યારે પરોઢ ઊગતાં પહેલાં જ ખ્વોસ્ત (પૂંછડી) ઘાટ લેતી મેં ઘણી વાર જોઈ છે. તેમાં મોટે ભાગે સ્ત્રીઓ હોય અને કેટલીક તો બચ્ચાંને તેડીને ઊભી હોય... 'ફ્રેંચ ક્રાંતિ' નામની કૃતિમાં કાર્લાઇલે ફ્રેંચ પ્રજાનું વર્ણન કરતી વેળા લખ્યું છે કે ફ્રેંચ લોકોની લાઇનમાં ઊભા રહેવાની ટેવને કારણે તેઓ બીજી પ્રજાઓથી નિરાળા તરી આવે છે. રશિયા પણ એવી હાલતથી ટેવાઈ ગયેલું હતું. તેની

શરૂઆત છેક ૧૯૧૫માં પ્રભુપ્રિય નિકોલાઈના અમલમાં થઈ હતી. વચ્ચે ક્યારેક ક્યારેક લાઈનો બંધ થઈ જતી પણ વળી પાછી ચાલુ થઈ જતી. ૧૯૧૭ના ઉનાળા સુધી એમ જ ચાલતું રહ્યું અને પછી તો લાઈનો જાણે કાયમી બની ગઈ. રશિયાના શિયાળામાં પેત્રોગ્રાદ શહેરમાં જાણે સફેદ ટિનનાં પતરાં બિછાવેલાં લાગે એવી રીતે રસ્તાઓ પર બધે છવાયેલા હિમમાં અપૂરતો કંગાલ લેબાસ પહેરીને આખો દિવસ લાઈનમાં ઊભા ઊભા ટાઢે થરથરતા લોકોનો વિચાર કરો! રશિયન લોકોની અદ્ભુત સુજનતાને પણ વીંધી નાખીને અવારનવાર ફૂટી નીકળતા અસંતોષના કડવાશભર્યા આકરા સૂર મેં રોટીની લાઈનોમાં કેટલીય વાર સાંભળ્યા છે...

તમામ થિયેટરો રવિવાર સમેત દરરોજ રાતે બેશક ચાલુ રહેતાં. મારિઈન્સ્કી થિયેટરમાં કાર્સાવિનાનું નવું બેલેનૃત્ય રજૂ થઈ રહ્યું હતું અને આખું નૃત્યપ્રેમી રશિયા તેને નીરખવા ઊમટી રહ્યું હતું. શલાપિનનું ગાયન રજૂ થઈ રહ્યું હતું. તોલ્સ્તોયની કૃતિ 'ભયંકર ઇવાનનું મૃત્યુ'ની મેયેરહોલ્દે* કરેલી નાટ્ય રજૂઆતનો કાર્યક્રમ અલેક્સાંદ્રીન્સ્કી થિયેટરમાં ફરી ચાલી રહ્યો હતો. મને યાદ છે કે શાહી અનુચર શાળા**નો એક વિદ્યાર્થી પૂરો યુનિફૉર્મ પહેરીને એ કાર્યક્રમ જોવા આવેલો અને દરેક અંક પૂરો થાય ત્યારે તે શાહી કુટુંબના સભ્યોને બેસવાની હવે રાજ્યચિહ્ન વગરની ખાલી જગ્યાની સામે રીતસર લશ્કરી ઢબે ઊભો રહેતો... 'ક્રિવોયે ઝેરકલો' (ત્રાંસો અરીસો) નામની મંડળીએ શ્નીત્ઝ્લેર***ની કૃતિ 'રેઇજૂગેન'ની સુંદર રજૂઆત કરી હતી.

હર્મિતાજ તથા અન્ય ચિત્રકલા સંગ્રહો મોસ્કો ખસેડી દેવામાં આવ્યા હતા પરંતુ ચિત્રકલાનાં પ્રદર્શનો દર અઠવાડિયે થતાં. કલા, સાહિત્ય, અને સરળ તત્ત્વજ્ઞાન સંબંધી વ્યાખ્યાનો સાંભળવા નારી બુદ્ધિજીવીઓનાં ટોળાં ઊમટતાં. થિયોસોફિસ્ટો વિશેષ રૂપે સક્રિય હતા. ઇતિહાસમાં પહેલી જ વાર રશિયામાં પ્રવૃત્તિની છૂટ પામેલ સાલ્વેશન આર્મી તરફથી દૈવી સંદેશ સભાઓની જાહેરાતો



કારખાના વિભાગ સમિતિઓનું પેત્રોગ્રાદ સંમેલન
૧૨મી જૂનથી ૧૬મી જૂન, ૧૯૧૭

---

*મેયેરહોલ્દ, વી.ઈ. (૧૮૭૪-૧૯૪૦)—સોવિયેત રંગભૂમિ દિગ્દર્શક અને અભિનેતા.—સં.

**શાહી અનુચર શાળા—ઝારશાહી રશિયાની એક વિશિષ્ટ લશ્કરી શાળા. જનરલો તથા ઊંચા હોદ્દેદારોનાં બાળકો તેમાં તાલીમ લેતા.—સં.

***આર્થર શ્નીત્ઝ્લેર (૧૮૬૨-૧૯૩૧)—ઑસ્ટ્રિયન લેખક.—સં.



૧૯૧૭ના ઑક્ટોબરમાં ગ્રૅનેડિયર ટુકડીની બૅરેકમાં સિપાહીઓની સભા
વક્તા છે બાલ્ટિક કાફલાનો એક ખલાસી

ઠેર ઠેર દીવાલો પર ચોંટાડી દેવામાં આવી હતી. રશિયન શ્રોતાઓને એવી સભાઓમાં ગમ્મત પડતી અને વિસ્મય થતું...

એવા ગાળાઓમાં હંમેશાં બનતું હોય છે તેમ, શહેરનું નીચલી કક્ષાનું પ્રણાલિકાગત જીવન ક્રાંતિની બને એટલી અવગણના કરતું ચાલુ રહ્યું. કવિઓ કવિતાઓ લખતા — પરંતુ ક્રાંતિ વિશે નહિ. વાસ્તવલક્ષી ચિત્રકારો મધ્યયુગીન રશિયન ઇતિહાસનાં દૃશ્યોનાં ચિત્રો આલેખતા — ક્રાંતિ સિવાય બીજા કોઈ પણ વિષયનું ચિત્રણ કરતા. પ્રાંતોમાંથી તરુણ મહિલાઓ ફ્રેંચ ભાષા શીખવા અને ગાયનની તાલીમ લેવા પાટનગર આવતી. મોજીલા દેખાવડા જુવાન અફસરો માથે સોનેરી કિનારવાળી રાતી બાશ્લીક પહેરીને અને ભપકાદાર કોકેશિયન તલવારો લટકાવીને હોટેલોના પ્રવેશખંડોમાં આંટા મારતા રહેતા. ગૌણ નોકરશાહી સ્તરની બાનુઓ બપોર પછી ચા પીવા ભેગી મળતી, દરેક બાઈ સોનાની, ચાંદીની, અથવા હીરામોતી જડેલી સાકરદાની અને અરધી રોટી હાથને ગરમાવો આપવાની ખોળીમાં ગોઠવીને ભેગી લઈ આવતી, અને કામના કરતી રહેતી કે ઝારનું રાજ પાછું આવે, અથવા જર્મનો જલદી આવી પહોંચે, અથવા નોકરની સમસ્યા ઉકેલી નાખે એવું કંઈ પણ બને... મારા એક મિત્રની પુત્રી એક વાર સાંજે ઘેર પાછી ફરી ત્યારે બેહદ ઉત્તેજિત દશામાં હતી કારણ કે ટ્રામની કંડક્ટર બાઈએ તેને "કોમરેડ" કહીને બોલાવેલી!

તેમની આસપાસ ચોમેર વિશાળ રશિયા જાણે પ્રસૂતિની પીડા ભોગવી રહ્યું હતું અને નવા જગતને જન્મ આપી રહ્યું હતું. એક જમાનામાં નોકરોની સાથે જનાવરો જેવું વર્તન કરવામાં આવતું હતું અને તેમને નજીવું મહેનતાણું આપવામાં આવતું હતું. પરંતુ હવે નોકરો સ્વતંત્રતા બતાવી રહ્યા હતા. પગરખાંની એક જોડીના એકસોથી વધારે રૂબલ દેવા પડતા, અને પાંત્રીસ રૂબલનો સરેરાશ માસિક પગાર મેળવતા નોકરો લાઇનમાં ઊભા રહીને પોતાના જોડા ઘસી નાખવાનો ઇનકાર કરી રહ્યા હતા. નૂતન રશિયામાં દરેક પુરુષ અને સ્ત્રીને મત આપવાનો અધિકાર હતો, કામદાર વર્ગનાં અખબારો છપાવા લાગ્યાં હતાં અને તેઓ નવી તથા ચોંકાવનારી બાબતો જણાવી રહ્યાં હતાં, સોવિયેતો હતી, અને યુનિયનો હતો. ઈઝવોઝચીકોનું (ગાડીવાનોનું) યુનિયન હતું, અને પેત્રોગ્રાદ સોવિયેતમાં તેમના પ્રતિનિધિઓ પણ સામેલ હતા. હોટેલોના વેઇટરો તથા બીજા નોકરો સંગઠિત થઈ ગયા હતા, તેઓ બક્ષીસ લેવાનો સાફ ઇનકાર કરી રહ્યા હતા. તેમણે રેસ્તરાંની દીવાલો પર આવાં પાટિયાં લગાવી દીધાં હતાં:

"અહીંયાં બક્ષીસ નથી લેવામાં આવતી" — અથવા "માણસને રોજી રળવા
સારુ પીરસવાનું કામ કરવું પડે એટલે તેની સામે બક્ષીસ ધરીને તેનું અપમાન
કરવાની મુદ્દલ જરૂર નથી!"

મોરચે સિપાહીઓ અફસરોની સામે પોતાની લડત લડી રહ્યા હતા અને
પોતાની સમિતિઓ મારફત સ્વશાસનની તાલીમ લઈ રહ્યા હતા. કારખાનાંમાં અજોડ
રશિયન સંગઠનો — કારખાના વિભાગ સમિતિઓ* — પુરાણી વ્યવસ્થાનો સામનો
કરીને અનુભવ તથા તાકાત હાંસલ કરી રહ્યાં હતાં અને પોતાની ઐતિહાસિક
કામગીરીની સમજ મેળવી રહ્યાં હતાં. આખું રશિયા વાંચતાં શીખી રહ્યું હતું
અને રાજકારણ, અર્થશાસ્ત્ર, તથા ઇતિહાસનાં પુસ્તકો **વાંચી રહ્યું** હતું કારણ
કે લોકો **જાણકારી મેળવવા** આતુર બની ગયા હતા. દરેક શહેરમાં, મોટા ભાગનાં
નાનાં નગરોમાં, મોરચે — બધે દરેક રાજકીય જૂથ પોતાનું અખબાર — ક્યારેક તો
કેટલાંય અખબારો — ધરાવતું હતું. હજારો સંસ્થાઓ લાખો પુસ્તિકાઓ વહેંચી
રહી હતી — લશ્કરોમાં, ગામોમાં, કારખાનાંમાં, રસ્તાઓ પર પુસ્તિકાઓના
ધોધ વહેવડાવી રહી હતી. લાંબા વખતથી રૂંધી રાખવામાં આવેલી શિક્ષણની
તરસ ક્રાંતિની જોડે ઝનૂની રૂપમાં ફૂટી નીકળી હતી. એકલા સ્મોલ્ની વિદ્યાલયમાંથી
જ પ્રથમ છ મહિના દરમિયાન દરરોજ મણોના હિસાબે, મોટરો ભરીને,
રેલગાડીઓ ભરીને, સાહિત્ય બહાર જતું હતું અને આખા દેશમાં ફેલાઈ જતું
હતું. ગરમ ગરમ રેતી જેવી રીતે પાણીને શોષી લે એવી રીતે રશિયા
વાચનસામગ્રીને શોષી લેતું હતું, પરંતુ તોયે તેની વાચનની પ્યાસ છીપતી જ
નહોતી. અને એ વાચનસામગ્રી લોકોને ભ્રષ્ટ બનાવી નાખે એવા ગપગોળા,
ખોટા ઇતિહાસ, ભેળસેળિયા ધર્મ, અથવા હલકટ વાર્તાઓની નહોતી પરંતુ
સામાજિક તથા આર્થિક સિદ્ધાંતોની, ફિલસૂફીની, તોલ્સ્તોય તથા ગોગોલ તથા
ગોર્કીની કૃતિઓની હતી...

અને વાણીનું પૂર — તેની સરખામણીમાં કાર્લાઇલ વર્ણિત "ફ્રેંચ વાણીનો
ધોધ" તો સાવ નાનકડી ધાર જ ગણાય. વ્યાખ્યાનો, ચર્ચાઓ, ભાષણો —
થિયેટરોમાં, સર્કસ ભવનોમાં, કલબોમાં, સોવિયેતોનાં સભાગૃહોમાં, યુનિયનોનાં
વડાં મથકોમાં, બૅરેકોમાં... મોરચે ખાઈઓમાં, ગામોના ચોકોમાં, કારખાનાંમાં,
બધે મિટિંગો જ મિટિંગો... **પુતીલોવ ઝાવોદના** (પુતીલોવ કારખાનાના)
ચોવીસ હજાર કામદારોને મિટિંગમાં ભાગ લેવા ધસમસાટ બહાર નીકળતા જોવા
એટલે અદ્ભુત દૃશ્ય નીરખવું! સામાજિક-લોકશાહીવાદીઓને, સમાજવાદી
ક્રાંતિકારીઓને, અરાજકતાવાદીઓને, કોઈને પણ સાંભળવા, તેઓ બોલતા
રહે તો જે કંઈ બોલે તે બધુંયે સાંભળવા, કામદારો આતુરતાથી ભેગા થઈ જતા!
કેટલાય મહિનાઓ સુધી પેત્રોગ્રાદમાં, આખા રશિયામાં, દરેકે દરેક રસ્તાના
ખૂણાઓ જાણે જાહેર મંચ બની ગયા હતા. રેલગાડીઓના ડબ્બાઓમાં, ટ્રામોમાં,
દરેક ઠેકાણે અણધારી ચર્ચાઓ આપોઆપ શરૂ થઈ જતી...

અને અખિલ રશિયન સંમેલનોમાં તથા કૉંગ્રેસોમાં બે ખંડોના માણસો
એકત્રિત થઈ જતા — સોવિયેતોનાં, સહકારી સંસ્થાઓનાં, ઝેમ્સ્ત્વોનાં*,
પ્રજાઓનાં, પાદરીઓનાં, કિસાનોનાં, રાજકીય પાર્ટીઓનાં સંમેલનો ભરાતાં
જ રહેતાં. લોકશાહીવાદી સંમેલન, મોસ્કો સંમેલન, પ્રજાસત્તાક સમિતિનું
અધિવેશન... પેત્રોગ્રાદમાં દરરોજ ત્રણ કે ચાર સંમેલનો ચાલતાં જ રહેતાં.
દરેક મિટિંગમાં વક્તાના સમયની મર્યાદા બાંધવાના પ્રયાસોને બહુમતીથી નકારી
કાઢવામાં આવતા, દરેક ઇન્સાનને પોતાના મનમાં રમતા વિચારો રજૂ કરવાની
છૂટ હતી...

અમે રીગા નજીક બારમા લશ્કરને મોરચે ગયા. ત્યાં કાદવથી ભરેલી ભયંકર
ખાઈઓમાં બૂટ વગરના સુકલકડી સિપાહીઓ બીમારીમાં સબડતા પડયા હતા.
અમને જોતાં જ તેઓ ઊભા થવા લાગ્યા. તેમના ચહેરા થીજી ગયેલા હતા
અને ફાટેલાં કપડાંમાંથી તેમની ભૂરી પડી ગયેલી ચામડી નજરે પડતી હતી.
તેઓ સૌ આતુરતાથી અમને પૂછવા લાગ્યા: "**વાંચવાનું** કંઈ લાવ્યા છો?"

પરિવર્તનની બાહ્ય તથા દૃષ્ટિગમ્ય નિશાનીઓ ઘણીબધી હતી, અલેક્સાંદ્રીન્સ્કી
થિયેટરની બહાર મહાન યેકાતેરીનાના હાથમાં નાનકડો લાલ ધ્વજ ફરકી
રહ્યો હતો, અને સઘળી જાહેર ઇમારતોની ઉપર જરાક ઝાંખા પડી ગયેલા
લાલ ઝંડા લહેરાઈ રહ્યા હતા, શાહી રાજ્યચિહ્નો તથા ગરુડોને કાં તો ઉખેડીને
ફગાવી દેવામાં અથવા ઢાંકી દેવામાં આવ્યાં હતાં, અને બિહામણા ગોરોદોવોયે

---

* જુઓ 'ટિપ્પણીઓ અને વિવરણ'. જૂનની ૧૬મી તારીખે ભરવામાં
આવેલા કારખાના વિભાગ સમિતિઓના પેત્રોગ્રાદ સંમેલનમાં ભારે બહુમતીથી
(પોણા ભાગના ડેલિગેટો તરફથી) બોલ્શેવિકોનું સમર્થન કરવામાં આવ્યું હતું. —
સં.

* જુઓ 'ટિપ્પણીઓ અને વિવરણ'.

(શહેર પોલીસ)ને બદલે વિનયી તથા હથિયાર વગરના નાગરિક મિલિશિયાના સભ્યો રસ્તાઓ પર પહેરા ભરી રહ્યા હતા — પરંતુ તોયે નવા યુગની સાથે મેળ ન ખાતી પુરાણા જમાનાની ઘણી નિશાનીઓ હજી મોજૂદ હતી.

દાખલા તરીકે, મહાન પિટરે લોખંડી હાથે રશિયાને માથે જડી દીધેલો તાબેલ ઓ રાંગોહ (દરજ્જાનો ક્રમ) હજુ અમલમાં હતો. નિશાળના છોકરાથી લઈને લગભગ દરેક માણસ પોતાને માટે નિર્ધારિત યુનિફૉર્મ પહેરતો, યુનિફૉર્મનાં બટન ઉપર તેમ જ ખભાની પટ્ટીઓ ઉપર શહેનશાહનું રાજ્યચિહ્ન અંકિત રહેતું, સાંજે લગભગ પાંચ વાગ્યે બૅરેક જેવા વિશાળ મંત્રાલયો તથા સરકારી કાર્યાલયોમાંથી પોર્ટફોલિયો લઈને ઘેર જવા નીકળતા દહેશત ખાઈ ગયેલા યુનિફૉર્મધારી ઘરડા સજ્જનો રસ્તાઓને ભરી દેતા, તેઓ ચાલતા ચાલતા મનમાં કદાચ ગણતરી કરતા રહેતા કે ઉપરી અમલદારોની અંદર થયેલી ભારે ખુવારીના પરિણામે પોતાને તરક્કી મળશે, કોલેજિયેટ એસેસર અથવા પ્રિવિ કાઉન્સિલરનો વાંછિત **ચિન** (દરજ્જો) મળશે, સારા એવા પેન્શન પર નિવૃત્તિની સંભાવના ઊભી થશે, અને શક્ય છે કે સેંટ આન્ના ક્રોસ*નો ઇલકાબ પણ મળે...

સેનેટર સોકોલોવનો કિસ્સો સાંભળવા મળ્યો કે ક્રાંતિની જોરદાર ભરતીના દિવસોમાં એક વાર તે નાગરિક પોશાક પહેરીને સેનેટની મિટિંગમાં ભાગ લેવા ગયેલો, પરંતુ ઝારની સેવાનો મુકરર લેબાસ ન પહેર્યો હોવાથી તેને સેનેટમાં દાખલ થવાની છૂટ ન મળી!

સમગ્ર રાષ્ટ્રના એવા જુવાળ તથા વિઘટનની એવી પૃષ્ઠભૂમિમાં રશિયન લોકસમુદાયોના વિપ્લવની કૂચકદમ શરૂ થઈ ગઈ...

---

*સેંટ આન્ના ક્રૉસ — પટ્ટીમાં ભરાવીને ગળે પહેરવામાં આવતું એક ઝારશાહી ઇલકાબનું પ્રતીક. — સં.

## પ્રકરણ ૨

## ઝંઝાવાતના અણસારા

સપ્ટેંબરમાં જનરલ કોર્નીલોવે પેત્રોગ્રાદ ઉપર ચડાઈ કરી. તેની મુરાદ રશિયાનો લશ્કરી સરમુખત્યાર બની જવાની હતી. પરંતુ એકાએક જાહેર થઈ ગયું કે મૂડીદાર વર્ગ તેની પાછળ રહીને તેને મદદ કરી રહ્યો હતો. મૂડીદારો ક્રાંતિને કચડી નાખવાનો પ્રયાસ હિંમતથી કરી રહ્યા હતા. કેટલાક સમાજવાદી પ્રધાનો તેમાં સંડોવાયેલા હતા. કેરેન્સ્કી પણ સંડોવાયેલો હોય એવી શંકા ઊભી થઈ હતી.*[1] સાવિન્કોવને તેની સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીની કેંદ્રીય સમિતિએ ખુલાસા માટે બોલાવ્યો પરંતુ તેણે ખુલાસો આપવાનો ઇનકાર કર્યો એટલે તેને પાર્ટીમાંથી હાંકી કાઢવામાં આવ્યો. સિપાહીઓની સમિતિઓએ કોર્નીલોવને ગિરફતાર કરી લીધો. જનરલોને બરતરફ કરી દેવામાં આવ્યા, પ્રધાનોના કારોબાર મોકૂફ કરી દેવામાં આવ્યા, પ્રધાનમંડળ પડી ભાંગ્યું.

કેરેન્સ્કીએ મૂડીદારોની પાર્ટી કેડેટોના સભ્યોને સામેલ કરીને નવું પ્રધાનમંડળ રચવાનો પ્રયાસ કર્યો. પરંતુ તેની સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીએ તેને આદેશ આપ્યો કે કેડેટોને પ્રધાનમંડળમાં સામેલ ન કરવા. કેરેન્સ્કીએ આદેશનું પાલન કરવાનો ઇનકાર કર્યો અને સમાજવાદીઓ આદેશને વળગી રહે તો પ્રધાનમંડળમાંથી રાજીનામું આપી દેવાની ધમકી દીધી. પરંતુ લોકલાગણી એટલી તીવ્ર હતી કે તત્કાળ તેનો સામનો કરવાની તે હિંમત જ ન કરી શક્યો, એટલે તેણે પુરાણા પ્રધાનોમાંથી પાંચ માણસોના કામચલાઉ સંચાલક મંડળની રચના

---

*આ પ્રકરણના સંદર્ભો માટે પ્રકરણ બીજાનું પરિશિષ્ટ જુઓ.

કરી*. કેરેન્સ્કી તેનો અધ્યક્ષ બન્યો. સવાલની પતાવટ ન થાય ત્યાં સુધી સત્તા એ સંચાલક મંડળે પોતાને હસ્તક લઈ લીધી.

કોર્નીલોવ મામલાના પરિણામે તમામ સમાજવાદી જૂથો—"નરમપંથી" તેમ જ ક્રાંતિપંથી—સ્વરક્ષાના પ્રબળ આવેગથી પ્રેરાઈને એકત્ર થઈ ગયાં. ભવિષ્યમાં કોર્નીલોવો મુદ્દલ ન જોઈએ. ક્રાંતિનું સમર્થન કરનારાં તત્ત્વોને જવાબદાર હોય એવી નવી સરકારની રચના કરવી જોઈએ. એટલે કેંદ્રીય કારોબારી સમિતિએ પ્રજાકીય સંગઠનોને લોકશાહીવાદી સંમેલન સારુ ડેલિગેટો મોકલવાનું આમંત્રણ પાઠવ્યું. સંમેલન સપ્ટેંબરમાં પેત્રોગ્રાદમાં ભરાવાનું હતું.

કેંદ્રીય કારોબારી સમિતિની અંદર તત્કાળ ત્રણ જૂથો રચાઈ ગયાં. બોલ્શેવિકોએ માંગ ઉઠાવી કે સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસ ભરવામાં આવે અને સમગ્ર સત્તા સોવિયેતો પોતાને હસ્તક લઈ લે. ચેર્નોવની આગેવાની હેઠળ "મધ્યમપંથી" સમાજવાદી ક્રાંતિકારીઓ, કામકોવ તથા સ્પિરિદોનોવાની આગેવાની હેઠળ ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ, માર્તોવની આગેવાની હેઠળ મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ, અને "મધ્યમપંથી" મેન્શેવિકો**નું પ્રતિનિધિત્વ કરતા બોગ્દાનોવ તથા સ્કોબેલેવે ભેગા મળીને નિર્ભેળ સમાજવાદી સરકારની માંગ ઉઠાવી. ત્સેરેતેલી, દાન, તથા લીબેરની આગેવાની હેઠળ મવાળપંથી મેન્શેવિકો અને આવ્ક્સેન્ત્યેવ તથા ગોત્ઝની આગેવાની હેઠળ મવાળપંથી સમાજવાદી ક્રાંતિકારીઓએ જોરદાર ધોરણ લીધું કે નવી સરકારમાં મિલકતદાર વર્ગોના પ્રતિનિધિઓને સામેલ કરવા જ જોઈએ.

ત્યાર પછી લગભગ તરત જ પેત્રોગ્રાદ સોવિયેતમાં બોલ્શેવિકોની બહુમતી થઈ ગઈ. પેત્રોગ્રાદ સોવિયેતને પગલે પગલે મોસ્કો, કીયેવ, ઓદેસ્સા, તથા બીજાં શહેરોની સોવિયેતોમાં પણ બોલ્શેવિકોને બહુમતી મળી ગઈ.

કેંદ્રીય કારોબારી સમિતિમાં વર્ચસ્વ ધરાવતા મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓ એથી ફિકરમાં પડી ગયા. તેમણે ફેંસલો કરી લીધો કે આખર કોર્નીલોવના જોખમ કરતાં લેનિનનું જોખમ વધારે ભયંકર છે. તેમણે લોકશાહીવાદી સંમેલન[2]માં પ્રતિનિધિત્વ સંબંધી યોજનામાં ફેરફાર કરી નાખ્યા

---

*કામચલાઉ સંચાલક મંડળના પાંચ સભ્યો હતા—કેરેન્સ્કી, નિકીતિન, તેરેશ્ચેન્કો, વેર્ખોવ્સ્કી, અને વેર્દેરેવ્સ્કી.—સં.

**જુઓ 'ટિપ્પણીઓ અને વિવરણ'.



અને સહકારી મંડળો તથા બીજી રૂઢિચુસ્ત સંસ્થાઓ વધારે ડેલિગેટો મોકલે એવી જોગવાઈ કરી. એવી રીતે કાળજીથી આયોજવામાં આવેલા સંમેલને પણ પહેલી વાર તો કેડેટો વગરની મિશ્ર સરકારની તરફેણમાં નિર્ણય લીધો. કેરેન્સ્કીએ રાજીનામાની ઉઘાડી ધમકી આપી અને "નરમપંથી" સમાજવાદીઓ "પ્રજાસત્તાક જોખમમાં" હોવાની ગભરાટભરી ચીસો પાડવા લાગ્યા ત્યાર પછી જ સંમેલને સાવ નાનકડી બહુમતીથી મૂડીદાર વર્ગની સાથે મિશ્ર સરકાર રચવાના સિદ્ધાંતને માની લીધો અને 'રશિયન પ્રજાસત્તાકની કામચલાઉ પરિષદ' નામે કશી વિધાનાત્મક સત્તા વગરની એક જાતની સલાહકારી સંસદની સ્થાપનાને બહાલી આપી. નવા પ્રધાનમંડળની અંદર વાસ્તવમાં મિલકતદાર વર્ગોનું વર્ચસ્વ હતું, અને રશિયન પ્રજાસત્તાકની પરિષદમાં તેઓને પ્રમાણથી ઘણી વધારે જગ્યાઓ આપવામાં આવી હતી.

હકીકતમાં કેંદ્રીય કારોબારી સમિતિ હવે સોવિયેતોના સાધારણ સભ્યોની પ્રતિનિધિ સંસ્થા રહી જ નહોતી, અને નિયમસર સપ્ટેંબરમાં સોવિયેતોની નવી અખિલ રશિયન કૉંગ્રેસ ભરવાનો તેણે ગેરકાનૂની ઇનકાર કરી દીધો હતો. એ કૉંગ્રેસ ભરવાનો કે ભરાવા દેવાનો તેનો ઇરાદો જ નહોતો. તેના સત્તાવાર મુખપત્ર 'ઇઝવેસ્તિયા'(સમાચાર)માં ઇશારા છપાવા શરૂ થઈ ગયા હતા કે સોવિયેતોની કામગીરી લગભગ પૂરી થઈ ગઈ છે[3] અને તેઓને કદાચ થોડા વખતમાં જ વિખેરી નાખવામાં આવશે... એ જ વખતે નવી સરકારે પણ "ગેરજવાબદાર સંગઠનોના", અર્થાત્ સોવિયેતોના, ખાતમાને પોતાની નીતિના એક ભાગ તરીકે જાહેર કર્યો.

તેના જવાબમાં બોલ્શેવિકોએ સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસ બીજી નવેંબરે પેત્રોગ્રાદ ખાતે ભરવાની જાહેરાત કરી અને એ કૉંગ્રેસને રશિયાનું શાસન પોતાને હસ્તક લઈ લેવાની હાકલ કરી. તેની સાથે સાથે જ તેઓ રશિયન પ્રજાસત્તાકની પરિષદમાંથી બહાર નીકળી ગયા. તેમણે ધોરણ લીધું કે "જનતાનો દ્રોહ કરનારી સરકાર"માં[4] અમે સામેલ નહિ થઈએ.

પરંતુ બોલ્શેવિકોના હઠી જવાથી કમનસીબ પરિષદને કશી સ્વસ્થતા પ્રાપ્ત ન થઈ. હવે સત્તાસ્થાને ગોઠવાઈ ગયેલા મિલકતદાર વર્ગો ઘમંડી બની ગયા. કેડેટોએ જાહેર કર્યું કે રશિયાને પ્રજાસત્તાક જાહેર કરવાનો કોઈ કાનૂની અધિકાર સરકારને નથી. તેમણે સિપાહીઓ તથા ખલાસીઓની સમિતિઓને ખતમ કરી નાખવા માટે સેનામાં તથા નૌકાદળમાં સખત પગલાં લેવાની માંગ ઉઠાવી અને

સોવિયેતોની ઉપર નિંદાની ઝડી વરસાવી. ભવનમાં બીજી બાજુએ મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ તથા ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓએ તત્કાળ સુલેહશાંતિ, કિસાનોને જમીન, તથા ઉદ્યોગમાં કામદારો તરફથી નિયંત્રણની — વાસ્તવમાં બોલ્શેવિક કાર્યક્રમની — હિમાયત કરી.

કેડેટોના જવાબમાં માર્તોવનું પ્રવચન મેં સાંભળ્યું હતું. જીવલેણ બીમારીનો ભોગ બનેલા આદમીએ વ્યાસપીઠના ટેબલ પર નમીને, માંડ માંડ સાંભળી શકાય એવા ઘોઘરા અવાજે બોલતાં, મવાળપંથી સભ્યો તરફ આંગળી હલાવીને કહ્યું:

"તમે અમને પરાજયવાદીઓ કહો છો, પરંતુ પરાજયવાદીઓ તો સુલેહ કરવા માટે વધારે અનુકૂળ સમયની વાટ જોનારા માણસો છે; સુલેહનો બાબતને ભવિષ્યના કોઈ સમય સુધી, રશિયન સેનાનો સર્વનાશ થઈ જાય ત્યાં સુધી, રશિયા જુદાં જુદાં સામ્રાજ્યવાદી જૂથોની અંદર સોદાબાજીનો વિષય બની જાય ત્યાં સુધી, મુલતવી રાખી દેવાનો આગ્રહ ધરાવનારા માણસો જ ખરા પરાજયવાદીઓ છે... તમે રશિયન જનતાની ઉપર મૂડીદાર વર્ગોનાં હિતોને અનુરૂપ નીતિ લાદવાનો પ્રયાસ કરી રહ્યા છો. સુલેહનો સવાલ જરાય વિલંબ વગર ઉઠાવવો જ જોઈએ... અને ત્યારે જ તમને જોવા મળશે કે તમે જેઓને જર્મન એજન્ટો ગણાવો છો, જેઓએ બધા દેશોમાં લોકશાહીવાદી લોકસમુદાયોની અંદર અંતરાત્માની જાગૃતિની ભૂમિકા તૈયાર કરી છે, એ ઝિમ્મરવાલ્ડપંથીઓ*નું કાર્ય એળે નથી ગયું..."

મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓ એ બે જૂથોની વચ્ચે ડામાડોળ થઈ રહ્યા હતા અને લોકસમુદાયોના વધતા જતા અસંતોષને લીધે અદમ્ય રીતે ઉદ્દામ દિશામાં ખેંચાઈ રહ્યા હતા.

ઊંડી દુશ્મનાવટે પરિષદના સભ્યોને પરસ્પર કટ્ટર વિરોધી જૂથોમાં વિભાજિત કરી નાખ્યા.

પૅરિસ ખાતે મિત્રરાજ્યોના સંમેલનની લાંબા વખતથી વાટ જોવાતી જાહેરાતે વિદેશનીતિના તાકીદના સવાલને મોખરે આણી દીધો ત્યારે પરિસ્થિતિ એવી હતી...

---

*યુરોપના સમાજવાદીઓની ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદી પાંખના સભ્યો. ૧૯૧૫માં સ્વિટ્ઝરલૅંડમાં ઝિમ્મરવાલ્ડ ખાતે ભરાયેલા આંતરરાષ્ટ્રીય સંમેલનમાં તેમની સામેલગીરીને કારણે તેમને એવું નામ મળ્યું હતું.



સૈદ્ધાંતિક દૃષ્ટિએ રશિયામાં બધી સમાજવાદી પાર્ટીઓ લોકશાહીવાદી શરતોના આધારે બને એટલી વહેલી સુલેહની તરફેણમાં હતી. છેક ૧૯૧૭ના મે મહિનામાં, એ વખતે મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓના વર્ચસ્વ હેઠળની પેત્રોગ્રાદ સોવિયેતે, પ્રખ્યાત રશિયન સુલેહ-શરતો ઘોષિત કરી હતી. તેમાં માંગ ઉઠાવવામાં આવી હતી કે મિત્રરાજ્યો તરફથી યુદ્ધનાં લક્ષ્યોની ચર્ચા કરવા માટે સંમેલન ભરવામાં આવે. એવું સંમેલન ઑગસ્ટમાં ભરવાનો વાયદો કરવામાં આવ્યો હતો પરંતુ તેને પહેલાં સપ્ટેંબર સુધી અને પછી ઑક્ટોબર સુધી મુલતવી રાખી દેવામાં આવ્યું હતું. આખરે તેને માટે નવેંબરની ૧૦મી તરીખ નક્કી કરવામાં આવી હતી*.

કામચલાઉ સરકારે બે પ્રતિનિધિઓ સૂચવ્યા — પ્રત્યાઘાતી લશ્કરી માણસ જનરલ અલેક્સેયેવ, અને વિદેશપ્રધાન તેરેશ્ચેન્કો. સોવિયેતોએ પોતાના પ્રવકતા તરીકે સ્કોબેલેવની વરણી કરી અને જાહેરનામું ઘડી કાઢ્યું જે **નકાઝ**[5] (સુચના) તરીકે જાણીતું થયું. કામચલાઉ સરકારે સ્કોબેલેવના નામની સામે તેમ જ તેની **નકાઝ** સામે વાંધો ઉઠાવ્યો. મિત્રરાજ્યોના એલચીઓએ વિરોધ જાહેર કર્યો, અને આખરે બોનાર લૉએ બ્રિટિશ આમસભામાં એક સવાલના જવાબમાં ઉદાસીન ભાવે જણાવી દીધું: "મને ખબર છે ત્યાં સુધી પૅરિસ સંમેલનમાં યુદ્ધનાં લક્ષ્યોની ચર્ચા તો કરવામાં જ નહિ આવે. કેવળ યુદ્ધ ચલાવવાની રીતો વિશે જ ચર્ચાવિચારણા કરવામાં આવશે..."

એથી રૂઢિચુસ્ત રશિયન અખબારોમાં ખૂશાલી ફેલાઈ ગઈ, અને બોલ્શેવિકો પોકારી ઊઠયા: "જોઈ લો, મેન્શેવિકો અને સમાજવાદી ક્રાંતિકારીઓની તડજોડની કાર્યનીતિએ તેમને ક્યાં પહોંચાડી દીધા છે!"

હજારો માઈલોના વિસ્તારમાં પથરાયેલા મોરચામાં રશિયન લશ્કરોના લાખો સિપાહીઓ ઊછળતા સાગરની જેમ ખળભળી ઊઠયા હતા અને તેમના તરફથી પાટનગરમાં મોકલવામાં આવતાં સેંકડો પ્રતિનિધિમંડળો "સુલેહ! સુલેહ!"ના પોકારો પાડી રહ્યાં હતાં.

હું નદી પાર કરીને સિર્કે મોદેર્ને ભવનની સભામાં ગયો. એવી સભાઓ આખા શહેરમાં બેહદ લોકપ્રિય બની ગઈ હતી અને રોજ રાતે વધતી જતી સંખ્યામાં ભરાઈ રહી હતી. ખેલાડીઓ વગરના ખાલી ગમગીન સરકસ ભવનમાં

---

*કામચલાઉ સરકારનું પતન થઈ જવાથી એ સંમેલન ભરાયું નહોતું. — સં.

એક પાતળા તાર વડે લટકાવેલી પાંચ ટચૂકડી બત્તીઓ આછું અજવાળું પાથરી રહી હતી. સરકસના ગોળ મેદાનની જોડાજોડ શરૂ થતા બાંકડા છેક છત સુધી ખીચોખીચ ભરેલા હતા—સિપાહીઓ, ખલાસીઓ, કામદારો, સ્ત્રીઓ, સૌ ધ્યાનથી સાંભળી રહ્યાં હતાં, જાણે કેમ તેમની જિંદગીનો આધાર તેની ઉપર જ હોય. એક સિપાહી બોલી રહ્યો હતો—પાંચસો ને અડતાલીસમી ડિવિઝનનો સિપાહી. કોને ખબર એ ડિવિઝન કેવી ને ક્યાં હશે!

"સાથીઓ," તેણે હાકલ કરી, અને તેના તંગ ચહેરામાં તથા હતાશાભર્યા હાવભાવમાં ખરી વેદના વરતાતી હતી, "ઉપરનાં આસનોએ બેઠેલા માણસો આપણને લગાતાર ઉપદેશ આપતા રહે છે કે હજી વધારે ત્યાગ આપો, હજી વધારે ત્યાગ આપો, પણ જે લોકોની પાસે જોઈતું બધું જ છે તેઓને તો હાથ પણ અડાડવામાં આવતો નથી.

આપણે જર્મનોની સામે યુદ્ધ લડી રહ્યા છીએ. આપણે જર્મન જનરલોને આપણા લશ્કરી સ્ટાફમાં કામ કરવા બોલાવી શકીએ ખરા? આપણે મૂડીદારોની સામે પણ જંગ લડી રહ્યા છીએ, તેમ છતાં આપણે તેમને આપણી સરકારમાં સામેલ થવાનું આમંત્રણ આપીએ છીએ...

સિપાહીઓ કહી રહ્યા છે કે અમે શાને ખાતર લડી રહ્યા છીએ તે અમને જણાવો. કોન્સ્ટંટીનોપલને ખાતર કે આઝાદ રશિયાને ખાતર? લોકશાહીને ખાતર કે મૂડીવાદી ધાડપાડુઓને ખાતર? સાબિત કરી દો કે અમે ક્રાંતિની રક્ષા કરી રહ્યા છીએ, તો પછી અમે મોતની સજાની બીકથી ધકેલાતા નહિ પણ ખુશીથી આગળ ધપીને લડાઈ લડીશું'.

જમીન કિસાનોની માલિકીની અને કારખાનાં કામદારોની માલિકીનાં બની જાય, અને સત્તા સોવિયેતોના હાથમાં આવી જાય, ત્યારે અમે માનીશું કે જેને ખાતર અમારે લડવું જોઈએ એવું કશુંક છે ખરું, અને અમે તેને ખાતર ચોક્કસ લડીશું."

બૅરેકોમાં, કારખાનાંમાં, રસ્તાઓ પર, બધે અનંત સિપાહી વકતાઓ યુદ્ધ ખતમ કરવાની માંગ ઉઠાવી રહ્યા હતા અને જાહેર કરી રહ્યા હતા કે સરકાર સુલેહના કૂર્તિલા પ્રયાસો નહિ કરે તો આખી સેના ખાઈઓને પડતી મૂકીને ઘર ભેગી થઈ જશે.

આઠમા લશ્કરનો પ્રવકતા:

"અમે કમજોર છીએ. દરેક કંપનીમાં માત્ર ગણતર સિપાહીઓ જ બાકી



રહ્યા છે. અમને ખોરાક અને બૂટ અને નવા સિપાહીઓની મદદ મળવી જ જોઈએ, નહિતર થોડા વખતમાં જ ખાઈઓ ખાલી થઈ જશે. કાં તો સુલેહ અથવા પુરવઠો... સરકાર કાં તો યુદ્ધનો અંત આણે અથવા સેનાની જરૂરિયાતો પૂરી કરે..."

છેંતાળીસમા સાઈબિરિયન તોપદળ વતી:

"અફસરો અમારી સમિતિઓ જોડે કામ નથી કરતા, તેઓ દગાખોરી કરીને અમને દુશ્મનના હાથમાં સપડાવી દે છે, તેઓ અમારા ચળવળ કાર્યકરોને મોતની સજા કરે છે; અને પ્રતિક્રાંતિકારી સરકાર તેમને ટેકો આપે છે. અમે માનેલું કે ક્રાંતિના પરિણામે સુલેહ થઈ જશે. પણ સરકાર તો અમને એવી વાતો કરવાનીયે મનાઈ ફરમાવે છે, અને સાથે સાથે અમને જિંદગી ટકાવી રાખવા પૂરતો ખોરાક નથી આપતી, અથવા લડવા માટે પૂરતા દારૂગોળા નથી આપતી..."

યુરોપથી અફવાઓ આવી કે રશિયાના ભોગે સુલેહ કરવામાં આવશે[6]...

ફ્રાંસમાં રશિયન સિપાહીઓ પ્રત્યેના વર્તનના સમાચારથી અસંતોષમાં ઉમેરો થયો. પહેલી બ્રિગેડના સિપાહીઓએ સ્વદેશના પોતાના સાથીઓની જેમ અફસરોની જગ્યાએ સિપાહીઓની સમિતિઓ સ્થાપવાની કોશિશ કરી હતી અને સાલોનિકી જવાનો હુકમ માનવાનો ઇનકાર કરી દીધો હતો. તેમણે માગણી કરી હતી કે અમને પાછા રશિયા મોકલી દો. તેમને ઘેરી લેવામાં આવ્યા હતા, ભૂખમરાના ભોગ બનાવવામાં આવ્યા હતા, અને પછી તેમની ઉપર તોપના ગોળા છોડવામાં આવ્યા હતા. તેમાં ઘણા સિપાહીઓ મોતના ખપ્પરમાં હોમાઈ ગયા હતા[7]...

હું ઑક્ટોબરની ૨૯મી તારીખે મારિઈન્સ્કી મહેલે ગયો. ત્યાં સફેદ આરસપહાણ જડેલા રાતા હૉલમાં પ્રજાસત્તાકની પરિષદના અધિવેશનમાં તેરેશ્ચેન્કો સરકારની વિદેશનીતિની જાહેરાત કરવાનો હતો. થાકેલો અને સુલેહ ઝંખતો આખો દેશ બેહદ આતુરતાથી એ જાહેરાતની વાટ જોઈ રહ્યો હતો.

ઊંચો જુવાન આદમી કાળજીથી તૈયાર કરેલું કશા બંધનથી સલામત ભાષણ સૌમ્ય ભાવે વાંચી રહ્યો હતો[8]. તેણે સ્વચ્છ ને સુઘડ પોશાક પહેર્યો હતો, તેનો ચહેરો મુલાયમ હતો, અને તેના ગાલનાં હાડકાં ઊપસેલાં હતાં. કશું જ નહિ... મિત્રરાજ્યોની મદદ વડે જર્મન લશ્કરવાદને કચડી નાખવાની, રશિયાનાં "રાજ્ય હિતો"ની, સ્કોબેલેવની નકારને કારણે અનુભવવી પડેલી અકળામણની—એવી

જ બધી પુરાણી ચવાયેલી વાતો ભાષણમાં હતી. તેણે મહત્ત્વનો મુદ્દો અંતમાં જણાવ્યો:

"રશિયા મહાન સત્તા છે. ગમે તેમ બને તોપણ રશિયા મહાન સત્તા તરીકે કાયમ રહેશે. આપણે સૌએ તેનું રક્ષણ કરવાનું છે, આપણે બતાવી આપવાનું છે કે 'આપણે મહાન આદર્શના રક્ષકો છીએ, મહાન સત્તાનાં સંતાનો છીએ."

કોઈને સંતોષ ન થયો. પ્રત્યાઘાતીઓ "પ્રબળ" સામ્રાજ્યવાદી નીતિ ઈચ્છતા હતા, લોકશાહીવાદી પાર્ટીઓ ઈચ્છતી હતી કે સરકાર સુલેહ માટે દબાણ કરે... પેત્રોગ્રાદની બોલ્શેવિક સોવિયેતના મુખપત્ર 'રાબોચી ઈ સોલ્દાત'માં (કામદાર અને સિપાહી) છપાયેલો અગ્રલેખ હું નીચે આપું છું:

"ખાઈઓને સરકારનો જવાબ

આપણા પ્રધાનોમાં સૌથી ઓછાબોલા મિસ્ટર તેરેશ્ચેન્કોએ ખાઈઓને હકીકતમાં નીચે મુજબ જણાવ્યું છે:

૧. આપણે આપણાં મિત્રરાજ્યોની સાથે ગાઢ રૂપે સંકળાયેલા છીએ (પ્રજાઓની સાથે નહિ પણ સરકારોની સાથે).

૨. શિયાળામાં લશ્કરી આગેકૂચની શક્યતા કે અશક્યતા અંગે લોકશાહીવાદી ચર્ચાવિચારણાની કશી જરૂર નથી. એ બાબતનો ફેંસલો મિત્રરાજ્યોની સરકારો કરશે.

૩. પહેલી જુલાઈનો આક્રમક હલ્લો લાભદાયક અને બહુ સુખદ મામલો સાબિત થયો હતો (તેણે પરિણામોનો ઉલ્લેખ નથી કર્યો).

૪. એવી વાતમાં કશું તથ્ય નથી કે આપણાં મિત્રરાજ્યો આપણી પરવા નથી કરતાં. 'પ્રધાનના હાથમાં બહુ જ મહત્ત્વની જાહેરાતો છે.' જાહેરાતો? પણ કૃત્યોનું શું? બ્રિટિશ નૌકાદળના વર્તનનું શું?[७] દેશપાર કરવામાં આવેલા પ્રતિક્રાંતિકારી જનરલ ગુર્કોની જોડે બ્રિટિશ રાજાની વાટાઘાટોનું શું? પ્રધાને આ બધી બાબતોનો ઉલ્લેખ નથી કર્યો.

૫. સ્કોબેલેવને આપવામાં આવેલી નકાઝ અનિષ્ટ છે. એ સૂચનાઓ મિત્રરાજ્યોને ગમતી નથી અને રશિયન મુત્સદ્દીઓને ગમતી નથી. 'મિત્રરાજ્ય સંમેલનમાં આપણે સૌએ એક જ ભાષામાં બોલવું જોઈએ'.



બસ, એટલું જ? એટલું જ. ઉપાય? ઉકેલ આવો છે—મિત્રરાજ્યોમાં અને તેરેશ્ચેન્કોમાં નિષ્ઠા રાખવી. સુલેહ ક્યારે થશે? મિત્રરાજ્યો મંજૂરી આપે ત્યારે.

સુલેહના સંબંધમાં સરકારે ખાઈઓને એવો જવાબ આપ્યો છે."

રશિયન રાજકારણની પૃષ્ઠભૂમિમાં હવે એક કુત્સિત શક્તિની—કઝ્ઝાકોની—આછી રૂપરેખા અંકિત થવા લાગી. ગોર્કીના અખબાર 'નોવાયા ઝીઝન'માં (નવજીવન) તેમની પ્રવૃત્તિઓ પ્રત્યે ધ્યાન ખેંચવામાં આવ્યું:

"...ક્રાંતિના આરંભમાં કઝ્ઝાકોએ લોકોને ગોળીએ વીંધી નાખવાનો ઈનકાર કરી દીધો હતો. કોર્નીલોવ પેત્રોગ્રાદ ઉપર ચડી આવ્યો ત્યારે તેમણે તેને પગલે પગલે કૂચ કરવાની ના પાડી દીધી હતી...

કઝ્ઝાકો ક્રાંતિ પ્રત્યેની નિષ્ક્રિય વફાદારીની સ્થિતિમાંથી હવે સક્રિય રાજકીય આક્રમણની (ક્રાંતિની વિરુદ્ધ) સ્થિતિમાં પહોંચી ગયા છે. તેઓ ક્રાંતિની પૃષ્ઠભૂમિમાંથી એકાએક મંચ પર મોખરે પહોંચી ગયા છે..."

કામચલાઉ સરકારે દોનપ્રદેશના કઝ્ઝાકોના આતામાન (સરદાર) કાલેદિનને કોર્નીલોવ મામલામાં તેની સામેલગીરીને કારણે બરતરફ કરી દીધો હતો. તેણે રાજીનામું આપવાનો સાફ ઈનકાર કરી દીધો, અને નોવોચેર્કાસ્ક ખાતે ત્રણ જબરાં લશ્કરોનો પડાવ નાખીને તે ખોફનાક રીતે કારસ્તાન કરવા લાગ્યો. તેની તાકાત એટલી ભયાનક હતી કે સરકારને તેની ગુસ્તાખી અવગણવી પડી. વધુમાં, કઝ્ઝાક સૈન્ય સંઘ પરિષદને માન્યતા આપવાની અને સોવિયેતોના નવા સ્થપાયેલા કઝ્ઝાક વિભાગને ગેરકાનૂની જાહેર કરવાની સરકારને ફરજ પડી...

ઑક્ટોબરના પહેલા હિસ્સામાં એક કઝ્ઝાક પ્રતિનિધિમંડળે કેરેન્સ્કીની મુલાકાત લીધી અને ઉદ્ધતાઈથી માગણી કરી કે કાલેદિનની ઉપર મૂકવામાં આવેલા આરોપો રદ કરી નાખવામાં આવે. પ્રધાન-પ્રમુખને સોવિયેતોની સમક્ષ નમતું જોખવા બદલ ઠપકો પણ આપવામાં આવ્યો. કેરેન્સ્કીએ કાલેદિન વિરુદ્ધના આરોપો પડતા મૂકવાની વાત માની લીધી, અને જાણવા મળ્યું છે તે મુજબ તેણે પછી કહ્યું: "સોવિયેતોના આગેવાનોની નજરમાં તો હું આપખુદશાહ અને જુલમગાર છું... કામચલાઉ સરકાર સોવિયેતોની ઉપર આધાર નથી રાખતી એટલું જ નહિ પણ સોવિયેતોની હયાતીનેય અફસોસની બાબત ગણે છે."

તેની સાથે સાથે, બીજું એક કઝ્ઝાક પ્રતિનિધિમંડળ બ્રિટિશ એલચીને મળવા ગયું, અને ત્યાં તેણે હિંમતથી "મુક્ત કઝ્ઝાક પ્રજા"ના પ્રતિનિધિઓ તરીકે વર્તન કર્યું.

દોનપ્રદેશમાં કઝ્ઝાક પ્રજાસત્તાક જેવું જ શાસન સ્થાપવામાં આવ્યું હતું.

કુબાનને સ્વતંત્ર કઝ્ઝાક રાજ્ય ઘોષિત કરવામાં આવ્યું. હથિયારબંધ કઝ્ઝાકોએ દોનકિનારે રોસ્તોવ તથા યેકાતેરિનોસ્લાવની સોવિયેતોને વિખેરી નાખી અને ખાર્કોવ ખાતે કોલસા કામદાર યુનિયનના વડા મથક પર દરોડો પાડયો. કઝ્ઝાક આંદોલનની તમામ નિશાનીઓ બતાવતી હતી કે તે સમાજવાદ-વિરોધી અને લશ્કરવાદી આંદોલન હતું. તેના આગેવાનો કાલેદિન, કોર્નીલોવ, અને જનરલો દૂતોવ, કોરોલ્યોવ, તથા બાર્દીજી જેવા ઉમરાવો તથા મોટા જમીનદારો હતા, અને તેને મોસ્કોના તાકાતવાન વ્યાપારીઓ તથા બેંકરોનું પીઠબળ હતું...

પુરાણા રશિયાનું ઝડપથી વિઘટન થઈ રહ્યું હતું. ઉક્રાઈના, ફિનલૅંડ, પોલૅંડ, તથા શ્વેત રશિયામાં રાષ્ટ્રવાદી આંદોલનો જોર પકડવા લાગ્યાં અને હિંમતભર્યાં કદમો ઉઠાવવા લાગ્યાં. મિલકતદાર વર્ગોના વર્ચસ્વ હેઠળની સ્થાનિક સરકારોએ સ્વાયત્તતા ઘોષિત કરીને પેત્રોગ્રાદના હુકમો માનવાનો ઇનકાર કરી દીધો. હેલસિંગફોર્સ ખાતે ફિનલૅંડની સેનેટે કામચલાઉ સરકારને નાણાં ધીરવાની ના પરખાવી દીધી, ફિનલૅંડને સ્વાયત્ત ઘોષિત કરી દીધું, અને રશિયન સૈન્યોને પાછાં બોલાવી લેવાની માગણી કરી. કીએવ ખાતે મૂડીવાદી રાદાએ ઉક્રાઈનાની સીમાઓને વિસ્તારીને દક્ષિણ રશિયાના અધિકતમ સમૃદ્ધ કૃષિપ્રદેશો પૂર્વમાં છેક ઉરાલ સુધી ઉક્રાઈનામાં સામેલ કરી લીધા, અને રાષ્ટ્રીય સેનાની રચના શરૂ કરી દીધી. વડા પ્રધાન વિન્નીચેન્કોએ સંકેતો કર્યા કે ઉક્રાઈના જર્મની સાથે અલગ સુલેહ કરી લેશે—અને કામચલાઉ સરકાર નિરુપાય હતી. સાઈબિરિયા તથા કોકેસસમાં પોતપોતાની અલગ અલગ બંધારણસભાઓની માંગ ઉઠાવવામાં આવી. એ બધા દેશોમાં એક તરફ સત્તાધારીઓ અને બીજી તરફ કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો વચ્ચે આકરો સંઘર્ષ શરૂ થઈ રહ્યો હતો...

હાલતમાં અંધેર દરરોજ વધી રહ્યું હતું. લાખો સિપાહીઓ મોરચેથી પલાયન થઈ જઈને લક્ષ્યહીન જુવાળનાં મોજાંની જેમ આખા દેશમાં ફેલાઈ રહ્યા હતા. તામ્બોવ તથા ત્વેર પ્રદેશોમાં જમીન મળવાની વાટ જોઈને થાકી ગયેલા અને



સરકારનાં દમનનાં પગલાંને લીધે ધીરજ ખોઈ બેઠેલા કિસાનો જમીનદારોની હવેલીઓને બાળી રહ્યા હતા અને જમીનદારોને કતલ કરી રહ્યા હતા. મોસ્કો, ઓદેસ્સા, અને દોનપ્રદેશની કોલસાની ખાણોમાં પ્રચંડ હડતાલો તથા તાળાબંધીઓના પરિણામે ખળભળાટ મચી ગયો હતો. વાહનવ્યવહાર ખોરવાઈ ગયો હતો, લશ્કરના સિપાહીઓ ભૂખમરો વેઠી રહ્યા હતા, અને મોટાં શહેરોમાં રોટી મળતી જ નહોતી.

લોકશાહીવાદી અને પ્રત્યાઘાતી જૂથોની વચ્ચે ખેંચાતી રહેતી સરકાર કશું જ નહોતી કરી શકતી. તેને પરાણે કદમ ઉઠાવવાં પડતાં ત્યારે તે હંમેશાં મિલકતદાર વર્ગોનાં હિતોને જ ટેકો આપતી. કઝ્ઝાકોને કિસાનોની અંદર ફરી વ્યવસ્થા સ્થાપવા અને હડતાલો તોડવા માટે મોકલવામાં આવ્યા. તાશ્કેન્તમાં સરકારી અધિકારીઓએ સોવિયેતને દબાવી દીધી. દેશના ખેદાનમેદાન આર્થિક જીવનના પુનર્નિર્માણ સારુ પેત્રોગ્રાદમાં સ્થાપવામાં આવેલી આર્થિક પરિષદ મૂડી અને મહેનતની પરસ્પર વિરોધી શકિતઓની વચ્ચે અટવાઈ ગઈ અને કેરેન્સ્કીએ તેને વિખેરી નાખી. પુરાણા શાસનના લશ્કરી માંધાતાઓએ માંગ ઉઠાવી કે સેના તથા નૌકાદળમાં શિસ્તની પુનઃસ્થાપના માટે કડક પગલાં લેવામાં આવે. તેમને કેરેંટોનો ટેકો હતો. નૌકાદળ વિભાગના આદરણીય પ્રધાન એડમીરલ વેર્દેરેવ્સ્કી અને યુદ્ધ પ્રધાન જનરલ વેર્ખોવ્સ્કી વ્યર્થ દલીલો કરતા રહ્યા કે સિપાહીઓ તથા ખલાસીઓની સમિતિઓના સહકાર પર આધારિત નવી મરજિયાત લોકશાહીવાદી શિસ્ત જ સેના તથા નૌકાદળને બચાવી શકે એમ છે. તેમનાં સલાહસૂચનોને અવગણવામાં આવ્યાં.

પ્રત્યાઘાતીઓએ પ્રજાકીય રોષ ઉશ્કેરવાનો જાણે નિર્ધાર કરી લીધો હતો. કોર્નીલોવના મુકદ્દમાનો વખત નજીક આવી રહ્યો હતો. મૂડીવાદી અખબારો વધારે ને વધારે ઉઘાડી રીતે તેનો બચાવ કરવા લાગ્યાં, તેનો ઉલ્લેખ "મહાન રશિયન દેશભકત" તરીકે કરવા લાગ્યાં. બૂર્ત્સેવ*ના અખબાર 'ઓબશ્ચેયે દેલો'

*બૂર્ત્સેવ—લિબરલ મૂડીવાદી પ્રકાશક. ૧૯૧૭માં પ્રકાશિત તેના અખબાર 'ઓબશ્ચેયે દેલો'માં બોલ્શેવિકોની ઉપર પ્રહારો કરવામાં આવ્યા હતા. નવેંબર ક્રાંતિ પછી તરત જ બુર્ત્સેવ પેરિસ રહેવા ચાલ્યો ગયો અને ત્યાં તેણે પોતાના અખબારનું પ્રકાશન ફરી ચાલુ કર્યું. એ અખબારે રાજશાહીવાદી વલણ અપનાવ્યું હતું.—સં.

(સામાન્ય ધ્યેય)માં હાકલ કરવામાં આવી કે કોર્નીલોવ, કાલેદિન, અને કેરેન્સ્કીની સરમુખત્યારી સ્થાપવામાં આવે!

પ્રજાસત્તાકની પરિષદના અખબારી વિભાગમાં મને એક વાર બૂર્ત્સેવની જોડે વાતચીતનો પ્રસંગ મળ્યો હતો. ઠીંગણું કદ, વળેલી કાયા, ચહેરા પર કરચલીઓ, જાડાં ચશ્માં, અસ્તવ્યસ્ત કેશ, દાઢીમાં ધોળા વાળની લટો.

"મારાં વેણ યાદ રાખજો, જુવાન ભાઈ! રશિયાને તો તાકાતવાન આદમીની જરૂર છે. હવે આપણે આપણું લક્ષ ક્રાંતિ ઉપરથી હઠાવીને જર્મનોની ઉપર કેંદ્રિત કરવું જોઈએ. અક્કલના ઓથમીરો, મૂરખના સરદારો, કોર્નીલોવને હરાવી દીધો; અને એ મૂરખના સરદારોની પાછળ છે જર્મન એજન્ટો. કોર્નીલોવ જીતી ગયો હોત તો સારું હતું..."

ભાગ્યે જ કશો પડદો રાખતા રાજાશાહીવાદીઓનાં અત્યંત મવાળપંથી અખબારો, પુરિશ્કેવિચનું 'નરોદની ત્રિબુન' (લોકનેતા), 'નોવાયા રુસ' (નૂતન રશિયા), અને 'ઝિવોયે સ્લોવો' (જીવંત શબ્દ), ક્રાંતિકારી લોકશાહીની નાબૂદીની ઉઘાડી હિમાયત કરી રહ્યાં હતાં...

ઑક્ટોબરની ત્રેવીસમી તારીખે રીગાના અખાતમાં જર્મન સ્ક્વોડ્રોનની સાથે નૌકાદળની લડાઈ થઈ. પેત્રોગ્રાદ જોખમમાં છે એવું બહાનું કાઢીને કામચલાઉ સરકારે પાટનગરમાંથી ખસી જવાની યોજનાઓ ઘડી કાઢી. સૌપ્રથમ તો મોટાં દારૂગોળા કારખાનાંને પાટનગરમાંથી આખા રશિયામાં જુદે જુદે ઠેકાણે ખસેડી દેવાનાં હતાં, અને પછી સરકાર પોતે જ મોસ્કો સ્થળાંતર કરી જવાની હતી. બોલ્શેવિકોએ તત્કાળ દેકારા મચાવી દીધા કે સરકાર ક્રાંતિને કમજોર બનાવી નાખવાના ઈરાદે લાલ પાટનગરને છોડીને ભાગી રહી છે. રીગા તો જર્મનોને વેચી દેવામાં આવ્યું છે, અને હવે પેત્રોગ્રાદની સાથે દગાખોરી થઈ રહી છે!

મૂડીવાદી અખબારો ખુશ થઈ ગયાં. કેડેટ અખબાર 'રેચ'(વાણી)માં લખવામાં આવ્યું: "મોસ્કોમાં સરકાર અરાજકતાવાદીઓની દખલગીરી વગર શાંત વાતાવરણમાં કામગીરી કરી શકશે." કેડેટ પાર્ટીની મવાળ પાંખના આગેવાન રોદ્ઝિયાન્કોએ 'ઉત્રો રસીઈ' (રશિયાનું પ્રભાત) અખબારમાં જાહેર કર્યું કે જર્મનો તરફથી પેત્રોગ્રાદ કબજે કરી લેવાની બાબત તો આશીર્વાદ પુરવાર થઈ જશે કારણ કે તેના પરિણામે સોવિયેતોને નાબૂદ કરી નાખવામાં આવશે અને ક્રાંતિકારી બાલ્ટિક કાફલાને ખતમ કરી નાખવામાં આવશે.





વેશપલટામાં લેનિનની છબી
ઓળખપત્રમાં કામદાર ઈવાનોવનું નામ હતું
૧૯૧૭ના જુલાઈની ઘટનાઓ પછી લેનિનના આખરી ભોમભીતર ગાળા દરમિયાન તે એ ઓળખપત્રનો ઉપયોગ કરતા

1

Ц.К. признает, что как между-
народное положение русской рево-
люции (восстание во флоте в Гер-
мании, как крайнее проявление
нарастания всемирной социалисти-
ческой революции, затем угроза
мира империалистов с целью
удушения революции в России)
— так и военное положение
(несомненное решение русск.
буржуазии и Керенского с К°
сдать Питер немцам), — так и
приобретение большинства
пролетарской партией в Сове-
тах, — все это в связи с
крестьянским восстанием
и с поворотом народного
во всей Европе

હથિયારબંધ વિદ્રોહના સંબંધમાં
લેનિને ઘડેલા ઠરાવનું પ્રથમ પૃષ્ઠ
એ ઠરાવ ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૩મી તારીખે
કેંદ્રીય સમિતિની ઐતિહાસિક મિટિંગમાં અપનાવવામાં આવ્યો હતો

તેણે લખ્યું: "પેત્રોગ્રાદ જોખમમાં છે. હું તો મનમાં કહું છું કે પેત્રોગ્રાદની રક્ષા ઈશ્વર કરશે. બીક રાખવામાં આવે છે કે પેત્રોગ્રાદ હાથમાંથી જશે તો કેંદ્રીય ક્રાંતિકારી સંગઠનોને ખતમ કરી નાખવામાં આવશે. મારો જવાબ એવો છે કે એ બધાં સંગઠનો ખતમ થઈ જાય તો મને બહુ જ ખુશી થશે કારણ કે તેઓ રશિયાને સર્વનાશ સિવાય બીજું કશું જ આપવાનાં નથી...

જર્મનો પેત્રોગ્રાદ કબજે કરી લેશે એટલે બાલ્ટિક કાફલાને પણ ખતમ કરી નાખવામાં આવશે... પરંતુ તેમાં અફસોસ કરવા જેવું કંઈ જ નથી, મોટા ભાગનાં જંગજહાજોમાં તદ્દન હતાશા ફેલાયેલી છે."

પેત્રોગ્રાદને ખાલી કરવાની યોજનાઓને પ્રજાકીય નામંજૂરીના ઝંઝાવાતના પરિણામે રદ કરી નાખવી પડી.

દરમિયાનમાં સોવિયેતોની કૉંગ્રેસ રશિયાની ઉપર વીજળીના કડાકા કરતા તોફાનના વાદળની જેમ ઝળૂંબી રહી હતી. કેવળ સરકાર તરફથી જ નહિ પરંતુ તમામ "નરમપંથી" સમાજવાદીઓ તરફથીયે તેનો વિરોધ થઈ રહ્યો હતો. સેના તથા નૌકાદળની કેંદ્રીય સમિતિઓ, કેટલાંક કામદાર મંડળોની કેંદ્રીય સમિતિઓ, અને કિસાનોની સોવિયેતોએ, પરંતુ સૌથી વધારે તો ખુદ કેંદ્રીય કારોબારી સમિતિએ, કૉંગ્રેસ ભરાતી અટકાવવાના પ્રયાસોમાં મુદ્દલ કચાશ ન રાખી. પેત્રોગ્રાદ સોવિયેતે શરૂ કરેલાં પરંતુ હવે કેંદ્રીય કારોબારી સમિતિના કબજામાં ચાલ્યાં ગયેલાં 'ઇઝવેસ્તિયા' અને 'ગોલોસ સોલ્દાતા' (સિપાહીનો અવાજ) અખબારોમાં તેની ઉપર ઝનૂની પ્રહારો કરવામાં આવ્યા. એવી જ રીતે, સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીનાં 'દેલો નરોદા' (લોક ધ્યેય) અને 'વોલ્યા નરોદા' (લોક નિર્ધાર) અખબારોની તમામ તોપોના ગોળા પણ તેની ઉપર વરસાવવામાં આવ્યા.

આખા દેશમાં કાસદો મોકલીને તેમ જ સ્થાનિક સોવિયેતોનો કારોબાર સંભાળતી સમિતિઓને તથા સેના સમિતિઓને તાર દ્વારા સંદેશા ઝબકાવીને સૂચના આપવામાં આવી કે કૉંગ્રેસ સારુ ડેલિગેટોની ચૂંટણીઓને કાં તો થંભાવી દેવામાં આવે અથવા ઢીલમાં નાખી દેવામાં આવે. કૉંગ્રેસની વિરુદ્ધ ગંભીર જાહેર ઠરાવો પસાર કરવામાં આવ્યા, જાહેરાતો કરવામાં આવી કે બંધારણસભાની તારીખ આટલી નજીક છે ત્યારે કૉંગ્રેસ ભરવી એ લોકશાહીની વિરુદ્ધ છે; મોરચાના, ઝેમ્સ્ત્વો યુનિયનોના, કિસાન સંઘના, કઝ્ઝાક સૈન્ય સંઘના, અફસરોનાં યુનિયનોના, સેંટ જ્યોર્જનો ઈલકાબ ધરાવનારા મહારથીઓના, તથા

જાંનિસાર ટુકડીઓના* પ્રતિનિધિઓએ કૉંગ્રેસના વિરોધમાં દેકારા કરી મૂક્યા... રશિયન પ્રજાસત્તાકની પરિષદમાં તો જાણે નામંજૂરીનું સમૂહગીત લલકારવામાં આવ્યું. માર્ચની રશિયન ક્રાંતિએ સ્થાપેલું સમગ્ર ક્રિયાતંત્ર સોવિયેતોની કૉંગ્રેસ ભરાતી અટકાવવાની કામગીરી કરવા લાગ્યું...

બીજી તરફ હતો સર્વહારાઓનો — કામદારો, સાધારણ સિપાહીઓ, તથા ગરીબ કિસાનોનો — આકારહીન નિર્ધાર. ઘણી સ્થાનિક સોવિયેતો બોલ્શેવિક બની ચૂકી હતી, એ ઉપરાંત હતાં ઔદ્યોગિક કામદારોનાં સંગઠનો, ફાબ્રિચ્નો-ઝાવોદસ્કિયે કોમિતેતી (કારખાના-વિભાગ સમિતિઓ), અને વિપ્લવી સેના તથા નૌકાદળ સંગઠનો. કેટલીક જગ્યાઓએ લોકોને રીતસરના સોવિયેત ડેલિગેટો ચૂંટતા અટકાવવામાં આવ્યા એટલે તેમણે જેટલા રાજી હોય એટલા માણસોની મિટિંગ ભરીને તેમાંથી જ એક માણસને પેટ્રોગ્રાદ જવા ચૂંટી કાઢ્યો. બીજી કેટલીક જગ્યાઓએ લોકોએ પુરાણી અવરોધક સમિતિઓને ખતમ કરી નાખી અને નવી સમિતિઓ સ્થાપી લીધી. એ સઘળા મહિનાઓ દરમિયાન ક્રાંતિના ભારેલા અગ્નિની ઉપર ધીરે ધીરે સખત બની રહેલા પડને નીચલી સપાટીએ ઊઠેલા બંડના હડસેલાએ ઊંચું કરીને તોડી નાખ્યું. કેવળ સ્વતઃસ્ફૂર્ત લોક આંદોલન જ સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસ ભરાવી શકે એમ હતું...

બોલ્શેવિક વક્તાઓ દરરોજ બૅરેકોમાં તથા કારખાનાંમાં પહોંચી જતા અને "આંતરવિગ્રહની સરકાર"ને સખત શબ્દોમાં વખોડી કાઢતા. એક રવિવારે અમે ખાલી કારખાનાં અને વિશાળ દેવળોની વચ્ચે કાદવના સાગરમાં ઘસડાતી વરાળની ભારે મોટી ટ્રામમાં દૂર શ્લીસ્સેલબુર્ગ તરુમાર્ગ પર આવેલા **ઓબુખોવ્સ્કી ઝાવોદ** નામના સરકારી દારૂગોળા કારખાનામાં ગયા.

અરધી ચણાયેલી વિશાળ ઇમારતની કોરી ઈંટોની દીવાલોની વચ્ચે મિટિંગ ભરવામાં આવી હતી. લાલ કાપડ વડે શણગારવામાં આવેલા મંચ ફરતે એકઠાં થયેલાં દસ હજાર નરનારીઓનાં કપડાં મેલથી કાળાં થઈ ગયેલાં હતાં. લોકો લાકડાંના તથા ઈંટોના ઢગલાઓ પર અને ઊંચી અંધારઘેરી વળીઓ પર બેઠેલા હતા. તેમનાં મનમાં મક્કમ નિર્ધાર હતો અને તેમના પોકારો વાદળોની ગર્જના જેવા હતા. ઘેરાયેલા ધૂંધળા આકાશમાં ક્યારેક ક્યારેક ફૂટી નીકળતાં સૂરજનાં કિરણો બારીઓનાં માળખાં વાટે અંદર પહોંચી જતાં હતાં અને અમારી તરફ મંડાયેલા ચહેરાઓના વિશાળ સમુદાયની ઉપર રતાશ પડતું અજવાળું પાથરી દેતાં હતાં.

કલાકાર જેવો સંવેદનશીલ ચહેરો તથા દૂબળી પાતળી કાયા ધરાવતો અને વિદ્યાર્થી જેવો દેખાતો લુનાચાર્સ્કી સમજાવી રહ્યો હતો કે સત્તા શા માટે સોવિયેતોએ પોતાના હાથમાં લઈ લેવી જોઈએ. જાણીજોઈને દેશને પાયમાલ કરી રહેલા, સેનાને તારાજ કરી રહેલા, અને નવા કોર્નીલોવ સારુ સાનુકૂળ સંજોગો પેદા કરી રહેલા દુશ્મનોની સામે ક્રાંતિની રક્ષા કરવાનું બીજી કોઈ રીતે શક્ય જ નથી.

રુમાનિયન મોરચેથી આવેલો એક સુકલકડી, કારુણ્ય નીતરતો, પરંતુ ઝનૂની સિપાહી પોકારી ઊઠયો: "સાથીઓ! અમે મોરચે ભૂખે મરી રહ્યા છીએ અને ટાઢમાં થીજી રહ્યા છીએ. અમે કશા કારણ વગર જ મોતના ખપ્પરમાં હોમાઈ રહ્યા છીએ. હું આપણા અમેરિકી સાથીઓને એવો સંદેશો અમેરિકા પહોંચાડી દેવાનું કહું છું કે રશિયનો ખુશીથી મોતને ભેટશે પણ ક્રાંતિને કોઈ કાળે નહિ જ તજે. જગતની પ્રજાઓ ખડી થઈને અમને મદદ કરવા લાગે ત્યાં સુધી અમે પૂરી તાકાત લગાવીને ગઢની રખેવાળી કરીશું! અમેરિકી કામદારોને જણાવો કે તેઓ ખડા થઈ જાય અને સામાજિક ક્રાંતિ સારુ લડે!"

પછી આવ્યો પેટ્રોવ્સ્કી — નાજુક બદન, ધીમો અવાજ, અડગ નિર્ધાર:

"અત્યારે વેળા કૃત્યોની છે, શબ્દોની નહિ. આર્થિક પરિસ્થિતિ ખરાબ છે, પરંતુ આપણે તેનાથી ટેવાઈ જવાનું છે. એ લોકો આપણને ભૂખે મારી નાખવાની અને ટાઢમાં થિજાવી દેવાની કોશિશો કરી રહ્યા છે. તેઓ આપણને ઉશ્કેરવાની કોશિશો કરી રહ્યા છે. પરંતુ તેઓ સમજી લે કે તેઓ કદાચ હદ ઓળંગી જાય એવું જોખમ છે — તેઓ જો સર્વહારાઓનાં સંગઠનોને હાથ પણ અડાડવાની હિંમત કરશે તો આપણે એ કચરાપૂંજાને તદ્દન ખતમ કરી નાખીશું!"

બોલ્શેવિક અખબારોમાં એકાએક વધારો થઈ ગયો. પાર્ટીનાં બે અખબારો 'રાબોચી પુત' અને 'સોલ્દાત' (સિપાહી) ઉપરાંત કિસાનો સારુ એક નવું અખબાર 'દેરેવેન્સ્કાયા બેદનોતા' (ગામડાંના ગરીબો) શરૂ કરવામાં આવ્યું અને દરરોજ તેની પાંચ લાખ નકલો છપાવા લાગી. ઑક્ટોબરની ૧૭મી તારીખે 'રાબોચી ઈ સોલ્દાત' અખબાર શરૂ કરવામાં આવ્યું. તેના મુખ્ય લેખમાં બોલ્શેવિકોના ધોરણની તારવણી કરવામાં આવી હતી:

---

*જુઓ 'ટિપ્પણીઓ અને વિવરણ'.

"લડાઈનું ચોથું વર્ષ સેના તથા દેશને ખતમ કરી નાખશે... પેટ્રોગ્રાદની સલામતી જોખમમાં છે... પ્રતિક્રાંતિપંથીઓ લોકોની હાડમારીઓ જોઈને ખુશ થાય છે... ધીરજનો આખરી અંશ ખોઈ બેઠેલા કિસાનો ખુલ્લા વિદ્રોહો કરી રહ્યા છે, જમીનદારો તથા સરકારી અમલદારો સજાની ઝુંબેશોમાં તેમની કતલ ચલાવી રહ્યા છે, કારખાનાં તથા ખાણોને તાળાં દેવાઈ રહ્યાં છે, કામદારોની ઉપર ભૂખમરાનું જોખમ તોળાઈ રહ્યું છે... મૂડીદાર વર્ગ અને તેના જનરલો સેનામાં ફરી આંધળી શિસ્ત જમાવવા માગે છે... મૂડીદારોનો ટેકો ધરાવતા કોર્નીલોવપંથીઓ બંધારણસભાના અધિવેશનમાં ભંગાણ પાડવાની ખુલ્લી તૈયારીઓ કરી રહ્યા છે...

કેરેન્સ્કીની સરકાર જનતાની વિરુદ્ધ છે. તે દેશને ખતમ કરી નાખશે...

આ અખબાર જનતાને ખાતર લડે છે અને જનતાને પક્ષે છે—ગરીબ વર્ગો, કામદારો, સિપાહીઓ, અને કિસાનોને પક્ષે છે. જનતાને બચાવવાનો એકમાત્ર ઉપાય ક્રાંતિને પરિપૂર્ણ કરવાનો છે... તેને માટે પૂરી સત્તા સોવિયેતોના હાથમાં જ હોવી જોઈએ...

આ અખબાર નીચેની બાબતોની હિમાયત કરે છે:

સમગ્ર સત્તા સોવિયેતોને—પાટનગરમાં તેમ જ પ્રાંતોમાં.

દરેક મોરચે તત્કાળ જંગમોકૂફી. પ્રજાઓની વચ્ચે ઈમાનદારીની સુલેહ.

જમીનદારોની જમીન કશા વળતર વગર કિસાનોને સોંપી દેવી.

ઔદ્યોગિક ઉત્પાદન ઉપર કામદારોનું નિયંત્રણ.

વફાદારીથી અને ઈમાનદારીથી ચૂંટાયેલી બંધારણસભા."

એ જ અખબારમાંથી—આખી દુનિયામાં જર્મન એજન્ટો તરીકે વગોવવામાં આવેલા બોલ્શેવિકોના મુખપત્રમાંથી—નીચે ટાંકવામાં આવેલો ફકરો રસપ્રદ સાબિત થશે:

"મોતના ખપ્પરમાં હોમાઈ ગયેલા લાખો ઈન્સાનોના લોહી વડે ખરડાયેલો જર્મન કૈસર પોતાની સેનાને પેટ્રોગ્રાદની સામે ધકેલવા માગે છે. સુલેહશાંતિની મંછા આપણાથી જરાય ઓછી ન ધરાવતા જર્મન કામદારો, સિપાહીઓ, તથા કિસાનોને આપણે હાકલ કરીએ કે તેઓ... આ કાળમુખા જંગની વિરુદ્ધ ખડા થઈ જાય!

એ કાર્ય તો માત્ર ક્રાંતિકારી સરકાર જ કરી શકે—એવી સરકાર ખરેખર રશિયન કામદારો, સિપાહીઓ, તથા કિસાનો વતી જ બોલશે, મુત્સદ્દીઓની



પરવા કર્યા વગર સીધી જર્મન સિપાહીઓને અપીલ કરશે, જર્મન ખાઈઓને જર્મન ભાષામાં લખેલી ઘોષણાઓ વડે છલકાવી દેશે... આપણા વિમાનીઓ એ ઘોષણાઓને આખા જર્મનીમાં ફેલાવી દેશે..."

પ્રજાસત્તાકની પરિષદમાં ભવનની બે બાજુઓ વચ્ચેની ખાડી દરરોજ વધારે પહોળી બની રહી હતી. ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ વતી કારેલિને પોકાર કર્યા કે "મિલકતદાર વર્ગો રાજ્યના ક્રાંતિકારી તંત્રનો ઉપયોગ રશિયાને મિત્રરાજ્યોના યુદ્ધરથની જોડે જકડી દેવા માટે કરવા માગે છે! ક્રાંતિકારી પાર્ટીઓ એવી નીતિનો સખત વિરોધ કરે છે..."

પ્રજાકીય સમાજવાદીઓના પ્રતિનિધિ ઘરડા નિકોલાઈ ચાઈકોવ્સ્કીએ જમીન કિસાનોને આપવાનો વિરોધ કર્યો અને કેડેટોની તરફેણનું ધોરણ લીધું:

"સેનામાં તત્કાળ પાકી શિસ્ત સ્થાપવાનું આવશ્યક છે... યુદ્ધ શરૂ થયું ત્યારથી જ મેં અવિરત આગ્રહ રાખ્યો છે કે યુદ્ધના સમયમાં સામાજિક તથા આર્થિક સુધારા દાખલ કરવા એ તો ગુનો છે. આપણે એ ગુનો કરી રહ્યા છીએ, જોકે હું એવા સુધારાઓનો વિરોધી નથી કારણ કે હું સમાજવાદી છું."

ઉદ્દામો તરફથી પોકારો: "અમે તમારી વાત નથી માનતા!" મવાળો તરફથી તાળીઓનો જોરદાર ગડગડાટ.

કેડેટો તરફથી આદ્‌ઝેમોવે જાહેર કર્યું: સેનાને જણાવવાની મુદ્દલ જરૂર નથી કે તે શાને માટે લડી રહી છે કારણ કે સૌથી પહેલું કર્તવ્ય દુશ્મનને રશિયાના પ્રદેશમાંથી હાંકી કાઢવાનું જ હોય એ વાત દરેક સિપાહીએ સમજી લેવી જોઈએ.

કેરેન્સ્કી બે વાર આવ્યો. તેણે લાગણીવશ થઈને રાષ્ટ્રીય એકતાની અપીલ કરી. એક વાર તો પ્રવચનના અંતમાં તેની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. સભાસદો તેની વાત ભાવશૂન્ય રીતે સાંભળતા રહ્યા. વચમાં ક્યારેક ક્યારેક વ્યંગના શબ્દો સાંભળવા મળતા હતા.

કેંદ્રીય કારોબારી સમિતિ અને પેટ્રોગ્રાદ સોવિયેતનું વડું મથક કેટલાય માઈલ દૂર શહેરને છેડે વિશાળ નેવા નદીને કાંઠે સ્મોલ્ની વિદ્યાલયમાં હતું. હું ટ્રામમાં બેસીને ત્યાં ગયો. ખીચોખીચ ભરેલી ટ્રામ ઊંહકારા જેવા અવાજ કરતી લાદી જડેલા કાદવિયા રસ્તાઓ પર થઈને કીડીની ગતિએ જઈ રહી હતી. ટ્રામની સફર પૂરી થવા આવી અને સ્મોલ્ની દેવળના ઝાંખી સુવર્ણ કિનારીઓથી શોભતા રમણીય ધૂમ્રનીલા ઘુમ્મટો નજરે પડયા: સુંદર દૃશ્ય હતું. તેની બાજમાં બસો વાર લાંબું અને મોટા ત્રણ માળ ઊંચું સ્મોલ્ની વિદ્યાલય હતું. વિદ્યાલયનો

વિશાળ મુખભાગ બૅરેકો જેવો લાગતો હતો. પથ્થરમાં કોતરેલું મોટું તુમાખીદાર શાહી રાજ્યચિહ્ન પ્રવેશદ્વારની ઉપર હજી કાયમ હતું...

પુરાણા શાસનમાં રશિયન ઉમરાવોની કન્યાઓ માટેની એ પ્રખ્યાત કન્વેન્ટ શાળાની રક્ષણહાર ખુદ સમ્રાજ્ઞી હતી, પરંતુ હવે કામદારો તથા સિપાહીઓનાં ક્રાંતિકારી સંગઠનોએ વિદ્યાલયને પોતાના કબજામાં લઈ લીધું હતું. તેમાં એકસોથી વધારે ખંડો હતા. હવે ખાલી થઈ ગયેલા ધવલરંગી વિશાળ ખંડોનાં બારણાં પર હજી લટકી રહેલાં ઈનેમલનાં પાટિયાં લોકોને જણાવી રહ્યાં હતાં કે આ 'મહિલા વર્ગ નંબર ૪'નો ખંડ હતો અને આ 'શિક્ષક મંડળ'નો ખંડ હતો. પરંતુ હવે તેની ઉપર ટાંગી દેવામાં આવેલાં મોટાં નવાં પાટિયાં નૂતન સમાજ વ્યવસ્થાના ચેતનની સાક્ષી પૂરતાં હતાં: 'પેત્રોગ્રાદ સોવિયેતની કેંદ્રીય સમિતિ', 'કેંદ્રીય કારોબારી સમિતિ', 'વિદેશો સંબંધી મામલાઓનો બ્યૂરો', 'સમાજવાદી સૈનિક સંઘ', 'અખિલ રશિયન ટ્રેડ યુનિયનોની કેંદ્રીય સમિતિ', 'કારખાના વિભાગ સમિતિઓ', 'કેંદ્રીય સેના સમિતિ', અને રાજકીય પાર્ટીઓનાં કેંદ્રીય કાર્યાલયો તથા જથ-ખંડો....

લાંબી મહેરાબદાર પરસાળોમાં વીજળીની છૂટીછવાઈ બત્તીઓ આછો પ્રકાશ પાથરતી હતી. ઉતાવળે જતા આવતા સિપાહીઓ તથા કામદારોની ભીડ પરસાળોમાં સતત જામેલી રહેતી. તેમાંની કેટલાક માણસો અખબારો, ઘોષણાપત્રો, તથા જાતજાતની છાપેલી પ્રચારસામગ્રીનાં મોટાં મોટાં બંડલોના ભારથી બેવડ વળી ગયેલા નજરે પડતા હતા. લાકડાની ફરસ ઉપર તેમના ભારે બૂટના અવાજો ઊંડો અવિરત ધમધમાટ કરી રહ્યા હતા... ઠેરઠેર સૂચનાઓ લખેલી નજરે પડતી હતી: "સાથીઓ! તંદુરસ્તીને ખાતર સફાઈ જાળવો!" દરેક માળે દાદરા નજીક તેમ જ રમણાંમાં લાંબાં લાંબાં ટેબલ ગોઠવેલાં હતાં અને તેની ઉપર જુદી જુદી રાજકીય પાર્ટીઓની પુસ્તિકાઓ તથા સાહિત્યના ગંજ વેચાણ માટે ખડકેલા હતા...

ભોંયતળિયે નીચી છતવાળો વિશાળ ભોજનખંડ હજુ પણ જમવાનો ઓરડો જ હતો. બે રૂબલનું જમવાનું કુપન ખરીદીને હું બીજા સેંકડો માણસો ભેગો લાઈનમાં ઊભો રહી ગયો અને પીરસવાનાં લાંબાં ટેબલો પાસે પહોંચવાનાં વાટ જોવા લાગ્યો. લગભગ વીસેક સ્ત્રીપુરુષો મોટાં જબ્બર તપેલાંમાંથી કોબીજનો સૂપ, માંસ, પ્લેટ ભરાઈ જાય એટલી થૂલી, અને કાળી ડબલરોટી પીરસી રહ્યાં હતાં. પાંચ કોપેકમાં ટિનનો પ્યાલો ભરીને ચા મળતી હતી. લોકો એક



ટોપલામાંથી લાકડીના ચીકણા ચમચા લઈ લેતા હતા. લાકડાનાં ટેબલો પાસે ગોઠવેલા બાંકડા ઉપર ઠસોઠસ બેઠેલા ભૂખ્યા મહેનતકશ ઇન્સાનો ખાવાનું ઝડપથી પેટમાં પધરાવતા તરકીબો ઘડી રહ્યા હતા અને ઓરડાની આરપાર પરસ્પર બેલગામ મજાક મશ્કરી કરી રહ્યા હતા...

ઉપલે માળે બીજો એક જમવાનો ઓરડો હતો. તે ખાસ કેંદ્રીય કારોબારી સમિતિ માટે જ મુકરર થયેલો હતો પણ બધા લોકો ત્યાં પહોંચી જતા. ત્યાં માખણનો જાડો થર લગાવેલી ડબલરોટી મળતી અને ચાના તો જેટલા જોઈએ એટલા પ્યાલા લઈ શકાતા.

બીજા માળની દક્ષિણ પાંખમાં એક મોટો સભાખંડ હતો. પુરાણા જમાનામાં તે વિદ્યાલયનો ધવલરંગી નૃત્યખંડ હતો. તેની છત બહુ ઊંચી હતી, તેમાં મોટા મોટા થાંભલાઓની બે કતારો હતી, ચળકતા સફેદ ઝુમ્મરોમાં વીજળીના સેંકડો સુંદર બલ્બ ગોઠવેલા હતા, એક છેડે મંચ હતો અને મંચની બન્ને તરફ અનેક શાખાઓવાળા દીપસ્તંભ હતા, અને પાછળ ભીંત પર જડેલી સોનેરી ફ્રેમ ખાલી હતી, તેમાંથી શહેનશાહનું ચિત્ર કાપીને હઠાવી દેવામાં આવ્યું હતું. વીતેલા જમાનામાં ઉત્સવના પ્રસંગોએ એ ખંડમાં રોનકદાર લશ્કરી તથા ધાર્મિક ગણવેશ ઝગારા મારતા અને રાજરાણીઓ રમણ કરતી...

એ ખંડની બહાર બરાબર સામે સોવિયેતોની કૉંગ્રેસની ઓળખપત્ર સમિતિનું કાર્યાલય હતું. હું ઊભો રહીને નવા ડેલિગેટોને આવતા નીરખવા લાગ્યો— દાઢીવાળા કદાવર સિપાહીઓ, કાળાં જાકીટ પહેરેલા કામદારો, લાંબા વાળવાળા થોડાક કિસાનો. કાર્યાલયનું કામ સંભાળતી તરુણી પ્લેખાનોવના 'યેદીન્સ્ત્વો'* જથની હતી. તે ડેલિગેટોને જોઈને ધૃણાના ભાવે મોઢું બગાડતી હતી. "આ ડેલિગેટો તો પહેલી કૉંગ્રેસના ડેલિગેટોથી સાવ ઊલટા જ છે," તે બોલી. "જુઓ તો ખરા, કેવા અણઘડ ને અબુધ દેખાય છે! મેલા ગમાર લોકો..." વાત સાચી હતી: રશિયાનાં ઊંડાણો ખળભળી ઊઠયાં હતાં અને તળિયાનો થર સૌથી ઉપર પહોંચી ગયો હતો. પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિએ નીમેલી ઓળખપત્ર સમિતિ એક પછી એક ડેલિગેટની સામે એવી દલીલના આધારે વાંધો ઉઠાવી રહી હતી કે ચૂંટણી ગેરકાયદેસર થયેલી છે. બોલ્શેવિક કેંદ્રીય

---

*જુઓ 'ટિપ્પણીઓ અને વિવરણ'.

સમિતિનો સભ્ય કારાખાન જરાક મોં મલકાવીને કહી રહ્યો હતો: "ફિકર નહિ, વેળા આવશે ત્યારે અમે તમને કૉંગ્રેસમાં જગ્યા અપાવી દઈશું..."

'રાબોચી ઈ સોલ્દાત' અખબારે લખ્યું:

"નવી અખિલ રશિયન કૉંગ્રેસના ડેલિગેટોનું ધ્યાન ખેંચવામાં આવે છે કે સંઘટન સમિતિના અમુક સભ્યો કૉંગ્રેસમાં ભંગાણ પાડવાના પ્રયત્નો કરી રહ્યા છે, તેઓ જણાવી રહ્યા છે કે કૉંગ્રેસ ભરાવાની નથી એટલે ડેલિગેટો પેત્રોગ્રાદથી રવાના થઈ જાય એ જ બહેતર છે... એવાં જૂઠાણોને જરાય ધ્યાનમાં લેવાનાં નથી... મહાન દિવસો નિકટ આવી રહ્યા છે..."

સાફ જણાઈ રહ્યું હતું કે નવેંબરની બીજી તારીખ સુધીમાં કોરમ જેટલા ડેલિગેટો એકત્રિત નહિ થઈ શકે, એટલે કૉંગ્રેસને ૭મી તારીખ સુધી મુલતવી રાખવામાં આવી. પરંતુ હવે તો આખો દેશ જાગૃત થઈ ગયો હતો અને મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓને પોતાની હારનું ભાન થઈ ગયું હતું, એટલે તેમણે પોતાની કાર્યનીતિ એકાએક પલટાવી નાખી અને પોતાનાં પ્રાંતિક સંગઠનોને ધડાધડ તાર મોકલીને સૂચનાઓ આપી કે જેટલા બને એટલા "નરમપંથી" સમાજવાદી ડેલિગેટો ચૂંટી કાઢવા. તેની સાથે સાથે જ, કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિએ તાત્કાલિક હાકલ જાહેર કરી કે ૧૩મી ડિસેંબરે કિસાનોની કૉંગ્રેસ ભરવામાં આવે અને કામદારો તથા કિસાનોએ જે કંઈ કદમો ઉઠાવ્યાં હોય તેનો મુકાબલો એ રીતે કરવામાં આવે...

હવે બોલ્શેવિકો શું કરશે? શહેરમાં અફવા ફેલાઈ ગઈ કે તેઓ હથિયારબંધ દેખાવ કરશે, **વિસ્તુપ્લેનિયે** કરશે, કામદારો તથા સિપાહીઓને રસ્તાઓ પર એકઠા કરશે. મૂડીવાદી તથા પ્રત્યાઘાતી અખબારોએ વિદ્રોહની આગાહી કરી અને સરકારને અપીલ કરી કે પેત્રોગ્રાદ સોવિયેતને ગિરફતાર કરી લેવામાં આવે અથવા કંઈ નહિ તો કૉંગ્રેસને ભરાતી અટકાવી દેવામાં આવે. 'નોવાયા રૂસ' જેવાં ચોપાનિયાં તો બહોળા પાયા પર બોલ્શેવિકોને કતલ કરી નાખવાની હિમાયત કરવા લાગ્યાં.

ગોર્કીના અખબાર 'નોવાયા ઝીઝન'માં બોલ્શેવિકોની સાથે સહમતી જાહેર કરવામાં આવી કે પ્રત્યાઘાતીઓ ક્રાંતિને ખતમ કરી નાખવાની કોશિશો કરી રહ્યા છે અને જરૂર પડે તો તેમનો મુકાબલો હથિયારોની તાકાત વડે કરવો જ જોઈએ, પરંતુ ક્રાંતિકારી લોકશાહીનું સમર્થન કરનારી તમામ પાર્ટીઓએ સંયુક્ત મોરચો રચી લેવો જોઈએ.



"...લોકશાહી પોતાનાં મુખ્ય બળોને સંઘટિત ન કરી લે ત્યાં સુધી, તેના પ્રભાવનો વિરોધ હજી પ્રબળ છે ત્યાં સુધી, હલ્લો કરવાથી કશો લાભ નહિ થાય. પરંતુ દુશ્મન તત્ત્વો તાકાત અજમાવવાનું કદમ ઉઠાવે તો ક્રાંતિકારી લોકશાહીએ સત્તા કબજે કરી લેવા માટે લડાઈમાં ઝંપલાવવું જોઈએ અને તેને જનતાના અત્યંત બહોળા સ્તરોનો ટેકો મળશે જ."

ગોર્કીએ નિર્દેશ કર્યો કે પ્રત્યાઘાતી તેમ જ સરકારી અખબારો બોલ્શેવિકોને હિંસાનું કદમ ઉઠાવવા ઉશ્કેરી રહ્યાં છે. પરંતુ વિદ્રોહ તો કોઈ નવા કોર્નીલોવ માટે માર્ગ મોકળો કરી દેશે. તેમણે બોલ્શેવિકોને અપીલ કરી કે અફવાઓને રદિયો આપવામાં આવે. પોત્રેસોવે મેન્શેવિક અખબાર 'દેન' (દિન)માં સનસનાટીભર્યો અહેવાલ નકશા સાથે પ્રગટ કરીને બોલ્શેવિકોની હલ્લાની ગુપ્ત યોજના પ્રકાશમાં આણવાનો દાવો કર્યો.

જાણે જાદુઈ ચમત્કાર થયો હોય એવી રીતે શહેરની દીવાલો કેંદ્રીય કારોબારી સમિતિનાં "નરમપંથી" તથા રૂઢિચુસ્ત જૂથોની કેંદ્રીય સમિતિઓની ચેતવણીઓ[10], ઘોષણાઓ, તથા અપીલોથી છવાઈ ગઈ. તેમાં કોઈ પણ જાતના "દેખાવો"ની સખત ટીકા કરવામાં આવી હતી અને કામદારો તથા સિપાહીઓને ચળવળિયાઓની વાતો ન માનવાની અપીલ કરવામાં આવી હતી. દાખલા તરીકે, સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીના લશ્કરી વિભાગનું આ નિવેદન જુઓ:

"...વિસ્તુપ્લેનિયેની તૈયારીઓની અફવાઓ શહેરમાં વળી પાછી ફેલાઈ રહી છે. એવી અફવાઓનું મૂળ ક્યાં છે? કયું સંગઠન ચળવળ કાર્યકરોને વિદ્રોહની હિમાયત કરવાની છૂટ આપે છે? કેંદ્રીય કારોબારી સમિતિમાં પૂછવામાં આવેલા સવાલના જવાબમાં બોલ્શેવિકોએ એવા પ્રચારની જોડે કશો સંબંધ હોવાનો સાફ ઈનકાર કર્યો હતો...

પરંતુ એવી અફવાઓની અંદર જ ભારે જોખમ સમાયેલું છે. સહેલાઈથી એમ બની શકે કે મોટા ભાગના કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના માનસિક વલણને લક્ષમાં લીધા વગર જ થોડાક ગરમ મિજાજી માણસો કામદારો તથા સિપાહીઓના એક હિસ્સાને રસ્તાઓ પર એકત્રિત કરી લે અને તેમને વિદ્રોહ કરવા ઉશ્કેરે... ક્રાંતિકારી રશિયા જે ભયજનક સમયમાંથી પસાર થઈ રહ્યું છે તેમાં કોઈ પણ જાતનો વિદ્રોહ સહેલાઈથી આંતરવિગ્રહમાં પલટાઈ જઈ શકે, અને ભારે જહેમતથી ઘડવામાં આવેલાં તમામ સર્વહારા સંગઠનો તેના પરિણામે નષ્ટ થઈ જાય... પ્રતિક્રાંતિકારી કાવતરાબાજો એવા વિદ્રોહનો ફાયદો ઉઠાવીને

ક્રાંતિને ખતમ કરી નાખવાની, મોરચો વિલ્હેલ્મ સાર ખાલી કરાવી દેવાની, અને બંધારણસભાને ખરાબે ચડાવી દેવાની તરકીબો ઘડી રહ્યા છે... સૌ પોતપોતાની જગ્યાઓને મક્કમપણે વળગી રહેજો! કોઈ બહાર નીકળશો નહિ!.."

ઑક્ટોબરની ૨૮મી તારીખે સ્મોલ્નીની પરસાળમાં કામેનેવની જોડે મારી વાત થઈ. રતાશ પડતી અણીદાર દાઢી અને ફ્રેંચ અદા ધરાવત નીચા કદના એ માણસને જરાય ખાતરી નહોતી કે ડેલિગેટો પૂરતી સંખ્યામાં આવશે. તેણે કહ્યું કે "કૉંગ્રેસ જો ભરાશે તો તેમાં જનતાની ખૂબ જોરદાર લાગણીનું પ્રતિનિધિત્વ થશે. તેમાં બહુમતી બોલ્શેવિકોની હશે, અને મને લાગે છે કે એમ જ બનશે, તો અમે માંગ ઉઠાવીશું કે સત્તા સોવિયેતોને સોંપી દેવામાં આવે અને કામચલાઉ સરકાર રાજીનામું આપી દે..."

ઊંચું કદ, આંખે ચશ્માં, ફિક્કો ચહેરો, અને કડવો મિજાજ ધરાવતા જુવાન વોલોદાર્સ્કીએ વધારે ચોક્કસ વાત કરી: "લીબેર અને દાન જેવા માણસો તથા બીજા તડજોડસાધુઓ કૉંગ્રેસને ખરાબે ચડાવી રહ્યા છે. એ લોકો જો કૉંગ્રેસને ભરાતી અટકાવવામાં કામયાબ થઈ જશે તો—અમે પણ એટલા વાસ્તવવાદીઓ તો છીએ જ કે ખાલી એની ઉપર આધાર રાખીને બેસી ન રહીએ!"

મારી નોટબુકમાં ઑક્ટોબરની ૨૯મી તારીખના મથાળા નીચે એ દિવસના અખબારોમાંથી તારવેલી નીચેની બાબતોની નોંધ જોવા મળે છે:

"મોગિલ્યોવ (લશ્કરી જનરલ સ્ટાફનું વડું મથક). વફાદાર ગાર્ડ રેજિમેન્ટો, "ઝનૂની ડિવિઝન", કઝ્ઝાકો, અને "જાંનિસાર ટુકડીઓ"ની જમાવટ.

પાવ્‌લોવ્સ્ક, ત્સારસ્કોયે સેલો, અને પિટરહોફની લશ્કરી અફસરોની શાળાઓના યુંકરો*ને પેત્રોગ્રાદ આવવા તૈયાર રહેવાનો સરકાર તરફથી હુકમ. ઓરાનિયેનબાઉમ યુંકરો શહેરમાં આવી પહોંચ્યા.

પેત્રોગ્રાદ ગૅરિસનની બખતરબંધ ગાડીઓની ડિવિઝનના એક હિસ્સાને વિન્ટર પેલેસમાં ગોઠવી દેવામાં આવ્યો છે.

ત્રોત્સ્કીની સહીવાળા હુકમ મુજબ સેસ્ત્રોરેત્સ્કના સરકારી હથિયાર કારખાનામાંથી હજારો રાઈફલો પેત્રોગ્રાદના કામદારોના પ્રતિનિધિઓને આપવામાં આવી છે.

---

*યુંકરો—ઉમરાવ વર્ગનાં બાળકોને ઝારશાહી લશ્કર માટે અફસરો તરીકેની તાલીમ આપતી શાળાઓના વિદ્યાર્થીઓ.



નીચલા લિતેઇની વિસ્તારમાં શહેર મિલિશિયાની મિટિંગમાં પૂરી સત્તા સોવિયેતોને સોંપી દેવાની માંગ ઉઠાવતો ઠરાવ.

એ ધમાલિયા દિવસો દરમિયાન જ્યારે સૌને ખબર હતી કે કશુંક બનવાનું છે પરંતુ કોઈ નહોતું જાણતું કે ચોક્કસ શું બનવાનું છે, ત્યારે બનતા રહેલા ગોટાળિયા બનાવોમાંથી આ તો ફક્ત થોડાક જ નમૂના છે.

સોવિયેત હથિયારબંધ વિદ્રોહના ઇરાદા બાંધી રહી છે—એવાં મૂડીવાદી અખબારોનાં કથનોને ઑક્ટોબરની ૩૦મી તારીખની રાતે ભરાયેલી પેત્રોગ્રાદ સોવિયેતની મિટિંગમાં ત્રોત્સ્કીએ "સોવિયેતોની કૉંગ્રેસને બદનામ કરવાની અને ખરાબે ચડાવી દેવાની પ્રત્યાઘાતીઓની કોશિશ" તરીકે ગણાવ્યાં. તેણે જાહેર કર્યું કે "પેત્રોગ્રાદ સોવિયેતે કોઈ જાતના વિસ્તુપ્લેનિયેનો આદેશ આપ્યો નથી. જરૂર પડશે તો અમે એવો આદેશ આપીશું, અને પેત્રોગ્રાદ ગૅરિસન અમને ટેકો આપશે... એ લોકો (સરકાર) પ્રતિક્રાંતિની તૈયારી કરી રહ્યા છે, પણ તેનો જવાબ અમે એવો હલ્લો કરીને આપીશું કે જે બેરહમ અને નિર્ણાયક હશે."

એ વાત ખરી છે કે પેત્રોગ્રાદ સોવિયેતે દેખાવ કરવાનો આદેશ નહોતો આપ્યો, પરંતુ બોલ્શેવિક પાર્ટીની કેંદ્રીય સમિતિ વિદ્રોહના સવાલ અંગે વિચારણા કરી રહી હતી. તેની મિટિંગ ૨૩મી તારીખે આખી રાત ચાલતી રહી. તેમાં પાર્ટીના બધા બુદ્ધિજીવીઓ, આગેવાનો—અને પેત્રોગ્રાદના કામદારોના તથા પેત્રોગ્રાદ ગૅરિસનના પ્રતિનિધિઓ હાજર હતા. બુદ્ધિજીવીઓમાંથી માત્ર લેનિન અને ત્રોત્સ્કી વિદ્રોહની તરફેણમાં હતા. લશ્કરી માણસોએ પણ તેનો વિરોધ કર્યો. મત લેવામાં આવ્યા. વિદ્રોહ નામંજૂર થઈ ગયો!

પછી એક સાદો કામદાર ઊભો થયો. તેનો ચહેરો ગુસ્સાથી લાલપીળો થઈ ગયો હતો. "હું પેત્રોગ્રાદના સર્વહારાઓ વતી બોલું છું," તેણે કરડા અવાજે જાહેર કર્યું. "અમે વિદ્રોહની તરફેણમાં છીએ. તમારે કરવું હોય એમ કરો, પણ હું તમને આ ઘડીએ સાફ જણાવી દઉં છું કે તમે સોવિયેતોને ખતમ થઈ જવા દેશો તો અમારે તમારી જોડે કશી લેવાદેવા નહિ રહે!" કેટલાક સિપાહીઓએ તેને ટેકો આપ્યો... ત્યાર બાદ ફરી વાર મત લેવામાં આવ્યા—વિદ્રોહને મંજૂરી મળી ગઈ...*

---

*૧૯૧૭ના ઑક્ટોબરમાં બોલ્શેવિક પાર્ટીની કેંદ્રીય સમિતિના ઐતિહાસિક અધિવેશનમાં હથિયારબંધ વિદ્રોહ વિશે થયેલી ચર્ચાવિચારણાનો અહીંયાં આપવામાં

પરંતુ રિયાઝાનોવ, કામેનેવ, અને ઝિનોવિયેવની આગેવાની ધરાવતા મવાળપંથી બોલ્શેવિકોએ હથિયારબંધ વિદ્રોહની વિરુદ્ધ ઝુંબેશ ચાલુ રાખી. જગતમાં રાજકીય પ્રચારના અભૂતપૂર્વ અત્યંત સાહસભર્યા નમૂના જેવી લેનિનની 'સાથીઓને પત્ર'[11] નામક કૃતિનો પહેલો હપતો 'રાબોચી પુત' અખબારમાં ઑક્ટોબરની ૩૧મી તારીખે* સવારે પ્રકાશિત થયો. તેમાં લેનિને કામેનેવ તથા રિયાઝાનોવના વાંધાઓનું ખંડન કરીને વિદ્રોહની તરફેણમાં ગંભીર દલીલો રજૂ કરી.

તેમણે લખ્યું કે "કાં તો આપણે 'પૂરી સત્તા સોવિયેતોને' સોંપી દેવાનું આપણું સૂત્ર તજી દેવું જોઈએ અથવા વિદ્રોહ કરવો જોઈએ. કોઈ જાતનો વચલો માર્ગ છે જ નહિ..."

---

આવેલો અહેવાલ ગલત છે. હથિયારબંધ વિદ્રોહનું આયોજન કરવાનો નિર્ણય ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૩મી તારીખે કેંદ્રીય સમિતિની ગુપ્ત મિટિંગમાં લેવામાં આવ્યો હતો. તેમાં ભાગ લેનારા સભ્યો લેનિન, બૂબ્નોવ, દ્ઝેર્ઝીન્સ્કી, ઝિનોવિયેવ, કામેનેવ, કોલ્લોન્તાઈ, લોમોવ, સ્વેર્દલોવ, સોકોલ્નિકોવ, સ્તાલિન, ત્રોત્સ્કી, અને ઉરીત્સ્કી હતા. ઝિનોવિયેવ અને કામેનેવે લેનિનના ઠરાવની વિરુદ્ધ મત આપ્યા હતા. છ દિવસ પછી ઑક્ટોબરની ૨૯મી તારીખે કેંદ્રીય સમિતિનું વિસ્તારિત અધિવેશન ભરવામાં આવ્યું હતું. તેમાં પેત્રોગ્રાદ પાર્ટી સમિતિ, લશ્કરી સંગઠન, પેત્રોગ્રાદ સોવિયેત, ટ્રેડ-યુનિયનો, કારખાના વિભાગ સમિતિઓ, રેલવે કામદારો, અને પેત્રોગ્રાદ જિલ્લા પાર્ટી સમિતિના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. એ મિટિંગમાં લેનિને કેંદ્રીય સમિતિના પુરોગામી અધિવેશનમાં અપનાવવામાં આવેલો ઠરાવ વાંચી સંભળાવ્યો. લેનિને પોતાના પ્રવચનમાં નિર્દેશ કર્યો કે રશિયાની તેમ જ યુરોપની રાજકીય પરિસ્થિતિ વધારેમાં વધારે નિર્ણાયક, વધારેમાં વધારે સક્રિય, નીતિનો તકાદો કરે છે અને તેનો એકમાત્ર અર્થ હથિયારબંધ વિદ્રોહ છે. હથિયારબંધ વિદ્રોહ વિશે કેંદ્રીય સમિતિના નિર્ણયને આવકારતો અને ટેકો આપતો ઠરાવ લેનિને રજૂ કર્યો. એ ઠરાવને વિરોધમાં બે અને તરફેણમાં ૧૯ મતે અપનાવી લેવામાં આવ્યો. ચાર માણસો તટસ્થ રહ્યા. ઝિનોવિયેવ અને કામેનેવ ફરી વાર કેંદ્રીય સમિતિના ઠરાવની વિરુદ્ધ મત આપ્યા.—સં.

*તારીખ ગલત છે. એ અંક નવેમ્બરની પહેલી તારીખે પ્રકાશિત થયો હતો.—સં.



એ જ દિવસે બપોર પછી કેડેટોના આગેવાન પાવેલ મિલ્યુકોવે પ્રજાસત્તાક પરિષદમાં તેજસ્વી તીખું પ્રવચન[12] કર્યું. તેણે સ્કોબેલેવ નકાઝને જર્મન-તરફી ગણાવીને જાહેર કર્યું કે "ક્રાંતિકારી લોકશાહી" રશિયાને ખતમ કરી રહી છે. તેણે તેરેશ્ચેન્કોની હાંસી ઉડાવી અને ખુલ્લેઆમ જાહેર કર્યું કે રશિયન મુત્સદ્દીગીરીની સરખામણીમાં જર્મન મુત્સદ્દીગીરી પોતાને વધારે પસંદ છે... ઉદ્દામપંથી સભ્યો બધો વખત ભયંકર શોર મચાવતા રહ્યા...

સરકાર બોલ્શેવિક પ્રચારની સફળતાના મહત્ત્વને અવગણી શકે એમ નહોતી. ૨૯મી તારીખે સરકાર અને પ્રજાસત્તાક પરિષદના સંયુક્ત પંચે ઉતાવળમાં બે કાનૂનો ઘડી કાઢ્યા. એક કાનૂનમાં કામચલાઉ પગલા તરીકે કિસાનોને જમીન આપવાની અને બીજામાં સુલેહશાંતિની ફૂર્તિલી વિદેશનીતિ અમલમાં મૂકવાની જોગવાઈ હતી. બીજે દિવસે કેરેન્સ્કીએ લશ્કરમાં મોતની સજાની મોકૂફીનો હુકમ જાહેર કર્યો. એ જ દિવસે બપોર પછી નવા સ્થપાયેલા 'પ્રજાસત્તાકીય શાસનને મજબૂત બનાવવા માટેના અને અરાજકતા તથા પ્રતિક્રાંતિની સામે લડવા માટેના પંચ'ના પ્રથમ અધિવેશનનું ઉદ્ઘાટન ભારે દબદબાથી કરવામાં આવ્યું. ઇતિહાસમાં એ પંચનું એક પણ નામનિશાન ત્યાર બાદ ક્યારેય જોવા મળતું નથી... વળતે દિવસે સવારે બીજા બે સંવાદદાતાઓની સાથે મેં કેરેન્સ્કીની મુલાકાત લીધી[13]. પત્રકારો જોડે કેરેન્સ્કીની એ આખરી મુલાકાત હતી.

તેણે કડવાશભર્યા અવાજે કહ્યું કે "રશિયન જનતા આર્થિક થાકની અને મિત્રરાજ્યો વિશેના ભ્રમ ભાંગી જવાની પીડા ભોગવી રહી છે! દુનિયા માને છે કે રશિયન ક્રાંતિ ખતમ થઈ ગઈ છે. એમ માનવાની ભૂલ કરશો નહિ. રશિયન ક્રાંતિ તો હજી શરૂ જ થઈ રહી છે..." એ શબ્દો તેની ધારણાથીયે કદાચ વધારે પયગંબરી હતા.

ઑક્ટોબરની ૩૦મી તારીખે આખી રાત ચાલેલી પેત્રોગ્રાદ સોવિયેતની મિટિંગ ઝંઝાવાતી હતી. હું તેમાં હાજર હતો. "નરમપંથી" સમાજવાદી બુદ્ધિજીવીઓ, અફસરો, તેમ જ લશ્કરી સમિતિઓ અને કેંદ્રીય કારોબારી સમિતિના સભ્યો પૂરી તાકાત એકઠી કરીને મિટિંગમાં ભાગ લઈ રહ્યા હતા. તેમની સામે સાદા કામદારો, કિસાનો, તથા સાધારણ સિપાહીઓ જોડાજોડ ખડા થઈ ગયા હતા.

એક કિસાને ત્વેરની ધાંધલ ધમાલની વાત કરી અને જણાવ્યું કે તેમાં જમીન સમિતિના સભ્યોની ગિરફતારી કારણભૂત હતી. "આ કેરેન્સ્કી તો

પોમેશ્ચિકો (જમીનદારો) સારુ આડશ બનીને બેઠો છે, બીજું કંઈ જ નહિ," તે ગરજી ઊઠયો. "એ લોકોને ખબર છે કે બંધારણસભામાં જમીન તો અમે લઈ જ લેવાના છીએ, એટલે તેઓ બંધારણસભાને જ ખતમ કરી નાખવાની કોશિશો કરી રહ્યા છે!"

પુતીલોવ કારખાનાના એક મશીન-કારીગરે વિગતવાર વાત કરી કે ઈંધણ અથવા કાચો માલ ન હોવાનું બહાનું કાઢીને સુપરિન્ટેન્ડેન્ટો એક પછી એક વિભાગને કેવી રીતે બંધ કરી રહ્યા છે. તેણે જાહેર કર્યું કે છુપાવીને રાખવામાં આવેલા પુરવઠાના મોટા મોટા ગંજ કારખાના વિભાગ સમિતિઓએ ગોતી કાઢયા છે.

"આ તો ઉશ્કેરણી છે," તેણે કહ્યું. "એ લોકો અમને ભૂખે મારવા અથવા મારફાડને માર્ગે ચડાવી દેવા માગે છે!"

એક સિપાહીએ બોલવાનું શરૂ કરતાં આવા શબ્દો કહ્યા: "સાથીઓ! હું એવી જગ્યાએથી તમારે માટે સલામનો સંદેશો લઈને આવ્યો છું કે જ્યાં ઈન્સાનો ખોદી રહ્યા છે પોતાની કબરો પણ તેને સમજી રહ્યા છે મોરચાની ખાઈઓ!"

પછી એક ઊંચો સુકલકડી જુવાન સિપાહી ઊભો થયો. તેની આંખો ઝગારા મારી રહી હતી. તેને તાળીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવ્યો. તેનું નામ હતું ચુદ્દનોવ્સ્કી. તેને જુલાઈના લડાઈમાં હણાઈ ગયેલો જાહેર કરવામાં આવ્યો હતો. હવે તે મડદાંના ઢગલામાંથી પાછો ખડો થઈ ગયો હતો.

"સિપાહીઓને હવે અફસરોમાં જરાય વિશ્વાસ નથી રહ્યો. લશ્કરી સમિતિઓએ પણ અમારી સોવિયેતની મિટિંગ ભરવાનો ઈનકાર કરીને અમને દગો દીધો છે... સિપાહીઓ માંગ ઉઠાવે છે કે બંધારણસભા નક્કી થયેલા વખતે જ ભરવામાં આવે, તેને મુલતવી રાખવાની હિંમત જે કોઈ કરશે તેની ઉપર લયાનત વરસી પડવાની, અને એ લયાનત ખાલી શબ્દોની નહિ હોય કેમ કે લશ્કર પાસે બંદૂકો પણ છે..."

તેણે બંધારણસભાની ચૂંટણીના સંબંધમાં પાંચમા લશ્કરમાં ચાલી રહેલી ઝુંબેશની વાત કરી: "અફસરો અને ખાસ કરીને તો મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓ બોલ્શેવિકોને પાંગળા બનાવી દેવાની કોશિશો જાણીજોઈને કરી રહ્યા છે. અમારાં અખબારોને ખાઈઓમાં વહેંચવા નથી દેવામાં આવતાં. અમારા વકતાઓને ગિરફતાર કરી લેવામાં આવે છે..."



"અને રોટી મળતી જ નથી એની વાત કેમ નથી કરતા?" બીજા એક સિપાહીએ ઘાંટો પાડયો.

"ખાલી રોટીથી જ માણસની જિંદગી ન ચાલે," ચુદ્દનોવ્સ્કી કડક અવાજે બોલ્યો...

તેના પછી વીતેબ્સ્ક સોવિયેતનો ડૅલિગેટ અને મેન્શેવિક ઓબોરોનેત્સ એક અફસર બોલવા ઊભો થયો: "સવાલ એ નથી કે સત્તા કોના હાથમાં છે. આફતનું મૂળ સરકાર નથી પણ જંગ છે... અને કશો ફેરફાર કરતાં પહેલાં આપણે જંગ જીતી જ લેવો જોઈએ..." હુરિયા અને હાંસીભર્યાં વખાણના પોકારો થવા લાગ્યા. "આ બોલ્શેવિક ચળવળિયાઓ તો ભાષણખોરો છે!" ખડખડાટ હસવાના અવાજોથી આખો ખંડ જાણે ધમધમી ઊઠયો. "આપણે થોડી વાર વર્ગસંઘર્ષને ભૂલી જઈએ..." પણ તેનાથી આગળ બોલાયું જ નહિ. કોઈનો ઘાંટો સંભળાયો: "તને તો એવી જ તાલાવેલી લાગે છે!"

એ દિવસો દરમિયાન પેત્રોગ્રાદમાં અજબ દૃશ્યો નજરે પડતાં હતાં. કારખાનાંની અંદર સમિતિ-ખંડોમાં બંદૂકોના ગંજ ખડકાયેલા રહેતા, કાસદોની આવજા ચાલુ જ રહેતી, લાલ સંત્રીઓ*ની ટુકડીઓ કવાયત કરતી રહેતી... તમામ બૅરેકોમાં આખી રાત મિટિંગો ચાલતી રહેતી અને આખો દિવસ જોશીલી અંતહીન દલીલો ચાલતી રહેતી. ગમગીન સંધ્યાના સમયે રસ્તાઓ પર ટોળાં વધારે મોટાં થવા લાગતાં, શોર મચાવતાં નેવ્સ્કી માર્ગ પર ધીમી ભરતીની જેમ આવજા કરતાં રહેતાં, અખબારો સારુ ધમાચકડી મચાવી દેતાં... ચોરી ને લૂંટફાટ એટલી હદે વધી ગયાં કે નાની શેરીઓમાં ચાલવાનું જોખમી બની ગયું... એક દિવસે બપોર પછી સદોવાયા માર્ગ પર મેં નજરે જોયું કે કેટલાય સેંકડા લોકોના ટોળાએ ચોરી કરતાં પકડાઈ ગયેલા એક સિપાહીને મારી મારીને જાનથી ખતમ કરી નાખ્યો... ભેદી માણસો આમતેમ ફરતા રહેતા અને રોટી તથા દૂધ સારુ કલાકો સુધી લાઇનમાં ઊભી રહેતી ટાઢે થરથરતી સ્ત્રીઓના કાનમાં ગણગણતા કે ખોરાકના પુરવઠા યહૂદીઓએ સંઘરી લીધા છે, અને લોકો ભૂખ્યા મરી રહ્યા છે ત્યારે સોવિયેતના સભ્યો મોજમજાની જિંદગી માણી રહ્યા છે...

સ્મોલ્નીમાં બહારને દરવાજે તેમ જ અંદરને બારણે કડક પહેરો ગોઠવી દેવામાં આવ્યો હતો. ચોકીદારો દરેક માણસનો પાસ જોવા માગતા. સમિતિ

* જુઓ 'ટિપ્પણીઓ અને વિવરણ'.

ખંડોમાં ગણગણાટ ને ગુંજન આખો દિવસ ને આખી રાત ચાલતાં રહેતાં. સેંકડો સિપાહીઓ અને કામદારો ભોંયપટ ઉપર જ્યાં ખાલી જગ્યા મળી ગઈ હોય ત્યાં ઊંઘતા નજરે પડતા. ઉપર વિશાળ હૉલમાં પેત્રોગ્રાદ સોવિયેતનાં ધાંધલિયાં અધિવેશનોમાં એક હજાર માણસો ખીચોખીચ ખડકાઈને બેઠેલા રહેતા...

જુગારના અડ્ડા સાંજથી લઈને છેક પરોઢ સુધી પૂરજોશમાં ચાલતા રહેતા. શેમ્પેઇનની બાટલીઓ ખૂલતી રહેતી અને વીસ વીસ હજાર રૂબલના દાવ લાગતા રહેતા. શહેરના મધ્ય ભાગમાં રાતે વેશ્યાઓ હીરામોતીનાં ઘરેણાં તેમ જ કીમતી ફર કોટના શણગાર સજીને રસ્તાઓ પર આંટા મારતી રહેતી અને હોટેલોમાં ટોળે વળતી...

રાજશાહી કાવતરાં, જર્મન જાસૂસો, કારસ્તાનો ઘડતા તસ્કરો...

અને વરસતા વરસાદમાં, આકરી ટાઢમાં, ઘેરા આકાશ નીચે ધબકતું વિશાળ શહેર વધારે ને વધારે ઝડપથી ધસી રહ્યં હતું—કઈ તરફ?..

પ્રકરણ ૩

## પૂર્વવેળા

નબળી સરકાર અને વિદ્રોહી જનતા વચ્ચેના સંબંધોમાં એવો વખત આવે જ કે જ્યારે લોકસમુદાયોને સત્તાધારીઓના દરેક કદમથી વધારે ખીજ ચડે અને કદમ ઉઠાવવાના દરેક ઇનકારથી નફરત થાય.

પેત્રોગ્રાદમાંથી ખસી જઈને શહેરને તજી દેવાની દરખાસ્તથી જાણે તોફાન મચી ગયું. કેરેન્સ્કીએ જાહેર રદિયા આપીને જણાવ્યું કે એવો કોઈ ઇરાદો સરકાર નથી ધરાવતી. પરંતુ તેના નિવેદનના જવાબમાં હાંસીભર્યા હુરિયા થયા.

'રાબોચી પૂત' અખબારે પડકાર કરતાં લખ્યું કે "ક્રાંતિના દબાણથી ખૂણામાં સપડાઈ ગયેલી મૂડીવાદીઓની કામચલાઉ સરકાર એવી જૂઠી ખાતરી આપીને છટકવાની કોશિશ કરે છે કે તેણે પેત્રોગ્રાદમાંથી ભાગી જવાનો વિચાર કદી કર્યો જ નથી, પાટનગર દુશ્મનને હવાલે કરી દેવાની મુરાદ તે મુદ્દલ નથી ધરાવતી..."

ખાર્કોવ*માં ત્રીસ હજાર ખાણ કામદારોએ એકઠા થઈને 'વિશ્વ ઔદ્યોગિક કામદાર સંગઠન'**ના બંધારણનું આ મુજબનું આમુખ અપનાવી લીધું: "કામદાર

---

* અહીંયાં જૉન રીડનો નિર્દેશ દોનેત્સ કોલસા વિસ્તાર પ્રત્યે જણાય છે.—સં.

** 'વિશ્વ ઔદ્યોગિક કામદાર સંગઠન' (Industrial Workers of the World)—અમેરિકામાં સ્થપાયેલું એક બહોળું ક્રાંતિકારી ટ્રેડ યુનિયન. તેની સ્થાપના ૧૯૦૫માં રશિયાની ક્રાંતિકારી ઘટનાઓના પ્રભાવના પરિણામે થઈ હતી. આગળ જતાં તે સંકુચિતતામાં સરી પડ્યું. કામદાર સમુદાયો સાથેના તેના સંબંધો તૂટી ગયા, અને ચોથા દાયકા દરમિયાન તે ખતમ થઈ ગયું. 'વિશ્વ ઔદ્યોગિક કામદાર સંગઠન' જોરદાર પ્રવૃત્તિ ચલાવતું હતું ત્યારે જૉન રીડ તેના સક્રિય સભ્ય હતા.—સં.

6—1290

વર્ગ અને માલિક વર્ગની વચ્ચે કોઈ જાતની સમાનતા નથી." કામદારોને કઝ્ઝાકોએ વિખેરી નાખ્યા. કેટલાકને ખાણ માલિકોએ તાળાબંધીના ભોગ બનાવી દીધા, બાકીનાએ સામાન્ય હડતાલ જાહેર કરી દીધી. વાણિજ્ય અને ઉદ્યોગ પ્રધાન કોનોવાલોવે ઝઘડાની પતાવટનું કામ પોતાના સહાયક ઓર્લોવને સોંપ્યું અને તેને પૂરો અખત્યાર આપ્યો. ખાણ કામદારો ઓર્લોવ પ્રત્યે ધિક્કારની લાગણી ધરાવતા હતા. પરંતુ કેંદ્રીય કારોબારી સમિતિએ ઓર્લોવની નિમણુકને ટેકો આપ્યો એટલું જ નહિ, દોનેત્સ કોલસા વિસ્તારમાંથી કઝ્ઝાકોને પાછા ખેંચી લેવાની માંગ ઉઠાવવાનો ઇનકાર કરી દીધો...

ત્યાર બાદ કાલુગાની સોવિયેતને વિખેરી નાખવામાં આવી. સોવિયેતમાં બહુમતી હાંસલ કરી ચૂકેલા બોલ્શેવિકોએ કેટલાક રાજકીય કેદીઓને છોડી મૂક્યા. મ્યુનિસિપલ દૂમાએ સરકારી કમિસારની મંજૂરી મેળવીને મીન્સ્કથી લશ્કર બોલાવ્યું અને સોવિયેતના વડા મથક ઉપર તોપોના ગોળા વરસાવ્યા. બોલ્શેવિકોને હાર માની લેવી પડી, પરંતુ તેઓ મકાનમાંથી નીકળીને જઈ રહ્યા હતા ત્યારે કઝ્ઝાકો તેમની ઉપર તૂટી પડયા અને બરાડા પાડવા લાગ્યા: "બીજી બધી બોલ્શેવિક સોવિયેતોની પણ અમે આવી જ વલે કરવાના, મોસ્કો અને પેત્રોગ્રાદની સોવિયેતો સહિત!" એ બનાવથી આખા રશિયામાં દહેશતની સાથે રોષનું મોજું ફેલાઈ ગયું...

પેત્રોગ્રાદમાં ઉત્તર વિભાગની સોવિયેતોની પ્રાદેશિક કૉંગ્રેસ પૂરી થવા આવી હતી. તેનો અધ્યક્ષ બોલ્શેવિક ક્રિલેન્કો હતો. કૉંગ્રેસે પ્રચંડ બહુમતીથી નિર્ણય લીધો કે સમગ્ર સત્તા અખિલ રશિયન કૉંગ્રેસ પોતાને હસ્તક લઈ લે. કૉંગ્રેસની કામગીરીના અંતમાં કેદી બોલ્શેવિકોને સંબોધિત અભિવાદન સંદેશ અપનાવવામાં આવ્યો અને તેમને જણાવવામાં આવ્યું કે તમે ખુશી મનાવો કારણ કે તમારી મુક્તિની ઘડી આવી પહોંચી છે. એ જ સમયે, કારખાના વિભાગ સમિતિઓના અખિલ રશિયન સંમેલન[1]માં સોવિયેતોનું ભારપૂર્વક સમર્થન કરવામાં આવ્યું અને નીચે મુજબનો મર્મભર્યો ઉલ્લેખ કરવામાં આવ્યો:

"...કામદાર વર્ગ પોતાને ઝારશાહીથી રાજકીય રીતે મુક્ત કરી લીધા પછી લોકશાહી શાસનને તેની ઉત્પાદન પ્રવૃત્તિના ક્ષેત્રમાં વિજયી જોવા ઈચ્છે છે. તેની ઉત્તમ અભિવ્યકિત ઔદ્યોગિક ઉત્પાદનની ઉપર કામદારોના નિયંત્રણમાં થાય છે, જે વર્ચસ્વી વર્ગોની ગુનાહિત નીતિથી પેદા થયેલા આર્થિક વિઘટનના વાતાવરણમાં સ્વાભાવિક રીતે જ ઉગમ પામ્યું છે..."



રેલવે કામદારોનું યુનિયન વાહન તથા સંદેશ વ્યવહાર પ્રધાન લિવેરોવ્સ્કીના રાજીનામાની માંગ ઉઠાવી રહ્યું હતું.

સ્કોબેલેવે કેંદ્રીય કારોબારી સમિતિ વતી માગણી કરી કે નકાઝ મિત્રરાજ્યોના સંમેલનમાં રજૂ કરવામાં આવે, અને તેરેશ્ચેન્કોને પૅરિસ મોકલવાની સામે રીતસરનો વિરોધ જાહેર કર્યો. તેરેશ્ચેન્કોએ રાજીનામું આપી દેવાની તૈયારી બતાવી...

લશ્કરની પુનર્ઘટના કરવામાં નાસીપાસ બનેલો જનરલ વેર્ખોવ્સ્કી પ્રધાન-મંડળની મિટિંગોમાં લાંબા સમયાંતરે જ આવતો...

નવેંબરની ત્રીજી તારીખે બૂર્ત્સેવના 'ઓબ્શ્ચેયે દેલો'માં મોટાં મોટાં મથાળાં નીચે છાપવામાં આવ્યું:

"નાગરિકો! પિતૃભૂમિને બચાવો!

મને હમણાં જ જાણવા મળ્યું છે કે કોર્નીલોવના પતન માટે જવાબદાર મુખ્ય માણસોમાંના એક આપણા યુદ્ધ પ્રધાન જનરલ વેર્ખોવ્સ્કીએ ગઈકાલે રાષ્ટ્રીય સંરક્ષણ પંચની મિટિંગમાં મિત્રરાજ્યોથી સ્વતંત્ર રીતે અલગ સુલેહ કરી લેવાની દરખાસ્ત રજૂ કરી હતી...

આ તો રશિયાની વિરુદ્ધ દગાખોરી છે!

તેરેશ્ચેન્કોએ જાહેર કર્યું કે કામચલાઉ સરકારે વેર્ખોવ્સ્કીની દરખાસ્તને ધ્યાનમાંયે નથી લીધી.

તેરેશ્ચેન્કોએ કહ્યું કે 'સમજો કે અમે જાણે પાગલખાનામાં પહોંચી ગયેલા!'

જનરલના શબ્દો સાંભળીને પંચના સભ્યો વિસ્મયથી આભા બની ગયેલા.

જનરલ અલેક્સેયેવ રડી પડેલો.

ના! આ કંઈ પાગલપણું નથી! આ તો એથીયે બદતર છે. આ તો રશિયાની વિરુદ્ધ સીધી દગાખોરી છે!

કેરેન્સ્કી, તેરેશ્ચેન્કો, અને નેક્રાસોને વેર્ખોવ્સ્કીના શબ્દો વિશે આપણી સમક્ષ તત્કાળ ખુલાસો કરવો જ જોઈએ.

નાગરિકો, જાગો!

રશિયાને વેચવામાં આવી રહ્યું છે!

દેશને બચાવી લો!"

હકીકતમાં તો વેર્ખોવ્સ્કીએ એમ કહેલું કે મિત્રરાજ્યોની ઉપર સુલેહ કરી લેવાનું દબાણ આણવું જોઈએ કારણ કે રશિયન લશ્કર હવે લડવાની હાલતમાં નથી રહ્યું...

રશિયમાં તેમ જ વિદેશોમાં ફેલાઈ ગયેલી સનસનાટી જબ્બર હતી. વેર્ખોવ્સ્કીને "માંદગીને કારણે અનિશ્ચિત મુદતની રજા" આપવામાં આવી અને તે સરકારમાંથી છૂટો થઈ ગયો. 'ઓબશ્ચેયે દેલો'ને દબાવી દેવામાં આવ્યું...

ચોથી નવેંબર ને રવિવારનો દિવસ 'પેત્રોગ્રાદ સોવિયેત દિન' તરીકે મનાવવાનું નક્કી કરવામાં આવ્યું હતું. આખા શહેરમાં મોટી મોટી મિટિંગો આયોજવામાં આવી હતી. જાહેર કરવામાં આવેલો ઉદ્દેશ તો સંગઠન તથા અખબારો માટે પૈસા ભેગા કરવાનો હતો, પરંતુ ખરો ઇરાદો શક્તિનું પ્રદર્શન કરવાનો હતો. એકાએક જાહેરાત થઈ કે એ જ દિવસે કઝ્ઝાકો ૧૮૧૨ના દેવચિત્રનો મહિમા ગાવા માટે ક્રેસ્ત્ની ખોદ—ક્રૉસનું સરઘસ—કાઢવાના છે. એવી માન્યતા પ્રચલિત હતી કે એ દેવચિત્રની ચમત્કારિક સહાયના પરિણામે જ નેપોલિયનને મોસ્કોમાંથી હાંકી કાઢવાનું શક્ય બન્યું હતું. વાતાવરણ બેહદ તંગ હતું. એક જ તણખો ઊડે તો આંતરવિગ્રહના ભડકા પેદા થઈ જાય એવી હાલત હતી. પેત્રોગ્રાદ સોવિયેતે એક જાહેરનામું પ્રગટ કર્યું. તેનું મથાળું હતું: 'ભાઈઓ—કઝ્ઝાકો!' તેમાં નીચે મુજબની અપીલ કરવામાં આવી:

> ...તમને કઝ્ઝાકોને અમારી વિરુદ્ધ, કામદારો તથા સિપાહીઓની વિરુદ્ધ, ઉશ્કેરવામાં આવી રહ્યા છે. ખૂનરેજીનું આ કારસ્તાન આપણા સહિયારા દુશ્મનોએ, જુલમગારોએ, અમીર વર્ગોએ—જનરલો, બૅંકરો, જમીનદારો, માજી અમલદારો, ઝારના માજી ચાકરોએ—ઘડી કાઢ્યું છે... તમામ લાંચખોરો, અમીરો, ઠાકોરો, ઉમરાવો, તમારા કઝ્ઝાક જનરલો સહિત બધા જનરલો અમને નફરત કરે છે. તેઓ ગમે તે ઘડીએ પેત્રોગ્રાદ સોવિયેતને ખતમ કરી નાખવા અને ક્રાંતિને કચડી નાખવા તૈયાર બેઠા છે...
>
> કોઈ ચોથી નવેંબરે કઝ્ઝાકોનું ધાર્મિક સરઘસ કાઢવાની પેરવી કરી રહ્યું છે. એવા સરઘસમાં ભાગ લેવો કે નહિ એ તો દરેક માણસની મુક્ત માન્યતાનો સવાલ છે. અમે આ બાબતમાં નથી દખલગીરી કરતા કે નથી કોઈને રોકતા... પરંતુ અમે તમને ચેતવણી આપીએ છીએ, કઝ્ઝાકો! બરાબર ધ્યાન રાખજો કે તમારા કાલેદિનો ક્રેસ્ત્ની ખોદની આડ લઈને તમને કામદારોની વિરુદ્ધ, સિપાહીઓની વિરુદ્ધ, ઉશ્કેરે નહિ..."

સરઘસની તરકીબ ઝટ ઝટ પડતી મૂકી દેવામાં આવી...



બૅરેકોમાં અને શહેરના કામદાર વિસ્તારોમાં બોલ્શેવિકો 'પૂરી સત્તા સોવિયેતોને!' સૂત્રનો પ્રચાર કરી રહ્યા હતા અને કાળાં બળો લોકોને યહૂદીઓની, દુકાનદારોની, સમાજવાદી આગેવાનોની કતલ ચલાવવા ઉશ્કેરી રહ્યાં હતાં...

એક તરફ રાજશાહી અખબારો ખૂનખાર દમનનો તકાદો કરી રહ્યાં હતાં—બીજી તરફ લેનિનનો જોરદાર અવાજ ગર્જના કરી રહ્યો હતો: "વિદ્રોહ!.. હવે આપણાથી વધારે વાટ જોવાય એમ નથી!"

મૂડીવાદી અખબારોમાંયે બેચેની વરતાઈ રહી હતી[2]. 'બિર્ઝેવીયે વેદોમોસ્તી' (એક્સચેન્જ ગેઝેટ) બોલ્શેવિક પ્રચારને "સમાજના તદ્દન પ્રાથમિક સિદ્ધાંતોની ઉપર, વ્યક્તિગત સલામતી અને ખાનગી મિલકતની છૂટના સિદ્ધાંતની ઉપર," હુમલો ગણાવતું હતું.

પરંતુ સૌથી વધારે ઝેર તો "નરમપંથી" સમાજવાદી સામયિકો[3] ઓકી રહ્યાં હતાં. 'દેલો નરોદા'એ જાહેર કર્યું: "બોલ્શેવિકો ક્રાંતિના સૌથી ભયંકર દુશ્મનો છે." મેન્શેવિક અખબાર 'દેન'માં લખવામાં આવ્યું: "સરકારે ખુદ પોતાની રક્ષા કરવી જોઈએ અને અમારું રક્ષણ કરવું જોઈએ." પ્લેખાનોવના અખબાર 'યેદીન્સ્ત્વો'[4](એકતા)માં સરકારનું ધ્યાન એ હકીકત પ્રત્યે ખેંચવામાં આવ્યું કે પેત્રોગ્રાદના કામદારોને હથિયારો અપાઈ રહ્યાં છે, અને તેણે બોલ્શેવિકોની વિરુદ્ધ કડક પગલાંની માંગ ઉઠાવી.

સરકાર જાણે દરરોજ વધારે નિરુપાય બની રહી હતી. મ્યુનિસિપલ વહિવટ પણ ખોરવાઈ ગયો. સવારનાં અખબારોની કટારોમાં બેહદ હિંમતભરી લૂંટફાટો તથા હત્યાઓના અહેવાલો ભરેલા રહેતા, અને ગુનેગારોને કોઈ હાથ નહોતું અડાડી શકતું.

બીજી તરફ, હથિયારબંધ કામદારો રાતે રસ્તાઓ પર પહેરા ભરતા, ખૂનીઓની સાથે લડતા, અને હથિયારો જ્યાં મળી આવે ત્યાં કબજે કરી લેતા.

પહેલી નવેંબરે પેત્રોગ્રાદના લશ્કરી કમાંડર કર્નલ પોલ્કોવનિકોવે જાહેરનામું પ્રગટ કર્યું:

> દેશ મુશ્કેલ સંજોગોમાંથી પસાર થઈ રહ્યો હોવા છતાં, હથિયારબંધ દેખાવો અને ખૂનરેજીની બિનજવાબદાર અપીલો પેત્રોગ્રાદમાં બધે ફેલાવવામાં આવી રહી છે, અને લૂંટફાટ તથા અવ્યવસ્થા દરરોજ વધતાં જાય છે.
>
> આવી હાલતથી નાગરિકોની જિંદગી ખોરવાઈ જાય છે અને સરકાર તેમ જ મ્યુનિસિપલ સંસ્થાઓની કામગીરીમાં અવરોધો ઊભા થાય છે.

મારા દેશ પ્રત્યે મારી જવાબદારી અને ફરજને પૂરેપૂરી લક્ષમાં લઈને હું હુકમ કરું છું:

૧. દરેક લશ્કરી યુનિટ મ્યુનિસિપાલિટીને, કમિસારોને, અને મિલિશિયાને સરકારી સંસ્થાઓના રક્ષણની કામગીરીમાં ખાસ સૂચનાઓ અનુસાર અને પોતાની ગૅરિસનના પ્રદેશની અંદર પૂરી મદદ કરે.

૨. ડિસ્ટ્રિક્ટ કમાંડર અને શહેર મિલિશિયાના પ્રતિનિધિઓ વચ્ચે સહકાર સ્થાપીને પહેરાની ગોઠવણ કરવામાં આવે, અને ગુનેગારો તથા ભાગેડુઓને ગિરફતાર કરી લેવા માટે જરૂરી પગલાં ઉઠાવવામાં આવે.

૩. બૅરેકોમાં દાખલ થનારા અને હથિયારબંધ દેખાવો તથા ખૂનરેજીની ઉશ્કેરણી કરનારા તમામ માણસોને ગિરફતાર કરી લેવામાં આવે અને શહેરના દ્વિતીય કમાંડરના વડા મથકે પહોંચાડી દેવામાં આવે.

૪. કોઈ પણ જાતના હથિયારબંધ દેખાવો તથા તોફાનોને પૂરી લશ્કરી તાકાતનો ઉપયોગ કરીને શરૂઆતમાં જ દબાવી દેવામાં આવે.

૫. ઘરોની ગેરવાજબી તલાશીઓ તેમ જ ગેરવાજબી ગિરફતારીઓ અટકાવવામાં કમિસારોને પૂરી મદદ કરવામાં આવે.

૬. દરેક યુનિટ પોતાને હસ્તક વિસ્તારમાં બનતા તમામ બનાવોનો અહેવાલ તત્કાળ પેત્રોગ્રાદ લશ્કરી ડિસ્ટ્રિક્ટને મોકલી આપે.

હું તમામ લશ્કરી સમિતિઓ તથા સંઘટનોને હુકમ આપું છું કે તેઓ કમાંડરોને તેમની ફરજો બજાવવામાં મદદ કરે.

પ્રજાસત્તાક પરિષદમાં કેરેન્સ્કીએ જાહેર કર્યું કે બોલ્શેવિકોની તૈયારીઓ અંગે સરકાર પૂરી વાકેફ છે અને કોઈ પણ દેખાવને પહોંચી વળવાની પૂરી તાકાત ધરાવે છે. તેણે 'નોવાયા રૂસ' અને 'રાબોચી પૂત' બન્નેની ઉપર એકસરખી બંડખોર પ્રવૃત્તિનો આક્ષેપ લગાવ્યો. તેણે વધુમાં કહ્યું: "અખબારોની પૂરી આઝાદીને લીધે સરકાર છપાયેલાં જૂઠાણાંનો સામનો કરી શકે એમ નથી..."* તેણે જણાવ્યું કે આ તો એક જ જાતના પ્રચારનાં બે પાસાં છે, તેનું લક્ષ્ય

*કેરેન્સ્કીની આ વાતમાં પૂરી ઈમાનદારી નહોતી. કામચલાઉ સરકાર બોલ્શેવિક અખબારોને અગાઉ જુલાઈમાં દબાવી ચૂકી હતી અને ફરી વાર એમ જ કરવાની તૈયારીઓ કરી રહી હતી.



પ્રતિક્રાંતિ છે, અને કાળાં બળોની ઉત્કટ ઝંખના પ્રતિક્રાંતિની જ છે. તેણે આગળ બોલતાં કહ્યું:

"મારો સર્વનાશ તો નક્કી છે. મારું શું થશે એ વાત મહત્ત્વની નથી. હું હિંમતથી કહું છું કે બીજી એક ભેદી બાબત શહેરમાં બોલ્શેવિકો તરફથી કરવામાં આવતી અકલ્પ્ય ઉશ્કેરણીની છે!"

બીજી નવેંબરે સોવિયેતોની કૉંગ્રેસના માત્ર પંદર ડેલિગેટો પહોંચ્યા હતા. બીજે દિવસે સંખ્યા વધીને એકસો થઈ ગઈ, અને ત્રીજે દિવસે એકસો ને પંચોતેર. તેમાંથી એકસો ને ત્રણ બોલ્શેવિકો હતા... કૉંગ્રેસના કોરમ માટે ચારસો ડેલિગેટો જરૂરી હતા, અને માત્ર ત્રણ જ દિવસ બાકી રહ્યા હતા...

હું ઘણો વખત સ્મોલ્નીમાં ગાળતો. સ્મોલ્નીમાં દાખલ થવાનું હવે સહેલું નહોતું રહ્યું. બહારના દરવાજે સંત્રીઓની બેવડી કતારનો પહેરો રહેતો. બહારનો દરવાજો પાર કરી લીધા પછી ઈમારતમાં દાખલ થવા માગતા માણસોની લાંબી લાઈનમાં જોડાઈ જવું પડતું. ત્યાં એકસાથે ચાર ચાર માણસોને ઓળખ અંગે અને કામ અંગે પૂછપરછ કરવામાં આવતી. પ્રવેશ માટે પાસ આપવામાં આવતા હતા પરંતુ પાસ આપવાની રીત થોડા થોડા કલાકે બદલાવી નાખવામાં આવતી હતી કારણ કે જાસૂસો સતત અંદર ઘૂસી જતા હતા...

એક દિવસે હું બહારના દરવાજે પહોંચ્યો ત્યારે ત્રોત્સ્કી અને તેની પત્ની મારી નજરે પડયાં. તેઓ મારાથી જરાક જ આગળ ઊભાં હતાં. તેમને એક સિપાહીએ રોક્યાં. ત્રોત્સ્કીએ પાસ ગોતવા ખીસા ફંફોળ્યાં પણ પાસ મળ્યો નહિ.

"કંઈ વાંધો નહિ," તે આખરે બોલ્યો. "મને તો તમે ઓળખો જ છો. મારું નામ ત્રોત્સ્કી છે."

"તમારી પાસે પાસ નથી એટલે તમે અંદર ન જઈ શકો," સિપાહીએ મક્કમપણે જણાવી દીધું. "નામની સાથે મારે કશો જ સંબંધ નથી."

"પણ હું તો પેત્રોગ્રાદ સોવિયેતનો અધ્યક્ષ છું."

"ભલે," સિપાહીએ જવાબ દીધો, "પણ તમે એટલા બધા મહત્ત્વના માણસ હો તો તમારી પાસે પાસ જેવી કાગળની નાનકડી ચબરખી તો હોવી જ જોઈએ."

ત્રોત્સ્કીએ બહુ જ ધીરજ જાળવી રાખી. "ઠીક, તો પછી મને તમારા ઉપરીની સાથે મુલાકાત કરાવી દો," તેણે કહ્યું. સિપાહી જરાક અચકાયો અને

Военно-Революціон. Комитетъ при ПЕТР. С. Р. и С. Д.

Комендантскій отдѣлъ.

16 ноября 1917 г.

№ 955

Смольный институтъ.

**Пропускъ.**

Дано. сіе Джону Рѣду

Коррес. амер. соц. газет

срокомъ по 1 Декабря

на право свободнаго входа въ Смольный Институтъ.

Комендантъ

Дѣлопроизводитель.

સ્મોલ્નીમાં પ્રવેશ માટે
જૉન રીડને આપવામાં આવેલો પાસ

ગમે તે ખવીસ આવી ચડે તેને કારણે ઉપરીને ખલેલ પહોંચાડવા ન માગતો હોવાનો બબડાટ કરવા લાગ્યો. આખરે તેણે પહેરેગીરોની સરદારી કરતા એક સિપાહી તરફ આંગળી ચીંધી. ત્રોત્સ્કીએ તેની પાસે જઈને વાત સમજાવી. "મારું નામ ત્રોત્સ્કી છે," તેણે દોહરાવ્યું.

"ત્રોત્સ્કી?" એ બીજો સિપાહી માથું ખજવાળવા લાગ્યો. "નામ તો ક્યાંક સાંભળ્યું છે," તે થોડીક વાર વિચાર કરીને બોલ્યો. "વાંધા જેવું નથી લાગતું. તમે અંદર જઈ શકો છો, કોમરેડ..."

પરસાળમાં મને કારાખાન જોડે ભેટો થઈ ગયો. તેણે મને સમજાવ્યું કે નવી સરકાર કેવી હશે.

"સોવિયેતોની મારફત વ્યકત થતી લોકોની આકાંક્ષાઓને પારખીને અનુકૂળ બની રહે અને સ્થાનિક શકિતઓને કામગીરીનું મોકળું ક્ષેત્ર પૂરું પાડે એવું ઢીલું સંઘટન. હાલ કામચલાઉ સરકાર પુરાણી ઝારશાહી સરકારની જેમ જ સ્થાનિક લોકશાહીવાદી મુરાદોને રૂંધી રહી છે. નવા સમાજ સંબંધી પહેલકદમી



નીચલા સ્તરોએથી કરવામાં આવશે... સરકારનું રૂપ રશિયન સામાજિક લોકશાહીવાદી કામદાર પાર્ટીના બંધારણને નમૂના તરીકે લઈને ઘડવામાં આવશે. સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસના વારંવાર ભરાતાં અધિવેશનોને જવાબદાર હોય એવી નવી કેંદ્રીય કારોબારી સમિતિ પાર્લમેન્ટ બની રહેશે. જુદાં જુદાં ખાતાંઓમાં કામકાજના માર્ગદર્શન માટે પ્રધાનોને બદલે સમિતિઓ નીમવામાં આવશે, અને એ સમિતિઓ સીધેસીધી સોવિયેતોને જવાબદાર રહેશે..."

ઑક્ટોબરની ૩૦મી તારીખે હું અગાઉથી કરી રાખવામાં આવેલી ગોઠવણ મુજબ ત્રોત્સ્કીને મળવા સ્મોલ્નીના સૌથી ઉપલા માળના એક નાનકડા ખાલીખમ જેવા ઓરડામાં દાખલ થયો. ઓરડામાં વચ્ચોવચ એક સાદી ખુરશી પર ત્રોત્સ્કી બેઠો હતો, તેની સામે મામૂલી ટેબલ ખાલી પડ્યું હતું. મારા તરફથી થોડાક જ સવાલો પૂછવાનું જરૂરી હતું. તે એક કલાકથીયે વધારે વખત સુધી ઝડપથી એકધારો બોલતો રહ્યો. તેની વાતનો સારાંશ તેના પોતાના શબ્દોમાં હું નીચે આપું છું:

"કામચલાઉ સરકાર તદ્દન સત્તા વગરની છે. ખરો કાબૂ તો મૂડીદાર વર્ગના હાથમાં છે, પરંતુ એ કાબૂની ઉપર ઓબોરોન્ત્સી પાર્ટીઓ સાથેના કલ્પિત જોડાણનો પડદો ઢાંકી દેવામાં આવ્યો છે. હવે ક્રાંતિ દરમિયાન આપણને કિસાનોના વિદ્રોહો જોવા મળે છે. કિસાનો વાયદા મુજબની જમીન મળવાની વાટ જોતા જોતા થાકી ગયા છે. આખા દેશમાં તમામ મહેનતકશ વર્ગોની અંદર એકસરખી નફરતની લાગણી નજરે પડે છે. મૂડીદાર વર્ગનું એવું વર્ચસ્વ માત્ર આંતરવિગ્રહ મારફત જ શક્ય છે. મૂડીદાર વર્ગ પાસે કાબૂ જમાવી રાખવાનો એકમાત્ર ઉપાય કોર્નીલોવ રીતનો છે. પરંતુ એ તાકાત મૂડીદાર વર્ગના હાથમાં નથી... લશ્કર અમારી તરફેણમાં છે. સમાધાનીઓ અને શાંતિવાદીઓ, સમાજવાદી ક્રાંતિકારીઓ અને મેન્શેવિકો, બધો અખત્યાર ગુમાવી બેઠા છે — કારણ કે કિસાનો અને જમીનદારો વચ્ચેનો, કામદારો અને માલિકો વચ્ચેનો, સિપાહીઓ અને અફસરો વચ્ચેનો, સંઘર્ષ અગાઉ ક્યારેય હતો તેનાથી વધારે આકરો, વધારે કટ્ટર, બની ગયો છે. કેવળ વ્યાપક લોકસમુદાયોના સંયુક્ત કદમ વડે જ, કેવળ સર્વહારા વર્ગની સરમુખત્યારીના વિજય મારફત જ, ક્રાંતિ સાધી શકાય એમ છે અને જનતાને બચાવી શકાય એમ છે...

સોવિયેતો જનતાનું અત્યંત પરિપૂર્ણ પ્રતિનિધિત્વ કરે છે — ક્રાંતિકારી અનુભવની દૃષ્ટિએ અને વિચારો તથા ધ્યેયોની દૃષ્ટિએ પરિપૂર્ણ પ્રતિનિધિત્વ

કરે છે. ખાઈઓમાં બેઠેલા સિપાહીઓ, કારખાનાંમાં કામ કરતા કામદારો, અને ખેતરોમાં મહેનત કરતા કિસાનો ઉપર સીધી આધારિત સોવિયેતો ક્રાંતિની મુખ્ય તાકાત છે.

સોવિયેતો વગર જ સત્તાનું સર્જન કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે— પરંતુ તેના પરિણામે તો માત્ર સત્તાર્હિતતા જ પેદા થઈ છે. રશિયન પ્રજાસત્તાકની પરિષદની પરસાળોમાં હવે જાતજાતનાં પ્રતિક્રાંતિકારી કારસ્તાનો ઘડાઈ રહ્યાં છે. કેડેટ પાર્ટી પ્રતિક્રાંતિના ઝનૂની સમર્થકોનું પ્રતિનિધિત્વ કરે છે. તેની સામે, સોવિયેતો જનતાના ધ્યેયનું પ્રતિનિધિત્વ કરે છે. એ બે છાવણીઓની વચ્ચે ગંભીર મહત્ત્વ ધરાવતાં કોઈ જૂથો નથી... ફેંસલાની ઘડી આવી ગઈ છે. મૂડીવાદી પ્રતિક્રાંતિ પોતાની તમામ તાકાતો સંગઠિત કરી રહી છે અને અમારી ઉપર હુમલો કરવા માટે સાનુકૂળ તકની વાટ જોઈ રહી છે. અમારો જવાબ નિર્ણાયક હશે. માર્ચમાં જરાક જ શરૂ કરવામાં આવેલું અને કોર્નીલોવ મામલા દરમિયાન આગળ ધપાવવામાં આવેલું કાર્ય અમે પૂરું કરી નાખીશું..."

તેણે આગળ બોલતાં નવી સરકારની વિદેશનીતિની છણાવટ કરી:

"અમારું પહેલું કદમ તમામ મોરચાઓ પર તત્કાળ જંગમોકૂફીની અને લોકશાહીવાદી સુલેહની શરતોની ચર્ચાવિચારણા કરવા માટે પ્રજાઓનું સંમેલન ભરવાની હાકલ કરવાનું હશે. સુલેહના ફેંસલામાં અમને મળવાની લોકશાહીના પ્રમાણનો આધાર યુરોપમાં પડનારા ક્રાંતિકારી પ્રતિભાવના પ્રમાણ ઉપર રહેશે. અમે અહીંયાં સોવિયેતોની સરકારનું સર્જન કરીએ તો તે યુરોપમાં તાત્કાલિક સુલેહના સંબંધમાં પ્રબળ ઘટક બની રહેશે કારણ કે એ સરકાર જુદા જુદા દેશોની સરકારોને અવગણીને બધી પ્રજાઓને સીધું સંબોધન કરશે અને જંગમોકૂફીની દરખાસ્ત રજૂ કરશે. સુલેહ થવાની ઘડીએ રશિયન ક્રાંતિનું દબાણ એવી દિશામાં રહેશે કે "ઈજાફતો નહિ, નુકસાનીના દંડ નહિ, પ્રજાઓને આત્મનિર્ણયનો અધિકાર", અને યુરોપના સમવાયી પ્રજાસત્તાકની સ્થાપના...

મને આ યુદ્ધના અંતમાં એવા યુરોપનું ચિત્ર દેખાય છે કે જેનું નવસર્જન મુત્સદ્દીઓએ નહિ પણ સર્વહારા વર્ગે કર્યું હશે. યુરોપનું સમવાયી પ્રજાસત્તાક— યુરોપનાં સંયુક્ત રાજ્યો—એવી સિદ્ધિ થવી જ જોઈએ. રાષ્ટ્રીય સ્વાયત્તતા હવે પૂરતી નથી. આર્થિક ઉત્ક્રાંતિ રાષ્ટ્રીય સરહદોની નાબૂદીનો તકાદો કરે છે. યુરોપ રાષ્ટ્રીય જૂથોમાં વિભાજિત રહેશે તો સામ્રાજ્યવાદ પોતાનું કામ ફરી શરૂ કરી દેશે. માત્ર યુરોપનું સમવાયી પ્રજાસત્તાક જ જગતને શાંતિ બક્ષી શકે એમ



છે." તેના ચહેરા ઉપર મલકાટ છવાઈ ગયો—તેનો હંમેશનો એ જ રૂડો આછા વ્યંગભર્યો મલકાટ. "પરંતુ યુરોપના લોકસમુદાયોના કદમ વગર એ લક્ષ્યો સાધી ન શકાય—હાલ..."

સૌનાં મનમાં એવી ધારણા હતી કે બોલ્શેવિકો અચાનક જ કોઈ એક દિવસે સવારમાં રસ્તાઓ પર નીકળી આવશે અને સાફ લેબાસવાળા ભદ્ર માણસોને ગોળીએ વીંધી નાખવા લાગશે, પરંતુ ખરો વિપ્લવ તો તદ્દન સ્વાભાવિક રીતે અને ખુલ્લંખુલ્લા શરૂ થયો.

કામચલાઉ સરકારે પેત્રોગ્રાદ ગૅરિસનને મોરચે મોકલી દેવાની યોજના ઘડી કાઢી.

પેત્રોગ્રાદ ગૅરિસનમાં લગભગ સાઠ હજાર સિપાહીઓ હતા અને તેમણે ક્રાંતિમાં આગળ પડતો ભાગ લીધો હતો. માર્ચના મહાન દિવસો દરમિયાન તેમણે જ પરિસ્થિતિમાં પલટો આણ્યો હતો, સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોનું સર્જન કર્યું હતું, અને કોર્નીલોવને પેત્રોગ્રાદની સીમમાંથી પાછો હાંકી કાઢ્યો હતો.

હવે તેમાં મોટા ભાગના સિપાહીઓ બોલ્શેવિકો હતા. કામચલાઉ સરકારે પેત્રોગ્રાદ છોડીને ભાગી જવાની વાતો શરૂ કરી દીધી ત્યારે પેત્રોગ્રાદ ગૅરિસને જવાબ આપેલો: "તમારામાં પાટનગરનું રક્ષણ કરવાની શકિત ન હોય તો સુલેહ કરી લો, તમે સુલેહ ન કરી શકતા હો તો રસ્તે પડી જાઓ અને એ બન્ને કામ કરી શકે એવી લોક સરકારનો માર્ગ મોકળો કરી દો..."

વાત સાફ હતી કે વિપ્લવના કોઈ પણ પ્રયાસનો આધાર પેત્રોગ્રાદ ગૅરિસનના વલણ ઉપર રહેવાનો. સરકારનો ઈરાદો ગૅરિસનની રેજિમેન્ટોની જગ્યાએ "ભરોસાદાર" લશ્કરો—કઝ્ઝાકો, "જાંનિસાર ટુકડીઓ"—ગોઠવી દેવાનો હતો. લશ્કરી સમિતિઓ, "નરમપંથી" સમાજવાદીઓ, અને કેંદ્રીય કારોબારી સમિતિએ સરકારને ટેકો આપ્યો. મોરચે અને પેત્રોગ્રાદમાં વ્યાપક પ્રચાર ચલાવવામાં આવ્યો અને તેમાં એ હકીકત પર ભાર મૂકવામાં આવ્યો કે પેત્રોગ્રાદ ગૅરિસનના સિપાહીઓ આઠ આઠ મહિનાથી પાટનગરની બૅરેકોમાં સુખસગવડની જિંદગી માણી રહ્યા છે જ્યારે તેમના સાથીઓ મોરચાની ખાઈઓમાં ભૂખમરો વેઠી રહ્યા છે અને મોતના ખપ્પરમાં હોમાઈ રહ્યા છે.

સ્વાભાવિક રીતે જ, એવા આરોપમાં થોડીક સચ્ચાઈ તો હતી કે ગૅરિસનની રેજિમેન્ટોને પ્રમાણમાં સુખસગવડની જિંદગી તજી દઈને શિયાળાની લડાઈની

મુસીબતો માથે વહોરી લેવાનું બહુ મન નથી. પરંતુ તેમણે જવાનો ઈનકાર કર્યો તેનાં બીજાં કારણો પણ હતાં. પેત્રોગ્રાદ સોવિયેતને સરકારની મુરાદોની બીક હતી, અને મોરચે સાધારણ સિપાહીઓએ પસંદ કરેલા સેંકડો ડેલિગેટો પેત્રોગ્રાદ પહોંચીને પોકારી રહ્યા હતા: "અમને લશ્કરી કુમકની જરૂર છે એ વાત સાચી, પણ એથી વધારે મહત્ત્વની બાબત તો અમને એવી ખાતરી મળવાની છે કે પેત્રોગ્રાદની અને ક્રાંતિની રક્ષા બરાબર થઈ રહી છે... સાથીઓ, તમે અહીંયાં મોરચાની પાછળનો મામલો સંભાળી લો, મોરચો અમે સંભાળી લઈશું!"

ઑક્ટોબરની ૨૫મી તારીખે પેત્રોગ્રાદ સોવિયેતની કેંદ્રીય સમિતિએ આખા સવાલનો ફેંસલો કરવા માટે એક ખાસ લશ્કરી સમિતિ રચવા વિશે બંધબારણે ચર્ચાવિચારણા કરી. બીજે દિવસે પેત્રોગ્રાદ સોવિયેતના સિપાહી વિભાગની મિટિંગમાં એક સમિતિ ચૂંટી કાઢવામાં આવી. સમિતિએ તરત જ મૂડીવાદી અખબારોનો બહિષ્કાર જાહેર કરી દીધો અને કેંદ્રીય કારોબારી સમિતિને સોવિયેતોની કૉંગ્રેસનો વિરોધ કરવા બદલ વખોડી કાઢી. ૨૯મી તારીખે પેત્રોગ્રાદ સોવિયેતના ખુલ્લા અધિવેશનમાં ત્રોત્સ્કીએ દરખાસ્ત રજૂ કરી કે લશ્કરી ક્રાંતિકારી સમિતિને સોવિયેત તરફથી સત્તાવાર બહાલી આપવામાં આવે. તેણે કહ્યું: "લડાઈના મેદાનમાં કૂચ કરી જવા માટે અને જરૂર પડે તો જાન કુરબાન કરી દેવા માટે આપણું ખાસ સંગઠન આપણે રચવું જોઈએ..." મોરચે સિપાહીઓની સમિતિઓ અને જનરલ સ્ટાફની સાથે સલાહ મસલત કરવા માટે એક સોવિયેતનું અને બીજું ગૅરિસનનું એમ બે પ્રતિનિધિમંડળો મોકલવાનો નિર્ણય લેવામાં આવ્યો.

પ્સ્કોવમાં સોવિયેતના ડેલિગેટોના ઉત્તરના મોરચાનો કમાંડર જનરલ ચેરેમીસ્સોવ મળ્યો. તેણે ટૂંકી તોછડી જાહેરાત કરી દીધી કે મેં પેત્રોગ્રાદ ગૅરિસનને ખાઈઓમાં પહોંચી જવાનો હુકમ આપ્યો છે, અને વાત ત્યાં પૂરી થાય છે, બસ. ગૅરિસનના પ્રતિનિધિમંડળને પેત્રોગ્રાદમાંથી બહાર નીકળવાની છૂટ જ ન આપવામાં આવી.

પેત્રોગ્રાદ સોવિયેતના સિપાહી વિભાગના પ્રતિનિધિમંડળે માગણી કરી કે તેના એક પ્રતિનિધિને પેત્રોગ્રાદ ડિસ્ટ્રિક્ટના સ્ટાફમાં સામેલ કરવામાં આવે. માગણી નકારી કાઢવામાં આવી. પેત્રોગ્રાદ સોવિયેતે માગણી કરી કે સિપાહી વિભાગની બહાલી વગર કોઈ હુકમો છોડવામાં ન આવે. વળી ઈનકાર. પ્રતિનિધિઓને તોછડાઈથી જણાવી દેવામાં આવ્યું કે "અમે તો માત્ર કેંદ્રીય



કારોબારી સમિતિને જ માન્ય કરી છે, તમને કશી માન્યતા આપી નથી, તમે કોઈ પણ કાનૂનનો ભંગ કરશો તો તમને ગિરફતાર કરી લેવામાં આવશે."

૩૦મી તારીખે* પેત્રોગ્રાદની સઘળી રેજિમેન્ટોના પ્રતિનિધિઓની મિટિંગમાં ઠરાવ અપનાવવામાં આવ્યો: "પેત્રોગ્રાદ ગૅરિસન હવે કામચલાઉ સરકારને માન્ય કરતી નથી. અમારી સરકાર તો પેત્રોગ્રાદ સોવિયેત છે. અમે લશ્કરી ક્રાંતિકારી સમિતિ મારફત માત્ર પેત્રોગ્રાદ સોવિયેતના જ હુકમોનું પાલન કરીશું." સ્થાનિક લશ્કરી યુનિટોને ફરમાન કરવામાં આવ્યું કે પેત્રોગ્રાદ સોવિયેતના સિપાહી વિભાગની સૂચનાઓની વાટ જોવી.

બીજે દિવસે કેંદ્રીય કારોબારી સમિતિની મિટિંગ ભરવામાં આવી જેમાં મોટે ભાગે અફસરો સામેલ હતા. એ મિટિંગમાં સ્ટાફ જોડે સહકાર સારુ એક સમિતિની રચના કરવામાં આવી અને શહેરના તમામ વિસ્તારો માટે કમિસારો નિયુક્ત કરવામાં આવ્યા.

ત્રીજી તારીખે સ્મોલ્નીમાં સિપાહીઓની એક વિશાળ સભામાં નિર્ણય લેવામાં આવ્યો:

"પેત્રોગ્રાદ ગૅરિસન લશ્કરી ક્રાંતિકારી સમિતિની સ્થાપનાને સલામી આપે છે અને ક્રાંતિના હિતમાં મોરચા તથા પછવાડા વચ્ચે વધારે ગાઢ એકતા સ્થાપવાનાં તેનાં તમામ કદમોનું પૂરું સમર્થન કરવાનું વચન આપે છે.

ગૅરિસન વધુમાં જાહેર કરે છે કે તે ક્રાંતિકારી સર્વહારાઓની સાથે મળીને પેત્રોગ્રાદમાં ક્રાંતિકારી વ્યવસ્થા જાળવી રાખવાની ખાતરી આપે છે. કોર્નીલોવપંથીઓ અથવા મૂડીદારો તરફથી કરવામાં આવતા ઉશ્કેરણીના દરેક પ્રયાસનો બેરહમ મુકાબલો કરવામાં આવશે."

પોતાની તાકાત અંગે હવે સભાન બની ગયેલી લશ્કરી ક્રાંતિકારી સમિતિએ પેત્રોગ્રાદના લશ્કરી સ્ટાફને તત્કાળ તાબેદારી માની લેવાનું આખરી ફરમાન કરી દીધું. તમામ છાપખાનાંને હુકમો આપવામાં આવ્યા કે સમિતિની પરવાનગી વગરની કોઈ પણ અપીલો કે ઘોષણાઓને છાપવાનો ઈનકાર કરી દેવો. હથિયારબંધ કમિસારોએ ક્રોન્વેર્ક શસ્ત્રાગારમાં પહોંચી જઈને હથિયાર તથા દારૂગોળાના મોટા જથ્થા કબજે કરી લીધા અને નોવોચેર્કાસ્ક ખાતે કાલેદિનના વડા મથકે મોકલવાની દસ હજાર બેયોનેટોની રવાનગી અટકાવી દીધી...

*આ મિટિંગ ઑક્ટોબરની ૩૧મી તારીખે ભરાઈ હતી.—સં.

સરકારને જોખમ એકાએક ધ્યાનમાં આવી જતાં તેણે અપીલ કરી કે સમિતિને વિખેરી નાખવામાં આવે તો તેના સભ્યોને કશી સજા નહિ કરવામાં આવે. પરંતુ વેળા વીતી ગઈ હતી. નવેંબરની પાંચમી તારીખની મધરાતે કેરેન્સ્કીએ પોતે જ માલેવ્સ્કીને મોકલીને પેત્રોગ્રાદ સોવિયેતને લશ્કરી સ્ટાફમાં પ્રતિનિધિત્વ આપવાની દરખાસ્ત કરી. લશ્કરી ક્રાંતિકારી સમિતિએ દરખાસ્ત સ્વીકારી લીધી. કામચલાઉ યુદ્ધ પ્રધાન જનરલ માલિનોવ્સ્કીએ એક જ કલાક પછી એ દરખાસ્તને રદ કરી નાખી...

નવેંબરની છઠ્ઠી તારીખ અને મંગળવારે સવારે 'કામદારો અને સિપાહીઓની પેત્રોગ્રાદ સોવિયેત જોડે સંકળાયેલી લશ્કરી ક્રાંતિકારી સમિતિ' તરફથી લગાવવામાં આવેલું પોસ્ટર જોઈને શહેરમાં ભારે ઉત્તેજના ફેલાઈ ગઈ.

### પેત્રોગ્રાદની વસતિને

નાગરિકો!

પ્રતિક્રાંતિ પોતાનું ગુનાહિત માથું ઊંચું કરીને ખડી થઈ રહી છે. કોર્નીલોવપંથીઓ અખિલ સોવિયેતોની અખિલ રશિયન કોંગ્રેસને કચડી નાખવા અને બંધારણસભામાં ભંગાણ પાડવાના ઈરાદે પોતાની તાકાત એકત્રિત કરી રહ્યા છે. તેની સાથે સાથે જ, હુલ્લડખોરો પેત્રોગ્રાદના લોકોને ધાંધલ તથા ખૂનરેજી કરવા ઉશ્કેરવાની કોશિશ પણ કદાચ કરશે.

કામદારો અને સિપાહીઓની પેત્રોગ્રાદ સોવિયેતે શહેરમાં પ્રતિક્રાંતિકારી તથા હુલ્લડખોરીની કોશિશોની સામે ક્રાંતિની રખેવાળી કરવાનું કર્તવ્ય પોતાને હસ્તક લઈ લીધું છે.

પેત્રોગ્રાદ ગૅરિસન શહેરમાં કોઈ પણ જાતની મારધાડ કે ધાંધલધમાલ થવા નહિ દે. વસતિને હાકલ કરવામાં આવે છે કે મવાલીઓને તેમ જ યમદૂત ચળવળિયાઓને પકડીને નજીકની બૅરેકમાં સોવિયેત કમિસારોને હવાલે કરી દે. મેલી તાકાતો તરફથી પેત્રોગ્રાદના રસ્તાઓ પર ધાંધલ કરવાની, લૂંટફાટની કે મારપીટની, પહેલી કોશિશ નજરે પડતાં જ ગુનેગારોને એવી રીતે ખતમ કરી નાખવામાં આવશે કે દુનિયામાં તેમનું કોઈ નામનિશાન બાકી ન રહે!



નાગરિકો! અમે તમને અપીલ કરીએ છીએ કે પૂરી શાંતિ અને આત્મસંયમ જાળવી રાખજો. વ્યવસ્થાની જાળવણીનું અને ક્રાંતિનું ધ્યેય મજબૂત હાથમાં સલામત છે...

લશ્કરી ક્રાંતિકારી સમિતિની જે રેજિમેન્ટોમાં કમિસારો છે તેની યાદી...

ત્રીજી તારીખે બોલ્શેવિકોના આગેવાનોએ પોતાની ઐતિહાસિક મિટિંગ બંધબારણે ભરી. ઝાલકિન્દ*ની સૂચનાના આધારે હું બહાર પરસાળમાં વાટ જોતો રહ્યો, અને વોલોદાર્સ્કી બહાર નીકળ્યો ત્યારે તેણે મને મિટિંગની વિગતો જણાવી.

મિટિંગમાં બોલતાં લેનિને જણાવ્યું: "નવેંબરની છઠ્ઠી તારીખ બહુ વહેલી ગણાય. વિદ્રોહ માટે અખિલ રશિયન આધાર આવશ્યક છે. છઠ્ઠી તારીખે કોંગ્રેસના સઘળા ડેલિગેટો હજુ અહીંયાં પહોંચ્યા નહિ હોય. બીજી તરફ, આઠમી તારીખનો દિવસ અતિ મોડો સાબિત થશે. ત્યાં સુધીમાં કોંગ્રેસ સંઘટિત થઈ ગઈ હશે, અને ઘણા લોકોને આવરી લેતા વિશાળ સંઘટિત જૂથ માટે ઝડપી નિર્ણાયક કદમ ઉઠાવવાનું મુશ્કેલ બની જાય. આપણે સાતમી તારીખે કોંગ્રેસ ભરાવાની છે તે દિવસે જ કદમ ઉઠાવવું જોઈએ, જેથી આપણે કોંગ્રેસમાં જાહેર કરી શકીએ કે 'લો, આ રહી સત્તા! બોલો, હવે તેને અંગે શું કરવા માગો છો?'"

ઉપરના એક ખંડમાં દૂબળા ચહેરાવાળો અને લાંબા કેશવાળો એક આદમી બેઠો હતો. એક જમાનામાં ઝારનાં લશ્કરોનો અફસર અને ત્યાર બાદ ક્રાંતિપંથી બની ગયેલો તથા હદપારી ભોગવી ચૂકેલો, ઓવ્સેયેન્કો નામ ધરાવતો અને આન્તોનોવ નામે ઓળખાતો, એ આદમી ગણિતશાસ્ત્રી અને શતરંજનો ખેલાડી હતો. તે બેઠો બેઠો પાટનગર કબજે કરી લેવાની કાળજીભરી યોજનાઓ ઘડી રહ્યો હતો.

બીજી તરફ, સરકાર પણ પોતાની તૈયારીઓ કરી રહી હતી. વ્યાપક રૂપે વીખરાયેલી ડિવિઝનોમાંથી કેટલીક ખૂબ જ વફાદાર રેજિમેન્ટોને પેત્રોગ્રાદ પહોંચી જવાનાં ફરમાનો કોઈનું ધ્યાન ન ખેંચાય એવી રીતે મોકલી દેવામાં

---

*ઝાલકિન્દ — પેત્રોગ્રાદ બોલ્શેવિક સંગઠનનો સભ્ય, નવેંબર વિદ્રોહમાં સક્રિય સામેલગીર. — સં.

આવ્યાં હતાં. વિન્ટર પેલેસમાં ધુંકર તોપટુકડી ગોઠવી દેવામાં આવી હતી. જુલાઈના દિવસો પછી પહેલી જ વાર કઝ્ઝાકો રસ્તાઓ પર પહેરો ભરવા લાગ્યા હતા. પોલ્કોવનિકોવ એક પછી એક હુકમ છોડીને ધમકી આપી રહ્યો હતો કે બિનતાબેદારીનાં તમામ કદમોને "પૂરી તાકાત" વડે દબાવી દેવામાં આવશે. સરકારના સભ્યોમાંથી સાર્વજનિક કેળવણી પ્રધાન કિશ્કીન પ્રત્યે લોકોને સૌથી વધારે નફરત હતી. તેને જ પેત્રોગ્રાદમાં વ્યવસ્થા જાળવવા માટે ખાસ કમિસાર તરીકે નિયુક્ત કરવામાં આવ્યો. તેણે નીમેલા બે સહાયકો રુતેનબેર્ગ અને પાલ્ચીન્સ્કી પણ લોકોને એટલા જ અણગમતા આદમીઓ હતા. પેત્રોગ્રાદ, ક્રોન્શતાદ્ત, અને ફિનલૅંડને લશ્કરી કબજા હેઠળ ઘોષિત કરી દેવામાં આવ્યાં. એ હકીકતનો ઉલ્લેખ કરીને 'નોવોયે વ્રેમ્યા' (નવયુગ) નામના મૂડીવાદી અખબારમાં વ્યંગભર્યું લખાણ છપાયું:

> લશ્કરી કબજો શા માટે? સરકારના હાથમાં હવે સત્તા રહી નથી. તે કશો નૈતિક અખત્યાર ધરાવતી નથી, અને બળનો ઉપયોગ કરવા માટે જરૂરી તંત્ર પણ તેની પાસે નથી... તેને વધારેમાં વધારે સાનુકૂળ સંજોગો મળે તોયે તે માત્ર વાટાઘાટ જ કરી શકે એમ છે—તે પણ જો કોઈ વાટાઘાટ કરવા તૈયાર થાય તો. તેની પાસે એથી જરાય વધારે સત્તા નથી...



સ્મોલ્નીનું પ્રવેશદ્વાર
સિપાહીઓ અને લાલ સંત્રીઓ પહેરો ભરી રહ્યા છે

રશિયન પ્રજાસત્તાક પરિષદમાં શું ચાલી રહ્યું છે તેની તપાસ કરવા હું પાંચમી તારીખે સોમવારે સવારે મારિઈન્સ્કી પેલેસમાં ગયો. તેરેશ્ચેન્કોની વિદેશનીતિ અંગે સખત ચર્ચા થઈ રહી હતી. તેમાં બૂર્ત્સેવ-વેર્ખોવ્સ્કી મામલાના પડઘા સંભળાતા હતા. ઇટાલીના એલચી સિવાય બધા મુત્સદ્દીઓ મોજૂદ હતા. બધે વાતો થઈ રહી હતી કે ઇટાલીનો એલચી કાર્લો દુર્ઘટનાને લીધે ખાટલે પડી ગયો છે...

હું અંદર દાખલ થયો ત્યારે ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારી કારેલિન લંડન 'ટાઈમ્સ'ના તંત્રીલેખના શબ્દો મોટેથી વાંચી રહ્યો હતો: "બોલ્શેવિઝ્મનો ઈલાજ છે ગોળીઓની રમઝટ!" કેડેટો તરફ ફરીને તેણે બરાડો પાડયો: "તમે પણ એમ જ માનો છો!"

મવાળપંથી માણસોના અવાજો: "હા! હા!"

"મને ખબર છે કે તમે એમ જ માનો છો," કારેલિન તપી જઈને



સ્મોલ્નીમાં પાસ તપાસતા લાલ સંત્રીઓ

બોલ્યો, "પણ તમારા ખ્યાલને અજમાવી જોવાની હિંમત તમારામાં નથી!"

પછી મુલાયમ ઊજળી દાઢી અને વાંકડિયા સોનેરી કેશને કારણે નાટકના કોઈ માનીતા અદાકાર જેવા દેખાતા સ્કોબેલેવે સોવિયેત નકાઝનું ઢીલુંપોચું સમર્થન કર્યું. ત્યાર બાદ તેરેશ્ચેન્કો બોલવા ઊભો થયો કે તરત જ ઉદ્દામપંથીઓના પોકારો તેની ઉપર ઝીંકાવા લાગ્યા: "રાજીનામું! રાજીનામું!" તેણે ભારપૂર્વક માગણી કરી કે સરકાર અને કેંદ્રીય કારોબારી સમિતિ તરફથી પૅરિસ મોકલાનારા પ્રતિનિધિઓનો દૃષ્ટિકોણ એકસરખો હોવો જોઈએ — એટલે કે તેનો પોતાનો હતો એ જ દૃષ્ટિકોણ હોવો જોઈએ. લશ્કરમાં શિસ્ત સ્થાપવા અંગે અને વિજય મળે ત્યાં સુધી યુદ્ધ લડી લેવા અંગે થોડાક શબ્દો... દેકારા ને શોરનું તોફાન, અને કોપિત ઉદ્દામપંથીઓના સખત વિરોધને ઠેકી જઈને પ્રજાસત્તાક પરિષદ દિવસનું સાધારણ કામકાજ પતાવવા લાગી.

બોલ્શેવિકોની બેઠકોની કતારો ખાલી પડી હતી — પહેલે જ દિવસે પોતાની સાથે ઘણુંબધું ચેતન પણ ભેગું લઈને તેઓ પરિષદમાંથી ચાલ્યા ગયેલા ત્યારથી જ એ બેઠકો ખાલી રહેતી હતી. હું દાદરો ઊતરી રહ્યો હતો ત્યારે મારા મનમાં વિચારો ઘોળાઈ રહ્યા હતા કે પરિષદમાં ચાલતી આકરી દલીલબાજી છતાં બહારની ખળભળતી દુનિયાનો ખરો અવાજ આ ઊંચા ટાઢા ખંડમાં કદી પહોંચી શકે એમ નથી, અને કામચલાઉ સરકાર ખરાબે ભટકાઈને ભાંગી ગઈ છે — યુદ્ધ અને શાંતિના જે ખડક સાથે અફળાઈને મિલ્યુકોવ પ્રધાનમંડળ ભાંગી ગયું હતું તેની જ સાથે અફળાઈને ભાંગી ગઈ ગઈ છે... દરવાને મને મારો ઓવરકોટ પહેરાવતાં બળાપો કાઢ્યો: "મને તો સમજાતું જ નથી કે અમારા બિચારા રશિયા દેશની આ તે કેવી હાલત થઈ રહી છે! આ બધા મેન્શેવિકો ને બોલ્શેવિકો ને ત્રુદોવીકો... આ ઉક્રાઈના ને આ ફિનલૅંડ ને આ જર્મન સામ્રાજ્યવાદીઓ ને વળી અંગ્રેજ સામ્રાજ્યવાદીઓ! મને પિસતાળીસ પૂરાં થઈ ગયાં છે પણ આ જગ્યાએ મેં જેટલા શબ્દો સાંભળ્યા છે એટલા તો પહેલાં મારી આખી જિંદગીમાંયે નહોતા સાંભળ્યા..."

મને પરસાળમાં ઉંદરડા જેવા મોંવાળો પ્રોફેસર શાત્સ્કી ભેટી ગયો. તેણે સરસ મઝાનો ફ્રૉકકોટ પહેર્યો હતો. કેડેટ પાર્ટીની સમિતિઓમાં તેનો ખૂબ પ્રભાવ હતો. મેં તેને પૂછ્યું કે ખૂબ ચર્ચાતા બોલ્શેવિક **વિસ્તુપ્લેનિયે** — દેખાવ — વિશે તમારો શો ખ્યાલ છે. તેણે ખભા ઉચકાવીને હાંસીના ભાવે કહ્યું:

"એ લોકો તો ઢોર જેવા છે—સાવ જનાવર જેવા. તેમની હિંમત જ નહિ પડે, પણ જો હિંમત કરશે તો હાડકાં ખોખરાં કરીને ભગાડી મૂકવામાં આવશે. અમારી નજરે જોતાં દેખાવ થાય તો કંઈ ખોટું નથી કારણ કે એથી તેઓ તારાજ થઈ જશે અને બંધારણસભામાં તેમની જરાય તાકાત નહિ રહે...

પણ સાહેબ, નવી સરકારના રૂપ અંગે બંધારણસભામાં રજૂ કરવાની મારી યોજના તમે જરાક સાંભળો. જુઓ, બંધારણનું માળખું ઘડી કાઢવા માટે આ પરિષદે કામચલાઉ સરકારની સાથે મળીને નીમેલા પંચનો હું સભ્ય છું... આપણે ત્યાં બે ભવનની વિધાન પરિષદ હશે—અમેરિકામાં છે એવી. નીચલા ભવનમાં પ્રાદેશિક પ્રતિનિધિઓ હશે, અને ઉપલા ભવનમાં લિબરલ વ્યવસાયોના પ્રતિનિધિઓ—ઝેમ્સ્ત્વોના, સહકારી સંસ્થાઓના, અને ટ્રેડ-યુનિયનોના..."

બહાર આથમણી દિશામાંથી ટાઢો ભીનો પવન ફૂંકાઈ રહ્યો હતો અને ઠંડા કાદવમાં બૂટ છેક અંદર સુધી પલળી જતા હતા. યુંકરોની બે ટુકડીઓ હિલોળા લેતી મોસ્કર્યા માર્ગેથી નીકળી. લાંબા કોટ પહેરેલા યુંકરો અક્કડ પગ પછાડતા જઈ રહ્યા હતા અને જૂના જમાનામાં ઝારના સિપાહીઓ ગાતા એવું ધસારાનું સમૂહગીત ગાઈ રહ્યા હતા... પહેલો ચોક આવતાં નગર મિલિશિયાના સિપાહીઓ મારી નજરે પડ્યા. તેઓ ઘોડેસવાર અને હથિયારબંધ હતા. તેમની રિવોલ્વરો ચળકતાં નવાં ખોખાંમાં ભરાવેલી હતી. લોકોનું નાનકડું ટોળું ગુપચુપ ઊભું ઊભું તેમને તાકી રહ્યું હતું. નેવ્સ્કી માર્ગને ખૂણે મેં લેનિનની પુસ્તિકા ખરીદી. પુસ્તિકાનું નામ હતું—'બોલ્શેવિકો સત્તા જાળવી શકશે ખરા?' તેની કિંમત મેં ટિકિટ વડે ચૂકવી. થોડાઘણા પરચુરણની કામગીરી ટિકિટો વડે થઈ શકતી હતી. રાબેતા મુજબ ગાડાવેગે ઘસડાતી જતી ટ્રામગાડીઓમાં શહેરીઓ ને સિપાહીઓ બારણે એવી રીતે લટકી રહ્યા હતા કે થિયોડોર શોન્ટસ* પણ અદેખાઈથી આકળો થઈ જાય... પગથી પર યુનિફૉર્મ પહેરેલા ભાગેડુ સિપાહીઓ કતારબંધ ગોઠવાઈને સિગારેટ અને સૂરજમુખીનાં બી વેચી રહ્યા હતા...

નેવ્સ્કી માર્ગે આગળ જતાં, સાંજના ટાઢા ભીના ઝાંખા ઉજાસમાં લોકોનાં ટોળાં તાજાં અખબારો માટે ઝપાઝપી કરી રહ્યાં હતાં અને દરેક સપાટ જગ્યામાં ચોડી દેવામાં આવેલાં પોસ્ટરોમાં છપાયેલાં અપીલો[6] તથા ઘોષણાઓ વાંચવાની

* **થિયોડોર શોન્ટસ**—એ દિવસોમાં લોકોનો માનીતો કસરતનો ખેલાડી.—સં.



કોશિશ કરી રહ્યાં હતાં. કેંદ્રીય કારોબારી સમિતિ, કિસાનોની સોવિયેતો, "નરમપંથી" સમાજવાદી પાર્ટીઓ, સેના સમિતિઓ, વગેરે તરફથી બહાર પાડવામાં આવેલી એ અપીલો અને ઘોષણાઓમાં ધમકીઓ આપવામાં આવી હતી, કદુવાઓ વરસાવવામાં આવી હતી, અને સરકારને ટેકો આપવા માટે કામદારો તથા સિપાહીઓને ઘરમાં ભરાઈ રહેવાની આજીજી કરવામાં આવી હતી...

એક બખતરબંધ મોટરગાડી જોરથી સીટી વગાડતી ધીરે ધીરે ગસ્ત લગાવી રહી હતી. દરેક ખૂણે અને દરેક ખુલ્લી જગ્યામાં ભેગાં થઈ ગયેલાં વિદ્યાર્થીઓ તથા સિપાહીઓનાં ટોળાંમાં જોરદાર દલીલો ચાલી રહી હતી. સાંજ ઝડપથી રાતમાં પલટાઈ ગઈ. લાંબા લાંબા અંતરે ગોઠવેલી બત્તીઓ ટમટમવા લાગી, લોકોનાં ઝુંડનાં ઝુંડ લગાતાર ધસતાં જઈ રહ્યાં હતાં... પેત્રોગ્રાદમાં ધમાલ થવાની હોય તે પહેલાં હંમેશાં એવી જ હાલત બની જતી હોય છે.

શહેર બેચેન હતું અને કોઈ પણ જાતનો જોરદાર અવાજ થતાં ચોંકી જતું. પરંતુ બોલ્શેવિકો તરફથી હજુ કશો જ અણસારો વરતાતો નહોતો. સિપાહીઓ બૅરેકોમાં બેઠા હતા અને કામદારો કારખાનાંમાં... અમે કઝાન કૅથીડ્રલ નજીક એક ફિલ્મ જોવા ગયા—આવેશ અને કાવાદાવાથી ભરપૂર ખૂનખાર ઇટાલિયન ફિલ્મ હતી. આગલી કતારોમાં કેટલાક સિપાહીઓ અને ખલાસીઓ બેઠા હતા. તેઓ બાળક જેવી અજાયબીની લાગણીથી રજતપટને તાકી રહ્યા હતા. તેમને મુદ્દલ સમજાતું જ નહોતું કે આટલી બધી મારધાડ અને ખૂનખરાબી શા માટે ફેલાયેલી હોય...

ત્યાંથી નીકળીને હું ઉતાવળો સ્મોલ્ની ગયો. સૌથી ઉપલે માળે દસ નંબરના ખંડમાં લશ્કરી ક્રાંતિકારી સમિતિનું અધિવેશન અણથંભ ચાલી રહ્યું હતું. અધિવેશનનું અધ્યક્ષપદ લાઝિમિર નામનો અઢાર વરસનો અને શણ જેવા કેશવાળો એક જુવાન સંભાળી રહ્યો હતો. તે પાસેથી નીકળતી વેળા ઊભો રહી ગયો અને તેણે શરમાતાં શરમાતાં મારી જોડે હાથ મિલાવ્યો.

"પિટર અને પૉલ કિલ્લો હમણાં જ અમારે પક્ષે આવી ગયો છે," તેણે ખુશીથી મોં મલકાવતાં કહ્યું. "સરકારે જે રેજિમેન્ટને પેત્રોગ્રાદ પહોંચી જવાનો હુકમ આપેલો તેના તરફથી હમણાં જ સંદેશો મળ્યો છે. સિપાહીઓને શંકા આવી એટલે તેમણે ગાડી ગાતચિના સ્ટેશને થોભાવીને એક પ્રતિનિધિમંડળ અમારી પાસે મોકલ્યું. 'મામલો શો છે?' તેમણે સવાલ કર્યો. 'તમારા તરફથી શું કહેવાનું છે? અમે હમણાં જ ઠરાવ પાસ કર્યો છે કે બધી સત્તા સોવિયેતોને

સોંપી દેવામાં આવે'. લશ્કરી ક્રાંતિકારી સમિતિએ વળતો સંદેશો મોકલ્યો: 'ભાઈઓ! અમે ક્રાંતિના નામે તમારું અભિવાદન કરીએ છીએ. અમારા તરફથી બીજી સૂચના ન મળે ત્યાં સુધી તમે જ્યાં છો ત્યાં જ પડાવ જમાવી દો!'"

તેણે વધુમાં જણાવ્યું કે બધી ટેલિફોન લાઇનો કાપી નાખવામાં આવી છે પણ બૅરેકો અને કારખાનાં જોડે લશ્કરી ટેલિગ્રાફ વ્યવસ્થા મારફત સંપર્ક સ્થાપી લેવામાં આવ્યો છે...

કાસદો અને કમિસારોની એકધારી આવજા ચાલુ હતી. બારણાંની બહાર લગભગ ડઝન જેટલા વોલંટિયરો શહેરના સૌથી દૂરના વિસ્તારમાંયે સંદેશા પહોંચાડી દેવા તૈયાર ખડા હતા. તેમાંથી જિપ્સી જેવા ચહેરાવાળા અને લેફ્ટેનન્ટનો યુનિફૉર્મ પહેરેલા એક વોલંટિયરે ફ્રેંચ ભાષામાં કહ્યું: "બધી તૈયારી થઈ ગઈ છે. ચાંપ દબાવતાં જ કામગીરી એકદમ શરૂ થઈ જશે..."

એટલામાં ત્યાંથી નીકળ્યા પોદવોઇસ્કી—જેના ભેજામાં વિદ્રોહની રણનીતિ ઘડાઈ હતી એ પાતળો દાઢીવાળો નાગરિક; આન્તોનોવ—દાઢી ચડેલી, કોલર મેલો, જાગરણને લીધે જાણે કેફમાં હોય એવો દેખાતો; ક્રિલેન્કો—પહોળા ચહેરાવાળો જાડો ને ઠીંગણો સિપાહી, સદાય હસમુખો, જોરદાર હાવભાવ કરતો ધસમસાટ બોલે; અને ખલાસી દિબેન્કો—કદાવર કાયા, દાઢીવાળો ચહેરો, મોં પર હંમેશાં શાંત અને સ્વસ્થ ભાવ. એ સૌ હતા વર્તમાનના તેમ જ તેને પગલે પગલે આવનારા સમયના ઘડવૈયાઓ.

નીચે કારખાના વિભાગ સમિતિઓની કચેરીમાં સેરાતોવ બેઠો બેઠો સરકારી શસ્ત્રાગારને સંબોધિત આદેશો પર સહી કરી રહ્યો હતો—દરેક કારખાનાને દોઢસો રાઇફલ... પ્રતિનિધિઓ કતારમાં ખડા હતા, લગભગ ચાળીસ જેટલા હતા...

હૉલમાં મને કેટલાક નાનામોટા બોલ્શેવિક આગેવાનો ભેટી ગયા. તેમાંથી એકે મને રિવોલ્વર બતાવતાં કહ્યું, "ખેલ શરૂ થઈ ગયો છે." તેનો ચહેરો ફિક્કો પડી ગયો હતો. "અમે કદમ ઉઠાવીએ કે નહિ પણ સામો પક્ષ તો બરાબર જાણે છે કે તેણે કાં તો અમને સાફ કરી નાખવાના છે અથવા પોતે સાફ થઈ જવાનું છે..."

પેત્રોગ્રાદ સોવિયેતની મિટિંગ દિનરાત અણથંભ ચાલી રહી હતી. વિશાળ ખંડમાં હું દાખલ થયો ત્યારે ત્રોત્સ્કીનું પ્રવચન પૂરું થવા આવ્યું હતું:

"અમને પૂછવામાં આવે છે કે અમે **વિસ્તુપ્લેનિયે** કરવાના છીએ કે નહિ.



આ સવાલનો હું સાફ જવાબ આપી શકું એમ છું. પેત્રોગ્રાદ સોવિયેતના ખ્યાલ
મુજબ, એવી ઘડી આવી પહોંચી છે કે જ્યારે સત્તા સોવિયેતોને હસ્તક થઈ જવી
જ જોઈએ. સત્તાની એવી ફેરબદલીને અખિલ રશિયન કૉંગ્રેસ સિદ્ધ કરશે.
હથિયારબંધ દેખાવ જરૂરાં બનશે કે નહિ તેનો આધાર... અખિલ રશિયન
કૉંગ્રેસની કામગીરીમાં દખલબાજી કરવાના મનસૂબા ધરાવનારાઓની ઉપર છે.

અમને લાગે છે કે કામચલાઉ પ્રધાનમંડળના માણસોના હાથમાં સોંપવામાં
આવેલી આપણી સરકાર દયાજનક અને લાચાર સરકાર છે, તે તો ઇતિહાસના
ઝાડુના એક ઝપાટાની જ વાટ જોઈ રહી છે, એવો ઝપાટો પડતાં જ તે સાફ
થઈ જશે અને ખરેખરી પ્રજાકીય સરકાર સારુ માર્ગ મોકળો કરી દેશે. પરંતુ
અમે હજી, અત્યારે પણ, ઘર્ષણ ટાળવાની કોશિશ કરી રહ્યા છીએ. અમને
આશા છે કે જનતાની સંઘટિત આઝાદી ઉપર આધારિત સત્તા અને અખત્યારને
અખિલ રશિયન કૉંગ્રેસ... પોતાને હસ્તક લઈ લેશે. પરંતુ જો સરકાર તેની
હયાતીની બાકી બચેલી ટૂંકી અવધિનો—ચોવીસ, અડતાળીસ, કે બોતેર કલાકનો—
ઉપયોગ અમારી ઉપર ત્રાટકવા સારુ કરવા માગતી હોય તો અમે તેનો જવાબ
વળતા હુમલાઓ વડે આપીશું—ફટકાની સામે ફટકો લગાવવામાં આવશે,
લોખંડની સામે પોલાદ ટકરાવવામાં આવશે!"

તેણે ખુશીના પોકારો વચ્ચે જાહેરાત કરી કે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ
લશ્કરી ક્રાંતિકારી સમિતિમાં પ્રતિનિધિઓ મોકલવા કબૂલ થઈ ગયા છે...

સવારે ત્રણ વાગ્યે સ્મોલ્નીમાંથી બહાર નીકળતાં મેં જોયું કે ઝડપથી ગોળા
છોડી શકે એવી બે તોપ બારણાની બન્ને બાજુએ ગોઠવી દેવામાં આવી છે અને
સિપાહીઓની મજબૂત ટુકડીઓ દરવાજે તેમ જ રસ્તાઓને નજીકને છેડે પહેરા
ભરી રહી છે. સામેથી દાદરનાં પગથિયાં ઠેકતો બીલ શાતોવ* ઉપર આવ્યો
અને બોલી ઊઠયો: "શરૂઆત થઈ ગઈ! કેરેન્સ્કીએ અમારાં અખબારો 'સોલ્દાત'

---

*અમેરિકી કામદાર આંદોલનનો સુપ્રસિદ્ધ આગેવાન. (શાતોવ, **વ્લાદીમિર
સેર્ગેયેવિચ**—૧૯૧૭ના જૂનમાં અમેરિકાથી પાછો ફર્યો, અમેરિકામાં 'વિશ્વ
ઔદ્યોગિક કામદાર સંગઠન'ના સંગઠકોમાંનો એક, ૧૯૧૭માં પેત્રોગ્રાદની લશ્કરી
ક્રાંતિકારી સમિતિનો તેમ જ કારખાના વિભાગ સમિતિઓની કેંદ્રીય પરિષદના
અધ્યક્ષમંડળનો સભ્ય. તે આગળ જતાં કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગયો હતો.
—સં.)

અને 'રાબોચી પુત' બંધ કરી દેવા યુંકરોને મોકલ્યા. પણ અમારી ટુકડીઓએ ત્યાં જઈને સરકારી સીલ તોડી નાખ્યાં. હવે અમે મૂડીવાદી અખબારોની કચેરીઓ કબજે કરી લેવા ટુકડીઓ મોકલી રહ્યા છીએ!" તે ખુશીના આવેશમાં મારો ખભો થાબડતો અંદર દોડી ગયો...

છઠ્ઠી તારીખે સવારે મારે સેન્સર અધિકારી જોડે કામ હતું. તેની ઑફિસ વિદેશ મંત્રાલયમાં હતી. લોકોને "શાંત" રહેવાની આજીજી કરતી ગભરાટભરી અપીલો બધે ઠેકાણે દીવાલો ઉપર ચોડેલી હતી. પોલ્કોવનિકોવ એક પછી એક પ્રિકાઝ (ફરમાન) છોડયે જતો હતો:

> હું તમામ લશ્કરી યુનિટો અને ટુકડીઓને હુકમ કરું છું કે લશ્કરી ડિસ્ટ્રિકટના સ્ટાફ તરફથી બીજું ફરમાન ન મળે ત્યાં સુધી તેઓ પોતપોતાની બૅરેકોમાં જ રહે. ઉપરી અધિકારીઓના હુકમ વગર કોઈ પણ કદમ ઉઠાવનારા તમામ અફસરોની ઉપર બળવાનો આરોપ મૂકીને લશ્કરી અદાલતમાં કામ ચલાવવામાં આવશે. બીજાં કોઈ પણ સંગઠનોની સૂચનાઓનો અમલ કરવાની હું સિપાહીઓને સાફ મનાઈ કરું છું...

સવારનાં અખબારોમાં જાહેર કરવામાં આવ્યું કે સરકારે 'નોવાયા રુસ', 'ઝિવોયે સ્લોવો', 'રાબોચી પુત', તથા 'સોલ્દાત' અખબારોને દબાવી દીધાં છે અને પેત્રોગ્રાદ સોવિયેતના આગેવાનો તેમ જ લશ્કરી ક્રાંતિકારી સમિતિના સભ્યોની ગિરફતારીના હુકમો છોડયા છે...

હું પેલેસ ચોક પાર કરી રહ્યો હતો એટલામાં યુંકર તોપખાનાની કેટલીય તોપગાડીઓ ટનન... ટન... રણકાર કરતી લાલ મહેરાબ નીચેથી ધીરે ધીરે બહાર નીકળીને પેલેસની સામે ગોઠવાઈ ગઈ. જનરલ સ્ટાફની વિશાળ રાતી ઇમારતમાં અસાધારણ હલચલ થઈ રહી હતી. કેટલીય બખતરબંધ મોટરગાડીઓ બારણાં સામે કતારબંધ ખડી હતી, અફસરોથી ભરેલી મોટરોની લગાતાર આવજા ચાલુ હતી... સરકસ જોતા નાનકડા છોકરાની જેમ સેન્સર અધિકારી ખૂબ ઉત્તેજિત થઈ ગયો હતો. તેણે કહ્યું કે "કેરેન્સ્કી રાજીનામું આપી દેવા હમણાં જ પ્રજાસત્તાક પરિષદમાં ગયો છે." હું ઉતાવળો મારિઈન્સ્કી પેલેસમાં પહોંચી ગયો ત્યારે કેરેન્સ્કીનું આવેશમય અને લગભગ અસંબદ્ધ પ્રવચન પૂરું થઈ રહ્યું હતું. તેણે પોતાનો બચાવ રજૂ કર્યો અને દુશ્મનોને કડવાશથી ધુતકારી કાઢયા.



"'રાબોચી પુત' અખબારમાં ઉલ્યાનોવ-લેનિને લખેલા લેખોની હારમાળામાંથી અત્યંત લાક્ષણિક ફકરાઓ હું તમારી સમક્ષ રજૂ કરું છું. આ ઉલ્યાનોવ-લેનિન રાજ્યનો ગુનેગાર છે, છુપાઈને રહે છે, અમે તેને ખોળી કાઢવાની કોશિશ કરી રહ્યા છીએ... રાજ્યના આ ગુનેગારે સર્વહારાઓને અને પેત્રોગ્રાદ ગૅરિસનને ૧૬મી-૧૮મી જુલાઈનો અનુભવ દોહરાવવાની હાકલ કરી છે, અને હથિયારબંધ વિદ્રોહની તાત્કાલિક જરૂરિયાતની જોરદાર હિમાયત કરી છે...

એ ઉપરાંત, બીજા બોલ્શેવિક આગેવાનોએ સંખ્યાબંધ મિટિંગોમાં ભાષણો કર્યાં છે અને તેમણે પણ તાત્કાલિક વિદ્રોહની હાકલો કરી છે. તેમાં પેત્રોગ્રાદ સોવિયેતના હાલના અધ્યક્ષ બ્રોન્સ્તાઇન-ત્રોત્સ્કીની પ્રવૃત્તિઓને ખાસ ધ્યાનમાં લેવી જોઈએ...

"મારે તમારું ધ્યાન ખેંચવું જોઈએ કે 'રાબોચી પુત' અને 'સોલ્દાત' અખબારોમાં છપાયેલા લેખોની આખી હારમાળામાં રજૂ થયેલી અભિવ્યકિતઓ અને શૈલી 'નોવાયા રુસ' અખબારમાં લખાણો સાથે પૂરેપૂરું સામ્ય ધરાવે છે... આપણે અહીંયાં આ કે તે રાજકીય પાર્ટીના આંદોલન સાથે નહિ પરંતુ રશિયાની વસતિના એક હિસ્સાના રાજકીય અજ્ઞાન તથા અપરાધી વૃત્તિઓના દુરુપયોગની સાથે કામ લેવાનું છે, એવી જાતના સંગઠનની સાથે કામ લેવાનું છે કે જેનું એકમાત્ર ધ્યેય રશિયામાં ગમે તે ભોગે ખુવારી અને લૂંટફાટની ચળવળ ઉશ્કેરવાનું છે; કારણ કે લોકોની માનસિક હાલતને લક્ષમાં લેતાં, પેત્રોગ્રાદમાં કોઈ પણ જાતના આંદોલનને પગલે પગલે અત્યંત ભયંકર ખૂનરેજીઓ આવવાની જ, અને એવી ખૂનરેજીઓ આઝાદ રશિયાના નામ ઉપર સનાતન શરમની કાલિમા લગાવી દેશે.

ઉલ્યાનોવ-લેનિને પોતે જ કબૂલ કર્યું છે કે 'રશિયામાં સામાજિક-લોકશાહીવાદીઓની અતિ-ઉદ્દામ પાંખની પરિસ્થિતિ ખૂબ જ સાનુકૂળ છે.'" (અહીંયાં કેરેન્સ્કીએ લેનિનના લેખમાંથી નીચેનું અવતરણ વાંચી સંભળાવ્યું):

> જરાક વિચાર કરો!.. જર્મન સાથીઓ પાસે માત્ર એક લીબ્કનેખ્ત જ છે, અખબારો નથી, સભા ભરવાની આઝાદી નથી, સોવિયેત નથી... તેમની સામે સમાજના સઘળા વર્ગોની માન્યામાં ન આવે એવી દુશ્મનાવટ ઘૂરકી રહી છે—તેમ છતાં જર્મન સાથીઓ કદમ ઉઠાવવાની કોશિશો કરે છે. પરંતુ આપણી પાસે ડઝનબંધ અખબારો છે, આપણને સભા ભરવાની

આઝાદી છે, આપણે સોવિયેતોમાં બહુમતી ધરાવીએ છીએ, એવી હાલતમાં આપણે—આખી દુનિયામાં ઉત્તમ સંજોગો ધરાવતા આંતરરાષ્ટ્રીય સર્વહારાઓ—જર્મન ક્રાંતિપંથીઓ તથા વિદ્રોહી સંગઠનોને ટેકો આપવાનો ઈનકાર કરી શકીએ ખરા?..

પછી કેરેન્સ્કીએ આગળ ચલાવ્યું:

"આમ, બળવાના સંગઠકો ચોક્કસ માને છે કે રશિયામાં આ સમયે કોઈ રાજકીય પાર્ટીની મોકળી કામગીરી સારુ વધારેમાં વધારે માફક સંજોગો મોજૂદ છે, રશિયાનો વહીવટ ચલાવનારી કામચલાઉ સરકારનો આગેવાન પ્રધાન-અધ્યક્ષ કેરેન્સ્કી બોલ્શેવિક પાર્ટીની નજરમાં લેભાગુ સત્તાધારી છે, એવો આદમી છે કે જેણે પોતાને મૂડીદાર વર્ગના હાથમાં વેચી દીધો છે...

વિદ્રોહના સંગઠકો જર્મન સર્વહારા વર્ગને નહિ પરંતુ જર્મન શાસક વર્ગને મદદ કરી રહ્યા છે, અને વિલ્હેલ્મ તથા તેના દોસ્તોના લોખંડી મુક્કાઓ સમક્ષ રશિયન મોરચાને નોધારો છોડી રહ્યા છે... કામચલાઉ સરકારને એ લોકોના હેતુઓની સાથે કંઈ સંબંધ નથી, તેમનાં કદમો સભાન હોય કે સમજણ વગર ઉઠાવવામાં આવતાં હોય તેની સાથે કંઈ સંબંધ નથી; એ ભલે ગમે તેમ હોય, પરંતુ આ મંચ ઉપરથી હું મારી જવાબદારીને પૂરેપૂરી સમજીને એક રશિયન રાજકીય પાર્ટીનાં એવાં કદમોને રશિયાની વિરુદ્ધ દેશદ્રોહનાં કદમો ગણાવું છું!..

...હું જમણેરી પક્ષનો દૃષ્ટિકોણ અપનાવું છું અને દરખાસ્ત કરું છું કે તત્કાળ તપાસ હાથ ધરવામાં આવે અને જરૂરી ગિરફતારીઓ કરી લેવામાં આવે." (ઉદ્દામો તરફથી વિરોધના પોકારો.) "સાંભળો!" તેણે જોરથી ઘાંટો પાડ્યો. "સભાન અથવા અજાણતાં કરવામાં આવતા દેશદ્રોહને કારણે હાલ રાજ્ય જોખમમાં આવી પડ્યું છે એવી ઘડીએ કામચલાઉ સરકાર અને બીજાઓની સાથે સાથે હું પણ—અમે સૌ રશિયાની જિંદગી, ઈજ્જત, અને સ્વાધીનતાનો દ્રોહ કરવા કરતાં મોતને ભેટવાનું વધારે પસંદ કરીશું..."

એ ઘડીએ એક કાગળ કેરેન્સ્કીના હાથમાં આપવામાં આવ્યો.

"એ લોકો તરફથી રેજિમેન્ટોમાં વહેંચવામાં આવતી ઘોષણા મને હમણાં જ મળી છે. એ તમને વાંચી સંભળાવું છું."

કેરેન્સ્કી ઘોષણા વાંચવા લાગ્યો:

**'કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતની ઉપર જોખમ તોળાઈ રહ્યું છે. અમે રેજિમેન્ટોને હુકમ આપીએ છીએ કે તત્કાળ**



**એકત્રિત થઈને જંગ માટે તૈયાર થઈ જાય અને નવા હુકમોની રાહ જુએ. આ હુકમના અમલમાં ઢીલ અથવા અમલના ઈનકારનાં તમામ કદમોને ક્રાંતિનો દ્રોહ ગણવામાં આવશે. લશ્કરી ક્રાંતિકારી સમિતિ. અધ્યક્ષ વતી—પોદ્વોઈસ્કી. મંત્રી—આન્તોનોવ.'**

"...વાસ્તવિક દૃષ્ટિએ જોતાં આ તો સાધારણ લોકોને વર્તમાન વ્યવસ્થાની વિરુદ્ધ ઉશ્કેરવાનો, બંધારણસભામાં ભંગાણ પાડવાનો, અને મોરચાને વિલ્હેલ્મના લોખંડી મુક્કાની રેજિમેન્ટો સમક્ષ નોધારો છોડી દેવાનો પ્રયાસ છે. મેં 'સાધારણ લોકો' શબ્દો જાણી જોઈને વાપર્યા છે કારણ કે સભાન લોકશાહીવાદી આંદોલન અને તેની કેંદ્રીય કારોબારી સમિતિ, તમામ સેના સંગઠનો, મુક્ત રશિયા જેનું ગૌરવ ગાય છે તે સર્વ—મહાન રૂસી લોકશાહીની સદ્‌બુદ્ધિ, માનમોભો, અને અંતરાત્મા—આવાં કરતૂતોનો વિરોધ પોકારે છે...

હું અહીંયાં વિનંતિ કરવા નહિ પરંતુ મારી દૃઢ પ્રતીતિ જાહેર કરવા આવ્યો છું કે આ ઘડીએ આપણી નવી મુક્તિનું રક્ષણ કરી રહેલી કામચલાઉ સરકારને—તેજસ્વી ભવિષ્યનું ભાગ્ય ધરાવતા નવા રશિયન રાજ્યને સર્વાનુમતે સમર્થન મળશે, જેમણે સત્યને જોવાની હિંમત કદી કરી જ નથી એવા માણસો સિવાય બાકી સૌનું સમર્થન મળશે...

કામચલાઉ સરકારે, રાજ્યના સઘળા નાગરિકોની પોતાના રાજકીય અધિકારો ભોગવવાની આઝાદીનો ભંગ કદી નથી કર્યો. પરંતુ હવે કામચલાઉ સરકાર જાહેર કરે છે કે આ ઘડીએ રશિયન રાષ્ટ્રમાંનાં જે તત્ત્વોએ, જે જૂથો અને પાર્ટીઓએ, રશિયન જનતાની મુક્ત મંછાની વિરુદ્ધ હાથ ઉગામવાની હિંમત કરી છે અને સાથે સાથે મોરચાને જર્મની સારુ નોધારો છોડી દેવાની ધમકી આપી છે તેઓને દૃઢતાથી ખતમ કરી નાખવાં જોઈએ!

"પેત્રોગ્રાદની વસતિ સમજી લે કે તેને મક્કમ સત્તાની સાથે કામ પડવાનું છે, અને સદ્‌બુદ્ધિ, અંતરાત્મા, તથા સ્વમાનની લાગણી જે લોકો હજુ ધરાવતા હોય તેમનાં દિલોમાં એ ભાવનાઓ કદાચ આખરી ઘડીએ વિજયી બનશે..."

તેના આખા પ્રવચન દરમિયાન કાન ફોડી નાખે એવા દેકારા હૉલમાં ગાજતા રહ્યા. પ્રધાન-અધ્યક્ષે બોલવાનું પૂરું કર્યું ત્યારે તેનો ચહેરો ફિક્કો પડી ગયો હતો અને તે પરસેવાથી રેબઝેબ થઈ ગયો હતો. તે પોતાના અમલદારોનો રસાલો લઈને ચાલ્યો ગયો ત્યાર બાદ ઉદ્દામ અને મધ્યમપંથી વક્તાઓએ એક

પછી એક બોલતાં મવાળપંથીઓની ઉપર પ્રહારો કર્યા અને સૌનો અવાજ મળીને એક કોપમય ગર્જના જેવો બની ગયો. સમાજવાદી ક્રાંતિકારીઓએ પણ ગોત્ઝની મારફત જાહેર કર્યું:

"પ્રજાકીય અસંતોષનો ગેરઉપયોગ કરવાની બોલ્શેવિકોની નીતિ ઉશ્કેરણીભરી અને ગુનાહિત છે. પરંતુ જનતાની હારબંધ માંગોને હજુ કોઈ રીતે સંતોષવામાં આવી નથી... શાંતિ, જમીન, અને લશ્કરના લોકશાહીકરણના સવાલોને એવી રીતે રજૂ કરવા જોઈએ કે તેઓને ઉકેલવાની દિશામાં આપણી સરકારના મક્કમ તથા અચૂક પ્રયાસો અંગે એક પણ સિપાહી, કિસાન, અથવા કામદારને લેશ પણ શંકા ન રહે...

અમે અને મેન્શેવિકો પ્રધાનમંડળની કટોકટી ઉશ્કેરવા નથી માગતા, અને અમે પૂરી તાકાત લગાવીને — લોહીના આખરી ટીપા સુધી — કામચલાઉ સરકારનો બચાવ કરવા તૈયાર છીએ, પણ કામચલાઉ સરકારે એટલું તો કરવું જ પડશે કે આ બધા તાકીદના સવાલો અંગે સાફ અને મુદ્દાસર શબ્દોમાં વાત કરે. લોકો એવા શબ્દોની વાટ ખૂબ અધીરાઈથી જોઈ રહ્યા છે..."

પછી માર્તોવ ખીજે ભરાઈને બોલ્યો:

"સવાલ સર્વહારા વર્ગ અને લશ્કરના મહત્ત્વના વિભાગોના આંદોલનનો — જોકે એ આંદોલનને ખોટી દિશામાં દોરવામાં આવી રહ્યું છે — હોવા છતાં 'સાધારણ જનતા'ની વાત કરનારા પ્રધાન-અધ્યક્ષના શબ્દો તો આંતરવિગ્રહની ઉશ્કેરણી સિવાય બીજું કશું જ નથી."

ઉદ્દામોએ રજૂ કરેલો ઠરાવ બહુમતીથી મંજૂર થઈ ગયો. વાસ્તવમાં તેનો અર્થ હતો — પ્રધાનમંડળમાં અવિશ્વાસના ઠરાવને મંજૂરી:

૧. છેલ્લા થોડા દિવસોથી જેની તૈયારીઓ થઈ રહી છે એ હથિયારબંધ દેખાવનું લક્ષ્ય સત્તાપલટો કરવાનું છે, તેમાં આંતરવિગ્રહ શરૂ થઈ જવાનું જોખમ છે, એથી હુલ્લડો તથા પ્રતિક્રાંતિ માટે અને યમદૂતો જેવી પ્રતિક્રાંતિ તાકાતોની જમાવટ માટે સાનુકૂળ સંજોગો પેદા થાય એમ છે. એમ થાય તો તેનું અનિવાર્ય પરિણામ બંધારણસભા ભરવાની અશક્યતામાં આવે, લશ્કરી પરાજયની આફત આવી પડે, ક્રાંતિ ખતમ થઈ જાય, દેશનું આર્થિક જીવન ખોરવાઈ જાય, અને રશિયા નષ્ટ થઈ જાય;

૨. આ ચળવળ માટે સાનુકૂળ સંજોગોનું સર્જન તાકીદનાં કદમો ઉઠાવવામાં વિલંબને લીધે તેમ જ યુદ્ધ તથા સામાન્ય અવ્યવસ્થાના પરિણામે હયાતીમાં



આવેલી વાસ્તવિક પરિસ્થિતિને લીધે થયું છે. બીજું કશું કરતાં પહેલાં સૌપ્રથમ એટલું આવશ્યક છે કે કિસાનોની જમીન સમિતિઓને જમીન સુપરત કરી દેતી ડિક્રી તત્કાળ જાહેર કરવામાં આવે, અને વિદેશોમાં કામગીરીનું સ્ફૂર્તિલું ધોરણ અપનાવીને મિત્રરાજ્યોની સમક્ષ દરખાસ્ત મૂકવામાં આવે કે તેઓ પોતાની સુલેહ શરતો જાહેર કરે અને વાટાઘાટો શરૂ કરી દે;

૩. રાજશાહીવાદી દેખાવો અને હુલ્લડખોરીની હિલચાલોને પહોંચી વળવા માટે એવી પ્રવૃત્તિઓને દબાવી દેવાનાં પગલાં તત્કાળ લેવાનું અનિવાર્ય છે, અને એ હેતુ સિદ્ધ કરવા માટે પેત્રોગ્રાદમાં જાહેર સલામતી સમિતિ રચવાનું આવશ્યક છે. એ સમિતિ મ્યુનિસિપાલિટી તેમ જ ક્રાંતિકારી લોકશાહીનાં સંઘટનોના પ્રતિનિધિઓની બનેલી હોવી જોઈએ અને તેણે કામચલાઉ સરકારની સાથે સંપર્ક જાળવીને કામગીરી કરવી જોઈએ...

દિલચસ્પ વાત છે કે મેન્શેવિકો અને સમાજવાદી ક્રાંતિકારીઓ સૌ એ ઠરાવને ટેકો આપવા ઊમટી પડયા... પરંતુ કેરેન્સ્કીએ ઠરાવ જોયો કે તરત જ તેણે આવ્કેસેન્ત્યેવને ખુલાસો કરવા વિન્ટર પેલેસમાં બોલાવ્યો. તેણે આવ્કેસેન્ત્યેવને વિનંતિ કરી કે આ ઠરાવ જો કામચલાઉ સરકારમાં અવિશ્વાસ વ્યકત કરતો હોય તો આવ્કેસેન્ત્યેવ નવું પ્રધાનમંડળ રચે. તડજોડિયાઓના આગેવાનો દાન, ગોત્ઝ, અને આવ્કેસેન્ત્યેવે પોતાની આખરી "તડજોડ" કરી બતાવી... તેમણે કેરેન્સ્કીને સમજાવ્યું કે ઠરાવમાં સરકારની ટીકા કરવાનો ઉદ્દેશ મુદ્દલ નથી!..

મોર્સ્કાયા માર્ગ અને નેવ્સ્કી માર્ગને ખૂણે બેયોનેટવાળા સિપાહીઓની ટુકડી તમામ અંગત મોટરગાડીઓને રોકતી હતી અને અંદર બેઠેલા માણસોને ઉતારી દઈને મોટરો વિન્ટર પેલેસ તરફ મોકલી રહી હતી. એ જોવા લોકોનું મોટું ટોળું ભેગું થઈ ગયું હતું. કોઈને ખબર નહોતી કે સિપાહીઓ કોના છે — સરકારના કે લશ્કરી ક્રાંતિકારી સમિતિના. આગળ કઝાન કેથીડ્રલની સામે પણ એમ જ બની રહ્યું હતું. ત્યાં અટકાવવામાં આવતી મોટરોને નેવ્સ્કી માર્ગે પાછી મોકલવામાં આવતી હતી. પાંચ કે છ રાઈફલધારી નૌસૈનિકો જોરથી હસતા હસતા ત્યાં આવી ચડયા અને બે સિપાહીઓની સાથે વાતો કરવા લાગ્યા. નૌસૈનિકોની હૅટ ફરતી પટ્ટીઓમાં બાલ્ટિક કાફલાનાં મુખ્ય બોલ્શેવિક જંગજહાજોનાં નામ 'અરોરા' અને 'ઝાર્યા સ્વોબોદી' અંકિત હતાં. એક નૌસૈનિક બોલ્યો: "ક્રોન્શ્તાદ્તના નૌસૈનિકો આવી રહ્યા છે!" એ તો એવી વાત હતી કે જાણે

૧૭૯૨માં પૅરિસના રસ્તાઓ પર કોઈ બોલી ઊઠ્યું હોય: "માર્સેલના લડવૈયાઓ આવી રહ્યા છે!" ક્રોન્શતાદ્તમાં પચીસ હજાર નૌસૈનિકો હતા, અને એ બધા જ પાકા બોલ્શેવિકો હતા, મોતથી મુદ્દલ ન ડરનારા બહાદુરો હતા.

'રાબોચી ઇ સોલ્દાત'નો અંક તાજો જ બહાર પડ્યો હતો અને તેના આખા પહેલા પાના પર મોટી ઘોષણા છપાયેલી હતી:

**સિપાહીઓ! કામદારો! નાગરિકો!**

જનતાના દુશ્મનોએ ગઈકાલે આક્રમણ શરૂ કરી દીધું છે. સ્ટાફના કોર્નીલોવપંથીઓ ઉપનગરોમાંથી યુંકરો તથા વોલંટિયર ટુકડીઓને અહીંયાં લાવવાની કોશિશો કરી રહ્યા છે. ઓરાનિયેનબાઉમના યુંકરો અને ત્સારસ્કોયે સેલોના વોલંટિયરોએ બહાર નીકળવાનો ઇનકાર કરી દીધો છે. પેત્રોગ્રાદ સોવિયેતની વિરુદ્ધ ભયંકર દ્રોહનું કરતૂત ઘડાઈ રહ્યું છે... પ્રતિક્રાંતિપંથીઓની ઝુંબેશ **સોવિયેતોની અખિલ રશિયન** કોંગ્રેસની પૂર્વવેળાએ કોંગ્રેસ**ની વિરુદ્ધ, બંધારણસભાની વિરુદ્ધ, અને જનતાની** વિરુદ્ધ લક્ષ્યાંકિત થઈ રહી છે. પેત્રોગ્રાદ સોવિયેત ક્રાંતિની રક્ષા કરી રહી છે. લશ્કરી ક્રાંતિકારી સમિતિ કાવતરાખોરોના હુમલાના સામનાનું સંચાલન કરી રહી છે. પેત્રોગ્રાદની આખી ગૅરિસન અને તમામ સર્વહારાઓ જનતાના દુશ્મનોની ઉપર કમ્મરતોડ ફટકો લગાવવા તૈયાર છે.

લશ્કરી ક્રાંતિકારી સમિતિના આદેશો નીચે મુજબ છે:

૧. તમામ રેજિમેન્ટો, ડિવિઝનો, તથા જંગજહાજોની સમિતિઓ સોવિયેત કમિસારોની સાથે તેમ જ સઘળાં ક્રાંતિકારી સંગઠનોની સાથે મળીને **નિરંતર અધિવેશન ચાલુ રાખે** અને કાવતરાખોરોની યોજનાઓ વિશેની માહિતી પોતાને હસ્તક એકત્રિત કરે.

૨. એક પણ સિપાહી સમિતિની પરવાનગી વગર પોતાની ડિવિઝન છોડીને ક્યાંય જાય નહિ.

૩. દરેક લશ્કરી યુનિટમાંથી બે અને દરેક વોર્ડ-સોવિયેતમાંથી પાંચ ડૅલિગેટોને તત્કાળ સ્મોલ્ની મોકલવામાં આવે.

૪. પેત્રોગ્રાદ સોવિયેતના સઘળા સભ્યો અને અખિલ રશિયન કોંગ્રેસના તમામ ડૅલિગેટો અસાધારણ મિટિંગ માટે એકદમ સ્મોલ્નીમાં પહોંચી જાય.

પ્રતિક્રાંતિ પોતાનું ગુનાહિત માથું ઊંચું કરીને ખડી થઈ ગઈ છે.



સિપાહીઓ અને કામદારોની તમામ ફતેહો તથા આશાઓની ઉપર ભયંકર જોખમ તોળાઈ રહ્યું છે. પરંતુ ક્રાંતિની તાકાત દુશ્મનોની તાકાતથી ઘણી ઘણી વધારે છે.

ક્રાંતિનું ધ્યેય જોરાવાર હાથમાં સલામત છે.

આનાકાની કે શંકાઓને મનમાં ફરકવા દેશો નહિ! દૃઢતા, અડગતા, શિસ્ત, નિર્ધાર!

ઇન્કિલાબ ઝિંદાબાદ!

લશ્કરી ક્રાંતિકારી **સમિતિ.**

પેત્રોગ્રાદ સોવિયેતનું અધિવેશન તોફાનના કેંદ્ર સ્મોલ્નીમાં અણથંભ ચાલી રહ્યું હતું. સભ્યો ભોંયપટ પર જ ઊંઘી જતા અને વળી પાછા જાગીને ચર્ચામાં ભાગ લેવા લાગતા. ત્રોત્સ્કી, કામેનેવ, વોલોદાર્સ્કી રોજ છ, આઠ, કે બાર કલાક બોલતા...

હું પહેલે માળે અઢાર નંબરની રૂમમાં ગયો. ત્યાં બોલ્શેવિક ડૅલિગેટોની જૂથ મિટિંગ ચાલી રહી હતી. કોઈનો કરડો અવાજ એકધારો ગરજી રહ્યો હતો. બોલનારને કોઈ જોઈ શકતું નહોતું: "તડજોડ કરનારાઓ ગપગોળા ઉડાડે છે કે આપણે જનતાથી અળગા પડી ગયા છીએ. એવી વાતોને મુદ્દલ ધ્યાનમાં લેશો નહિ. એક વાર શરૂઆત થઈ જાય એટલે પછી એ લોકોને આપણી ભેગા ઢસડાવું જ પડશે, નહિતર લોકોમાં તેમની અસર સાવ ખતમ થઈ જશે..."

તેણે થંભી જઈને કાગળની એક ચબરખી ઊંચી કરી: "એ લોકો આ તરફ ખેંચાઈ રહ્યા છે! હમણાં જ મેન્શેવિકો અને સમાજવાદી ક્રાંતિકારીઓનો સંદેશો આવ્યો છે! તેઓ જણાવે છે કે તમારા કદમને અમે વખોડી કાઢીએ છીએ, પરંતુ જો સરકાર તમારી ઉપર હલ્લો કરશે તો અમે સર્વહારાઓના ધ્યેયનો વિરોધ નહિ કરીએ!" ખુશીના પોકારો...

રાત પડી ત્યારે વિશાળ હૉલ સિપાહીઓ અને કામદારોથી ખીચોખીચ ભરાઈ ગયો — મહાકાય ધૂંધળા માનવ સમુદાયનો અવાજ ધુમાડાના નીલા ધુમ્મસમાં ગુંજી રહ્યો હતો. જૂની કેંદ્રીય કારોબારી સમિતિએ આખરે નક્કી કર્યું હતું કે તેની પોતાની તારાજી આણે — અને તેણે સ્થાપેલી ક્રાંતિકારી વ્યવસ્થાનીયે કદાચ

તારાજી આણે—એવી નવી કૉંગ્રેસના ડેલિગેટોને આવકારવા. પરંતુ આ મિટિંગમાં કેવળ કેંદ્રીય કારોબારી સમિતિના સભ્યોને જ મત આપવાની છૂટ હતી.

મધરાત વીતી ગઈ હતી ત્યારે ગોત્ઝે અધ્યક્ષપદ લીધું અને દાન બોલવા ઊભો થયો. ખંડમાં છવાઈ ગયેલી એકદમ તંગ ચુપકી જાણે ભારે ખોફનાક લાગતી હતી.

"આપણે જેમાં જીવી રહ્યા છીએ એ ઘડીઓ અત્યંત કરુણ રંગો વડે રંગાયેલી લાગે છે," તેણે કહ્યું. "દુશ્મન પેત્રોગ્રાદને દરવાજે પહોંચી ગયો છે, લોકશાહીનાં બળો તેના મુકાબલાના સંઘટનની કોશિશો કરી રહ્યા છે, અને તોયે આપણે પાટનગરના રસ્તાઓ પર ખૂનરેજીની વાટ જોઈ રહ્યા છીએ, વળી દુકાળ માત્ર આપણી સુઘટિત સરકારનો જ નહિ પરંતુ ખુદ ક્રાંતિનેય ખતમ કરી નાખવા આપણી સામે ઘૂરકી રહ્યો છે...

લોકસમુદાયો કંટાળી અને થાકી ગયા છે. તેમને ક્રાંતિમાં હવે જરાય રસ રહ્યો નથી. જો બોલ્શેવિકો કશી ધાંધલ શરૂ કરી દેશે તો ક્રાંતિ ખતમ થઈ જશે... (પોકારો: 'જૂઠાણું!') બોલ્શેવિકોની સાથે સાથે પ્રતિક્રાંતિપંથીઓ હુલ્લડ અને કતલ શરૂ કરી દેવા તૈયાર બેઠા છે... કોઈ પણ જાતનો **વિસ્તુપ્લેનિયે** કરવામાં આવશે તો પછી બંધારણસભા નહિ ભરાય... (પોકારો: 'જૂઠાણું! બેશરમી!')

લશ્કરી કારવાઈઓમાં પેત્રોગ્રાદ ગૅરિસન સ્ટાફના હુકમોનું પાલન ન કરે એવી હાલત ન જ ચલાવી લેવાય... સ્ટાફના અને તમે ચૂંટેલી કેંદ્રીય કારોબારી સમિતિના આદેશોનું પાલન તમારે કરવું જ જોઈએ. તમામ સત્તા સોવિયેતોને—તેનો અર્થ તો મોત જ થાય છે! લૂંટારાઓ અને ચોરો લૂંટફાટ ચલાવવા અને આગની જ્વાળાઓ પેટાવવા આ ઘડીએ જ તૈયાર ખડા છે... તમારી સમક્ષ એવાં સૂત્રો રજૂ કરવામાં આવે છે કે 'ઘરોમાં ઘૂસી જાઓ, મૂડીદારોના બૂટ અને કપડાં કબજે કરી લો...' (કોલાહલ. પોકારો: 'એવું સૂત્ર છે જ નહિ! જૂઠાણું! જૂઠાણું!') ઠીક, નહિ હોય, શરૂઆત ભલે કદાચ બીજી રીતે થાય, પણ અંજામ તો એવો જ આવવાનો!

કેંદ્રીય કારોબારી સમિતિ કદમો ઉઠાવવાની પૂરી સત્તા ધરાવે છે, તેના હુકમોનો અમલ થવો જ જોઈએ... અમને બેયોનેટોની બીક નથી... કેંદ્રીય કારોબારી સમિતિ ક્રાંતિની રક્ષામાં પોતાની કાયા કુરબાન કરી દેશે..." (પોકારો: 'અરે! એ તો ક્યારની મડદું બની ગયેલી છે!')



ભારે કોલાહલ ચાલુ રહ્યો. ટેબલ ઠપકારીને ઘાંટા પાડતા દાનનો અવાજ સંભળાયો: "એવી ઉશ્કેરણી કરનારાઓ ગુનો કરી રહ્યા છે!"

**અવાજ:** "તમે ઘણા વખત પહેલાં સત્તા કબજે કરી લઈને મૂડીદાર વર્ગને સુપરત કરી દીધી ત્યારે જ ગુનો કરી બેઠેલા છો!"

ગોત્ઝ અધ્યક્ષની ઘંટડી વગાડતો બોલ્યો: "શાંતિ રાખો, નહિતર બહાર કાઢી મૂકવા પડશે!"

**અવાજ:** "કોશિશ કરી જુઓ!" ખુશીના પોકારો અને સીટીના અવાજો.

"હવે સુલેહના સંબંધમાં અમારી નીતિની વાત. (**હસાહસ.**) દુર્ભાગ્યે રશિયા પાસે હવે યુદ્ધ ચાલુ રાખવાની સાધનસંપત્તિ નથી રહી. સુલેહ તો થશે, પરંતુ એ સુલેહ કાયમી નહિ હોય—લોકશાહીવાદી નહિ હોય... આજે પ્રજાસત્તાક પરિષદમાં અમે ખૂનરેજી ટાળવાના આશયે એક તાકીદના નિર્ણયને બહાલી આપી છે જેમાં જમીનનો કબજો જમીન સમિતિઓને સુપરત કરી દેવાની અને તત્કાળ સુલેહની વાટાઘાટો કરવાની માગણી કરી છે..." (**હસાહસ, અને પોકારો: 'વેળા વીતી ગઈ છે!'**)

પછી બોલ્શેવિકો તરફથી ત્રોત્સ્કી મંચ ઉપર આવ્યો. તાળીઓનો ગડગડાટ થયો, ખુશીના પોકારો થવા લાગ્યા, સૌ ઊભા થઈ ગયા, ભારે કોલાહલ વ્યાપી ગયો. મોં પર છવાયેલા ઝેરીલા વ્યંગના ભાવને લીધે તેનો દૂબળો કરડો ચહેરો સાફ સાફ તુચ્છકાર વરસાવી રહ્યો હોય એમ લાગતું હતું.

"દાનના દાવપેચ જાણે સાબિત કરી રહ્યા છે કે લોકસમુદાયો—જબ્બર, સુસ્ત, ઉદાસીન લોકસમુદાયો—તેને જ ટેકો આપી રહ્યા છે!" ભારે હસાહસ. તે નાટકીય અદાથી અધ્યક્ષ તરફ ફરીને બોલ્યો: "અમે જમીન કિસાનોને સોંપી દેવાની માગણી કરતા હતા ત્યારે તમે તેનો વિરોધ કરેલો. અમે કિસાનોને કહ્યું, 'એ લોકો તમને જમીન ન આપે તો તમે પોતે જ કબજે કરી લો!' કિસાનોએ અમારી સલાહ માની લીધી. અમે છ મહિના પહેલાં જે કરેલું તેની હિમાયત તમે હવે કરી રહ્યા છો...

હું નથી માનતો કે કેરેન્સ્કીએ લશ્કરમાં મોતની સજા રદ કરી નાખી તેમાં તેના આદર્શો કારણભૂત હતા. હું માનું છું કે પેત્રોગ્રાદ ગૅરિસને કેરેન્સ્કીના હુકમો માનવાનો ઇનકાર કરી દઈને તેને એમ કરવા મજબૂર બનાવી દીધો હતો...

આજે દાનની ઉપર પ્રજાસત્તાક પરિષદમાં એવું ભાષણ કરવાનો આક્ષેપ મૂકવામાં આવે છે કે જે તેને છૂપો બોલ્શેવિક સાબિત કરી દે છે... એવો

વખત પણ આવશે જ્યારે દાન કહેશે કે ૧૬મી અને ૧૮મી જુલાઈના વિદ્રોહમાં ક્રાંતિનાં ઉત્તમ તત્ત્વોએ ભાગ લીધો હતો... આજે પ્રજાસત્તાક પરિષદમાં દાનના ઠરાવમાં લશ્કરની અંદર શિસ્ત સ્થાપવા અંગે કશો ઉલ્લેખ નહોતો, જોકે તેની પાર્ટીના પ્રચારમાં એવી માગણી કરવામાં આવે છે...

ના. છેલ્લા સાત મહિનાનો ઇતિહાસ બતાવે છે કે લોકસમુદાયો મેન્શેવિકોથી અળગા ખસી ગયા છે. મેન્શેવિકો અને સમાજવાદી ક્રાંતિકારીઓએ કેડેટોની ઉપર ફતેહ હાંસલ કરી લીધી, અને પછી સત્તા તેમના હાથમાં આવી ત્યારે તેમણે એ સત્તા કેડેટોના હાથમાં સુપરત કરી દીધી.

દાન તમને જણાવે છે કે તમને વિદ્રોહ કરવાનો મુદ્દલ હક નથી. તમામ ક્રાંતિપંથીઓ વિદ્રોહ કરવાનો હક ધરાવે છે! કચડાયેલા લોકસમુદાયો જ્યારે બળવો કરે ત્યારે તેમને એમ કરવાનો પૂરો હક હોય છે..."

પછી લાંબા ચહેરાવાળો આકરી જીભ ધરાવતો લીબેર બોલવા ઊભો થયો. તેનું સ્વાગત હુરિયા અને હસાહસ વડે કરવામાં આવ્યું.

"એંગેલ્સ અને માર્ક્સે કહ્યું છે કે સર્વહારા વર્ગ પૂરી તૈયારી ન કરી લે ત્યાં સુધી તેને સત્તા હાથમાં લેવાનો હક નથી... લોકસમુદાયો તરફથી સત્તા કબજે કરી લેવાનો અર્થ છે ક્રાંતિનો કરુણ અંત... ત્રોત્સ્કી અત્યારે જે ધોરણની હિમાયત કરી રહ્યો છે તેનો તે પોતે જ એક સામાજિક લોકશાહીવાદી સિદ્ધાંતકાર તરીકે વિરોધી છે..." (પોકારો: 'બસ! લીબેર મુર્દાબાદ!')

ત્યાર બાદ માર્તોવના ભાષણ દરમિયાન સતત દેકારા થતા રહ્યા. તેણે કહ્યું:

"આંતરરાષ્ટ્રવાદીઓ એ વાતનો વિરોધ નથી કરતા કે સત્તાની ફેરબદલી લોકશાહીને હસ્તક થઈ જાય, પરંતુ તેઓ બોલ્શેવિકોની રીતોને નામંજૂર કરે છે. અત્યારે સત્તા કબજે કરી લેવાની વેળા નથી..."

ફરી વાર દાન બોલવા લાગ્યો. તેણે લશ્કરી ક્રાંતિકારી સમિતિના કદમનો ભયંકર વિરોધ કર્યો. સમિતિએ 'ઇઝવેસ્તિયા'ની કચેરી કબજે કરી લેવા અને અખબારની ઉપર સેન્સરશિપ લગાવી દેવા એક કમિસારને મોકલ્યો હતો. જબ્બર કોલાહલ શરૂ થઈ ગયો. માર્તોવે બોલવાની કોશિશ કરી પરંતુ તેના શબ્દો જરાય સંભળાતા નહોતા. હૉલમાં ઠેરઠેર લશ્કરના અને બાલ્ટિક કાફલાના ડેલિગેટો ઊભા થઈ ગયા અને પોકારો પાડવા લાગ્યા કે અમારી સરકાર તો સોવિયેત છે...



બેકાબૂ ગરબડગોટાળામાં એરલિખે* ઠરાવ પેશ કર્યો. તેમાં કામદારો તથા સિપાહીઓને અપીલ કરવામાં આવી હતી કે શાંતિ જાળવી રાખવી અને દેખાવ કરવાની ઉશ્કેરણીના ભોગ ન બનવું, જાહેર સલામતી સમિતિની સ્થાપના તત્કાળ કરવાની આવશ્યકતાને માન્ય કરવામાં આવી હતી, અને કામચલાઉ સરકારને જણાવવામાં આવ્યું હતું કે જમીન કિસાનોને સુપરત કરી દેતા હુકમો એકદમ જાહેર કરવામાં આવે તથા સુલેહની વાટાઘાટો શરૂ કરી દેવામાં આવે...

તરત જ વોલોદાર્સ્કી ઠેકડો મારીને આગળ આવ્યો અને કરડા અવાજે બોલી ઊઠયો કે કૉંગ્રેસ ભરાવાનો વખત આવી ગયો છે ત્યારે કેંદ્રીય કારોબારી સમિતિને કૉંગ્રેસની કામગીરીઓ પોતાને હસ્તક લઈ લેવાનો મુદ્દલ અધિકાર નથી. તેણે કહ્યું કે કેંદ્રીય કારોબારી સમિતિ વાસ્તવમાં ખતમ થઈ જ ગયેલી છે, અને આ ઠરાવ તો તેની ઓસરતી સત્તાને ટેકો પૂરો પાડવાની એક તરકીબ જ છે...

"અમે બોલ્શેવિકો આ ઠરાવના મતદાનમાં ભાગ નથી લેવાના!" તેના શબ્દો સાંભળતાં જ બધા બોલ્શેવિકો ઊભા થઈને હૉલમાંથી બહાર જતા રહ્યા. ઠરાવ પાસ થઈ ગયો...

હું સવારે લગભગ ચાર વાગ્યે બહારના ખંડમાં ઝોરિનને મળ્યો. તેને ખભે રાઈફલ લટકી રહી હતી.

"અમે કામ શરૂ કરી દીધું છે!"[7] તેણે શાંત અવાજે પરંતુ સંતોષના ભાવે કહ્યું. "કાનૂનખાતાના નાયબ પ્રધાનને અને ધાર્મિક બાબતોના પ્રધાનને અમે પકડી લીધા છે. તેમને નીચે ભંડકિયામાં પૂરી દેવામાં આવ્યા છે. એક રેજિમેન્ટ ટેલિફોન એક્સ્ચેન્જને, બીજી તાર ઑફિસને, અને ત્રીજી સ્ટેટ બૅંકને કબજે કરી લેવા રવાના થઈ ચૂકી છે. લાલ સંત્રીઓ બહાર રસ્તાઓ પર ગોઠવાઈ ગયા છે..."

લાલ સંત્રીઓને અમે પહેલી વાર સ્મોલ્નીનાં પગથિયાં પર ટાઢા અંધારામાં જોયા—કામદારોના લેબાસમાં જુવાનોનું જૂથ, હાથમાં બેયોનેટવાળી બંદૂકો. તેઓ ભેગા ઊભા ઊભા બેચેન ભાવે વાતચીત કરી રહ્યા હતા.

પશ્ચિમ તરફનાં નીરવ છાપરાં પર થઈને ગોળીબારના છૂટાછવાયા અવાજો કાને પડી રહ્યા હતા. ત્યાં યુંકરો નેવાના પુલ ઊંચા કરી દેવાની કોશિશ કરી

* એરલિખ—એક મેન્શેવિક આગેવાન.—સં.

8—1290

રહ્યા હતા જેથી વીર્બોગ વિસ્તારના કામદારોને શહેરના કેંદ્રભાગ તરફ જતા અને સોવિયેત દળોની સાથે જોડાઈ જતા અટકાવી શકાય. ક્રોન્શતાદ્તના નૌસૈનિકો યુંકરોનો સામનો કરીને પુલ પાછા ગોઠવી દેતા હતા...

અમારી પાછળ બત્તીઓથી ઝગમગી રહેલી સ્મોલ્ની ઈમારત એક વિશાળ મધપૂડાની જેમ ગુંજારવ કરી રહી હતી...

પ્રકરણ ૪

## કામચલાઉ સરકારનું પતન

બુધવાર, સાતમી નવેંબર, હું બહુ મોડો ઊઠયો. હું નેવ્સ્કી માર્ગે જઈ રહ્યો હતો ત્યારે પિટર-પૉલ કિલ્લામાંથી બપોરની તોપનો ધડાકો સંભળાયો. સખત ટાઢ હતી અને હવામાં ભેજ હતો. સ્ટેટ બૅંકના બંધ દરવાજા પાસે કેટલાક સિપાહીઓ બેયોનેટવાળી બંદૂકો લઈને ઊભા હતા.

"તમે કોની તરફ છો? સરકારની?" મેં પૂછયું.

"સરકાર તો હવે છે જ નહિ," એક સિપાહી મોં મલકાવતો બોલ્યો. "**સ્લાવા બોગુ**! ઈશ્વરની દયાથી!" મને તેની પાસેથી ફકત એટલા જ શબ્દો સાંભળવા મળ્યા...

નેવ્સ્કી માર્ગે ટ્રામ ચાલુ હતી. ખીચોખીચ ભરેલી ટ્રામમાં પુરુષો, સ્ત્રીઓ, અને નાના છોકરા જે કંઈ હાથમાં આવ્યું તે પકડીને લટકતાં નજરે પડતાં હતાં. દુકાનો ખુલ્લી હતી, અને રસ્તે ભેગાં થયેલાં ટોળાંમાં બેચેની ગઈકાલ કરતાં ઓછી લાગતી હતી. વિદ્રોહની વિરુદ્ધ નવી અપીલોનો પૂરો ફાલ જાણે રાત દરમિયાન દીવાલો પર ખીલી ઊઠયો હતો — કિસાનોને, મોરચાના સિપાહીઓને, પેત્રોગ્રાદના કામદારોને. એક અપીલ આવી હતી:

### પેત્રોગ્રાદ મ્યુનિસિપલ દૂમા તરફથી

મ્યુનિસિપલ દૂમા નાગરિકોને જણાવે છે કે નવેંબરની છઠ્ઠી તારીખે દૂમાની અસાધારણ મિટિંગમાં જાહેર સલામતી સમિતિની સ્થાપના કરવામાં આવી છે. તેમાં કેંદ્રીય અને વૉર્ડ દૂમાઓના સભ્યો અને નીચે મુજબનાં ક્રાંતિકારી લોકશાહી

સંગઠનોના પ્રતિનિધિઓ સામેલ છે: કેંદ્રીય કારોબારી સમિતિ, કિસાનોના પ્રતિનિધિઓની અખિલ રશિયન કારોબારી સમિતિ, સેના સંગઠનો, ત્સેન્ત્રોફ્લોત, કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેત (!), ટ્રેડ-યુનિયન પરિષદ, તથા બીજાં સંગઠનો.

જાહેર સલામતી સમિતિના સભ્યો મ્યુનિસિપલ દૂમાની ઈમારતમાં ફરજ પર હાજર રહેશે. ટેલિફોન નંબરો આ મુજબ છે—૧૫-૪૦, ૨૨૩-૭૭, ૧૩૮-૩૬.

૭ નવેંબર, ૧૯૧૭

એ વખતે મને ખ્યાલ નહોતો આવ્યો પરંતુ આ તો દૂમા તરફથી બોલ્શેવિકોની સામે જંગની જાહેરાત હતી.

મેં 'રાબોચી પુત'ની નકલ ખરીદી. એકલું એ અખબાર જ બજારમાં હોય એમ લાગતું હતું. થોડી વાર પછી એક સિપાહીને પચાસ કોપેક આપીને મેં તેની પાસેથી 'દેન'ની વંચાઈ ગયેલી નકલ લીધી. 'રૂસ્કાયા વોલ્યા' અખબારની કચેરી કબજે કરી લઈને ત્યાં મોટી સાઈઝના કાગળો પર છાપવામાં આવેલા બોલ્શેવિક અખબારમાં બહુ મોટાં મોટાં મથાળાં હતાં:

**'પૂરી સત્તા—કામદારો, સિપાહીઓ, અને કિસાનોની સોવિયેતોને! સુલેહ! રોટી! જમીન!'**

મુખ્ય લેખ લેનિનની સાથે છુપાઈને રહેતા ઝિનોવિયેવ*નો લખેલો હતો. તેની શરૂઆત આ રીતે કરવામાં આવી હતી:

"દરેક સિપાહી, દરેક કામદાર, દરેક ખરો સમાજવાદી, દરેક ઈમાનદાર લોકશાહીવાદી સમજે છે કે આજની હાલતમાં ફક્ત બે જ શક્યતાઓ છે.

કાં તો—સત્તા મૂડીદાર-જમીનદાર ટોળકીના હાથમાં કાયમ રહે, અને તેનો અર્થ એવો થાય કે કામદારો, સિપાહીઓ, તથા કિસાનોની ઉપર દરેક જાતનું દમન વરસાવવામાં આવશે, જંગ ચાલુ રહેશે, ભૂખ અને મોતની આફત અનિવાર્ય બની જશે.

---

*આ ભૂલ છે. અહીંયાં નિર્દેશિત લેખ ૧૯૧૭ના નવેંબરની સાતમી તારીખે 'રાબોચી પુત'માં છપાયો હતો. લેખકનું નામ નહોતું આપવામાં આવ્યું. લેખકનું નામ હજુ સુધી જાણવામાં આવ્યું નથી.—સં.



અથવા—સત્તાની ફેરબદલી ક્રાંતિકારી કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના હાથમાં કરી દેવામાં આવે, અને તેનો અર્થ એવો થાય કે જમીનદારોની જુલમશાહીને તદ્દન નાબૂદ કરી નાખવામાં આવશે, મૂડીદારોની ઉપર તત્કાળ અંકુશ લગાવી દેવામાં આવશે, ઈન્સાફી સુલેહની દરખાસ્ત વિના વિલંબે રજૂ કરવામાં આવશે. એમ બને તો કિસાનોને જમીન મળશે, ઉદ્યોગોનું નિયંત્રણ કામદારોને હસ્તક રહેશે, ભૂખ્યાંને રોટી મળશે, અને આ નિરર્થક જંગને ખતમ કરી દેવામાં આવશે!.."

રાતભર થતા રહેલા ખળભળાટના છૂટાછવાયા સમાચાર 'દેન'માં છપાયા હતા. ટેલિફોન એક્સચેન્જ, બાલ્ટિક સ્ટેશન, અને તાર ઑફિસ બોલ્શેવિકોએ કબજે કરી લીધાં હતાં; પીટરહોફના યુંકરો પેત્રોગ્રાદ પહોંચી નહોતા શક્યા; કઝ્ઝાકો હજુ અનિશ્ચિત હતા; કેટલાક પ્રધાનોને ગિરફતાર કરી લેવામાં આવ્યા હતા; શહેરના વડા પોલીસ અમલદાર મેઈયેરને ગોળીએ વીંધી દેવામાં આવ્યો હતો; ગિરફતારીઓ, સામી ધરપકડો, પહેરા ભરતી યુંકરો અને લાલ સંત્રીઓની ટુકડીઓ પરસ્પર ટકરાઈ જતાં તેમની વચ્ચે ઝપાઝપીઓ થઈ રહી હતી.[1]

મોર્સ્કાયા માર્ગને ખૂણે મને મેન્શેવિક **ઓબોરોનેત્સ** કેપ્ટન ગોમ્બેર્ગ ભેટી ગયો. તે પોતાની પાર્ટીના લશ્કરી વિભાગનો સેક્રેટરી હતો. મેં તેને પૂછ્યું કે વિદ્રોહ શું ખરેખર શરૂ થઈ ગયો છે, ત્યારે તેણે કંટાળાના ભાવે ખભા ઉચકાવીને જવાબ આપ્યો: "**ચોર્ત ઝ્નાયેત**! (શયતાનને ખબર!) બોલ્શેવિકો કદાચ સત્તા કબજે તો કરી લે, પણ તેને ત્રણ દિવસથી વધારે પોતાના હાથમાં નહિ રાખી શકે. સરકાર ચલાવી શકે એવા માણસો જ તેમની પાસે નથી. એ લોકો કોશિશ કરી જુએ તો સારું જ થશે, તેઓ ખતમ થઈ જશે..."

સેંટ ઈસાક ચોકને ખૂણે આવેલી લશ્કરી હોટેલના દરવાજે હથિયારબંધ ખલાસીઓ પહેરો ભરી રહ્યા હતા. હોટેલના પ્રવેશખંડમાં કેટલાય રુઆબદાર જુવાન અફસરો આમતેમ આંટા મારી રહ્યા હતા અથવા ભેગા ઊભા રહીને ધીમા અવાજે વાતચીત કરી રહ્યા હતા. ખલાસીઓ તેમને બહાર નીકળવા નહોતા દેતા.

અચાનક બહાર રાઈફલનો જોરદાર ધડાકો સંભળાયો અને પછી ગોળીબારના છૂટાછવાયા અવાજ કાને પડવા લાગ્યા. હું બહાર દોડી ગયો. જ્યાં રશિયન પ્રજાસત્તાક પરિષદનું અધિવેશન ચાલતું હતું તે મારિઈન્સ્કી પેલેસની આસપાસ કશુંક અસાધારણ બની રહ્યું હતું. વિશાળ ચોકના એક ખૂણાથી બીજા ખૂણા

સુધી ત્રાંસી રેખામાં સિપાહીઓની કતાર ગોઠવાઈ ગઈ હતી. સિપાહીઓ રાઈફલો હાથમાં તૈયાર પકડીને હોટેલના છાપરા તરફ તાકી રહ્યા હતા.

"**પ્રોવોકાત્સિયા!** અમારી ઉપર ગોળીબાર કરવામાં આવ્યો!" એક સિપાહી બોલી ઊઠયો, અને બીજો દોડતો દરવાજા તરફ ગયો.

પેલેસને આથમણે ખૂણે એક મોટી બખતરબંધ મોટરગાડી લાલ ઝંડો લહેરાવતી ઊભી હતી. તેની ઉપર લાલ રંગ વડે તાજા લખેલા અક્ષરો બતાવતા હતા કે ગાડી કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતની છે. તેની બધી તોપો સેંટ ઇસાકની દિશામાં તાકેલી હતી. પેટીઓ, પીપડાં, જૂનો સ્પ્રિંગવાળો ખાટલો, અને એક ગાડું ખડકીને નોવાયા ઊલિત્સા (નૂતન માર્ગ) આડી નાકાબંધી ખડી કરી દેવામાં આવી હતી. મોઇકા ઓવારાને એક છેડે ડીમચાંનો ખડકલો કરીને રસ્તો બંધ કરી દેવામાં આવ્યો હતો. નજીકમાં આવેલા લાકડાંના ગંજમાંથી લાકડાં લાવીને ઇમારતની સામે આડશ ખડી કરવામાં આવી રહી હતી...

"લડાઈ થવાની છે કે શું?" મેં પૂછ્યું.

"હમણાં, થોડી વારમાં જ," એક સિપાહીએ બેચેનીથી જવાબ આપ્યો. "કોમરેડ, તમે અહીંથી નીકળી જાઓ, નહિતર કદાચ જખમી થઈ જશો. પેલી બાજુથી આવવાના છે," કહેતાં તેણે એડમીરલ્ટીની ઈમારત તરફ આંગળી ચીંધી.

"કોણ?"

"એ તો હું કહી શકું એમ નથી, ભાઈ," તેણે જમીન પર થૂંકતાં જવાબ આપ્યો.

પેલેસને દરવાજે સિપાહીઓ અને ખલાસીઓનું ટોળું ઊભું હતું. એક ખલાસી રશિયન પ્રજાસત્તાક પરિષદના ખાતમાનું બયાન કરી રહ્યો હતો. "અમે અંદર દાખલ થઈ ગયા અને બધે બારણે કોમરેડોને ગોઠવી દીધા," તેણે કહ્યું. "પ્રતિક્રાંતિપંથી **કોર્નીલોવેત્સ** અધ્યક્ષની ખુરશીમાં બેઠો હતો. મેં તેની પાસે જઈને રોકડું પરખાવી દીધું કે 'પરિષદનો તમાશો બંધ, હવે ઘર ભેગો થઈ જા!'"

સૌ હસી પડયા. પરવાનગીના જાતજાતના કાગળો બતાવતો હું જેમતેમ કરીને ખબરપત્રીઓને બેસવાની જગ્યાએ પહોંચી ગયો. ત્યાં એક કદાવર ખલાસીએ મોં મલકાવતાં મને રોકી દીધો. મેં તેને મારો પાસ બતાવ્યો, પણ



તેણે સીધોસટ જવાબ આપી દીધો: "અરે કોમરેડ, તમે ખુદ સેંટ માઈકલ હોત તોયે અહીંથી આગળ ન જઈ શક્યા હોત!" બારણે જડેલા કાચની આરપાર મને ફ્રેંચ ખબરપત્રીનો મરડાઈ ગયેલો ચહેરો અને ઊંચાનીચા થતા હાથ નજરે પડયા. તે અંદર પુરાઈ ગયેલો હતો...

બીજી તરફ સામેના ભાગમાં જનરલનો યુનિફૉર્મ પહેરેલો એક ઠીંગણો અને ધોળી મૂછોવાળો આદમી ખલાસીઓથી ઘેરાયેલો ખડો હતો. તેનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઈ ગયેલો હતો.

"હું જનરલ અલેક્સેયેવ છું." તેણે બરાડો પાડયો. "તમારા ઉપરી અફસર તરીકે અને પ્રજાસત્તાક પરિષદના સભ્ય તરીકે હું માગણી કરું છું કે મને અંદર જવા દેવામાં આવે!" પહેરેગીર માથું ખજવાળતો બેચેનીથી ત્રાંસી નજરે જોવા લાગ્યો. સામેથી આવી રહેલા એક અફસરને તેણે ઈશારો કરીને નજીક બોલાવ્યો. જનરલને જોઈને અફસર ગભરાટમાં પડી ગયો અને પોતે શું કરી રહ્યો છે તેના જરાય ખ્યાલ વગર એકદમ સલામ ભરીને ઊભો રહ્યો.

"**વાશે વિસોકોપ્રેવોસ્ખોદિતેલ્સ્ત્વો**—નામદાર હજૂર—" તે ગભરાટમાં તોતડાતો પુરાણા શાસનની રસમ મુજબ બોલ્યો. "પેલેસમાં જવાની સખત મનાઈ છે... મને હક જ નથી કે..."

એટલામાં એક મોટરગાડી આવી. અંદર બેઠેલો ગોત્ઝ હસી રહ્યો હતો. તેને ભારે રમૂજ પડી હોય એમ સાફ લાગતું હતું. થોડી મિનિટોમાં બીજી એક મોટર આવી—કામચલાઉ સરકારના ગિરફતાર કરી લેવામાં આવેલા સભ્યોથી ખીચોખીચ ભરેલી. આગલી સીટમાં હથિયારબંધ સિપાહીઓ બેઠેલા હતા. લશ્કરી ક્રાંતિકારી સમિતિનો લૅટવિયન સભ્ય પેટેર્સ ઉતાવળો ચોક પાર કરતો આવી પહોંચ્યો.

"મને તો એમ હતું કે તમે આ બધા સજ્જનોને ગઈ રાતે જ પકડી લીધેલા," મેં પ્રધાનો તરફ આંગળી ચીંધતાં કહ્યું.

"અરે, અમે ફેંસલો કરી લઈએ તે પહેલાં ગધેડાઓએ મોટા ભાગનાને વળી છટકી જવા દીધા..." તેણે નિરાશ થઈ ગયેલા નાનકડા છોકરા જેવા ભાવે જવાબ દીધો.

વાઝનેસેન્સ્કી તરુમાર્ગે મોટી સંખ્યામાં ખલાસીઓની કતારો ગોઠવી દેવામાં આવી હતી, અને તેમની પાછળ નજર પહોંચે ત્યાં સુધી કૂચ કરતા આવી રહેલા સિપાહીઓ જ દેખાતા હતા.

૧૯૧૩" વગેરે. એક ચિત્રમાં જમણી તરફને ઉપલે ખૂણે કાપો પાડેલો હતો.

ભોંયપટ અને દીવાલોની હાલતને લીધે જગ્યા જાણે કોઈ મોટી જબ્બર બૅરેક જેવી લાગતી હતી અને કેટલાંય અઠવાડિયાંથી એવી જ રહી હશે એમ સાફ જણાઈ આવતું હતું. બારીએ બારીએ પાળ પર મશીનગનો ગોઠવેલી હતી અને ગાદલાંની વચ્ચે રાઈફલો ખડકેલી હતી.

અમે ચિત્રો જોઈ રહ્યાં હતાં એટલામાં મારા ડાબા કાન તરફથી દારૂની ગંધ ભરેલો શ્વાસ મારી ઉપર ફૂંકાયો અને કોઈનો લોચા વળતી જીભે પણ છટાદાર ફ્રેંચ ભાષામાં બોલાતો અવાજ સંભળાયો: "ચિત્રોને વખાણની નજરે જોઈ રહ્યાં છો એટલે લાગે છે કે તમે પરદેશીઓ છો." માણસ ઠીંગણો ને જાડિયો હતો. તેણે માથેથી ટોપી ઉતારી એટલે ટાલ નજરે પડી.

"અમેરિકનો? વાહ! મઝાની વાત! હું સ્ટૅબ્ઝકૅપ્ટન વ્લાદીમિર આર્ત્સીબાશેવ તમારી સેવામાં હાજર છું." તેને જાણે ખ્યાલ જ નહોતો આવ્યો લાગતો કે હુમલો થવાની ધારણા ધરાવતા લશ્કરની રક્ષાહરોળોમાં એક મહિલા સમેત ચાર અજાણ્યાં માણસો લહેરથી ફરતાં હોય તેમાં કશું અસાધારણ ગણાય. તેણે રશિયાની હાલત અંગે ફરિયાદો શરૂ કરી દીધી.

"એકલી બોલ્શેવિકોની જ વાત નથી," તેણે કહ્યું, "રશિયન લશ્કરની સરસ પરંપરાઓ પણ સાવ ભાંગી પડી છે. આસપાસ નજર નાખી જુઓ. આ બધા અફસરોની તાલીમશાળાઓના વિદ્યાર્થીઓ છે. પણ એ લોકો સંસ્કારી ભદ્ર માણસો છે ખરા? કૅરેન્સ્કીએ અફસરોની શાળાઓના દરવાજા સાધારણ સિપાહીઓ સારુ ખોલી નાખ્યા. કોઈ પણ સિપાહી પરીક્ષામાં પાસ થઈ જાય એટલે તેમાં દાખલ થઈ શકે. સ્વાભાવિક રીતે જ, તેમાંથી ઘણા ઘણાને ક્રાંતિનો ચેપ લાગી ગયેલો છે..."

તેણે વાતને આગળ ચાલવા દીધા વગર જ વિષય બદલાવી નાખ્યો. "મને તો રશિયા છોડીને ચાલ્યા જવાનું બહુ જ મન છે. મેં અમેરિકી લશ્કરમાં જોડાઈ જવાનું નક્કી કરી લીધું છે. તમે તમારા રાજદૂત પાસે જઈને બધી વ્યવસ્થા કરાવી આપો ને? લો, મારું સરનામું તમને આપું."

અમારા વાંધાઓની પરવા કર્યા વગર તેણે સરનામું કાગળ પર લખી આપ્યું અને તરત જ તેને રાહત થઈ હોય એમ લાગ્યું. સરનામું હજી મારી પાસે છે —**"ઓરાનિયેનબાઉમ્સ્કાયા શ્કોલા પ્રાપોર્શ્ચિકોવ ૨, સ્તારી પિટરહોફ."**



"અમે આજે વહેલી સવારે લશ્કરી પરિસ્થિતિની ફરી તપાસણી કરી લીધી," અમને એક પછી એક ખંડમાં દોરી જતાં અને બધું સમજાવતાં તેણે આગળ કહ્યું. "સ્ત્રીઓની બટૅલિયને સરકારને વફાદાર રહેવાનો ફેંસલો કર્યો છે."

"સ્ત્રી સિપાહીઓ પૅલેસમાં જ છે?"

"હા, પાછળના ભાગના ઓરડાઓમાં છે, ધાંધલ શરૂ થઈ જાય તો તેમને ઈજા ન થાય એટલા સારુ." તેણે નિસાસો નાખ્યો. "ભારે મોટી જવાબદારી છે," તે બોલ્યો.

અમે થોડી વાર બારીએ ઊભાં રહીને પૅલેસની સામેના ચોકમાં નજર ફેરવતાં રહ્યાં. લાંબા કોટવાળા હથિયારબંધ યુંકરોની ત્રણ કંપનીઓ કતારોમાં ગોઠવાઈને ખડી હતી. ફૂર્તિલો દેખાતો એક અફસર તેમને સૂચનાઓ આપી રહ્યો હતો. તેને મેં તરત જ ઓળખી લીધો — કામચલાઉ સરકારનો મુખ્ય લશ્કરી કમિસાર સ્તાનકેવિચ હતો. થોડી મિનિટો પછી બે કંપનીઓ હથિયારોને ખણખણાટ કરતી ખભે ચડાવીને, ત્રણ વાર જોરથી પોકારો કરીને, હિલોળા મારતી ચોકને પાર કરીને, રાતા મહેરાબ* નીચેથી ગુજરતી નીરવ શહેરમાં અદૃશ્ય થઈ ગઈ.

"ટેલિફોન એક્સચેન્જ કબજે કરવા જઈ રહ્યા છે," કોઈ બોલ્યું. ત્રણ યુંકરો અમારી પાસે ઊભા હતા. અમે તેમની જોડે વાતચીત કરવા લાગ્યા. તેઓ સાધારણ સિપાહીઓના સમૂહમાંથી શાળાઓમાં દાખલ થયેલા. તેમના નામ હતાં — રોબેર્ત ઓલેવ, અલેક્સેઈ વસીલિન્કો, અને એસ્ટોનિયાનો વતની એર્નીસાક્સ. હવે તેમને અફસર બનવાની મંછા નહોતી રહી કારણ કે અફસરો કોઈને ગમતા નહોતા. હકીકતમાં તેમને સમજણ જ નહોતી પડતી કે શું કરવું. સાફ જણાઈ આવતું હતું કે તેઓ ખુશ નથી.

પરંતુ થોડીક જ વારમાં તેમણે શેખી મારવાનું શરૂ કરી દીધું. "બોલ્શેવિકો આવશે તો તેમને બરાબર પાઠ ભણાવી દઈશું કે લડાઈ કેવી રીતે લડાય. એ લોકો લડવાની હિંમત જ નહિ કરે, બધા બાયલા છે બાયલા. પણ અમે સપડાઈ જઈએ તો... દરેક માણસ એક ગોળી તો ખુદ પોતાને સારુ બાકી રાખે જ..."

એ ઘડીએ રાઈફલના ધડાકા સંભળાયા. અવાજની જગ્યા બહુ દૂર નહોતી લાગતી. ચોકમાં લોકો નાસભાગ કરવા લાગ્યા, કેટલાક જમીન પર ઊંધા લાંબા થઈ ગયા, અને રસ્તાઓને ખૂણે ઊભેલા **ઈઝવોર્ચિકો** ચોતરફ ઘોડા દોડાવતા

---

*જનરલ સ્ટાફની ઈમારતનો મહેરાબ.—સં.

પોબારા ગણી ગયા. અંદર કોલાહલ મચી ગયો, સિપાહીઓ આમતેમ દોડાદોડી કરતા બંદૂકો તથા રાઈફલના પટ્ટા ઉપાડી લેવા લાગ્યા અને ઘાંટા પાડવા લાગ: "આવી ગયા! પેલા આવી ગયા!" પરંતુ થોડી વારમાં પાછું બધું શાંત થઈ ગયું. ઈઝવોઝચિકો પાછા આવી ગયા, અને જમીન ઉપર લાંબા થઈ ગયેલા માણસો પાછા ઊભા થઈ ગયા. રાતા મહેરાબ નીચેથી યુંકરો આવતા નજરે પડયા. કૂચમાં તેમનાં કદમો જરાક આડાંઅવળાં પડી રહ્યાં હતાં. એક યુંકરને બે સાથીઓ ટેકો આપી રહ્યા હતા.

અમે પેલેસમાંથી નીકળ્યાં ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું. ચોકમાંથી સંત્રીઓ ગાયબ થઈ ગયા હતા. વિશાળ અર્ધ ચંદ્રાકારમાં ખડી સરકારી ઇમારતો નિર્જન દેખાતી હતી. અમે હોટેલ 'ફ્રાંસ'માં જમવા ગયાં. હજી તો સૂપ પિવાઈ રહ્યો હતો એટલામાં વેઈટર સાવ ફિક્કો ચહેરો લઈને અમારી પાસે આવ્યો અને તેણે અમને મકાનના પાછલા ભાગમાં આવેલા મુખ્ય ભોજનખંડમાં ચાલ્યા જવાની તાકીદ કરી કારણ કે કાફેમાં બત્તીઓ બુઝાવી નાખવાની હતી. "ગોળીઓની રમઝટ બોલી જવાની છે," તેણે કહ્યું.

અમે ફરી મોર્સ્કાયા માર્ગે પહોંચ્યાં ત્યારે સારી પેઠે અંધારું છવાઈ ગયું હતું. માત્ર નેવ્સ્કી માર્ગને ખૂણે એક થાંભલે બત્તી ટમટમી રહી હતી. તેની નીચે મોટી બખતરબંધ મોટરગાડી ખડી હતી. એંજિન પૂરઝડપે ચાલુ હતું અને નળીમાંથી તેલના ધુમાડાના ગોટા નીકળી રહ્યા હતા. એક નાનકડો છોકરો ગાડી ઉપર ચડી ગયો હતો અને મશીનગનની નળીમાં નજર નાખી રહ્યો હતો. સિપાહીઓ અને ખલાસીઓ આસપાસ ઊભા હતા અને જાણે કશાકની વાટ જોઈ રહ્યા હતા. અમે પાછા વળીને રાતા મહેરાબ પાસે ગયાં. ત્યાં સિપાહીઓનું ઝુંડ નજરે પડયું. પ્રકાશથી ઝગમગતા પેલેસ ઉપર નજર ઠેરવીને સિપાહીઓ મોટેથી વાતો કરી રહ્યા હતા.

"ના, સાથીઓ," એક કહી રહ્યો હતો. "ગોળીબાર કેવી રીતે કરાય? અંદર તો સ્ત્રીઓની બટેલિયન છે—પછી લોકો કહેશે કે આપણે રશિયન બાઈઓની ઉપર ગોળીઓ વરસાવી..."

અમે વળી પાછાં નેવ્સ્કી માર્ગે પહોંચ્યાં ત્યારે બીજી એક બખતરબંધ મોટરગાડી ખૂણેથી વળીને આવી અને એક માણસે તેના ઉપરના બાકોરામાંથી ડોકું બહાર કાઢયું.

"ચાલો!" તેણે ઘાંટો પાડયો. "જઈને હુમલો શરૂ કરી દઈએ!"



પહેલેથી ઊભેલી ગાડીનો ડ્રાઈવર બીજી ગાડીની નજીક ગયો અને ચાલુ એંજિનના અવાજમાં સંભળાય એટલું ગળું ફાડીને બોલ્યો:

"સમિતિના સંદેશાની વાટ જોવાની છે. ત્યાં લાકડાંના ઢગલાઓ પાછળ તોપો ગોઠવેલી છે..."

એ જગ્યાએ ટ્રામગાડીઓ બંધ થઈ ગઈ હતી, બહુ ઓછા રાહદારીઓ નજરે પડતા હતા, અને બત્તીઓ બંધ હતી. પરંતુ ત્યાંથી જરાક આઘે થોડાંક મકાનો પછી ટ્રામગાડીઓ, ટોળાં, પ્રકાશથી ઝગમગતી દૂકાનો, સિનેમાઘરોની વીજળીની જાહેરાતો—બધું નજરે પડતું હતું. જિંદગી રાબેતા મુજબ ચાલુ હતી. અમારી પાસે મારિઈન્સ્કી થિયેટરમાં ચાલતા બેલેની ટિકિટો હતી. બધાં થિયેટરો ખુલ્લાં હતાં. પરંતુ બહાર અનુભવવા મળતી ઉત્તેજનાને છોડીને થિયેટરમાં જવાનું મન કોઈને નહોતું...

અંધારામાં અમે પોલીસ પુલની નાકાબંધીનાં ડીમચાં જોડે અથડાઈ પડયાં. સ્રોગાનોવ પેલેસની સામે કેટલાક સિપાહીઓ ત્રણ ઈંચની નાળવાળી એક તોપ ગોઠવી રહ્યા હતા. જાતજાતના યુનિફૉર્મ પહેરેલા આદમીઓ નિરુદ્દેશ આવજા કરી રહ્યા હતા અને ખૂબ વાતો કરી રહ્યા હતા...

નેવ્સ્કી માર્ગે આગળ જતાં જાણે આખું શહેર ફરવા નીકળી પડયું હોય એમ લાગતું હતું. દરેક ખૂણે ગરમાગરમ ચર્ચા કરનારાઓની આસપાસ મોટાં જબ્બર ટોળાં ભેગાં થઈ ગયેલાં હતાં. દરેક ચોભેટે લગભગ ડઝન જેટલા સિપાહીઓ હાથમાં બેયોનેટવાળી બંદૂકો લઈને પહેરા ભરી રહ્યા હતા, મોંઘા ફર-કોટ પહેરેલા અને લાલ ચહેરાવાળા ઘરડા આદમીઓ તેમની સામે મુક્કા ઉગામતા હતા, અને ભપકાદાર પોશાક સજેલી સ્રીઓ તીણા અવાજે તેમને માઠા બોલ સંભળાવતી હતી. સિપાહીઓ અકળામણમાં લૂખું હસીને સામે ઢીલીપોચી દલીલો કરતા હતા... રસ્તા પર આવજા કરતી રહેતી 'ઓલેગ', 'રુરિક', તથા 'સ્વ્યાતોસ્લાવ' જેવાં રશિયાના પ્રથમ રાજાઓનાં નામ ધરાવતી બખતરબંધ મોટરગાડીઓની ઉપર હવે લાલ રંગ વડે લખવામાં આવેલા મોટા મોટા અક્ષરો નિર્દેશ કરતા હતા કે ગાડીઓ રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના કબજાની છે. મિખાઈલોવ્સ્કી માર્ગે એક આદમી હાથમાં અખબારોનું બંડલ લઈને આવ્યો કે તરત જ અધીરા લોકો તેને ઘેરી વળ્યા અને જનાવરોની માફક માંહોમાંહે આખડી પડતા એક એક નકલ સારુ તેની સામે એક એક, પાંચ પાંચ, અને દસ દસ રૂબલ ધરવા લાગ્યા. અખબાર

'રાબોચી ઇ સૌલ્દાત' હતું. તેમાં સર્વહારા ક્રાંતિના વિજયની તથા કેદી બોલ્શેવિકોની મુકિતની જાહેરાત કરવામાં આવી હતી, અને મોરચાનાં તેમ જ આંતરિક પ્રદેશોમાંનાં સૈન્યોને હાકલ કરવામાં આવી હતી કે ક્રાંતિને ટેકો આપે... મોટાં મોટાં બીબાં વડે છાપેલું ચાર પાનાંનું જોમથી ધબકતું અખબાર હતું, પરંતુ તેમાં ખબરો મુદ્દલ નહોતી...

સદોવાયા માર્ગને ખૂણે લગભગ બે હજાર નગરવાસીઓ એકઠા થઈ ગયા હતા અને એક ઊંચી ઈમારતના છાપરા તરફ તાકી રહ્યા હતા. ત્યાં એક ટચૂકડો લાલ તણખો વારે વારે ઝળકીને વિલાઈ જતો હતો.

"જોયું!" એક ઊંચો કિસાન એ તરફ આંગળી ચીંધતો બોલ્યો. "ઉશ્કેરણીખોર છે. હમણાં જ લોકોની ઉપર ગોળીઓ છોડવા લાગશે..." પરંતુ ત્યાં જઈને તપાસ કરવાનો ખ્યાલ કોઈને આવ્યો નહોતો લાગતો.

અમે સ્મોલ્ની પહોંચ્યા ત્યારે એ તોતિંગ ઈમારતમાં પ્રકાશ ઝળહળી રહ્યો હતો. ચોતરફથી ધોધમાર ત્યાં ધસી રહેલા માણસો અંધારામાં ઝાંખા પડછાયાઓ જેવા લાગતા હતા. મોટરો અને મોટરસાઈકલોની આવજા લગાતાર ચાલી રહી હતી. હાથી જેવા રંગની એક મોટી જબ્બર બખતરબંધ મોટરગાડી ઘણઘણાટી કરતી અને સીટી મારતી ઈમારતમાંથી બહાર નીકળી. તેમાં બે લાલ ઝંડા ફરફરી રહ્યા હતા. સખત ટાઢ હતી. બહારને દરવાજે લાલ સંત્રીઓએ તાપણું સળગાવ્યું હતું. અંદરને દરવાજે પણ તાપણું બળતું હતું. તેના અજવાળામાં સંત્રીઓએ ધીરે ધીરે અમારા પાસ તપાસી જોયા અને અમારી ઉપર પગથી માથા સુધી નજર ફેરવી. બારણાની દરેક બાજુએ ગોઠવવામાં આવેલી ચાર મશીનગનોની ખોળ કાઢી નાખવામાં આવી હતી, અને કારતૂસના પટ્ટા તેઓના કૂંદા પર સાપની જેમ લટકી રહ્યા હતા. ભૂખરા રંગની કેટલીય બખતરબંધ ગાડીઓ ચોગાનમાં ઝાડવાં હેઠળ ચાલુ એંજિને ખડી હતી. લાંબા, કશા રાચરચીલા વગરના, અને ઝાંખા પ્રકાશિત પ્રવેશખંડોમાં પગલાંની ધણધણાટી, સાદ, અને ઘાંટાનો શોર મચેલો હતો... યાહોમ કરવાનું વાતાવરણ ફેલાયેલું હતું. કેટલાક માણસોનું ટોળું ધસમસાટ દાદરો ઊતરતું નીચે આવ્યું. કાળાં જેકેટ અને ફરની કાળી ગોળ ટોપી પહેરેલા કામદારોમાંથી ઘણાને ખભે બંદૂક લટકી રહી હતી. સિપાહીઓએ ધૂળિયા રંગના બરછટ કોટ પહેર્યા હતા અને તેમની રાખોડી રંગની ફરની ટોપીઓ ચપોચપ દબાવેલી હતી. એકીસાથે બોલી રહેલા સો માણસોની વચમાં એકબે આગેવાનો—લુનાચાર્સ્કી, કામેનેવ—ઠસોઠસ ભરેલા



પોર્ટફોલિયો હાથમાં લઈને ઉતાવળા ચાલતા નજરે પડતા હતા. તેમના ચહેરા પર પરેશાની અને ચિંતાના ભાવ છવાયેલા હતા. પેત્રોગ્રાદ સોવિયેતની અસાધારણ મિટિંગ પૂરી થઈ ગઈ હતી. મેં કામેનેવને રોક્યો—નાનકડા કદના અને વેગીલી ચાલવાળા એ આદમીનો પહોળો રોનકદાર ચહેરો જાણે સીધો ખભા સાથે જોડાયેલો લાગતો હતો. મિટિંગમાં તાજો જ અપનાવવામાં આવેલો ઠરાવ તેણે કશી ભૂમિકા વગર જ ફ્રેંચ ભાષામાં ઝડપથી વાંચી સંભળાવ્યો:

"કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેત પેત્રોગ્રાદના સર્વહારાઓ તથા પેત્રોગ્રાદ ગૅરિસનની વિજયી ક્રાંતિનું અભિવાદન કરે છે; અને વિદ્રોહમાં લોકસમુદાયોએ દાખવેલ એકતા, સંગઠન, શિસ્ત, તેમ જ સંપૂર્ણ સહકારને ખાસ ભારપૂર્વક બિરદાવે છે. ભાગ્યે જ કોઈ વિદ્રોહમાં આટલું ઓછું લોહી રેડાયું હશે. ભાગ્યે જ કોઈ વિદ્રોહ આટલી સરસ સફળતાને વર્યો હશે.

સોવિયેત દૃઢ પ્રતીતિ વ્યક્ત કરે છે કે ક્રાંતિ જેનું સર્જન કરશે એ કામદાર કિસાન સરકાર, જે ઔદ્યોગિક સર્વહારા વર્ગ માટે ગરીબ કિસાનોના સમગ્ર સમુદાયના ટેકાની ખાતરી ઊભી કરશે એ સરકાર, સોવિયેતોની સરકાર તરીકે, સમાજવાદની દિશામાં મક્કમપણે આગેકૂચ કરશે; યુદ્ધની વિપદાઓ અને અભૂતપૂર્વ ભયાનકતાઓથી દેશને બચાવી લેવાનો એકમાત્ર ઉપાય એ જ છે.

નવી કામદાર કિસાન સરકાર યુદ્ધમાં સંડોવાયેલા તમામ દેશો સમક્ષ ઈનસાફી અને લોકશાહીવાદી સુલેહની દરખાસ્ત તત્કાળ પેશ કરશે.

તે મોટી મોટી જાગીરોને વિના વિલંબે ખતમ કરી નાખશે અને જમીન કિસાનોને સુપરત કરી દેશે. તે કારખાનાંમાં બનતી ચીજોના ઉત્પાદન અને વહેંચણી ઉપર કામદારોનું નિયંત્રણ સ્થાપશે, અને બૅંકોની ઉપર સામાન્ય નિયંત્રણની સ્થાપના કરશે. બૅંકોને રાજ્યની ઈજારદારીમાં પલટાવી નાખવામાં આવશે.

કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેત રશિયાના કામદારો તથા કિસાનોને હાકલ કરે છે કે તેઓ સર્વહારા ક્રાંતિને પૂરી શકિત અને નિષ્ઠાથી ટેકો આપે. સોવિયેત ખાતરી ધરાવે છે કે સમાજવાદના વિજય માટે અનિવાર્ય એવો પાકો ક્રાંતિકારી બંદોબસ્ત જાળવવાની કામગીરી શહેરી કામદારો ગરીબ કિસાનોના સંગાથમાં કરશે. સોવિયેતને ખાતરી છે કે સમાજવાદના ધ્યેયનું સંચાલન ખરા અને કાયમી વિજય સુધી કરવામાં આપણને પશ્ચિમના દેશોનો સર્વહારા વર્ગ મદદ કરશે."

"તો તમે માનો છો કે ફતેહ થઈ ગઈ છે, ખરું ને?"

તેણે ખભા ઉલાળ્યા. "હજી ઘણું કરવાનું બાકી છે, બેહદ બાકી છે. આ તો ફક્ત શરૂઆત જ છે..."

રમણા પર મને ટ્રેડ-યુનિયનનો ઉપાધ્યક્ષ રિયાઝાનોવ મળી ગયો. તેના મોં પર ભારે ગુસ્સો છવાયેલો હતો અને તે પોતાની ધોળી દાઢીના વાળ દાંત વડે કાતરી રહ્યો હતો. "પાગલપણું! પાગલપણું!" તે ગરજી ઊઠયો. "યુરોપનો કામદાર વર્ગ કશું જ કરવાનો નથી! સમગ્ર રશિયા..." તે ચસકેલની જેમ હાથ હલાવતો ભાગી ગયો.

રિયાઝાનોવ અને કામેનેવ બન્ને જણાએ વિદ્રોહનો વિરોધ કર્યો હતો અને લેનિનની તીખી વાણીના ચાબખા તેમને ખાવા પડયા હતા.

પેત્રોગ્રાદ સોવિયેતનું એ અધિવેશન ભારે મહત્ત્વનું હતું. ત્રોત્સ્કીએ લશ્કરી ક્રાંતિકારી સમિતિ વતી જાહેરાત કરેલી કે કામચલાઉ સરકારની હયાતી ખતમ થઈ ગઈ છે.

"મૂડીવાદી સરકારોની લાક્ષણિકતા જનતા જોડે છળકપટ કરવાની હોય છે," તેણે કહ્યું. "અમે, કામદારો અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો, ઈતિહાસમાં અનન્ય અખતરો કરવાના છીએ; અમે એવી સત્તાની સ્થાપના કરવાના છીએ કે જેનું લક્ષ્ય સિપાહીઓ, કામદારો, અને કિસાનોની જરૂરિયાતો સંતોષવા સિવાય બીજું કંઈ જ નહિ હોય."

લેનિન આવ્યા હતા. તાળીઓના પ્રચંડ ગડગડાટથી તેમનું સ્વાગત કરવામાં આવ્યું હતું. તેમણે વિશ્વવ્યાપી સામાજિક ક્રાંતિની આગાહી કરી હતી... ઝિનોવિયેવ પણ હાજર રહ્યો હતો. તેણે ગર્જના કરતાં કહ્યું હતું: "આજે આપણે આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગનું કરજ ચૂકવી દીધું છે, જંગની વિરુદ્ધ ભયંકર ફટકો લગાવ્યો છે, તમામ સામ્રાજ્યવાદીઓની ઉપર અને ખાસ કરીને તો જલ્લાદ વિલ્હેલ્મની ઉપર કમ્મરતોડ ફટકો લગાવ્યો છે..."

પછી ત્રોત્સ્કીએ જણાવ્યું કે વિજયી વિદ્રોહની જાહેરાત કરતો તાર મોરચે મોકલી દેવામાં આવ્યો છે પરંતુ કશો જવાબ હજી નથી આવ્યો. ખબર સાંભળવા મળી છે કે સૈન્યો પેત્રોગ્રાદની ઉપર હુમલો કરવા આવી રહ્યાં છે—તેમને ખરી હકીકત જણાવવા માટે એક પ્રતિનિધિમંડળ મોકલવું જોઈએ.

**પોકારો**—"સોવિયેતોની અખિલ રશિયન કોંગ્રેસની મુરાદ અગાઉથી તમે જ નક્કી કરી રહ્યા છો!"



લેફ્ટેનન્ટ શ્મીદ્તનું નામ ધરાવતી બખતરબંધ ગાડીમાં
પુતીલોવ કારખાનાના લાલ સંત્રીઓ
ઑક્ટોબર ૧૯૧૭



પેત્રોગ્રાદના વીબોર્ગ વિસ્તારના
'નોવી લેસ્નેર' કારખાનાના લાલ સંત્રીઓ

ત્રોત્સ્કીએ ભાવશૂન્ય અવાજે કહ્યું: "સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસની મુરાદ તો પેત્રોગ્રાદના કામદારો અને સિપાહીઓના વિદ્રોહમાં જ પહેલેથી નિર્ધારિત થઈ ગઈ છે!"

બારણે શોર મચાવતા ધાડામાંથી અમે ધક્કા મારીને માર્ગ કરતા વિશાળ સભા ભવનમાં દાખલ થયા. સફેદ ઝુમ્મરોની નીચે બેઠકોની કતારોમાં, વચમાં ચાલવાના માર્ગમાં, બન્ને તરફની ખાલી જગ્યાઓમાં, બારીઓની પાળ પર, અને મંચની કોર ઉપર પણ, બધે આખા રશિયાના કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓ એટલા ખીચોખીચ ભરાઈ ગયેલા હતા કે કોઈ હલી પણ ન શકે. તેઓ સૌ અધ્યક્ષની ઘંટડીના રણકારની વાટ આતુરતાભરી ચુપકી સાધીને અથવા બેકાબૂ ખુશીના ભાવે જોઈ રહ્યા હતા. વણધોયેલી માનવકાયાઓની ગૂંગળાવી નાખે એવી ગરમી સિવાય બીજા કશા ગરમાવાની વ્યવસ્થા ભવનમાં નહોતી. લોકોના સમૂહમાંથી ઊંચે જતા સિગરેટના ધુમાડાનું ગંધ મારતું ભૂરું વાદળું ભારે હવામાં છવાઈ ગયું હતું. ક્યારેક ક્યારેક અધિકારીઓમાંથી કોઈ મંચ ઉપર જઈને સાથીઓને સિગરેટ ન પીવાનું સૂચન કરતું. ત્યારે સિગરેટ પીનારા અને ન પીનારા સૌ શોર મચાવવા લાગતા કે "સાથીઓ, સિગરેટ ન પીઓ!" પણ સિગરેટ પીવાનું તો ચાલુ જ રહેતું. ઓબુખોવ કારખાનાના અરાજકતાવાદી ડેલિગેટ પેત્રોવ્સ્કીએ તેની બાજુમાં મને જગ્યા કરી આપી. તેની દાઢી ચડેલી હતી અને શરીર મેલું હતું, અને લશ્કરી ક્રાંતિકારી સમિતિમાં લગાતાર ત્રણ રાત જરાય નીંદર વગર કામ કરતો રહ્યો હોવાથી તેને ચક્કર આવી રહ્યાં હતાં.

મંચ ઉપર પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિના આગેવાનો બેઠા હતા. જેની ઉપર તેઓ આરંભના દિવસોથી જ કાબૂ જમાવીને બેઠા હતા પરંતુ જે હવે તેમની વિરુદ્ધ ખડી થઈ ગઈ હતી એ ઝંઝાવાતી સોવિયેતોની ઉપર તેઓ વર્ચસ્વનો ખેલ આખરી વાર ખેલી રહ્યા હતા. એ માણસોએ જે રશિયન ક્રાંતિનું સંચાલન કાળજીભરી રીતો વડે કરવાનો પ્રયાસ કર્યો હતો તેનો પહેલો તબક્કો ખતમ થઈ રહ્યો હતો. તેમાંના ત્રણ સૌથી મોટા આગેવાનો ત્યાં નહોતા: કેરેન્સ્કી — સંદેહજનક રીતે ખળભળવા લાગેલાં નાનાં શહેરોને પાર કરતો તે ઝડપથી મોરચા તરફ ધસી રહ્યો હતો; છેઈદ્ઝે — એ બુઢ્ઢો ગરુડ ધૃણાના ભાવે બધું છોડી દઈને પોતાના વતન જ્યોર્જિયાના પહાડી વિસ્તારમાં ચાલ્યો ગયો હતો અને ત્યાં ક્ષયના રોગનો ભોગ બની ગયો હતો; અને ઉદાત્ત ભાવના ધરાવતો ત્સેરેતેલી — તે પણ જીવલેણ રોગનો ભોગ બની ગયેલો હતો, પરંતુ તે પાછો

આવવાનો હતો અને પરાજિત ધ્યેયના સમર્થનમાં પોતાની છટાદાર વાણીનો પ્રવાહ રેલાવવાનો હતો. ગોત્ઝ મોજૂદ હતો અને દાન, લીબર, બોગ્દાનોવ, બ્રોઇદો, તથા ફિલિપોવ્સ્કી મોજૂદ હતા — ચહેરા ધોળા પૂણી જેવા, આંખો ઊંડી ઊતરી ગયેલી, અને ખીજના ભાવ, તેમની સામે નીચે અખિલ રશિયન સોવિયેતોની બીજી સ્યેઝ્દ (કોંગ્રેસ) ઊકળી રહી હતી, ધૂમરીઓ ખાઈ રહી હતી. લશ્કરી ક્રાંતિકારી સમિતિ તેમની ઉપરવટ થઈને જબરા જોમથી કામગીરી ચલાવી રહી હતી. વિદ્રોહના તમામ તાણાવાણા તેના હાથમાં હતા અને તે દૂર દૂર સુધી ઘા ઝીંકી રહી હતી... રાતના દસ ને ચાળીસનો સમય હતો.

નરમાશભર્યા ચહેરાવાળો અને માથે ટાલવાળો દાન ઘંટડી વગાડી રહ્યો હતો. તેણે લશ્કરી સર્જનનો ઢંગધડા વગરનો ઢીલો યુનિફોર્મ પહેર્યો હતો. ઘંટડી રણકતાં જ એકદમ ઊંડી નીરવતા છવાઈ ગઈ. બારણે ધક્કાધક્કી અને જીભાજોડી કરતા માણસોના અવાજો જ તેમાં ભંગ પાડતા હતા...

"સત્તા આપણા હાથમાં છે..." તે ગમગીન ભાવે શરૂ કરીને એક પળ થંભી ગયો અને પછી ધીમા અવાજે આગળ બોલવા લાગ્યો. "સાથીઓ! સોવિયેતોની કોંગ્રેસ એવા અસાધારણ સંજોગોમાં અને એવી મહત્ત્વની વેળાએ ભરાઈ રહી છે કે કેંદ્રીય કારોબારી સમિતિ તમારી સમક્ષ રાજકીય પ્રવચન બિનજરૂરી કેમ ગણે છે એ તમે સમજી શકશો. હું પોતે કેંદ્રીય કારોબારી સમિતિનો સભ્ય છું અને બરાબર આ જ ઘડીએ અમારી પાર્ટીના સાથીઓ વિન્ટર પેલેસમાં ગોળાબારીના ભોગ બની રહ્યા છે, કેંદ્રીય કારોબારી સમિતિએ તેમને આપેલી ફરજ બજાવવા માટે કુરબાની આપી રહ્યા છે." (ગૂંચવણભર્યો કોલાહલ) અધિવેશનને હું ખુલ્લું જાહેર કરું છું!"

અધ્યક્ષમંડળની ચૂંટણી ઉત્તેજના અને હલચલના વાતાવરણમાં થઈ ગઈ. આવાનેસોવે જાહેરાત કરી કે બોલ્શેવિકો, ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ, અને મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ વચ્ચે થયેલી સમજણ મુજબ, અધ્યક્ષમંડળની રચના પ્રમાણ ઉપર આધારિત રાખવાનું નક્કી કરવામાં આવ્યું છે. કેટલાય મેન્શેવિકો એકદમ વિરોધ કરવા ઊભા થઈ ગયા. એક દાઢીવાળા સિપાહીએ ઘાંટો પાડીને તેમને સંભળાવ્યું: "યાદ કરો કે અમે બોલ્શેવિકો લઘુમતીમાં હતા ત્યારે તમે અમારી કેવી હાલત કરેલી!" પરિણામ--૧૪ બોલ્શેવિકો, ૭ સમાજવાદી-ક્રાંતિકારીઓ, ૩ મેન્શેવિકો, અને ૧ આંતરરાષ્ટ્રવાદી (ગોર્કીનું જૂથ). હેનડેલમાને મવાળ તથા મધ્યમપંથી સમાજવાદી-ક્રાંતિકારીઓ વતી અધ્યક્ષમંડળમાં



સામેલ થવાનો ઇનકાર કરી દીધો. મેન્શેવિકો વતી હિનચુકે પણ એવી જ જાહેરાત કરી. અને મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ તરફથી જણાવવામાં આવ્યું કે અમુક સંજોગો અંગે બરાબર તપાસ ન થઈ જાય ત્યાં સુધી અમે પણ અધ્યક્ષમંડળમાં સામેલ નહિ થઈએ. તાળીઓ અને હુરિયાના છૂટાછવાયા અવાજો થયા. કોઈ બોલ્યું: "ભાગેડુઓ, તમે તમારી જાતને સમાજવાદીઓ કહેવડાવો છો!" ઉક્રાઈની ડેલિગેટોના પ્રતિનિધિએ સ્થાનની માગણી કરી અને તે મંજૂર થઈ ગઈ. પછી પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિના સભ્યો નીચે ઊતરી ગયા અને તેમની જગ્યાએ ત્રોત્સ્કી, કામેનેવ, લુનાચાર્સ્કી, માદામ કોલ્લોન્તાઈ, નોગીન આવ્યા... ભવનમાં સૌ ઊભા થઈ ગયા, તાળીઓનો ગડગડાટ થવા લાગ્યો. બોલ્શેવિકો કેટલા ઊંચે પહોંચી ગયા હતા! હજી તો ચાર મહિનાથીયે ઓછા સમય પહેલાં તેઓ નફરત અને કનડગતના ભોગ બની ગયેલા સંકુચિત જૂથ* જેવા હતા, અને હવે સર્વોચ્ચ સ્થાને, વિદ્રોહની પૂરી ભરતીમાં વિશાળ રશિયાના સુકાનને સ્થાને, પહોંચી ગયા હતા!

કામેનેવે જણાવ્યું કે કાર્યસૂચિમાં પહેલી બાબત સત્તાના સંઘટનની, બીજી યુદ્ધ અને શાંતિની, અને ત્રીજી બંધારણસભાની છે. લોઝોવ્સ્કીએ ઊભા થઈને જાહેરાત કરી કે તમામ જૂથોનાં કાર્યવાહક મંડળો વચ્ચે થયેલી સમજણ મુજબ, પહેલાં પેત્રોગ્રાદ સોવિયેતનો રિપોર્ટ સાંભળવાની તથા ચર્ચવાની, પછી કેંદ્રીય કારોબારી સમિતિના સભ્યો તથા જુદી જુદી રાજકીય પાર્ટીઓના પ્રતિનિધિઓને બોલવા આમંત્રવાની, અને ત્યાર બાદ સુચિની કારવાઈ શરૂ કરવાની દરખાસ્ત રજૂ થઈ છે.

પરંતુ અચાનક એક નવો અવાજ સંભળાયો — લોકોના કોલાહલથી વધારે ઊંડો, અણથંભ, અને ચિંતાજનક. એ હતો તોપોના ઘેરા ધડાકાઓનો અવાજ. લોકો અંધારી બારીઓની તરફ ચિંતાતુર નજરે જોવા લાગ્યા, અને તેમની અંદર જાણે કોઈ જાતનો તણાવ ફેલાઈ ગયો. માર્તોવે બોલવાની રજા માગી અને ઘોઘરા અવાજે રોદણાં રોવાનું શરૂ કરી દીધું: "સાથીઓ, આંતરવિગ્રહ શરૂ થઈ રહ્યો છે! પહેલો સવાલ કટોકટીના શાંતિમય ઉકેલનો જ હોવો જોઈએ. સિદ્ધાંતની તેમ જ રાજકીય દૃષ્ટિએ આપણે આંતરવિગ્રહ ટાળવાના ઉપાયની તાકીદે ચર્ચાવિચારણા કરવી જોઈએ. આપણા બંધુઓ રસ્તાઓ પર ગોળીએ

---

*જુઓ સંપાદકની ટિપ્પણી, પૃષ્ઠ ૨૩.

વીંધાઈ રહ્યા છે! આ ઘડીએ જ્યારે ક્રાંતિકારી પાર્ટીઓમાંની એક સત્તાનો સવાલ સોવિયેતોની કૉંગ્રેસના ઉદ્‌ઘાટન પહેલાં જ લશ્કરી કાવતરા મારફત પતાવી રહી છે ત્યારે..." પળભર તેના શબ્દો શોરમાં સંભળાયા નહિ. "તમામ ક્રાંતિકારી પાર્ટીઓએ હકીકતને તત્કાળ લક્ષમાં લેવી જોઈએ. કૉંગ્રેસની સમક્ષ પહેલો **વાપ્રોસ** (સવાલ) સત્તાનો છે, અને એ સવાલને હથિયારોની તાકાત વડે રસ્તાઓ પર પતાવવાનું શરૂ થઈ ચૂક્યું છે! આપણે એવી સત્તાનું સર્જન કરવું જોઈએ કે જેને સમગ્ર લોકશાહી માન્ય કરે. કૉંગ્રેસ ક્રાંતિકારી લોકશાહીનો અવાજ બનવા માગતી હોય તો ઘાટ ધારણ કરી રહેલા આંતરવિગ્રહના સંજોગોમાં હાથ જોડીને બેસી ન જ રહેવાય, તેનું પરિણામ તો કદાચ પ્રતિક્રાંતિના જોખમી વિસ્ફોટમાં આવે. શાંતિમય ઉકેલની શક્યતા સંયુક્ત લોકશાહીવાદી અખત્યારની સ્થાપનામાં છે... આપણે બીજી સમાજવાદી પાર્ટીઓ તથા સંગઠનો સાથે વાટાઘાટ કરવા માટે એક પ્રતિનિધિમંડળ ચૂંટી લેવું જોઈએ..."

તોપના રીતસરના ઘેરા ધડાકાઓ બારીઓ વાટેથી લગાતાર સંભળાઈ રહ્યા હતા, અને ડેલિગેટો એકબીજાની સામે રાડારાડી કરી રહ્યા હતા... એમ, નૂતન રશિયાનો જન્મ તોપોના ધડાકાઓની સાથે, અંધારામાં, નફરત અને દહેશતના વાતાવરણમાં, અને યાહોમ સાહસના સંગાથમાં થઈ રહ્યો હતો.

ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ અને સંયુક્ત સામાજિક-લોકશાહીવાદીઓએ માર્તોવની દરખાસ્તને ટેકો આપ્યો. દરખાસ્તને બહાલી આપવામાં આવી. એક સિપાહીએ જાહેરાત કરી કે અખિલ રશિયન કિસાન સોવિયેતોએ કૉંગ્રેસમાં ડેલિગેટો મોકલવાનો ઇનકાર કર્યો છે. તેણે દરખાસ્ત કરી કે એક સમિતિને વિધિપૂર્વકનું આમંત્રણ લઈને મોકલવામાં આવે. "કેટલાક ડેલિગેટો મોજૂદ છે," તેણે કહ્યું, "હું ઠરાવ રજૂ કરું છું કે તેમને મતાધિકાર આપવામાં આવે." બહાલ.

યુનિફૉર્મમાં કૅપ્ટનની પટ્ટીઓવાળા ખરશિ આવેશિત અવાજે બોલવાની રજા માગી. "આ કૉંગ્રેસની ઉપર કાબૂ જમાવી બેઠેલા રાજકીય દંભીઓએ," તેણે ઘાંટા પાડીને બોલવાનું શરૂ કર્યું, "આપણને જણાવેલું કે આપણે સત્તાનો સવાલ પતાવવાનો છે—પણ એ સવાલને તો કૉંગ્રેસના ઉદ્‌ઘાટન પહેલાં જ આપણી પીઠ પાછળ પતાવવામાં આવી રહ્યો છે! વિન્ટર પેલેસની ઉપર ફટકા ઝીંકવામાં આવી રહ્યા છે, અને આવાં આંધળિયાં કરનારી રાજકીય પાર્ટીની કફનપેટીમાં એવા ફટકાઓથી જ ખીલીઓ ઠોકાતી જાય છે!" ભારે કોલાહલ.



તેના પછી ગાર્શ* બોલવા ઊભો થયો: "આપણે અહીંયાં શાંતિની દરખાસ્તોની ચર્ચા કરી રહ્યા છીએ ત્યારે રસ્તાઓ પર તો લડાઈ ચાલી રહી છે... સમાજવાદી ક્રાંતિકારીઓ અને મેન્શેવિકો આ જે બધું બની રહ્યું છે તેમાં સંડોવાવાનો ઇનકાર કરે છે, અને તમામ સાર્વજનિક શક્તિઓને હાકલ કરે છે કે સત્તા કબજે કરી લેવાના પ્રયાસોનો સામનો કરે..." બારમા લશ્કરનો ડેલિગેટ અને ત્રુદોવીકોનો પ્રતિનિધિ કૂચિન: "મને તો અહીંયાં માહિતી મેળવવા સારુ મોકલવામાં આવ્યો છે. હું એકદમ પાછો મોરચે જઈ રહ્યો છું. ત્યાં બધી સેના સમિતિઓ માને છે કે બંધારણસભા ભરાવાને ફક્ત ત્રણ જ અઠવાડિયાં બાકી છે ત્યારે સોવિયેતોનું સત્તા હસ્તક કરી લેવાનું કદમ લશ્કરની પીઠમાં કટાર ભોંકી દેવા સમાન અને જનતાની વિરુદ્ધ ગુનો છે!" **પોકારો**—"જૂઠાણું! તું જૂઠું બોલે છે!"... તેનો અવાજ ફરી સંભળાવા લાગ્યો ત્યારે: "પેત્રોગ્રાદમાં થઈ રહેલા આ દુસ્સાહસને આપણે ખતમ કરી દઈએ! હું તમામ ડેલિગેટોને અપીલ કરું છું કે દેશ તથા ક્રાંતિને બચાવી લેવા માટે આ ભવન છોડીને બહાર નીકળી જાઓ!" કાન ફોડી નાખે એવા શોરમાં તે હૉલની વચ્ચેની જગ્યામાં થઈને જવા લાગ્યો ત્યારે લોકો જાણે તેની ઉપર તૂટી પડવાના હોય એવી રીતે તેની તરફ ધસી જવા લાગ્યા... પછી લાંબી બદામી દાઢીવાળો અફસર હિનચુક** ખૂબ વિનયથી અને સમજાવતો હોય એવી રીતે બોલવા લાગ્યો: "હું મોરચાના ડેલિગેટો વતી બોલી રહ્યો છું. આ કૉંગ્રેસમાં લશ્કરનું પ્રતિનિધિત્વ અપૂરતું છે. વળી, આ સમયે જ્યારે બંધારણસભા ભરાવાને માત્ર ત્રણ જ અઠવાડિયાં બાકી છે ત્યારે લશ્કર સોવિયેતોની કૉંગ્રેસને જરૂરી નથી ગણતું..." ઘાંટા અને પગ પછાડવાનો સતત વધારે જોરદાર બનતો જતો અવાજ. "લશ્કર નથી માનતું કે સોવિયેતોની કૉંગ્રેસ જરૂરી અખત્યાર ધરાવતી હોય..." આખા હૉલમાં ઠેરઠેર સિપાહીઓ ખડા થઈ જવા લાગ્યા.

"તમે કોના વતી બોલી રહ્યા છો? કોના પ્રતિનિધિ છો?" તેઓ જોરથી સવાલ કરવા લાગ્યા.

---

* 'પ્રાવદા'માં છપાયેલા અહેવાલ મુજબ, આ શબ્દો ખરશિના હતા.—સં.

** અહીંયાં જોન રીડે હિનચુકનું ગણાવેલું પ્રવચન અખબારોના અહેવાલો મુજબ કૂચિનનું આગળ ચાલેલું પ્રવચન હતું.—સં.

"પાંચમા લશ્કરની સોવિયેતની કેંદ્રીય કાર્યવાહક સમિતિ, બીજી એફ. રેજિમેન્ટ, પહેલી એન. રેજિમેન્ટ, ત્રીજી એસ. રાઈફલ ટુકડી વતી...

"તમને ક્યારે ચૂંટવામાં આવેલા? તમે અફસરોના પ્રતિનિધિ છો, સિપાહીઓના નહિ! આને વિશે સિપાહીઓનું શું કહેવું છે?" ઠેકડી અને હુરિયા.

"જે કંઈ બની ચૂક્યું છે અને બની રહ્યું છે તેને અંગે જરાય જવાબદારી લેવાનો અમે, મોરચા જૂથ, સાફ ઇનકાર કરીએ છીએ, અને અમે માનીએ છીએ કે ક્રાંતિના ઉદ્ધાર સારુ તમામ સભાન ક્રાંતિકારી શક્તિઓની જમાવટ આવશ્યક છે! મોરચા જૂથ કૉંગ્રેસને પડતી મૂકીને ચાલ્યું જશે... લડવાની જગ્યા તો બહાર રસ્તાઓ પર છે!"

ભારે રાડારાડી. "તમે સ્ટાફ વતી બોલી રહ્યા છો—લશ્કર વતી નહિ!"

"હું તમામ સમજદાર સિપાહીઓને અપીલ કરું છું કે કૉંગ્રેસમાંથી બહાર નીકળી જાઓ!"

"કોર્નીલોવપંથી! પ્રતિક્રાંતિપંથી! ઉશ્કેરણીખોર!" તેની સામે ખોજનાં વેણ ફંગોળવામાં આવ્યાં.

પછી હિનચુકે મેન્શેવિકો વતી જાહેરાત કરી કે શાંતિમય ઉકેલની એકમાત્ર શક્યતા સમાજના સઘળા સ્તરોનું સમર્થન મેળવી શકે એવું નવું પ્રધાનમંડળ રચવા અંગે કામચલાઉ સરકાર સાથે વાટાઘાટો શરૂ કરી દેવામાં છે. તે કેટલીય મિનિટો સુધી આગળ બોલી જ ન શક્યો. તેણે અવાજ ઘાંટા જેટલો મોટો કરીને મેન્શેવિકોની જાહેરાત આગળ વાંચી:

"બોલ્શેવિકોએ બીજાં જૂથો તથા પાર્ટીઓની જોડે સલાહમસલત કર્યા વગર જ પેત્રોગ્રાદ સોવિયેતની મદદ લઈને લશ્કરી કાવતરું કર્યું હોવાથી અમારે માટે કૉંગ્રેસમાં ભાગ લેવાનું અશક્ય છે, એટલે અમે બહાર નીકળી જઈએ છીએ અને બીજાં ગ્રૂપોને અપીલ કરીએ છીએ કે તેઓ પણ અમારે પગલે પગલે બહાર નીકળી જાય અને પરિસ્થિતિની ચર્ચાવિચારણા માટે એકત્રિત થાય!"

"ભાગેડુ!"

લગભગ અણથંભ થઈ રહેલી ધાંધલમાં થોડી થોડી વારે સમાજવાદી ક્રાંતિકારીઓ વતી હેન્ડેલમાનનો અવાજ સંભળાતો રહેતો હતો. તે વિન્ટર પેલેસ ઉપરની ગોળાબારીનો વિરોધ કરી રહ્યો હતો... "આવી જાતની અરાજકતાનો અમે વિરોધ કરીએ છીએ..."



તેણે મંચ ઉપરથી પગ નીચે માંડ્યા એટલામાં તો દૂબળા ચહેરાવાળો અને ઝળકતી આંખોવાળો એક જુવાન સિપાહી ઠેકડો મારીને મંચ ઉપર પહોંચી ગયો અને તેણે નાટકીય ઢબે હાથ ઊંચો કર્યો.

"સાથીઓ!" તે મોટા અવાજે બોલ્યો કે તરત જ ચુપકી છવાઈ ગઈ. "મારું નામ પેતેરસોન છે. હું બીજી લેટવિયન રાઈફલ ટુકડી વતી બોલવા આવ્યો છું. તમે સેના સમિતિઓના બે પ્રતિનિધિઓનાં નિવેદનો હમણાં જ સાંભળ્યાં. એ નિવેદનો કરનારાઓ લશ્કરના પ્રતિનિધિઓ હોત તો તેમાં થોડુંક વજૂદ ગણાત..." તાળીઓનો જોરદાર ગડગડાટ. "પરંતુ તેઓ સિપાહીઓના પ્રતિનિધિઓ નથી!" તેણે મુક્કો વાળેલો હાથ હવામાં હલાવ્યો. "બારમું લશ્કર ઘણા વખતથી સતત માગણી કરતું રહ્યું છે કે સોવિયેતની અને સેના સમિતિની જેમ ફરી વાર ચૂંટણી કરવામાં આવે. પરંતુ તમારી કેંદ્રીય કારોબારી સમિતિની જેમ જ અમારી સમિતિ પણ સાધારણ સિપાહીઓના પ્રતિનિધિઓની મિટિંગ ભરવાનો છેક સપ્ટેંબરના અંત સુધી ઇનકાર કરતી રહી, જેથી આ કૉંગ્રેસ માટે પ્રત્યાઘાતીઓ પોતાના ઢોંગી ડેલિગેટો ચૂંટી શકે. હું તમને જણાવું છું કે લેટવિયન સિપાહીઓ ફરી ફરીને જાહેર કરતા રહ્યા છે: 'વધારે ઠરાવો ન જોઈએ! વધારે વાતો ન જોઈએ! અમારે તો કૃત્યો જોવાં છે—સત્તા આપણા હાથમાં આવવી જ જોઈએ!' આ ઢોંગી ડેલિગેટો ભલે કૉંગ્રેસમાંથી ચાલ્યા જાય! તેમને લશ્કરનો ટેકો મુદ્દલ નથી!"

હૉલ ખુશીના પોકારોથી ધમધમી ઊઠ્યો. અધિવેશનના આરંભમાં ઘટનાઓનો ઝડપી વેગ જોઈને આભા બની ગયેલા અને તોપના ધડાકાઓથી ચોંકી ગયેલા ડેલિગેટો અચકાઈ રહ્યા હતા. પૂરા એક કલાક સુધી મંચ ઉપરથી લગાતાર પડતા રહેલા ઘણના એક પછી એક ઘા તેમને પરસ્પર સજ્જડ સાંકળી રહ્યા હતા ખરા, પરંતુ સાથે સાથે તેમને દબાવી પણ રહ્યા હતા. તેમનાં મનમાં સવાલો ઊઠી રહ્યા હતા— તો શું આપણે એકલા પડી ગયેલા છીએ? રશિયા આપણી સામે ખડું થઈ રહ્યું છે કે શું? લશ્કર પેત્રોગ્રાદ પર હુમલો કરવા આવી રહ્યું છે, એ વાત શું ખરી હશે? એટલામાં ઝળકતી આંખોવાળો આ જુવાન સિપાહી મંચ પર આવીને બોલ્યો, અને સૌને એક જ પલકારામાં સમજાઈ ગયું કે તેની વાત ખરી છે, સત્ય છે. **સિપાહીઓનો અવાજ તો આ જ છે**—ખળભળી ઊઠેલા લાખો યુનિફૉર્મધારી કામદારો અને કિસાનો પણ આપણા જેવા જ ઇન્સાનો છે અને તેમના ખ્યાલો તથા લાગણીઓ પણ આપણાં જેવાં જ છે...

વધારે સિપાહીઓ... ગ્ઝેલશ્ચાખ—તેણે મોરચાના ડેલિગેટો વતી જાહેર કર્યું કે કૉંગ્રેસ છોડીને ચાલ્યા જવાનો ફેંસલો તો જરાક જ બહુમતીથી લેવામાં આવેલો છે, **વળી બોલ્શેવિક સભ્યોએ તો મતદાનમાં ભાગ લીધો જ નહોતો** કારણ કે તેઓ જૂથો અનુસાર નહિ પણ રાજકીય પાર્ટીઓ અનુસાર વિભાજનની હિમાયત કરતા હતા. તેણે જણાવ્યું કે "મોરચાના સેંકડો ડેલિગેટોની ચૂંટણી સિપાહીઓની સામેલગીરી વગર કરવામાં આવી રહી છે કારણ કે સેના સમિતિઓ હવે સાધારણ સિપાહીઓના ખરા પ્રતિનિધિઓનું સ્થાન ધરાવતી જ નથી..." લુકિયાનોવે જોરદાર અવાજે કહ્યું કે ખર્રાશ અને હિનચુક જેવા અફસરો કોંગ્રેસમાં લશ્કરનું પ્રતિનિધિત્વ કરી જ ન શકે, તેઓ તો કેવળ લશ્કરી હાઈ કમાંડના જ પ્રતિનિધિઓ બની શકે. ખરેખર ખાઈઓમાં રહેતા સિપાહીઓ તો ખરા દિલે ઝંખે છે કે સત્તાની ફેરબદલી સોવિયેતોને હસ્તક થઈ જાય, એવી ફેરબદલીમાં તેઓ ઘણી ઘણી આશાઓ બાંધીને બેઠા છે!" હાલત પલટાઈ રહી હતી.

પછી આવ્યો આબ્રમોવિચ—યહૂદી સામાજિક-લોકશાહીવાદીઓના સંગઠન બુંદ વતી. જાડાં ચશ્માં પાછળથી તેની આંખો જાણે ઘુરકિયાં કરી રહી હતી, અને તે ભયંકર ગુસ્સામાં ધ્રૂજી રહ્યો હતો.*

"પેત્રોગ્રાદમાં હાલ જે બની રહ્યું છે તે તો મહા ભયાનક આફત છે! બુંદ જૂથ મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓની જાહેરાત સાથે સહમત છે અને કૉંગ્રેસ છોડીને નીકળી જશે!" તેણે હાથ ઊંચો કર્યો અને અવાજ વધારે મોટો કર્યો. "રશિયન સર્વહારા વર્ગ તરફની અમારી ફરજ અમને છૂટ નથી આપતી કે અમે અહીંયાં મોજૂદ રહીએ અને આ ગુનાઓની જવાબદારીમાં ભાગીદાર બનીએ. વિન્ટર પેલેસ ઉપરની ગોળાબારી બંધ નથી થઈ રહી એટલે મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓ તેમ જ કિસાનોની સોવિયેતની કારોબારી સમિતિની સાથે સાથે મ્યુનિસિપલ દૂમાએ પણ કામચલાઉ સરકારના સંગાથમાં ખતમ થઈ જવાનું નક્કી કર્યું છે. અમે તેમની ભેગા જ ચાલ્યા જઈશું! અમે બિનહથિયાર રહીને અમારી છાતીઓ ત્રાસવાદીઓની મશીનગનોની સામે ખુલ્લી કરી નાખીશું... અમે આ કૉંગ્રેસના તમામ ડેલિગેટોને હાકલ કરીએ છીએ કે..."

---

*લાગે છે કે જૉન રીડે અહીંયાં આબ્રમોવિચ અને એરલિખનાં ભાષણોને મેળવી દઈને એક જ ભાષણ તરીકે રજૂ કર્યાં છે.—સં.



બાકીના શબ્દો હુરિયા, ધમકીઓ, અને ગાળોના તોફાનમાં ક્યાંય ખોવાઈ ગયા. પચાસ ડેલિગેટો ઊભા થઈને ધક્કંધક્કા કરતા બહાર નીકળવા લાગ્યા ત્યારે તો કોલાહલ ભયંકર હદે પહોંચી ગયો...

કામેનેવે ઘંટડી વગાડી અને જોરથી કહ્યું: "સૌ પોતપોતાની જગ્યાએ બેસી રહો, આપણી કારવાઈ ચાલુ છે!" ત્રોત્સ્કી ઊભો થયો. તેના ફિક્કા ચહેરા પર બેરહમીના ભાવ છવાયેલા હતા. તેણે પોતાના રણકતા અવાજમાં ટાઢો તુચ્છકાર ભરીને બોલવાનું શરૂ કર્યું: "આ બધા કહેવાતા સમાજવાદી તડજોડિયાઓ, ધાક ખાઈ ગયેલા મેન્શેવિકો, સમાજવાદી ક્રાંતિકારીઓ, બુંદવાળાઓ—તેમને જવા દો! એ સૌ તો કચરો છે, અને એ કચરો ઇતિહાસના ઉકરડામાં ઠલવાઈ જવાનો છે!"

બોલ્શેવિકો વતી રિયાઝાનોવે જાહેરાત કરી કે નગર દૂમાની વિનંતિને માન આપીને લશ્કરી ક્રાંતિકારી સમિતિએ એક પ્રતિનિધિમંડળને વાટાઘાટોની દરખાસ્ત સાથે વિન્ટર પેલેસ મોકલ્યુ છે. "એ રીતે અમે ખૂનરેજી ટાળવાની દિશામાં અમારાથી બનતું બધું જ કર્યું છે..."

અમે ઉતાવળા ત્યાંથી રવાના થઈ ગયા અને વચ્ચે લશ્કરી ક્રાંતિકારી સમિતિના ખંડમાં થોડીક વાર રોકાયા. તારયંત્રોના ટક ટક અવાજમાં સમિતિ પૂરજોસ વેગે કામ કરી રહી હતી, હાંફતા કામદારોના સંદેશા લેતી અને તેમને પાછા રવાના કરી દેતી હતી, જીવનમરણના ફેંસલાના અખત્યાર ધરાવતા કમિસારોને શહેરના તમામ વિસ્તારોમાં મોકલી રહી હતી. બારણું ખૂલ્યું, બંધિયાર હવા અને સિગરેટના ધુમાડાનો ઝપાટો બહાર ફૂંકાયો, અમને અંદરના દૃશ્યની ઝાંખી જોવા મળી. વીજળીની શેડવાળી બત્તી નીચે નમેલા માણસો, વીખરાયેલા વાળ, ચૂંથાયેલાં કપડાં... આછા સોનેરી વાળનાં જુલફાં ધરાવતા હસમુખા તરુણ કોમરેડ જોસેફોવ-દુખવીન્સ્કીએ અમને પાસ બનાવી આપ્યા.

અમે રાતની સખત ટાઢમાં બહાર નીકળ્યા ત્યારે સ્મોલ્નીનું ચોગાન જાણે મોટરગાડીઓનું વિશાળ મથક બની ગયેલું હતું. મોટરોની આવજા લગાતાર ચાલુ હતી. તેના ઘરઘરાટમાં અમને દૂરથી તોપના ધડાકાના આછા અવાજ સંભળાઈ રહ્યા હતા. ત્યાં ઊભેલી એક તોતિંગ ટ્રક જોરથી ચાલતા ઍંજિનને કારણે હલી રહી હતી. માણસો તેમાં બંડલો ફેંકી રહ્યા હતા અને પાસે બંદૂકો રાખીને ઊભેલા માણસો બંડલોને પકડી લઈને ટ્રકમાં ગોઠવી રહ્યા હતા.

"કઈ તરફ?" મેં મોટેથી સવાલ કર્યો.

"શહેરમાં, બધે, દરેક ઠેકાણે!" નાના કદના એક કામદારે ખુશીના ભાવે ખૂબ હાવભાવ કરતાં અને મોં મલકાવતાં જવાબ વાળ્યો.

અમે અમારા પાસ બતાવ્યા. "ચાલો અમારી ભેગા!" તેમણે અમને આમંત્રણ આપ્યું. "પણ ઘણું કરીને ગોળીબાર થવાના..." અમે ટ્રકમાં ચડી ગયા. ક્લચ દબાતાં કાનમાં ખટકે એવો ખરખરાટ થયો, ભારે ગાડી આંચકો ખાઈને ચાલવા લાગી, આંચકાથી અમે અમારી પાછળ ચડી રહેલા માણસોની ઉપર ફંગોળાઈ ગયા. દરવાજા પાસેનું તાપણું પાર થઈ ગયું, અને થોડી વારમાં બહારના દરવાજે બળતું તાપણું યે પાર થઈ ગયું. હાથમાં રાઇફલો લઈને તાપણા ફરતે બેઠેલા કામદારોના ચહેરાઓ પર આગનું રાતું અજવાળું ચળકી રહ્યું હતું. અમારી ટ્રક આમતેમ હિલોળા ખાતી પૂરઝડપે સુવોરોવ્સ્કી માર્ગે દોડવા લાગી. એક માણસે બંડલ ઉપર બાંધેલો કાગળ ફાડી નાખીને અંદરથી ચોપાનિયાંની થોકડીઓ બહાર ફગાવવાનું શરૂ કરી દીધું. અમે પણ તેની નકલ કરીને ચોપાનિયાં બહાર ફેંકવા લાગ્યા. પૂરઝડપે ધસતી ગાડીની પાછળ જાણે ચોપાનિયાંની સફેદ પૂંછડી તરતી હતી અને ચકરાવા લઈ રહી હતી. મોડી રાતે છૂટાછવાયા નજરે પડતા રાહદારીઓ નીચા નમીને ચોપાનિયાં લઈ લેતા હતા. રસ્તાઓને ખૂણે તાપણાં સળગાવીને પહેરા ભરતા પહેરેગીરો ચોપાનિયાં પકડવા હાથ ઊંચા કરીને દોડ લગાવતા હતા. ક્યારેક હથિયારબંધ આદમીઓ સામેથી "ખડે રહો!"ના ઘાંટા પાડતા અને બંદૂકો ઊંચી કરતા, પરંતુ અમારો ડ્રાઇવર ન સમજાય એવું કશુંક બોલતો અને ગાડી આગળ ધસતી રહેતી...

મેં એક ચોપાનિયું લઈને રસ્તાની બત્તીઓના સરકતા અજવાળામાં વાંચવાનું શરૂ કર્યું:

### રશિયાના નાગરિકોને!

કામચલાઉ સરકારને સત્તાસ્થાનેથી હઠાવી દેવામાં આવી છે. રાજ્યસત્તા કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતના સંગઠન લશ્કરી ક્રાંતિકારી સમિતિને હસ્તક આવી ગઈ છે. સમિતિ પેત્રોગ્રાદના સર્વહારાઓની તથા પેત્રોગ્રાદ ગૅરિસનની આગેવાની કરી રહી છે.

લોકો જેને ખાતર લડી રહ્યા હતા એ ધ્યેય—લોકશાહીવાદી સુલેહની તાત્કાલિક દરખાસ્ત, જમીન ઉપર જમીનદારોના માલિકી હકોની નાબૂદી, ઉત્પાદન ઉપર કામદારો તરફથી નિયંત્રણ, સોવિયેત સરકારનું સર્જન—એ ધ્યેય પાકે પાયે સિદ્ધ થઈ ગયું છે.

કામદારો, સિપાહીઓ, અને કિસાનોની ક્રાંતિ ઝિંદાબાદ!

**લશ્કરી ક્રાંતિકારી સમિતિ**
**કામદારો અને સિપાહીઓના**
**પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેત**

ત્રાંસી આંખો અને મોંગોલ જેવા ચહેરાવાળો એક આદમી બાંય વિનાનો ઝભ્ભા જેવો કોકેસિયન ડગલો પહેરીને મારી બાજુમાં બેઠો હતો. તે અચાનક બોલી ઊઠયો: "સાવધાન! અહીંયાં બારીઓમાંથી હંમેશાં ઉશ્કેરણીખોરોના ગોળીબાર થાય છે!" અમે અંધારા તથા લગભગ નિર્જન દેખાતા ઝ્નામેન્સ્કી ચોકમાં વળી ગયા અને ત્રુબેત્સ્કોયના ઘાતકી બાવલા* ફરતે ચકરાવો લઈને પહોળા નેવ્સ્કી માર્ગે આગળ ધસવા લાગ્યા. ટ્રકમાં ત્રણ આદમીઓ રાઇફલો તૈયાર રાખીને ખડા હતા અને બારીઓમાં નજર નાખી રહ્યા હતા. અમારી પાછળ માર્ગ જાણે ચેતનથી ધબકી રહ્યો હતો. લોકો દોડતા હતા, નીચે નમતા હતા. હવે અમને તોપના ધડાકા નહોતા સંભળાતા. અમે જેમ જેમ શહેરના વિન્ટર પેલેસવાળા છેડાની વધારે નજીક પહોંચતા ગયા તેમ તેમ રસ્તાઓ વધારે નીરવ અને વધારે નિર્જન લાગતા હતા. નગર દૂમાની ઇમારતમાં બત્તીઓ ઝળહળી રહી હતી. તેની પાર અમને લોકોનો અંધારઘેરો સમુદાય અને ખલાસીઓની કતાર નજરે પડયાં. ખલાસીઓએ જોરથી ગરજીને અમને અટકી જવાનું ફરમાન કર્યું. ટ્રક ધીમી પડીને ઊભી રહી ગઈ. અમે નીચે ઊતરી ગયા.

અજબ દૃશ્ય હતું. બરાબર યેકાતેરીનિન્સ્કી કેનાલના વળાંક પાસે ખૂબ પ્રકાશ રેલાવતી આર્ક-લાઇટની બત્તી નીચે આખા નેવ્સ્કી માર્ગ આડી હથિયારબંધ ખલાસીઓની કતાર ખડી હતી અને સામેથી ચાર ચારની લાઇનમાં ધસી રહેલા ટોળાને રોકી રહી હતી. લગભગ ત્રણસો કે ચારસો માણસો હતાં—ફ્રૉકકોટ પહેરેલા આદમીઓ, સારા મઝાના પોશાક સજેલી બાઈઓ, અફસરો, જાતજાતનાં ને ભાતભાતનાં માણસો હતાં. તેમાં અમે કૉંગ્રેસના ઘણા ડેલિગેટોને, મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓના આગેવાનોને, ઓળખી લીધા—કિસાનોની

*આ નિર્દેશ ઝાર અલેક્ઝાંડર ત્રીજાના સ્મારક પ્રત્યે છે.—સં.

સોવિયેતોનો પાતળો, રાતી દાઢીવાળો અધ્યક્ષ આવ્ક્સેન્ત્યેવ, કેરેન્સ્કીનો પ્રવક્તા સારોકિન, હિનચુક, આબ્રમોવિચ. અને ટોળાને મોખરે પેત્રોગ્રાદનો મેયર ધોળી દાઢીવાળો ઘરડો શ્રેઈદેર તથા સવારે ગિરફતાર થઈ ગયેલો પણ પછી છોડી મૂકવામાં આવેલો કામચલાઉ સરકારનો પુરવઠા પ્રધાન પ્રોકોપોવિચ હતા. મને 'રશિયન ડેઈલી ન્યુસ'*નો ખબરપત્રી માલકિન નજરે પડ્યો. તેણે હસતાં હસતાં મોટેથી કહ્યું: "વિન્ટર પેલેસમાં મોતને ભેટવા જઈ રહ્યો છું!" સરઘસ થંભી ગયેલું હતું, પરંતુ મોખરેથી જોરદાર દલીલો સંભળાઈ રહી હતી. સરદાર જેવા દેખાતા કદાવર ખલાસીની સામે શ્રેઈદેર અને પ્રોકોપોવિચ બરાડા પાડી રહ્યા હતા.

"અમારી માગણી છે કે અમને આગળ જવા દેવામાં આવે!" તેઓ ઘાંટા પાડીને બોલ્યા. "જુઓ, આ સાથીઓ સોવિયેતોની કોંગ્રેસમાંથી આવેલા છે! તેમના ડેલિગેટના પાસ જોઈ લો! અમારે વિન્ટર પેલેસમાં જવું છે!"

ખલાસી બિચારો ગૂંચવાડામાં પડી ગયેલો દેખાતો હતો. તે જબ્બર મોટા હાથ વડે માથું ખજવાળતો અને ભવાં સંકોડતો ગણગણ્યો: "મને તો સમિતિનો હુકમ મળેલો છે કે વિન્ટર પેલેસમાં કોઈને જવા ન દેવા. પણ એક સાથીને સ્મોલ્ની ટેલિફોન કરવા મોકલું છું હમણાં..."

"અમે તો જવાના જ છીએ! અમારી પાસે હથિયાર નથી! તમે છૂટ આપો કે ન આપો, અમે આગેકૂચ કરીશું જ!" ઘરડો શ્રેઈદેર ખૂબ જ ઉત્તેજિત હાલતમાં ગરજી ઊઠ્યો.

"મને હુકમ છે કે..." ખલાસીએ ચિડાઈને પોતાની વાત દોહરાવી.

"તમારી મરજી હોય તો અમને ગોળીએ વીંધી નાખો! અમે તો જવાના જ! આગેકદમ!" ટોળામાં ઠેરઠેરથી અવાજો સંભળાવા લાગ્યા. "તમારામાં રૂસીઓ અને સાથીઓ ઉપર ગોળીઓ વરસાવવાની હિંમત હોય તો અમે મોતને ભેટવા તૈયાર છીએ! અમે તમારી બંદૂકોની સામે અમારી છાતીઓ ખુલ્લી કરી નાખીશું!"

"ના," મક્કમ દેખાતો ખલાસી બોલ્યો, "તમને આગળ નહિ જ જવા દઉં."

"અમે આગળ વધીએ તો તમે શું કરશો? ગોળીબાર કરશો?"

---

*૧૯૧૭માં પેત્રોગ્રાદમાં પ્રકાશિત અંગ્રેજી ભાષાનું અખબાર.—સં.



"ના, બંદૂકો વગરના માણસોના ઉપર ગોળીબાર હું નહિ કરું. અમે બિનહથિયાર રૂસી લોકોની ઉપર ગોળીબાર નહિ કરીએ.."

"અમે તો આગળ વધવાના જ! તમારાથી શું થાય એમ છે?"

"કંઈક કરીશું," ખલાસીએ જવાબ વાળ્યો, પરંતુ સાફ જણાઈ આવતું હતું કે શું કરવું તેનો ખ્યાલ તેને મુદ્દલ નહોતો. "અમે તમને આગળ તો નહિ જ જવા દઈએ. કંઈક ચોક્કસ કરીશું."

"શું કરશો? તમે શું કરશો?"

બીજો એક ખલાસી આગળ આવ્યો. તે ખૂબ જ ખિજાઈ ગયેલો હતો. "અમે તમને ખોખરા કરી નાખીશું," તેણે મોટા અવાજે જોમથી કહ્યું. "અને જરૂર પડશે તો ગોળીઓનો સ્વાદ પણ ચખાડી દઈશું. હવે ઘર ભેગા થઈ જાઓ અને અમને નિરાંતે અમારું કામ કરવા દો!"

ટોળામાં નાખુશી અને ખીજનો ભારે દેકારો શરૂ થઈ ગયો. પ્રોકોપોવિચ પેટી જેવી કોઈ ચીજ પર ચડીને છત્રી હલાવતો ભાષણ કરવા લાગ્યો:

"સાથીઓ અને નાગરિકો! આપણી સામે જોર અજમાવવામાં આવી રહ્યું છે! આવા અબુધ માણસોના હાથે આપણું નિર્દોષ લોહી આપણે ન જ વહેવડાવી શકીએ! આ સ્વિચમેનના હાથે રસ્તા પર ગોળીએ વીંધાઈ જવાનું આપણા મોભાથી હલકું ગણાય" (મને કદી ખબર નથી પડી કે "સ્વિચમેન" શબ્દ તેણે કેવા મતલબમાં વાપરેલો). "ચાલો, આપણે પાછાં દૂમામાં જઈને દેશ તથા ક્રાંતિને બચાવવાના ઉત્તમ ઉપાયોની ચર્ચાવિચારણા કરીએ!"

એટલે સરઘસ ભારેખમ ચુપકી જાળવીને બરાબર ચાર ચારની લાઈનોમાં ગોળ ચકરાવો લેતું પાછું નેવ્સ્કી માર્ગે રવાના થઈ ગયું. ખલાસીઓનું ધ્યાન એ તરફ દોરવાઈ ગયું હતું તેનો ફાયદો ઉઠાવીને અમે છાનામના કતાર પાર કરીને વિન્ટર પેલેસ તરફ નીકળી ગયા.

ત્યાં તદ્દન અંધારું છવાયેલું હતું. મનમાં કરડો નિર્ધાર લઈને પહેરા ભરતા સિપાહીઓ તથા લાલ સંત્રીઓ સિવાય બીજું કશું હલતુંયે નહોતું. કઝાન કેથીડ્રલની સામે રસ્તાની વચ્ચોવચ ગોઠવેલી ત્રણ ઈંચની તોપ છેલ્લા ધડાકાના જોરથી જરાક ખસીને ત્રાંસી થઈ ગયેલી હતી. તોપના ગોળા ઘરોનાં છાપરાં ઉપર થઈને છોડવામાં આવી રહ્યા હતા. સિપાહીઓ દરેક બારણા પાસે ઊભા ઊભા ધીમા અવાજે વાતચીત કરી રહ્યા હતા અને પોલીસ પુલ તરફ નજર

નાખી રહ્યા હતા. મેં એકનો અવાજ સાંભળ્યો: "કદાચ આપણે ભૂલ કરી
હોય..." દરેક ખૂણે પહેરેગીરો રાહદારીઓને રોકતા હતા. પહેરેગીરોની
ટુકડીઓનું સંઘટન રસ પડે એવું હતું. રીતસરના સિપાહીઓની સરદારી અમુક
રીતે લાલ સંત્રીના હાથમાં જ હતી... ગોળાબારી બંધ થઈ ગઈ હતી.

મોસ્કાયા માર્ગે પહોંચતાં જ અમને કોઈનો સાદ કાને પડયો: "યુંકરોએ
કહેવડાવ્યું છે કે આવીને અમને બહાર લઈ જાઓ!" હુકમો છોડતા અવાજો
સંભળાયા. ઘોર અંધારામાં અમને એક ઘેરો સમૂહ ચુપચાપ આગળ વધતો
વરતાયો. માત્ર પગલાંના અને હથિયારો ખખડવાના અવાજ સંભળાતા હતા.
અમે પહેલી હરોળની સાથે સાથે આગળ જવા લાગ્યા.

આખા રસ્તાને ભરી દેતા કાળા જળપ્રવાહની જેમ અમે ગીતના કોઈ
સૂર કે ખુશીના કશા પોકારો વગર આગળ વધતા રાતા મહેરાબ નીચેથી પસાર
થઈ ગયા. ત્યાં અમારાથી જરાક જ આગળ ચાલતો આદમી ધીમા અવાજે
બોલ્યો: "સાથીઓ, સાવધાન! ભરોસા રાખશો નહિ! એ લોકો ગોળીબાર
કરવાના, ચોક્કસ!.." ખુલ્લી જગ્યામાં પહોંચતાં જ અમે નીચા નમીને તથા
એકબીજાની જોડાજોડ રહીને દોડવા લાગ્યા, અને અલેક્સાંદ્રોવ્સ્કાયા સ્તંભની
બેસણી પાછળ એકદમ થંભી ગયા.

"એ લોકોએ તમારામાંથી કેટલાને મારી નાખ્યા?" મેં પૂછ્યું.

"ખબર નથી. લગભગ દસ..."

કેટલાય સેંકડા આદમીઓ હતા. થોડી વાર ત્યાં ભરાઈ રહ્યા પછી સેનાને
ભય ન હોવાની ખાતરી લાગી અને કશા હુકમો વગર સિપાહીઓ વળી આગળ
ધપવા લાગ્યા. હવે વિન્ટર પેલેસની બારીઓમાંથી બહાર પથરાતા અજવાળામાં
હું જોઈ શક્યો કે આગળના બસો કે ત્રણસો આદમીઓ લાલ સંત્રીઓ હતા
અને રીતસરના સિપાહીઓ તો છૂટાછવાયા થોડાક જ નજરે પડતા હતા. અમે
લાકડાંની નાકાબંધી ઉપર ચડી ગયા અને જયનાદ કરતા ઠેકડા મારીને બીજી તરફ
નીચે ઊતરતાં યુંકરોએ ફેંકી દીધેલી રાઇફલોના ઢગલા જોડે ભટકાઈ પડયા.
મુખ્ય દરવાજાની બન્ને તરફ બારણાં ખુલ્લાં હતાં, અજવાળું બહાર પથરઈ
રહ્યું હતું, અને મોટા ગંજ પાછળથી જરા સરખોયે અવાજ નહોતો
આવતો.

અધીરા આદમીઓના જુવાળ ભેગા અમે જમણા બારણાની અંદર ધકેલાઈ
ગયા, એ બારણું ઉગમણી પાંખના ભંડકિયાના વિશાળ મહેરાબદાર ઓરડાનું



કશી સાજસજાવટ વગરના એ ઓરડામાંથી ઘણી પરસાળોમાં અને દાદરાઓ
વાટે ઉપર જવાતું હતું. ચોમેર કેટલાંય મોટાં મોટાં ખોખાં પડેલાં હતાં. લાલ
સંત્રીઓ અને સિપાહીઓ ઝનૂનથી ખોખાંની ઉપર તૂટી પડ્યાં અને તેને રાઇફલના
કૂંદા વડે તોડી નાખીને અંદરથી વસ્તુઓ બહાર કાઢવા લાગ્યા – ગાલીચા,
પડદા, ચિનાઈ માટીની પ્લેટો, કાચની ચીજો. એક આદમી બ્રોંઝનું મોટું
ઘડિયાળ ખાંધોલે મૂકીને દમામભેર આંટા મારવા લાગ્યો. બીજા એક માણસને
શાહમૃગનાં પીંછાંનો ગુચ્છો મળી જતાં તેણે તેને પોતાની હૅટમાં ભરાવી દીધો.
લૂંટ ચલાવવાનું હજી શરૂ જ થઈ રહ્યું હતું એટલામાં કોઈએ જોરથી પડકાર
કર્યો: "સાથીઓ! એક પણ વસ્તુને અડવાનું નથી! કશું જ લેવાનું નથી!
આ તો જનતાની મિલકત છે!" તરત જ કેટલાય અવાજ એકીસાથે ગરજી
ઊઠયા: "બસ! બધું પાછું મૂકી દો! કશું જ લેવાનું નથી! જનતાની મિલકત!"
કેટલાય હાથ ઉઠાઉગીરોને પાછા ઘસડી લેવા લાગ્યા. માણસોના હાથમાંથી પડદા
અને રેશમી કાપડ પાછાં આંચકી લેવામાં આવ્યાં. બે આદમીઓએ બ્રોંઝનું
ઘડિયાળ પાછું કબજે કરી લીધું. બધી વસ્તુઓ ઉતાવળથી અને આડેધડ પાછી
ખોખાંમાં ભરી દેવામાં આવી. આપમેળે નિમાઈ ગયેલા ચોકીદારો રખેવાળી કરવા
લાગ્યા. બધું આપોઆપ બની ગયું. પરસાળોમાંથી અને દાદરાઓ પરથી દૂર
ને દૂર સરકતા રહેતા ઓસરતા પડકારા સંભળાઈ રહ્યા હતા: "ક્રાંતિકારી શિસ્ત!
જનતાની મિલકત!.."

અમે ત્યાંથી પાછા નીકળી જઈને આથમણી પાંખને ડાબે બારણે ગયા.
ત્યાં પણ સરખો બંદોબસ્ત થઈ રહ્યો હતો. એક લાલ સંત્રીએ અંદરના બારણામાં
ડોકું લંબાવીને બરાડો પાડયો: "પેલેસમાંથી બહાર નીકળી જાઓ! સાથીઓ,
જલદી કરો! આપણે બતાવી દેવાનું છે કે આપણે ચોર કે લૂંટારા નથી!
કમિસારો સિવાયના બધાય બહાર નીકળી જાય—ચોકીદારોની ગોઠવણ થઈ જાય
ત્યાં સુધી."

બે લાલ સંત્રીઓ, એક સિપાહી, અને એક અફસર હાથમાં રિવોલ્વર
લઈને ખડા હતા. બીજો એક સિપાહી તેમની પાછળ ટેબલ પાસે કાગળ અને
કલમ લઈને બેઠો હતો. અંદર નજીક અને દૂર બધેથી "બહાર નીકળો! બધાય
બહાર નીકળી જાઓ!"ના પડકારા સંભળાઈ રહ્યા હતા. આખી સેના બારણામાંથી
ધક્કંધક્કા કરતી ધોધમાર બહાર નીકળવા લાગી. સિપાહીઓ એકબીજાને સમજાવતા
શિખામણ આપી રહ્યા હતા, માંહોમાંહે દલીલો કરી રહ્યા હતા. એક એક માણસ

બહાર નીકળતો જતો અને આપમેળે નિમાઈ ગયેલી સમિતિ તેનાં ખીસાં તપાસી જોતી હતી અને કોટ નીચે તલાશી લેતી હતી. માણસની પોતાની માલિકીનું ન લાગે એવું કંઈ મળે તો જપ્ત કરી લેવામાં આવતું. ટેબલ પાસે બેઠેલો માણસ નોંધ ટપકાવી લેતો અને ચીજોને એક નાનકડા ખંડમાં મૂકી દેવામાં આવતી. એ રીતે જપ્ત કરવામાં આવતી વસ્તુઓમાં અત્યંત વિસ્મયકારક વિવિધતા નજરે પડતી હતી — નાની નાની પ્રતિમાઓ, શાહીના ખડિયા, શાહી ચિહ્નો ગૂંથેલા પલંગપોશ, મીણબત્તીઓ, એક નાનકડું તૈલચિત્ર, શાહીચૂસ સાધનો, સોનાની મૂઠવાળી તલવારો, સાબુની ગોટીઓ, તરેહવાર કપડાં, બનૂસો, વગેરે. એક લાલ સંત્રી પાસે ત્રણ રાઇફલો હતી — તેમાંથી બે તેણે યુંકરો પાસેથી લઈ લીધેલી હતી. બીજા એક લાલ સંત્રી પાસે લેખિત દસ્તાવેજોથી ઠસોઠસ ભરેલા ચાર પોર્ટફોલિયો હતા. અપરાધીઓ કાં તો ખિજાતા ખિજાતા વસ્તુઓ પાછી સુપરત કરી દેતા અથવા બાળકોની જેમ દલીલો કરવા લાગતા. સમિતિના સભ્યો એકીસાથે બોલવા લાગતા અને માણસને સમજાવતા કે જનતાના લડવૈયાઓને ચોરી કરવી ન છાજે. ઘણી વાર તો પકડાઈ ગયેલા માણસો તરત જ વલણ બદલાવી નાખીને બાકીના સાથીઓની તલાશી લેવામાં મદદ કરવા લાગતા.[2]

યુંકરો ત્રણ ત્રણ કે ચાર ચારનાં જૂથોમાં બહાર નીકળવા લાગ્યા. સમિતિ વધારે પડતા જોશથી તેમને ઘેરી લેતી અને તલાશી દરમિયાન લગાતાર ટોણાં મારતી રહેતી: "આહ! ઉશ્કેરણીખોરો! કોર્નીલોવપંથીઓ! પ્રતિક્રાંતિપંથીઓ! લોકોનાં ખૂન કરનારાઓ!" યુંકરો ધાક ખાઈ ગયેલા હતા, પરંતુ કોઈને કશી ઈજા ન કરવામાં આવી. યુંકરોનાં ખીસાં પણ છોટી લૂંટથી ભરેલાં હતાં. બધી વસ્તુઓની નોંધ કાળજીથી ટપકાવી લેવામાં આવી અને પછી ચીજો ઓરડીમાં મૂકી દેવામાં આવી... યુંકરોનાં હથિયાર ઉતારી લેવામાં આવ્યાં. "હવે જનતાની વિરુદ્ધ ક્યારેય હથિયાર ઉઠાવશો?" ચોતરફથી સવાલ ગરજી ઊઠયો.

"ના," યુંકરો એક પછી એક જવાબ આપતા ગયા. ત્યાર બાદ તેમને છોડી મૂકવામાં આવ્યા.

અમે અંદર જવાની પરવાનગી માગી. સમિતિ દુવિધામાં પડી ગઈ પરંતુ કદાવર લાલ સંત્રીએ મક્કમ જવાબ પરખાવી દીધો કે મનાઈ છે. તેણે સવાલ કર્યો: "આખર તમે છો કોણ? મને કેમ ખબર પડે કે તમે લોકો કેરેન્સ્કીના ટેકેદારો નથી?" (અમે પાંચ હતાં — તેમાં બે મહિલાઓ.)



"**પઝાલસ્તા, તવારિશ્ચી!** માર્ગ આપો, સાથીઓ!" એક સિપાહી અને એક લાલ સંત્રી બારણે હાથ હલાવીને ટોળાને બાજુ પર ખસેડતા નજરે પડયા. ત્યાર પછી બીજા સંત્રીઓ બેયોનેટવાળી બંદૂકો હાથમાં લઈને આવ્યા. તેમની પાછળ નાગરિક પોશાક પહેરેલા અરધા ડઝન જેટલા માણસો એક એકની કતારમાં બહાર નીકળ્યા. તેઓ કામચલાઉ સરકારના સભ્યો હતા. સૌથી પહેલો કિશ્કીન્ન નીકળ્યો. તેનો ચહેરો થાકેલો અને બેનૂર દેખાતો હતો. તેની પાછળ રુતેન્‌બેર્ગ ગમગીન નજર જમીન પર ઠેરવીને ચાલતો આવ્યો. ત્યાર બાદ સાવધ નજર ચોતરફ ફેરવતો તેરેશ્ચેન્કો આવ્યો. તેણે અમારી સામે તીખી નજર તાકીને જોયું... તેઓ મૂંગા મૂંગા પસાર થઈ ગયા. વિજયી વિદ્રોહીઓ ટોળે વળીને તેમને જતા જોઈ રહ્યા, પરંતુ થોડાક જ ખીજભર્યા બડબડાટ સાંભળવા મળ્યા. અમને તો પાછળથી જ ખબર પડી કે રસ્તાઓ પર ભેગા થયેલા લોકો તેમને ખતમ કરી નાખવા તલસી રહ્યા હતા અને ગોળીબાર પણ થયેલા — પરંતુ ખલાસીઓએ તેમને સલામત પિટર-પૉલ કિલ્લામાં પહોંચાડી દીધા...

દરમિયાનમાં અમે કશી રોકટોક વગર પેલેસમાં દાખલ થઈ ગયાં. હજી પુષ્કળ આવજા ચાલુ હતી, વિશાળ ઇમારતના નવા નવા ભાગોમાં તપાસ થઈ રહી હતી, છુપાઈને બેઠેલી યુંકર ગૅરિસનોની ખોજ ચાલી રહી હતી. પરંતુ પેલેસમાં હવે યુંકરો રહ્યા જ નહોતા. અમે ઉપર ગયાં અને એક પછી એક ખંડમાં ફરવા લાગ્યાં. પેલેસના એ ભાગમાં નેવા નદી તરફથી બીજી ટુકડીઓ પણ દાખલ થઈ હતી. વિશાળ સમારંભખંડોમાં ચિત્રો, પ્રતિમાઓ, પડદા, ગાલીચા, બધું સલામત હતું, પરંતુ ઑફિસના ખંડોમાં દરેકે દરેક ટેબલ તથા કબાટમાં બધું ઉપરતળે કરી નાખવામાં આવ્યું હતું અને કાગળો ભોંયપટ પર વેરવિખેર ફેલાયેલા હતા. રહેવાના ખંડોમાં પલંગો પરથી ચાદરો તથા પલંગપોશ ગાયબ થઈ ગયાં હતાં, અને કપડાંના કબાટોને તોડીને ખોલી નાખવામાં આવ્યા હતા. તફડંચીમાં સૌથી વધારે પસંદગી કપડાંલત્તાંની થઈ હતી. કામગાર લોકોને તેની સખત જરૂર હતી. ફર્નિચર રાખવાના ઓરડામાં અમને બે સિપાહીઓ ખુરશીઓમાંથી સ્પેનિશ ચામડાના મોટા મોટા કકડા ફાડી લેતા નજરે પડયા. તેમણે ખુલાસો કર્યો કે આ ચામડાના બૂટ બનાવવામાં આવશે...

પેલેસના જૂના નોકરચાકરો નીલા ને રાતા ને સોનેરી યુનિફૉર્મ પહેરીને અહીંતહીં બેચેન ઊભા ઊભા ટેવ મુજબ દોહરાવી રહ્યા હતા: "ત્યાં જશો નહિ, હજૂર! મનાઈ છે..." આખરે અમે જરીભરતના પડદાવાળા વિશાળ

સોનેરી તથા લીલા ખંડમાં પહોંચી ગયાં. પ્રધાનો આખો દિવસ અને આખી રાત એ ખંડમાં જ ચર્ચાવિચારણા કરતા રહ્યા હતા, અને કૅવેઈત્સારોએ તેમને ત્યાં જ લાલ સંત્રીઓને હવાલે કરી દીધા હતા. લીલું ગરમ કપડું બિછાવેલું લાંબું ટેબલ તેમની ગિરફતારીના સમયે જેવી હાલતમાં હતું એવી જ હાલતમાં પડ્યું હતું. દરેક ખાલી ખુરશીની સામે ટેબલ પર કાગળ, કલમ, અને રોશનાઈ પડયાં હતાં. કાગળો પર નવાં કદમોની યોજનાઓની શરૂઆતની નોંધો ટપકાવેલો હતી, ઘોષણાપત્રો તથા જાહેરનામાંના ખરડા લખેલાં હતા. મોટા ભાગનાં લખાણોની નિરર્થકતા સાફ સમજાઈ જવાથી તેને છેકી નાખવામાં આવેલાં હતાં, અને એક પછી એક પ્રધાનની તરંગી યોજનાઓ હતાશ ભાવે સાંભળતા રહેતા માણસે શૂન્યમનસ્ક અવસ્થામાં ચીતરેલા રેખાગણિતના આકારો કાગળોના બાકીના હિસ્સાઓમાં ભરેલા હતા.

નોંધો ટપકાવેલો એવો એક કાગળ મેં હાથમાં લીધો. તેમાં કોનોવાલોવના અક્ષરો હતા અને લખેલું હતું: "કામચલાઉ સરકાર તમામ વર્ગોને કામચલાઉ સરકારનું સમર્થન કરવાની અપીલ કરે છે..."

એટલું યાદ રાખવાનું છે કે એ પૂરા વખત દરમિયાન વિન્ટર પેલેસ ઘેરાઈ ગયેલો હોવા છતાં સરકાર મોરચા જોડે અને રશિયાના પ્રાંતો જોડે સતત સંપર્કમાં હતી. બોલ્શેવિકોએ યુદ્ધ મંત્રાલય સવારના પહોરમાં જ કબજે કરી લીધેલું, પરંતુ ઈમારતના માળિયામાં આવેલી લશ્કરી તાર ઑફિસ વિશે કે વિન્ટર પેલેસ જોડે તેને સાંકળી લેતી ખાનગી ટેલિફોન લાઇન વિશે તેમને કશી જ ખબર નહોતી. માળિયામાં એક જુવાન અફસર આખો દિવસ બેઠો બેઠો અપીલો તથા ઘોષણાઓનો ધોધ આખા દેશમાં વહેવડાવતો રહેતો હતો. જ્યારે તેને જાણવા મળ્યું કે વિન્ટર પેલેસને વિદ્રોહીઓએ કબજે કરી લીધો છે ત્યારે તે માથે હૅટ મૂકીને સ્વસ્થ ભાવે ઈમારતમાંથી બહાર નીકળી ગયો...

અમે બધું નીરખવામાં એટલાં બધાં મશગૂલ હતાં કે અમારી આસપાસના સિપાહીઓ તથા લાલ સંત્રીઓના વલણમાં પડી ગયેલો ફેર અમારા ધ્યાનમાં જ ન આવ્યો. અમે એક પછી એક ખંડમાં ફરતાં હતાં અને એક નાનકડું જૂથ અમારે પગલે પગલે પીછો કરતું આવી રહ્યું હતું. આખરે અમે એ જ વિશાળ ચિત્રભવનમાં પહોંચી ગયાં કે જ્યાં બપોર પછીનો સમય અમે યુંકરોની સાથે ગાળેલો. એ જગ્યાએ લગભગ એકસો આદમીઓ પાછળથી અમારી



તરફ ધસી આવ્યા. એક મહાકાય સિપાહીએ અમારો માર્ગ રોકી દીધો. ખીજભરી શંકાને લીધે તેનો ચહેરો ઘેરો બની ગયેલો હતો.

તે અમારી સામે ઘૂરકતો બોલ્યો: "કોણ છો તમે? અહીંયાં શું કરી રહ્યાં છો?" બાકીના માણસો ધીરે ધીરે અમારી ફરતે એકઠા થઈ ગયા અને અમારી ઉપર નજર ઠેરવીને ગણગણવા લાગ્યા: "**પ્રોવોકાતોરી!**" (ઉશ્કેરણીખોરો!) મેં કોઈનો અવાજ સાંભળ્યો: "ઉઠાઉગીરો!" લશ્કરી ક્રાંતિકારી સમિતિ તરફથી મળેલા પાસ મેં તેમને બતાવ્યા. સિપાહી તેને કાળજીથી હાથમાં લઈને અને અવળાસવળા પલટાવીને કશું સમજ્યા વગર જોતો રહ્યો. સાફ વરતાઈ આવતું હતું કે તેને વાંચતાં જ નહોતું આવડતું. પાસ અમને પાછા આપીને તે ભોંયપટ પર થૂંક્યો અને ઘૃણાના ભાવે બોલ્યો: "**બુમાગી!** (કાગળો!)" વકરેલાં ઢોર પગપાળા ગોવાળિયા ફરતે જમા થવા લાગે એવી રીતે માણસોનો સમૂહ અમારી ફરતે ધીરે ધીરે નજીક ખસવા લાગ્યો. તેમનાં માથાંની પાર મને એક અફસર લાચાર ભાવે ઊભેલો નજરે પડયો. મેં તેને સાદ પાડયો. તે ટોળામાં ધક્કા મારતો અમારી તરફ આવ્યો.

"હું કમિસાર છું," તેણે મને કહ્યું. "તમે કોણ છો? શું છે?" બાકીના માણસો થંભી ગયા અને વાટ જોવા લાગ્યા. મેં પાસ બતાવ્યા.

તેણે ઝડપથી ફ્રેંચ ભાષામાં પૂછ્યું: "પરદેશીઓ છો? ભારે જોખમ છે..." પછી તે અમારા પાસ ઊંચા કરતો ટોળા તરફ ફર્યો અને મોટા અવાજે બોલ્યો: "સાથીઓ! આ લોકો પરદેશી સાથીઓ છે—અમેરિકાના. તેઓ અહીં એટલા માટે આવ્યાં છે કે સર્વહારા સૈન્યની બહાદુરી અને ક્રાંતિકારી શિસ્ત નજરે જોઈને તેને વિશે પોતાના દેશબાંધવોને જણાવી શકે!"

"તમે કઈ રીતે જાણ્યું?" કદાવર સિપાહીએ જવાબમાં સવાલ કર્યો. "હું કહું છું કે આ લોકો ઉશ્કેરણીખોરો છે! તેઓ ભલે કહેતા હોય કે અમે તો સર્વહારા સૈન્યની ક્રાંતિકારી શિસ્ત નીરખવા આવ્યાં છીએ, પણ તેઓ પેલેસમાં મરજી પડે એમ રખડતાં રહ્યાં છે. આપણને શી ખબર કે તેમનાં ખીસાં તફડંચીના માલથી ભરેલાં નહિ હોય?"

"**પ્રાવિલ્નો!** (ખરી વાત!)" બીજા માણસો ઘૂરકી ઊઠયા અને આગળ સરકવા લાગ્યા.

"સાથીઓ! સાથીઓ!" અફસરે અપીલ કરી. તેના કપાળ પર પરસેવાનાં ટીપાં બાઝી ગયાં હતાં. "હું લશ્કરી ક્રાંતિકારી સમિતિનો કમિસાર છું. તમને

મારી ઉપર તો ભરોસો છે ને? હું તમને કહું છું કે મારા પાસમાં જેની સહી છે એની જ સહી આ લોકોના પાસમાં છે!"

તે અમને પેલેસમાંથી દોરતો નેવા નદીને ઓવારે ખૂલતા બારણે લઈ ગયો. કપાળે બાઝી જતાં પરસેવાનાં ટીપાં લૂછતો લૂછતો તે વારે વારે ગણગણી રહ્યો હતો: "તમે લોકો માંડ માંડ બચ્યાં છો!" બારણાની બહાર ખીસાંની તલાશી લેતી સમિતિ ખડી હતી.

"સ્ત્રીઓની બટૅલિયનનું શું થયું?" અમે પૂછ્યું.

"ઓહ! સ્ત્રીઓ!" તે હસી પડ્યો. "બધી પાછળના ઓરડામાં ભરાઈ ગઈ હતી. તેમનું શું કરવું એ નક્કી કરવામાં અમને ભારે પરેશાની થઈ—કેટલીયનાં તો ભેજાં ખસી ગયેલાં. આખરે અમે તેમને કૂચ કરાવતા ફિનલૅંડ સ્ટેશને લઈ ગયા અને ગાડીમાં બેસાડીને લેવાશોવો રવાના કરી દીધી. ત્યાં તેમનો કૅંપ છે..."[૩]

અમે રાતની સખત ટાઢમાં બહાર નીકળ્યાં. વાતાવરણમાં અજંપો હતો, અજ્ઞાત સૈન્યોની કૂચકદમના અવાજ ગુંજી રહ્યા હતા, પહેરેગીરોના પડકાર ચોંકાવી દેતા હતા. નદીને સામે પાર પીટર-પૉલ કિલ્લાની અંધારઘેરી ઈમારત ઝળુંબી રહી હતી. ત્યાંથી ઘોઘરો ઘાંટો સંભળાયો... જંગજહાજ 'અરોરા'ની તોપના બે ગોળાથી તૂટી ગયેલી પેલેસની કાંગરીની કાંકરી પગથી ઉપર વેરાયેલી હતી અને બૂટ નીચે કચરાતી હતી. તોપમારાથી ફક્ત એટલું જ નુકસાન થયું હતું...*

સવારના ત્રણ પછીનો સમય હતો. નેવ્સ્કી માર્ગે બધી બત્તીઓ ફરી વાર પ્રકાશી રહી હતી અને તોપ હઠાવી લેવામાં આવી હતી. લડાઈની ફક્ત એટલી જ એંધાણીઓ બાકી રહી હતી કે લાલ સંત્રીઓ અને સિપાહીઓ તાપણાં ફરતે બેઠેલા નજરે પડતા હતા. શહેર શાંત હતું—કદાચ તેના આખા ઇતિહાસમાં

* 'અરોરા'માંથી છોડવામાં આવેલા તોપગોળા સંબંધી નિર્દેશ ખરો નથી. ૧૯૧૭ના નવેંબરની સાતમી તારીખે રાતે પોણા દસ વાગ્યે જંગજહાજ 'અરોરા'માંથી તોપનો એક ખાલી ગોળો વિન્ટર પેલેસ પર હલ્લાના સંકેત તરીકે છોડવામાં આવ્યો હતો. જૉન રીડે જેનો ઉલ્લેખ કર્યો છે તે નુકસાન પિટર-પૉલ કિલ્લામાંથી કરવામાં આવેલી ગોળાબારીના પરિણામે થયું હતું.—સં.



એટલું શાંત અગાઉ ક્યારેય નહિ રહ્યું હોય. એ રાતે ચોરી કે લૂંટફાટનો એક પણ બનાવ નહોતો બન્યો.

પરંતુ નગર દૂમાની ઈમારતમાં પ્રકાશ ઝળહળી રહ્યો હતો. અમે ગૅલેરીઓવાળા અલેક્સાંદર હૉલમાં ગયા. દીવાલો પર ટાંગેલાં સોનેરી ફ્રેમવાળાં મોટાં શાહી છબીચિત્રો પર રાતાં આવરણો ઢાંકી દેવામાં આવ્યાં હતાં. મંચ નજીક લગભગ એકસો જેટલા માણસો એકઠા થયેલા હતા અને સ્કોબેલેવ ભાષણ કરી રહ્યો હતો. તેણે ભારપૂર્વક સૂચન કર્યું કે તમામ બોલ્શેવિકવિરોધી તત્ત્વોને એક વિશાળ સંગઠનમાં સાંકળી લેવાના આશયે જાહેર સલામતી સમિતિને વિસ્તારવામાં આવે અને તેને દેશ તથા ક્રાંતિના ઉદ્ધારની સમિતિનું નામ આપવામાં આવે. ઉદ્ધાર સમિતિની સ્થાપના અમારી નજર સામે જ થઈ ગઈ—એ સમિતિ આગળ જતાં બોલ્શેવિકોના અત્યંત પ્રબળ શત્રુ તરીકે વિકાસ પામવાની હતી, અને આવતા અઠવાડિયા દરમિયાન ક્યારેક પોતાના પક્ષપાતી નામે તો ક્યારેક જાહેર સલામતી સમિતિના તદ્દન બિનપક્ષપાતી નામે આગળ આવવાની હતી...

ત્યાં મોજૂદ માણસોમાં દાન, ગોત્ઝ, અને આવ્ક્સેન્ત્યેવ હતા, કેટલાક બંડખોર સોવિયેત ડેલિગેટો હતા, કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિના સભ્યો હતા, ઘરડો પ્રોકોપોવિચ હતો, અને પ્રજાસત્તાક પરિષદના સભ્યો—વિનાવેર તથા બીજા કેડેટો સમેત—પણ હતા. લીબેરે ગર્જના કરી કે સોવિયેતોનું સંમેલન કાયદેસર સંમેલન નથી, જૂની કેંદ્રીય કારોબારી સમિતિ પોતાના અધિકારના સ્થાને હજુ કાયમ છે... આખા દેશને સંબોધિત્ અપીલ ઘડી કાઢવામાં આવી.

અમે એક ઘોડાગાડીને રોકી. "ક્યાં જવું છે?" પણ અમે "સ્મોલ્ની" કહ્યું કે તરત જ **ઇઝવોઝચિકે** માથું ધુણાવ્યું. તેણે સાફ પરખાવી દીધું કે "**ન્યેત!** ત્યાં તો શયતાનો છે..." અમે કેટલીય વાર સુધી કંટાળાજનક રખડપાટ કરતા રહ્યા. આખરે એક ગાડીવાન અમને ત્યાં લઈ જવા તૈયાર થઈ ગયો—પણ તેણે ત્રીસ રૂબલ લીધા અને અમને સ્મોલ્નીથી જરાક આઘે જ ઉતારી દીધા.

સ્મોલ્નીની બારીઓમાં પ્રકાશ હજી ઝળહળી રહ્યો હતો. મોટરોની આવજા ચાલુ હતી. હજી લબકારા લેતાં તાપણાં ફરતે સંત્રીઓ એકબીજાની અડોઅડ બેઠેલા હતા અને આવતાજતા દરેક માણસને અધીરાઈથી તાજી ખબર પૂછતા રહેતા. પરસાળો ઉતાવળા ધસતા માણસોથી ભરેલી રહેતી હતી—મેલાઘેલા અને ઊંડી ઊતરી ગયેલી આંખોવાળા માણસો લગાતાર આવતાજતા રહેતા હતા.

કેટલાક સમિતિ-ખંડોમાં માણસો ભોંયપટ પર લંબાવીને ઊંઘી ગયેલા હતા — તેમની બંદૂકો બાજુમાં પડી હતી. કૉંગ્રેસમાંથી બંડખોર ડેલિગેટો ચાલ્યા ગયા હોવા છતાં સંમેલનનો હૉલ ખીચોખીચ ભરેલો હતો અને જાણે મહાસાગરની જેમ ગરજી રહ્યો હતો. અમે અંદર દાખલ થયા ત્યારે કામેનેવ ગિરફતાર પ્રધાનોની યાદી વાંચી રહ્યો હતો. તેરેશ્ચેન્કોનું નામ આવ્યું ત્યારે તાળીઓનો ભારે ગડગડાટ થયો, સંતોષના હાકોટા પડયા, હસાહસ ફેલાઈ ગઈ; રુતેનબેર્ગનું નામ વંચાયું ત્યારે એથી ઓછો કોલાહલ થયો; પરંતુ પાલ્ચીન્સ્કીનું નામ સંભળાતાં જ હુરિયા, ખીજભર્યા દેકારા, અને ખુશીના પોકારોનું જાણે તોફાન મચી ગયું... જાહેરાત કરવામાં આવી કે ચુદનોવ્સ્કીને વિન્ટર પેલેસના કમિસાર તરીકે નીમવામાં આવ્યો છે.

એ વખતે નાટ્યાત્મક અંતરાય પડયો. એક કદાવર કિસાન મંચ પર પહોંચી ગયો. તેનો દાઢીવાળો ચહેરો ભયંકર ગુસ્સામાં મરડાઈ રહ્યો હતો. તેણે અધ્યક્ષમંડળના ટેબલ પર જોરથી મુક્કો ઝીંકી દીધો.

"અમે સમાજવાદી ક્રાંતિકારીઓ જોરદાર માગણી કરીએ છીએ કે વિન્ટર પેલેસમાંથી ગિરફતાર કરવામાં આવેલા સમાજવાદી પ્રધાનોને એકદમ છોડી મૂકવામાં આવે! સાથીઓ! તમને ખબર છે કે ઝારની આપખુદશાહી સામેની લડતમાં પોતાની જિંદગી અને આઝાદી જોખમમાં મૂકી દેનારા ચાર સાથીઓને પિટર-પૉલ કિલ્લાના કારાવાસમાં — મુક્તિના ઐતિહાસિક કબ્રસ્તાનમાં — ગોંધી દેવામાં આવ્યા છે?"

ચોતરફ થઈ રહેલા કોલાહલમાં તે ટેબલ પર મુક્કો ઠોકતો રહ્યો અને બરાડા પાડતો રહ્યો. બીજો એક ડેલિગેટ મંચ પર તેની પાસે પહોંચી ગયો અને અધ્યક્ષમંડળ તરફ આંગળી ચીંધીને બોલ્યો:

"બોલ્શેવિકોની **ઓખરાન્કા** (છૂપી પોલીસ) ક્રાંતિકારી લોકસમુદાયોના આગેવાનોની ઉપર અત્યાચાર વરસાવી રહી છે ત્યારે જનતાના પ્રતિનિધિઓ અહીંયાં શું છાનામાના બેસી રહેશે?"

ત્રોત્સ્કી હાથ હલાવીને શાંતિ જાળવવાનો સંકેત કરતો બોલ્યો: "લેભાગુ કેરેન્સ્કીની સાથે મળીને સોવિયેતોને કચડી નાખવાનું કાવતરું ઘડતાં ઘડતાં પકડાઈ ગયેલા આ 'સાથીઓ' — તેમની જોડે વિનયભર્યું વર્તન કરવાનું કશું કારણ છે ખરું? ૧૬મી અને ૧૮મી જુલાઈ પછી અમારી જોડેના વર્તનમાં તેમણે ઝાઝી નરમાશ નહોતી જ દાખવી!" તેણે અવાજમાં વિજયી રણકાર લાવીને પડકાર



કર્યો: "હવે ઓબોરોન્ત્સી અને ડરપોક માણસો પલાયન થઈ ગયા છે અને ક્રાંતિને બચાવી લેવાનું તથા તેની રક્ષા કરવાનું આખું કર્તવ્ય આપણે શિરે આવી ગયું છે ત્યારે ખાસ જરૂરી છે કામ-કામ-કામ! અમે ફેંસલો કરી લીધો છે કે જાન કુરબાન કરી દઈશું પણ પાછી પાની નહિ કરીએ!"

તેના પછી ત્સાર્સ્કોયે સેલોથી મારતે ઘોડે પહોંચેલો એક કમિસાર મંચ પર આવ્યો. તે હજી હાંફી રહ્યો હતો અને તેના આખા શરીરે કાદવ છવાયેલો હતો. "ત્સાર્સ્કોયે સેલોની ગૅરિસન પેત્રોગ્રાદના દરવાજાઓ પર ગોઠવાઈ ગઈ છે અને સોવિયેતો તેમ જ લશ્કરી ક્રાંતિકારી સમિતિના રક્ષણ માટે તૈયાર ખડી છે!" ખુશીના જોરદાર પોકારો. "મોરચેથી મોકલવામાં આવેલી સાઇકલ ટુકડી ત્સાર્સ્કોયે પહોંચી ગઈ છે અને સિપાહીઓ અમારી ભેગા જ છે. તેઓ સોવિયેતોની સત્તાને અને તત્કાળ જમીન કિસાનોના હાથમાં સુપરત કરી દેવાની તથા ઔદ્યોગિક નિયંત્રણ કામદારોને હસ્તક કરી દેવાની આવશ્યકતાને માન્ય કરે છે. ત્સાર્સ્કોયેમાં સ્થિત પાંચમી સાઇકલ બટેલિયન આપણે પક્ષે છે..."

પછી ત્રીજી સાઇકલ બટેલિયનનો ડેલિગેટ. ઉન્માદી ઉત્સાહના વાતાવરણમાં તેણે જણાવ્યું કે સાઇકલ ટુકડીને ત્રણ દિવસ પહેલાં દક્ષિણ-પશ્ચિમ મોરચેથી રવાના થઈને "પેત્રોગ્રાદની રક્ષા" માટે પહોંચી જવાનો હુકમ મળ્યો હતો. પરંતુ તેમને હુકમના અર્થ વિશે શંકા થઈ. પેરેદોલ્સ્ક સ્ટેશને તેમને ત્સાર્સ્કોયેની પાંચમી બટેલિયનના પ્રતિનિધિઓ મળ્યા. સંયુક્ત મિટિંગ ભરવામાં આવી. તેમાં જાણવા મળ્યું કે "સાઇકલ સિપાહીઓમાં એક પણ એવો આદમી નથી કે જે પોતાના ભાઈઓનું લોહી વહેવડાવવા અથવા મૂડીદારો અને જમીનદારોની સરકારને ટેકો આપવા તૈયાર હોય!"

મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ વતી કાપેલીન્સ્કીએ દરખાસ્ત કરી કે આંતરવિગ્રહનો શાંતિમય ઉકેલ ખોળી કાઢવા માટે એક ખાસ સમિતિ ચૂંટવામાં આવે. સમૂહે જવાબમાં ગર્જના કરી: "શાંતિમય ઉકેલ છે જ નહિ! એકમાત્ર ઉકેલ છે વિજય!" મત લેવામાં આવ્યા ત્યારે જબ્બર બહુમતીએ દરખાસ્તનો વિરોધ કર્યો. મશ્કરીભર્યાં અપમાનોના વંટોળની હાલતમાં મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ કૉંગ્રેસ છોડીને જતા રહ્યા. હવે ડર કે દહેશતનું નામનિશાન નહોતું રહ્યું... બહાર જઈ રહેલા મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓને કામેનેવે મંચ પરથી જોરદાર અવાજે સંભળાવ્યું: "મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓએ શાંતિમય ઉકેલના સવાલની વિચારણા તાકીદે કરવાની માંગ ઉઠાવી, પરંતુ તેમણે કૉંગ્રેસ

છોડી જવા માગતાં જૂથોની જાહેરાતોની તરફેણમાં રીતસરની કારવાઈ મોકૂફ રાખી દેવાનું ધોરણ જ હંમેશાં લીધું છે." કામેનેવે વાત પૂરી કરતાં જણાવ્યું: "સાફ છે કે આ બધા ભાગેડુઓએ કૉંગ્રેસ છોડી જવાનો ફેંસલો અગાઉથી જ કરી લીધેલો!" સંમેલનમાં નક્કી કરવામાં આવ્યું કે જૂથોના કૉંગ્રેસ છોડી જવાના કદમને અવગણવામાં આવે અને સમગ્ર રશિયાના કામદારો, સિપાહીઓ, તથા કિસાનોને સંબોધિત અપીલની વિચારણા શરૂ કરવામાં આવે:

**કામદારો, સિપાહીઓ, અને કિસાનોને!**

કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોની બીજી અખિલ રશિયન કૉંગ્રેસ શરૂ થઈ ગઈ છે. તેમાં સોવિયેતોની જબ્બર બહુસંખ્યાનું પ્રતિનિધિત્વ થયેલું છે. કેટલાય કિસાન પ્રતિનિધિઓ પણ મોજૂદ છે. કામદારો, સિપાહીઓ, અને કિસાનોની પ્રચંડ બહુસંખ્યાના નિર્ધારના આધારે, પેત્રોગ્રાદના કામદારો તથા સિપાહીઓના વિજયી વિદ્રોહના આધારે, કૉંગ્રેસ સત્તા અખત્યાર કરે છે.

કામચલાઉ સરકારને બરતરફ કરી દેવામાં આવી છે. કામચલાઉ સરકારના મોટા ભાગના સભ્યોને ગિરફતાર કરી લેવામાં આવ્યા છે.

સોવિયેત સરકાર સઘળાં રાષ્ટ્રો સમક્ષ તાત્કાલિક લોકશાહીવાદી સુલેહની અને તમામ મોરચાઓ પર તાત્કાલિક યુદ્ધવિરામની દરખાસ્ત વિના વિલંબે રજૂ કરશે. તે જમીનદારોની, તાજની, અને ધર્મસંસ્થાઓની જમીન કિસાન સમિતિઓને મફત સુપરત કરી દેવાની ખાતરી આપશે, લશ્કરમાં પાકું લોકશાહીકરણ લાગુ કરીને સિપાહીઓના અધિકારોનું રક્ષણ કરશે, ઉત્પાદનની ઉપર કામદારોનું નિયંત્રણ સ્થાપશે, સમુચિત તારીખે બંધારણસભા ભરવાનું સુનિશ્ચિત બનાવશે, શહેરોને રોટી અને ગામોને પ્રથમ આવશ્યકતાની ચીજો પૂરી પાડવાનાં કદમો ઉઠાવશે, અને રશિયામાં વસતી તમામ પ્રજાઓને સ્વતંત્ર અસ્તિત્વનો ખરો અધિકાર આપવાનો પાકો બંદોબસ્ત કરશે.

કૉંગ્રેસ નિર્ણય કરે છે કે—પૂરી સ્થાનિક સત્તા કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોને હસ્તક સુપરત કરી દેવામાં આવશે, એ સોવિયેતોએ ક્રાંતિકારી સુવ્યવસ્થા સ્થાપિત કરવાની છે.

કૉંગ્રેસ ખાઈઓના સિપાહીઓને સાવધાન અને મક્કમ રહેવાની હાકલ



કરે છે. સોવિયેતોની કૉંગ્રેસને ખાતરી છે કે નવી સરકાર લોકશાહીવાદી સુલેહ સાધી લે ત્યાં સુધી સામ્રાજ્યવાદીઓના હુમલાની સામે ક્રાંતિની રક્ષા કેવી રીતે કરવી એ ક્રાંતિકારી લશ્કર બરાબર સમજી લેશે. સઘળાં રાષ્ટ્રો સમક્ષ લોકશાહીવાદી સુલેહની દરખાસ્ત નવી સરકાર તત્કાળ રજૂ કરશે. ક્રાંતિકારી લશ્કર સારુ જે કંઈ જરૂરી હોય તે બધું હાંસલ કરવા માટે અને સિપાહીઓનાં કુટુંબોની હાળતમાં સુધારો કરવા માટે તમામ આવશ્યક પગલાં નવી સરકાર લેશે—તેને માટે મિલકતદાર વર્ગોના કબજાની વસ્તુઓ જપ્ત કરી લેવાની તેમ જ એ વર્ગોની ઉપર કરવેરા લગાવવાની દૃઢનિશ્ચયી નીતિ નવી સરકાર અપનાવશે.

કોર્નીલોવપંથીઓ—કેરેન્સ્કી, કાલેદિન, અને બીજા—લશ્કરો લાવીને પેત્રોગ્રાદની ઉપર હુમલો કરવાની કોશિશો કરી રહ્યા છે. કેરેન્સ્કીએ ભોળવેલી કેટલીય રેજિમેન્ટો હવે વિદ્રોહી જનતાને પક્ષે આવી ગઈ છે.

**સિપાહીઓ! કોર્નીલોવપંથીઓનો—કેરેન્સ્કીનો—સક્રિય સામનો કરો! સાવધાન રહો!**

**રેલવે કામદારો! પેત્રોગ્રાદની ઉપર હુમલો કરવા માટે કેરેન્સ્કી તરફથી મોકલવામાં આવતી બધી સૈનિક ટ્રેનોને અટકાવી દો!**

**સિપાહીઓ, કામદારો, કારકુનો! ક્રાંતિ અને લોકશાહીવાદી સુલેહનું ભવિષ્ય તમારા હાથમાં છે!**

**ઇન્કિલાબ ઝિંદાબાદ!**

**કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની અખિલ**
**રશિયન કૉંગ્રેસ કિસાનોની સોવિયેતોના ડેલિગેટો ***

થાકને લીધે લથડિયાં ખાતો ક્રિલેન્કો હાથમાં તારસંદેશો લઈને મંચ પર આવ્યો ત્યારે સવારના બરાબર પાંચ ને સત્તર મિનિટનો સમય હતો.

"સાથીઓ! ઉત્તરને મોરચેથી તારસંદેશો આવ્યો છે. બારમા લશ્કરે સોવિયેતોની કૉંગ્રેસને અભિવાદનો પાઠવ્યાં છે, અને લશ્કરી ક્રાંતિકારી સમિતિની સ્થાપનાની જાહેરાત કરી છે. ઉત્તરના મોરચાની સરદારી એ સમિતિએ પોતાને

---

* 'કિસાનોની સોવિયેતોના ડેલિગેટો' એવી સહી કિસાનોના એક પ્રતિનિધિએ કરેલી એ મુજબની જાહેરાત પછી ઉમેરવામાં આવી હતી.—સં.

હસ્તક લઈ લીધી છે!" ધમાલ મચી ગઈ — ડેલિગેટોની આંખોમાં ખુશીનાં આંસુ છલકાવા લાગ્યાં, સૌ એકબીજાને ભેટી પડવા લાગ્યા. "જનરલ ચેરેમીસોવે સમિતિને માન્યતા આપી છે — કામચલાઉ સરકારના કમિસાર વોઇતીન્સ્કીએ રાજીનામું આપી દીધું છે!"

એમ બની ગયું. લેનિન અને પેત્રોગ્રાદના કામદારોએ વિદ્રોહનો ફેંસલો કર્યો, પેત્રોગ્રાદ સોવિયેતે કામચલાઉ સરકારને ઉથલાવી પાડી, અને રાજપલટાની હકીકત સોવિયેતોની કૉંગ્રેસ સમક્ષ પેશ કરી દીધી. હવે આખા વિશાળ રશિયાને પોતાને પક્ષે જીતી લેવાનું બાકી હતું — અને પછી દુનિયાને! શું રશિયા પેત્રોગ્રાદને અનુસરીને ખડું થઈ જશે? અને દુનિયા — તેનું શું? પ્રજાઓ આનો પડઘો પાડીને ખડી થઈ જશે ખરી? વિશ્વવ્યાપી લાલ જ્વાળ ફેલાઈ જશે ખરો?

સવારના છનો સમય હતો પરંતુ રાત હજુ ભાગે હતી અને બહાર સખત ટાઢ હતી. નીરવ માર્ગો પર સાવ આછો અપાર્થિવ ઉજાસ ધીરે ધીરે પથરાઈ રહ્યો હતો, એ ઉજાસને લીધે તાપણાંનો અગ્નિ જાણે ઝાંખો પડી રહ્યો હતો — રશિયાની ઉપર ભયાનક ધૂંધળા પ્રભાતનો ઉદય થઈ રહ્યો હતો...

પ્રકરણ ૫

## આગેકૂચ

ગુરુવાર, આઠમી નવેંબર. સવાર પડી ત્યારે શહેર મહાભયંકર ઉત્તેજના અને ગૂંચવાડાની હાલતમાં હતું, આખું રાષ્ટ્ર જાણે ઝંઝાવાતના ઝપાટાઓના લાંબા સુસવાટા કરી રહ્યું હતું. ઉપર ઉપરથી બધું શાંત દેખાતું હતું. હજારો લોકો ધોરણસરના વાજબી સમયે સૂઈ ગયા હતા અને સવારે વહેલા ઊઠીને કામે રવાના થઈ ગયા હતા. પેત્રોગ્રાદમાં ટ્રામ ચાલી રહી હતી, દુકાનો તથા રેસ્તરાં ખુલ્લાં હતાં, થિયેટરો ચાલુ હતાં, અને એક ચિત્ર પ્રદર્શનની જાહેરાત થઈ હતી... સામાન્ય જીવનની અટપટી રોજિંદી દિનચર્યા — જે યુદ્ધકાળમાં પણ કંટાળાજનક જ હોય છે — રાબેતા મુજબ ચાલી રહી હતી. સામાજિક ક્રિયાતંત્રની ચેતનમયતાથી વધારે વિસ્મયજનક બીજું કશું નથી હોતું — ભયંકરમાં ભયંકર આફતો આવી પડે ત્યારે પણ એ તંત્ર ચાલતું જ રહે છે, લોકો ખાય છે, પીએ છે, કપડાં પહેરે છે, આનંદવિનોદ કરે છે...

કેરેન્સ્કી વિશેની અફવાઓ આખા શહેરમાં ફેલાઈ ગયેલી હતી. કહેવાતું હતું કે તેણે મોરચાના સિપાહીઓને પોતાની તરફેણમાં ખડા કરી લીધા છે, અને મોટું જબ્બર લશ્કર લઈને તે પેત્રોગ્રાદની ઉપર હુમલો કરવા ધસમસાટ આવી રહ્યો છે. તેણે પ્સ્કોવ ખાતે જાહેર કરેલો **પ્રિકાઝ** (આદેશ) 'વોલ્યા નરોદા' અખબારમાં પ્રકાશિત થયો હતો:

"બોલ્શેવિકોના પાગલ પ્રયાસના પરિણામે ફેલાયેલી અવ્યવસ્થાથી દેશ ઊંચી કરાડની કોર પર મુકાઈ ગયો છે. અત્યારે પિતૃભૂમિ જે કસોટીમાંથી પસાર થઈ રહી છે તેને સફળતાથી પાર કરવાનું કર્તવ્ય આપણા દરેકની પાસેથી અડગ નિર્ધાર અને પૂરી હિંમત તથા નિષ્ઠા ઉપર આધારિત જહેમતનો તકાદો કરે છે.

નવી સરકાર સ્થાપવામાં આવે તો તેની સંઘટનાની જાહેરાત ન થાય ત્યાં સુધી દરેક માણસે પોતાની જવાબદારીના સ્થાને મોજૂદ રહેવું જોઈએ અને લોહી નીગળતા રશિયા પ્રત્યેની પોતાની ફરજ બજાવવી જોઈએ. એટલું યાદ રાખવાનું છે કે વર્તમાન લશ્કરી સંગઠનોમાં જરા સરખીયે દખલબાજીના પરિણામે મોરચો દુશ્મનની સામે નોધારો પડી જવાનો અને કોઈ રીતે ખાળી ન શકાય એવી વિપદાઓ આવી પડવાનો સંભવ છે. એટલે તદ્દન આવશ્યક છે કે પૂરી વ્યવસ્થા જાળવી રાખીને, લશ્કરને નવા આઘાતોથી બચાવીને, અને અફસરો તથા તેમની નીચેના સિપાહીઓ વચ્ચે પૂરા વિશ્વાસની લાગણી સલામત રાખીને કોઈ પણ ભોગે સિપાહીઓના મનોબળને ટકાવી રાખવામાં આવે. હું દેશની સલામતીને ખાતર તમામ ઉપરી અધિકારીઓ તથા કમિસારોને હુકમ આપું છું કે પ્રજાસત્તાકની કામચલાઉ સરકાર પોતાનો નિર્ધાર જાહેર ન કરે ત્યાં સુધી, જેવી રીતે હું મારું સુપ્રિમ કમાંડરનું પદ સંભાળી રહ્યો છું એવી જ રીતે, સૌ પોતપોતાની જવાબદારીના સ્થાને મોજૂદ રહે..."

તેના જવાબમાં બધે દીવાલો પર આવું પોસ્ટર લાગી ગયું:

**"સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસ તરફથી**

માજી પ્રધાનો કોનોવાલોવ, કિશ્કીન, તેરેશ્ચેન્કો, મલ્યાન્તોવિચ, નિકીતિન, અને બીજાઓને લશ્કરી ક્રાંતિકારી સમિતિએ ગિરફતાર કરી લીધા છે. કેરેન્સ્કી ભાગી ગયો છે. તમામ લશ્કરી સંગઠનોને હુકમ આપવામાં છે કે કેરેન્સ્કીને તત્કાળ ગિરફતાર કરી લઈને પેત્રોગ્રાદ મોકલી દેવા માટે બધાં જરૂરી કદમો ઉઠાવે. કેરેન્સ્કીને કોઈ પણ જાતની મદદ કરવાના કૃત્યને રાજ્યની વિરુદ્ધ ગંભીર ગુનો ગણવામાં આવશે અને તેની એ મુજબ સજા કરવામાં આવશે."

અવરોધો હઠી જતાં જ લશ્કરી ક્રાંતિકારી સમિતિ વાવંટોળની જેમ પૂરજોસ કામગીરી કરવા લાગી અને આગમાંથી ફૂટતા તણખાઓની જેમ હુકમો, અપીલો, ડિક્રીઓ[1] જાહેર કરવા લાગી ... કોર્નીલોવને પેત્રોગ્રાદ લઈ આવવાનો હુકમ છોડવામાં આવ્યો. કામચલાઉ સરકાર તરફથી ગિરફતાર કરી લેવામાં આવેલા કિસાન જમીન સમિતિના સભ્યોને છોડી મૂકવામાં આવ્યા. લશ્કરની અંદર મોતની સજાને નાબૂદ કરી નાખવામાં આવી. સરકારી નોકરોને કામ ચાલુ



રાખવાનો હુકમ આપવામાં આવ્યો અને ઈનકારની સખત સજાની ધમકી આપવામાં આવી. દરેક જાતની લૂંટફાટ, હુલ્લડબાજી, અને સટ્ટાખોરીની મનાઈ અને મનાઈનો ભંગ કરનારને મોતની સજા જાહેર કરવામાં આવી. જુદાં જુદાં ખાતાંઓમાં કામચલાઉ કમિસારો નીમવામાં આવ્યા: વિદેશો—ઉરીત્સ્કી અને ત્રોત્સ્કી; આંતરિક બાબતો અને કાનૂન—રીકોવ; શ્રમ—શ્લ્યાપ્નિકોવ; નાણાખાતું— મેન્ઝીન્સ્કી; સાર્વજનિક કલ્યાણ—માદામ કોલ્લોન્તાઈ; વાણિજ્ય, માર્ગો, અને સંદેશવ્યવહાર—રિયાઝાનોવ; નૌસેના—ખલાસી કોર્બિર; ટપાલ અને તાર—સ્પિરો; થિયેટર—મુરાલ્યોવ; રાજ્ય મુદ્રણાલય—દેર્બીશેવ; પેત્રોગ્રાદ શહેર—લેફ્ટેનન્ટ નેસ્તેરોવ; ઉત્તર મોરચો—પોઝેર્ન...*

લશ્કરને લશ્કરી ક્રાંતિકારી સમિતિઓ સ્થાપવાની અપીલ કરવામાં આવી. રેલવે કામદારોને વ્યવસ્થા જાળવવાની અને ખાસ કરીને શહેરોમાં તેમ જ મોરચે ખોરાક પહોંચાડવામાં જરાય ઢીલ ન કરવાની તાકીદ કરવામાં આવી... તેના બદલામાં તેમને માર્ગો તથા સંદેશવ્યવહારના ખાતામાં પ્રતિનિધિત્વ આપવાનો વાયદો કરવામાં આવ્યો.

એક ઘોષણા આવી હતી: "કઝ્ઝાક બંધુઓ! તમને પેત્રોગ્રાદની સામે ખડા કરી દેવાની કોશિશો થઈ રહી છે. એ લોકોનો ઈરાદો તમને પાટનગરના ક્રાંતિકારી કામદારો તથા સિપાહીઓની સાથે લડાવી દેવાનો છે. આપણા સહિયારા દુશ્મનો જમીનદારો તથા મૂડીદારો તરફથી કહેવામાં આવતો એક પણ શબ્દ સાચો માનશો નહિ. અમારી કૉંગ્રેસમાં રશિયાના કામદારો, સિપાહીઓ, તથા કિસાનોનાં તમામ જાગૃત સંગઠનોના પ્રતિનિધિઓ મોજૂદ છે. કૉંગ્રેસ કઝ્ઝાક કામદારોને પણ આવકારવા ઉત્સુક છે. કુટિલ ટોળકીના જનરલો, જમીનદારો તથા ઘાતકી નિકોલાઈના ખાંધિયાઓ, આપણા દુશ્મનો છે.

એ લોકો તમને જણાવે છે કે સોવિયેતોની મુરાદ કઝ્ઝાકોની જમીન જપ્ત કરી લેવાની છે. એ તો જૂઠાણું છે. ક્રાંતિ કેવળ મોટા મોટા કઝ્ઝાક જમીનદારોની જમીન જપ્ત કરી લેશે અને જનતાને સુપરત કરી દેશે.

* કામચલાઉ કમિસારોની નિમણૂક વિશે અહીંયાં આપેલી માહિતી પૂરેપૂરી ખરી નથી: વિદેશ મંત્રાલયમાં માત્ર ઉરીત્સ્કીને જ નીમવામાં આવ્યો હતો. નૌસેના મંત્રાલયની જવાબદારી નૌસેના લશ્કરી ક્રાંતિકારી સમિતિને સોંપવામાં આવી હતી, અને તેની ચૂંટણી તમામ કાફલાઓના જે પ્રતિનિધિઓ સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસમાં ભાગ લઈ રહ્યા હતા તેમણે કરી હતી.—સં.

કઝ્ઝાકોના પ્રતિનિધિઓની સોવિયેતોનું સંગઠન કરો! કામદારા અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો જોડે એકતા સાધી લો!

કુટિલ ટોળકીને બતાવી આપો કે તમે જનતાના દ્રોહીઓ નથી, અને આખા ક્રાંતિકારી રશિયાની કદુવાઓ માથે લેવાનો ઇરાદો તમે બિલકુલ નથી ધરાવતા!...

કઝ્ઝાક બંધુઓ, જનતાના દુશ્મનોના કોઈ હુકમોનો અમલ કરશો નહિ. તમારા પ્રતિનિધિઓને અમારી સાથે વાતચીત કરવા પેત્રોગ્રાદ મોકલો... પેત્રોગ્રાદ ગૅરિસનના કઝ્ઝાકોએ ગૌરવમય કદમ ઉઠાવ્યું છે, તેમણે જનતાના દશ્મનોની આશાઓને ફળવા નથી દીધી...

કઝ્ઝાક બંધુઓ! સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસ તમારી તરફ દોસ્તીનો હાથ લંબાવે છે. આખા રશિયાના સિપાહીઓ, કામદારો, અને કિસાનોની સાથે કઝ્ઝાકોના ભાઈચારોનો જય!" *

બીજી તરફ — દીવાલો પર ચોડવામાં આવતી ઘોષણાઓ અને દરેક ઠેકાણે વહેંચવામાં આવતાં ઢગલાબંધ ચોપાનિયાનું જાણે તોફાન ચાલી રહ્યું હતું; અખબારો ચિત્કાર કરી રહ્યાં હતાં, કદુવા વરસાવી રહ્યાં હતાં, અમંગળનું ભવિષ્ય ભાખી રહ્યાં હતાં. હવે છાપખાનાંની લડાઈ પૂરજોસમાં ચાલવા લાગી — બીજાં બધાં હથિયારો તો સોવિયેતોને હસ્તક હતાં.

પ્રથમ — દેશ અને ક્રાંતિના ઉદ્ધારની સમિતિની અપીલ. તેને આખા રશિયામાં અને યુરોપમાં પ્રસારિત કરવામાં આવી હતી:

### રશિયન પ્રજાસત્તાકના નાગરિકોને

પેત્રોગ્રાદના બોલ્શેવિકોએ ક્રાંતિકારી લોકસમુદાયોની મરજી વિરુદ્ધ નવેંબરની સાતમી તારીખે કામચલાઉ સરકારના કેટલાક સભ્યોને ગિરફતાર કરીને, પ્રજાસત્તાક પરિષદનું વિસર્જન કરીને, અને ગેરકાયદેસર રીતે સત્તા કબજે કરી લઈને ગુનાહિત કૃત્યો કર્યાં છે. ક્રાંતિકારી રશિયાની ઉપર જ્યારે મોટામાં મોટું બાહ્ય જોખમ ઝળૂંબી રહ્યું છે ત્યારે તેની સરકારની સામે ઉઠાવવામાં આવેલાં આવાં અત્યાચારી કદમો પિતૃભૂમિની વિરુદ્ધ અવર્ણનીય ગુનો અંકિત કરે છે.

---

*આ અપીલ 'કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસ' તરફથી જાહેર કરવામાં આવી હતી. — સં.



બોલ્શેવિકોના વિદ્રોહથી રાષ્ટ્રીય સંરક્ષણના ધ્યેય ઉપર ઘાતક ફટકો પડ્યો છે અને સુલેહની અત્યંત વાંછિત ઘડી બેહદ દૂર ઠેલાઈ ગઈ છે.

બોલ્શેવિકોએ શરૂ કરેલો આંતરવિગ્રહ દેશને અરાજકતા તથા પ્રતિક્રાંતિની ભયાનકતાઓનો ભોગ બનાવી દેવાનું અને બંધારણસભાને નાકામયાબ બનાવી દેવાનું જોખમ ઊભું કરે છે — બંધારણસભામાં પ્રજાસત્તાકીય શાસનને પુષ્ટિ આપવાની અને જનતાને કાયમને માટે જમીનનો અધિકાર સુપરત કરવાની કામગીરી કરવાની છે. નવેંબરની સાતમી તારીખે રાતે સ્થાપવામાં આવેલી દેશ અને ક્રાંતિના ઉદ્ધારની સમિતિ એકમાત્ર કાનૂની સરકારી સત્તાના સાતત્યને જાળવી રાખીને નવી કામચલાઉ સરકાર સ્થાપવાની પહેલકદમી કરે છે. એ સરકાર લોકશાહીનાં પરિબળો પર આધાર રાખીને દેશનું સંચાલન કરતી બંધારણસભા ભરશે અને અરાજકતા તથા પ્રતિક્રાંતિના ભયમાંથી દેશને ઉગારી લેશે. નાગરિકો, ઉદ્ધાર સમિતિ તમને હાકલ કરે છે કે **જોરજુલમની સત્તાને માન્ય કરવાનો ઇનકાર કરી દેજો. તેના હુકમોનું પાલન કરશો નહિ!**

**દેશ અને ક્રાંતિની રક્ષા કરવા ખડા થઈ જાઓ!**

**ઉદ્ધાર સમિતિને ટેકો આપો!**

પોસ્ટરમાં નીચે આ સંગઠનોનાં નામ હતાં: રશિયન પ્રજાસત્તાક પરિષદ, પેત્રોગ્રાદની મ્યુનિસિપલ દૂમા, કેંદ્રીય કારોબારી સમિતિ (પ્રથમ કૉંગ્રેસ), કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિ, અને ખુદ કૉંગ્રેસમાંથી મોરચા ગ્રૂપ તેમ જ સમાજવાદી ક્રાંતિકારીઓ, મેન્શેવિકો, પ્રજાકીય સમાજવાદીઓ, તથા સંયુક્ત સામાજિક્-લોકશાહીવાદીઓનાં જૂથો અને 'યેદીન્સ્તવો' ગ્રૂપ.

પછી **સમાજવાદી** ક્રાંતિકારી પાર્ટી, મેન્શેવિક **ઓબોરોન્ત્સી**, ફરી કિસાનોની સોવિયેતો, કેંદ્રીય સેના સમિતિ, ત્સેન્ત્રોફ્લોત તરફથી બહાર પાડવામાં આવેલાં પોસ્ટરો...

એ પોસ્ટરોમાં ચિત્કાર કરવામાં આવ્યા હતા કે... "દુકાળ પેત્રોગ્રાદને ભરખી જશે! જર્મન સૈન્યો આપણી આઝાદીને એડી તળે કચડી નાખશે! આપણે સૌ — જાગૃત કામદારો, સિપાહીઓ, નાગરિકો — એકતા નહિ સાધી લઈએ તો યમદૂતોની હુલ્લડબાજી આખા રશિયામાં ફેલાઈ જશે...

બોલ્શેવિકોના વાયદાઓમાં ભરોસો રાખશો નહિ! તાત્કાલિક સુલેહનો વાયદો — જૂઠાણું છે! રોટીનો વાયદો — કપટ છે! જમીનનો વાયદો — પરીકથા જેવો તરંગ છે!.."

બધાં પોસ્ટરો એવી જ ઢબનાં હતાં.

"સાથીઓ! તમારી જોડે અધમ અને નિર્દય રીતે કપટ રમવામાં આવ્યું છે! સત્તા તો એકલા બોલ્શેવિકોએ જ કબજે કરી લીધી છે... તેમણે પોતાનું કાવતરું સોવિયેતમાંની બીજી સમાજવાદી પાર્ટીઓથી છૂપું રાખ્યું હતું...

તમને જમીન અને આઝાદીનું વચન આપવામાં આવ્યું છે, પરંતુ બોલ્શેવિકોએ પેદા કરેલી અરાજકતાથી તો પ્રતિક્રાંતિ જ ફાયદો ઉઠાવશે અને તમારી જમીન તથા આઝાદીને ભરખી જશે..."

અખબારો પણ એવો જ કોપ ઠાલવી રહ્યાં હતાં.

'દેલો નરોદા'માં લખવામાં આવ્યું હતું કે આપણી ફરજ કામદાર વર્ગના આ દ્રોહીઓને ઉઘાડા પાડવાની છે. આપણી ફરજ આપણી સમગ્ર તાકાત એકત્ર કરવાની અને ક્રાંતિના ધ્યેયની રખેવાળી કરવાની છે!

'ઈઝવેસ્તિયા'એ પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિ વતી છેલ્લી વાર બોલતાં ભયંકર બદલાની ધમકી આપી:

"...સોવિયેતોની કૉંગ્રેસની બાબતમાં અમે મક્કમપણે જાહેરાત કરીએ છીએ કે એ તો કેવળ બોલ્શેવિક જૂથનું ખાનગી સંમેલન જ હતું! અને હકીકત એવી હોવાથી, તેમને કેંદ્રીય કારોબારી સમિતિની સત્તા રદ કરી નાખવાનો અધિકાર મુદ્દલ છે જ નહિ..."

'નોવાયા ઝીઝ્ન'માં તમામ સમાજવાદી પાર્ટીઓની એકતા સાધે એવી નવી સરકારની હિમાયતની સાથે સાથે જ સમાજવાદી ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોના કૉંગ્રેસ છોડી જવાના કદમની સખત ટીકા કરવામાં આવી હતી, અને નિર્દેશ કરવામાં આવ્યો હતો કે બોલ્શેવિક વિદ્રોહનો એક અર્થ તદ્દન સાફ નજરે પડે છે: મૂડીદાર વર્ગની જોડે મળીને સત્તા સંભાળવા અંગેના સઘળા ભ્રમો આજથી વ્યર્થ સાબિત થઈ ગયા છે...

જુલાઈમાં દબાવી દેવામાં આવેલા લેનિનના અખબાર 'પ્રાવદા'ના રૂપમાં 'રાબોચી પુત' જાણે ખીલી ઊઠ્યું. તેમાં જોમદાર હાકલ કરવામાં આવી:

"કામદારો, સિપાહીઓ, કિસાનો! માર્ચ મહિનામાં તમે ઉમરાવોની ટોળકીની જુલમશાહીને ખતમ કરી નાખી. ગઈકાલે તમે મૂડીવાદી ટોળકીની આપખુદશાહીને ખતમ કરી નખી...

હવે પહેલું કર્તવ્ય પેત્રોગ્રાદ પહોંચવાના માર્ગોની રખેવાળી કરવાનું છે.



બીજું સ્પષ્ટ કર્તવ્ય પેત્રોગ્રાદની અંદર પ્રતિક્રાંતિકારી તત્ત્વોનાં હથિયારો ઉતારી લેવાનું છે.

ત્રીજું સ્પષ્ટ કર્તવ્ય ક્રાંતિકારી સત્તાની સંઘટના કરવાનું અને પ્રજાકીય કાર્યક્રમના અમલની ખાતરી ઊભી કરવાનું છે..."

કેડેટોનાં અને સામાન્ય રૂપે મૂડીદાર વર્ગનાં જે થોડાંઘણાં અખબારો પ્રગટ થયાં તેમાં આખા મામલા અંગે એક જાતનું અલિપ્ત અને વ્યંગભર્યું વલણ, બીજી પાર્ટીઓ પ્રત્યે ધૃણાભર્યું "અમે તો પહેલેથી જ કહેલું" નું વલણ, અપનાવવામાં આવ્યું હતું. જાણીતા કેડેટો મ્યુનિસિપલ દૂમા અને ઉદ્ધાર સમિતિની આસપાસ ચકરાવા લેતા નજરે પડી રહ્યા હતા.

આ સિવાય, મૂડીદાર વર્ગ મોકાની વાટ જોતો ચુપચાપ બેઠો હતો—અને મોકાને હવે બહુ વાર ન લાગવી જોઈએ. બોલ્શેવિકો સત્તાને પોતાના હાથમાં ત્રણ દિવસથી વધારે વખત રાખી શકે એવો ખ્યાલ જ કોઈના મનમાં ક્યારેય ન આવ્યો—લેનિન, ત્રોત્સ્કી, પેત્રોગ્રાદના કામદારો, અને વધારે સીધાસાદા સિપાહીઓ સિવાય...

તે દિવસે બપોર પછી ઊંચા ગોળ નિકોલાઈ હૉલમાં મને જોવા મળ્યું કે દૂમાનું જાણે કાયમી અધિવેશન ઝંઝાવાતી રીતે ચાલી રહ્યું હતું અને વિરોધનાં તમામ પરિબળો તેની ફરતે એકત્રિત થઈ રહ્યાં હતાં. ધોળા વાળ અને ધોળી દાઢીને કારણે દમામદાર લાગતો ઘરડો મેયર શ્રેઈદર વીતી ચૂકેલી રાત દરમિયાન પોતે મ્યુનિસિપલ સ્વશાસન વતી વિરોધ નોંધાવવા માટે લીધેલી સ્મોલ્નીની મુલાકાતનું વર્ણન કરી રહ્યો હતો. તેણે ત્રોત્સ્કીને જણાવેલું કે "સમાન, સીધા, અને ગુપ્ત મતદાનના આધારે ચૂંટાયેલી શહેરની એકમાત્ર હયાત કાનૂની સરકાર તરીકે દૂમા નવી સત્તાને માન્ય નહિ કરે." ત્રોત્સ્કીએ જવાબ આપેલો: "તેનો બંધારણીય ઉપાય મોજૂદ છે. દૂમાનું વિસર્જન કરીને નવી દૂમાની ચૂંટણી થઈ શકે એમ છે..." રિપોર્ટ સાંભળતાં જ દૂમામાં રોષના બૂમબરાડા શરૂ થઈ ગયા.

ઘરડો આદમી દૂમાને સંબોધીને આગળ બોલ્યો: "બેયોનેટો વડે ચલાવવામાં આવતી સરકારને માન્ય કરી લેવામાં આવે તો... ખેર, એવી સરકાર મોજૂદ છે; પરંતુ હું તો એવી સરકારને જ કાયદેસર ગણું છું કે જેને જનતા માન્ય કરતી હોય, બહુસંખ્યા માન્ય કરતી હોય—લઘુસંખ્યાએ જોરજૂલમથી કબજે કરી લીધી હોય એવી સત્તાને નહિ!" બોલ્શેવિકોની જગ્યાઓ સિવાય બીજી બધી બાજુએથી તાળીઓનો જોરદાર ગડગડાટ. ફરી વાર થવા લાગેલા કોલાહલમાં

મેયરે જાહેર કર્યું કે બોલ્શેવિકોએ ઘણાં ખાતાંઓમાં કમિસારો નીમીને મ્યુનિસિપલ સ્વાયત્તતાનો ભંગ શરૂ કરી દીધો છે.

બોલ્શેવિક વક્તાએ પોતાનો અવાજ સંભળાય એવા આશયે મોટેથી બોલતાં જણાવ્યું કે સોવિયેતોની કૉંગ્રેસનો નિર્ણય બોલ્શેવિકોના કદમને આખા રશિયાનો ટેકો અંકિત કરે છે.

"તમે!" તેણે પડકાર કરતાં કહ્યું, "તમે પેત્રોગ્રાદની જનતાના ખરા પ્રતિનિધિઓ નથી!" "અપમાન! અપમાન!"ના દેકારા થયા. ઘરડા મેયરે ભારેખમ અવાજે તેને યાદ કરાવ્યું કે દૂમાની ચૂંટણી બને એટલા વધારે મુક્ત પ્રજાકીય મતદાનના આધારે થયેલી છે. બોલ્શેવિકે જવાબ વાળ્યો કે "હા, પણ લાંબા લાંબા વખત પહેલાં — કેંદ્રીય કારોબારી સમિતિની જેમ, સેના સમિતિની જેમ."

"સોવિયેતોની કોઈ નવી કૉંગ્રેસ ભરાઈ જ નથી!" એ લોકોએ તેની સામે બરાડા પાડ્યા.

"પ્રતિક્રાંતિના આ અડ્ડામાં વધારે વખત હાજર રહેવાનો બોલ્શેવિક જૂથ ઇનકાર કરે છે..." ભારે કોલાહલ: "અને અમે દૂમાની નવી ચૂંટણીઓની માંગ કરીએ છીએ..." બોલ્શેવિકો એવી જાહેરાત કરીને હૉલમાંથી બહાર નીકળી ગયા. તેમની પાછળ પોકારો થયા: "જર્મનીના દલાલો! દેશદ્રોહીઓ મુર્દાબાદ!"

ત્યાર બાદ કેડેટ શિંગાર્યોવે માગણી કરી કે જે જે મ્યુનિસિપલ કાર્યકરોએ લશ્કરી ક્રાંતિકારી સમિતિના કમિસારો બનવાનું સ્વીકારી લીધું છે તે સૌને બરતરફ કરી દેવામાં આવે અને ગુનેગાર જાહેર કરી દેવામાં આવે. શ્રેઈદર એકદમ ખડો થઈ ગયો અને તેણે એવા મતલબનો ઠરાવ રજૂ કર્યો કે દૂમાનું વિસર્જન કરી નાખવાની બોલ્શેવિકોની ધમકીનો દૂમા વિરોધ કરે છે અને પોતાનું સ્થાન તજી દેવાનો ઇનકાર કરે છે.

બહાર અલેક્સાંદર હૉલ ખીચોખીચ ભરાઈ ગયેલો હતો. તેમાં ઉદ્ધાર સમિતિની મિટિંગ થઈ રહી હતી અને સ્કોબેલેવ ફરી બોલી રહ્યો હતો. તેણે કહ્યું: "આજ સુધી ક્યારેય ક્રાંતિનું ભવિષ્ય આટલા જોખમમાં નહોતું, આજ સુધી ક્યારેય રશિયન રાજ્યના અસ્તિત્વના સવાલે આટલી બધી ચિંતા નહોતી ઉપજાવી, આજ સુધી ક્યારેય ઇતિહાસે આટલી સખતાઈથી અને આટલી સાફ રીતે સવાલ પેશ નહોતો કર્યો કે — રશિયા હયાત રહેશે કે નહિ રહે! ક્રાંતિના ઉદ્ધારની મહાન ઘડી આવી પહોંચી છે, તેને અંગેની સભાનતા આપણને ક્રાંતિકારી લોકશાહીનાં ચેતનમય પરિબળોની ગાઢ એકતામાં જોવા મળે છે, અને તેઓના



સંગઠિત નિર્ધારના આધારે દેશ તથા ક્રાંતિના ઉદ્ધારનું કેંદ્ર સ્થાપિત થઈ ચૂક્યું છે..." તે એવું જ ઘણું ઘણું બોલતો રહ્યો અને અંતમાં તેણે કહ્યું: "આપણે આપણું સ્થાન તજી દેવા કરતાં મોતને ભેટવાનું વધારે પસંદ કરીશું!"

તાળીઓના જોરદાર ગડગડાટમાં જાહેરાત કરવામાં આવી કે રેલવે કામદારોનું યુનિયન ઉદ્ધાર સમિતિમાં જોડાઈ ગયું છે. થોડી મિનિટો પછી ટપાલ અને તાર ખાતાના કર્મચારીઓ આવ્યા. ત્યાર બાદ કેટલાક મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ હૉલમાં દાખલ થતાં ખુશીના પોકારો થયા. રેલવે કામદારોએ જણાવ્યું કે અમે બોલ્શેવિકોને માન્યતા નથી આપી, રેલવે લાઇનોનું આખું તંત્ર અમારે હસ્તક લઈ લીધું છે, અને કોઈ જાતની દાદાગીરીની સત્તાના હાથમાં તેને સુપરત કરવાનો ઇનકાર કરી દીધો છે. તાર કર્મચારીઓના ડેલિગેટે જાહેર કર્યું કે તારયંત્રો ચલાવનારાઓએ બોલ્શેવિક કમિસાર કાર્યાલયમાં મોજૂદ રહે ત્યાં સુધી તારયંત્રો ચલાવવનો સાફ ઇનકાર પરખાવી દીધો છે. ટપાલ કર્મચારીઓ સ્મોલ્નીમાં ટપાલ પહોંચાડશે પણ નહિ અને ત્યાંથી લાવશે પણ નહિ... સ્મોલ્નીની બધી ટેલિફોન લાઇનો કાપી નાખવામાં આવી હતી. ભારે ખુશાલીના ભાવે રિપોર્ટ રજૂ કરવામાં આવ્યો કે ઉરીત્સ્કીએ વિદેશ મંત્રાલયમાં જઈને ગુપ્ત સંધિઓની માગણી કરી ત્યારે નેરાતોવે* કેવી રીતે તેની હકલપટ્ટી કરાવેલી. તમામ સરકારી નોકરો કામ બંધ કરી રહ્યા છે...

એ તો જંગ હતો — પૂરી સભાનતાથી આયોજવામાં આવેલો, રશિયન ઢબનો જંગ; હડતાલો અને ભાંગફોડ મારફત ચલાવવામાં આવતો જંગ. અમે ત્યાં બેઠા હતા ત્યારે અધ્યક્ષે નામો તથા કામગીરીઓની યાદી વાંચી સંભળાવી: કોઈએ મંત્રાલયોમાં જવાનું હતું. બીજાએ બૅંકોની મુલાકાત લેવાની હતી, દસ કે બાર માણસોએ બૅરેકોમાં જઈને સિપાહીઓને તટસ્થ રહેવા સમજાવવાના હતા — "રશિયન સિપાહીઓ, તમારા બંધુઓનું લોહી વહેવડાવશો નહિ!" એક કમિટીએ જઈને કેરેન્સ્કી જોડે સલાહમલત કરવાની હતી. વળી બીજા કેટલાય માણસોને પ્રાંતિક શહેરોમાં ઉદ્ધાર સમિતિની શાખાઓ સ્થાપવા તથા બોલ્શેવિક-વિરોધી તત્ત્વોને પરસ્પર સાંકળી લેવા માટે મોકલવામાં આવ્યા.

ટોળું ભારે જોશમાં હતું. "આ બોલ્શેવિકો બુદ્ધિજીવીઓની ઉપર રોબ જમાવવાની કોશિશ કરશે, એમ કે? અમે તેમને બતાવી દઈશું બરાબર!"

---

* **નેરાતોવ** — કામચલાઉ સરકારમાં નાયબ વિદેશ પ્રધાન, માજી ઝારશાહી મુત્સદ્દી. — સં.

...આ જમેલા અને સોવિયેતોની કૉંગ્રેસ વચ્ચેનો તફાવત ખૂબ જ સચોટ હતો. ત્યાં કૉંગ્રેસમાં ચીંથરેહાલ સિપાહીઓ, મેલાઘેલા કામદારો, કિસાનોનો વિશાળ સમુદાય હતો—હયાતી ટકાવી રાખવાના પાશવી સંઘર્ષમાં વળી ગયેલાં અને જખમોથી ભરેલાં તન ધરાવતા ગરીબ ઇન્સાનો હતા; અહીંયાં મેન્શેવિક અને સમાજવાદી ક્રાંતિકારી આગેવાનો આવ્કસેન્ત્યેવો, દાનો, લીબેરો તેમ જ માજી સમાજવાદી પ્રધાનો સ્કોબેલેવો, ચેર્નોવો અને ખુશામતિયા શાત્સ્કી અને ખંધા વિનાવેર જેવા કેડેટોની જોડે તેમ જ પત્રકારો, વિદ્યાર્થીઓ, લગભગ તમામ છાવણીઓના બુદ્ધિજીવીઓની જોડે હળીમળી રહ્યા હતા. આ દૂમાનું ટોળું ખાધેપીધે અને કપડેલત્તે સુખી માણસોનું હતું. એ આખા જમેલામાં મને ત્રણથી વધારે સર્વહારાઓ જોવા ન મળ્યા...

ખબરો આવી. કોર્નીલોવના વફાદાર તેખીન્ત્સી* બીખોવ ખાતે તેના ચોકીદારોને કતલ કરી નાખીને ભાગી ગયા હતા. કાલેદિન ઉત્તર તરફ કૂચ કરી રહ્યો હતો... મોસ્કોની સોવિયેતે લશ્કરી ક્રાંતિકારી સમિતિની સ્થાપના કરી હતી, અને તે શસ્ત્રાગારનો કબજો લેવા માટે શહેરના કમાંડન્ટ જોડે વાટાઘાટો કરી રહી હતી, જેથી કામદારોને હથિયારો આપી શકાય.

એ હકીકતોની સાથે અફવાઓ, અર્થના અનર્થો, અને હડાહડ જૂઠાણાંનું કોકડું અજબ રીતે ગૂંચવાઈ ગયેલું હતું. દાખલા તરીકે, પહેલાં મિલ્યુકોવના અને પછી તેરેશ્ચેન્કોના માજી પ્રાઈવેટ સેક્રેટરી એક બુદ્ધિશાળી જુવાન કેડેટે અમને બાજુ પર લઈ જઈને વિન્ટર પેલેસની આખી ઘટના કહી જણાવી.

"બોલ્શેવિકોની આગેવાની જર્મન અને ઑસ્ટ્રિયન અફસરોએ કરેલી," તેણે ખાતરીપૂર્વક કહ્યું.

"એમ કે?" અમે વિનયથી કહ્યું. "તમને કેવી રીતે ખબર પડી?"

"મારો એક દોસ્ત ત્યાં મોજૂદ હતો. એણે નજરે જોયેલા."

"એણે જર્મન અફસરોને પારખી કેવી રીતે લીધા?"

"અરે, અફસરોએ જર્મન યુનિફૉર્મ પહેરેલા એટલે!"

આવી તો સેંકડો બેહૂદી વાતો સાંભળવા મળતી અને બોલ્શેવિકવિરોધી અખબારોમાં ગંભીરતાથી છપાતી. વળી તેને સાચી માની લેવાનું જે લોકોની બાબતમાં ખૂબ જ અસંભવિત લાગે એવા માણસો પણ તેને સાચી માની લેતા—

---

*જુઓ 'ટિપ્પણીઓ અને વિવરણ'.



હકીકતોને હંમેશાં ચોકસાઈથી ચકાસી લેવાની ખ્યાતિ ધરાવનારા સમાજવાદી ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો પણ સાચી માની લેતા...

પરંતુ એથીયે વધારે ગંભીર કહાણીઓ તો બોલ્શેવિકો તરફથી ગુજારવામાં આવતા જુલમ અને ત્રાસની હતી. દાખલા તરીકે એવી વાતો થતી હતી અને છપાતી પણ હતી કે લાલ સંત્રીઓએ વિન્ટર પેલેસમાં બેલગામ લૂંટ ચલાવવા ઉપરાંત, યુંકરોનાં હથિયાર ઉતારી લઈને તેમને કતલ કરી નાખ્યા હતા, કેટલાક પ્રધાનોને નિર્દયતાથી મારી નાખ્યા હતા, સ્ત્રીઓની બટેલિયનની મોટા ભાગની બાઈઓની ઉપર બળાત્કાર કર્યા હતા, અને તેમાંની કેટલીકે તો તેમની ઉપર ગુજારવામાં આવેલા અત્યાચારોને લીધે ત્યાં ને ત્યાં જ આત્મહત્યા કરી લીધી હતી. એવી બધી કહાણીઓને દૂમાના ટોળાના માણસોએ આખેઆખી ગળે ઉતારી દીધી, પૂરેપૂરી સાચી માની લીધી. એથીયે બદતર ઘટના તો એવી બની કે બહુધા નામોની યાદીઓ સાથે છપાયેલી એવી દહેશતનાક વિગતો યુંકરો તથા સ્ત્રી સૈનિકોના માબાપના વાંચવામાં આવી, અને રાત પડતાં સુધીમાં તો બેબાકળા નાગરિકોનાં ધાડાં દૂમાની ઇમારતમાં પહોંચી જવા લાગ્યાં...

એક લાક્ષણિક ઉદાહરણ પ્રિન્સ તુમાનોવનું છે. ઘણાં અખબારોમાં ખબર પ્રગટ થઈ કે તેનું શબ મોઇકા કેનાલમાં તરતું મળી આવ્યું છે. થોડાક જ કલાકો પછી પ્રિન્સના પરિવારે ખબરને રદિયો આપ્યો અને વધુમાં જણાવ્યું કે પ્રિન્સ તો જેલમાં છે. અખબારોએ તરત જ શબને જનરલ દેનીસોવનું જાહેર કરી દીધું. જનરલ પણ સજીવન થઈ ગયો એટલે અમે તપાસ કરી પણ અમને કોઈ પણ શબ મળ્યું હોવાની કશી જ સાબિતીઓ મળી નહિ...

અમે દૂમાની ઇમારતમાંથી બહાર નીકળ્યા. બહાર બારણા સામે આખા નેવ્સ્કી માર્ગને રોકીને જમા થઈ ગયેલા જબ્બર ટોળામાં બે બોય-સ્કાઉટ છોકરા ચોપાનિયાં[2] વહેંચી રહ્યા હતા. ટોળામાં લગભગ તમામ માણસો વેપારીઓ, દુકાનદારો, સરકારી અમલદારો, અને કારકુનો હતા. એક ચોપાનિયું નીચે મુજબ હતું:

### મ્યુનિસિપલ દૂમા તરફથી

મ્યુનિસિપલ દૂમા ઑક્ટોબરની ૨૬મી તારીખની મિટિંગમાં દિવસની ઘટનાઓને લક્ષમાં લઈને ઠિકી જાહેર કરે છે કે નાગરિકોનાં નિજી રહેઠાણો અનુલ્લંઘનીય છે. પેત્રોગ્રાદ શહેરની વસતિને તે ઘર સમિતિઓ મારફત હાકલ

કરે છે કે તમારાં નિજી રહેઠાણોમાં બહારના કોઈ માણસો બળજબરીથી દાખલ થવાની કોશિશ કરે તો નાગરિકોની સ્વરક્ષાના હિતમાં તેનો નિર્ણાયક સામનો કરજો, અને જરૂર પડે તો હથિયારો વાપરતાં પણ અચકાશો નહિ.

લિતેઈનીને ખૂણે પાંચ કે છ લાલ સંત્રીઓ અને બે ખલાસીઓ એક છાપાંવાળાને ઘેરીને ઊભા હતા અને 'રાબોચાયા ગાઝેતા' (કામદાર ગેઝેટ) નામે મેન્શેવિક અખબારની નકલો હવાલે કરી દેવાનો તકાદો કરી રહ્યા હતા. એક ખલાસીએ દુકાનમાંથી નકલો ઝપટી લીધી એટલે છાપાંવાળો તેમની સામે બરાડા પાડી રહ્યો હતો અને મુક્કો હલાવી રહ્યો હતો. આસપાસ જમા થઈ ગયેલું ટોળું ખીજે ભરાઈ ગયેલું હતું અને પહેરેગીરોને ગાળો ભાંડી રહ્યું હતું. નાના કદનો એક કામદાર મક્કમપણે લોકોને અને છાપાંવાળાને ફરી ફરીને સમજાવી રહ્યો હતો કે "અખબારમાં કેરેન્સ્કીની ઘોષણા છપાઈ છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે અમે રશિયન લોકોની હત્યા કરી છે. એથી ખૂનરેજી ફેલાઈ જવાનો સંભવ છે..."

સ્મોલ્નીમાં વાતાવરણ અગાઉ કરતાં વધારે તંગ હતું—એટલે એમ કે એથી વધારે તંગ શક્ય હોય તો. અંધારી પરસાળોમાં લોકો એવી જ રીતે દોડતા ભાગતા આવજા કરી રહ્યા હતા, રાઈફલધારી કામદારોની ટુકડીઓ નજરે પડતી હતી, મિત્રો અને મદદનીશોથી ઘેરાયેલા ચિંતાતુર આગેવાનો હાથમાં ખીચોખીચ પોર્ટફોલિયા લઈને દલીલો કરતા, સમજાવતા, હુકમો આપતા ઉતાવળા જઈ રહ્યા હતા. જાણે ખરેખર પોતાને જ ભૂલી ગયા હોય એવા માણસો, ઉજાગરા અને સખત મહેનતની સજીવ મૂર્તિઓ જેવા માણસો—ચડેલી દાઢીવાળા, મેલાઘેલા, સળગતા અંગારા જેવી આંખોવાળા માણસો હર્ષાવેશનાં એંજિનોના આધારે પોતાના નિર્ધારિત ધ્યેયની દિશામાં પૂરજોસ કામગીરી કરી રહ્યા હતા. તેમને ઘણુંબધું કરવાનું હતું, ઘણુંબધું! સરકારી વહીવટ પોતાને હસ્તક કરી લેવો, શહેરમાં વ્યવસ્થા સ્થાપવી, ગૅરિસનને વફાદાર રાખવી, દૂમા તથા ઉદ્ધાર સમિતિની સામે લડત ચલાવવી, જર્મનોને દેશથી દૂર રાખવા, કેરેન્સ્કીની સામે લડવું, બનાવોની માહિતી પ્રાંતોમાં મોકલવી, આર્ખાંગેલ્સ્કથી વ્લાદીવોસ્તોક સુધી પ્રચાર ચલાવવો. સરકારી અને મ્યુનિસિપલ નોકરો તેમના કમિસારોના હુકમો માનવાનો ઇનકાર કરી રહ્યા હતા, ટપાલ અને તાર ખાતાના માણસો તેમને સંદેશવ્યવહારની સવલત આપવાનો ઇનકાર કરી રહ્યા હતા, રેલવે વહીવટ



ગાડીઓ માટેની તેમની અપીલોને નિષ્ઠુરતાથી અવગણી રહ્યો હતો, કેરેન્સ્કી આવી રહ્યો હતો, ગૅરિસનની ઉપર પૂરો ભરોસો રાખી શકાય એમ નહોતો, કઝ્ઝાકો બહાર પડવા મોકાની વાટ જોઈ રહ્યા હતા... તેનો વિરોધ કરતી તાકાતોમાં સંગઠિત મૂડીદાર વર્ગ એકલો જ નહિ પરંતુ બીજી બધી સમાજવાદી પાર્ટીઓ પણ સામેલ હતી. તેમાં અપવાદ કેવળ ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ, થોડાક મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ અને સામાજિક-લોકશાહીવાદી આંતરરાષ્ટ્રવાદીઓનો હતો, પરંતુ તેઓ પણ ચોક્કસ નક્કી નહોતા કરી શકતા કે તરફેણ કરવી યા ન કરવી. એ ખરું કે કામદારો અને સિપાહીઓના સમુદાયો તેમને ટેકો આપી રહ્યા હતા—કિસાનોનું વલણ અજ્ઞાત હતું—પરંતુ બોલ્શેવિકોનું સંગઠન આખર તો એક રાજકીય જૂથ જ હતું અને તે તાલીમ પામેલા તથા સુશિક્ષિત માણસોની બાબતમાં સમૃદ્ધ નહોતું...

સામે દાદરો ચડતો રિયાઝાનોવ આવી રહ્યો હતો. તે જાણે ટોળભર્યા ગભરાટના ભાવે કહી રહ્યો હતો કે "હું વાણિજ્ય કમિસાર છું ખરો પણ મને તો વેપારનો એકડોયે નથી આવડતો." ઉપર કાફેમાં એક માણસ ખૂણામાં સાવ એકલો બેઠો હતો. તેનો બકરાની ખાલનો ઝભ્ભા જેવો ઢીલો ડગલો અને બીજાં કપડાં ચોળાઈ ગયેલાં હતાં—હું કહેવા જતો હતો કે "સૂઈ જવાને" કારણે ચોળાઈ ગયેલાં, પરંતુ એને સૂવાનો તો વખત જ નહોતો મળ્યો. તેના ચહેરા પર ત્રણ દિવસની દાઢી ચડી ગયેલી હતી. તે ચિંતામાં ડૂબી જઈને એક ગંદા કવર પર કશાક આંકડા ટપકાવી રહ્યો હતો અને વારે વારે પેન્સિલ મોંમાં નાખીને ચાવતો હતો. તે હતો નાણા-કમિસાર મેન્ઝીન્સ્કી—એ વિષય સંબંધી તેની યોગ્યતા માત્ર એટલી જ હતી કે તેણે એક વાર કોઈ ફ્રેંચ બૅંકમાં કારકુનની નોકરી કરી હતી... અને લશ્કરી ક્રાંતિકારી સમિતિની ઑફિસમાંથી નીકળીને પરસાળમાં દોડતા દોડતા કાગળની ચબરખીઓ પર કશુંક ટપકાવતા આ તરફ આવી રહેલા ચાર માણસો રશિયાના ચાર ખૂણે રવાના થઈ જવા માટે નીમવામાં આવેલા કમિસારો હતા. તેમને સોંપવામાં આવેલી કામગીરી હતી ખબરો પહોંચાડવાની, દલીલો કરવાની, અને લડવાની—જે કંઈ દલીલો સૂઝે તે રજૂ કરવાની અને જે કંઈ હથિયાર હાથમાં આવે તે લઈને લડવાની...

કૉંગ્રેસનું અધિવેશન એક વાગ્યે ભરાવાનું હતું અને વિશાળ હૉલ એથી ઘણા વખત પહેલાં જ ખીચોખીચ ભરાઈ ગયો હતો, પરંતુ છેક સાત વાગ્યા

સુધી અધ્યક્ષમંડળ આવવાની કશી એંધાણીઓ વરતાતી નહોતી... બોલ્શેવિકો અને ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓનાં જૂથોની મિટિંગો પોતપોતાના ખંડોમાં ચાલી રહી હતી. બપોર પછીના બધા વખત દરમિયાન લેનિન અને ત્રોત્સ્કી તડજોડના વલણ સામે લડતા રહ્યા હતા. બોલ્શેવિકોનો સારો એવો હિસ્સો તમામ સમાજવાદી સંગઠનોની સંયુકત સરકારનું સર્જન શક્ય બને એટલે સુધી નમતું મૂકવાની તરફેણમાં હતો. તેઓ જોરશોરથી દલીલો કરી રહ્યા હતા કે "આપણા વિરોધમાં વધારે પડતી તાકાત એકત્ર થયેલી છે, આપણી પાસે માણસો નથી. આપણે એકલા પડી જઈશું અને બધું એળે જશે." કામેનેવ, રિયાઝાનોવ, તથા બીજાઓ એવું ધોરણ લઈ રહ્યા હતા.

પરંતુ લેનિન અને તેમની જોડાજોડ ત્રોત્સ્કી ખડકની જેમ અડગ રહ્યા. "તડજોડના હિમાયતીઓ આપણો કાર્યક્રમ અપનાવી લે, પછી તેઓ આપણી ભેગા જોડાઈ શકે છે. આપણે જરાય નમતું મૂકવાનું નથી. અમારા જેવું સાહસભર્યું કદમ ઉઠાવવાની હિંમત અને નિર્ધાર ન ધરાવતા સાથીઓ અહીંયાં હોય તો તેઓ પણ બાકીના બાયલાઓ અને તડજોડિયાઓની ભેગા જ ચાલતા થઈ જાય! કામદારો અને સિપાહીઓના ટેકાના આધારે અમે તો આગળ ધપવાના જ છીએ."

સાત ને પાંચ મિનિટે ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ તરફથી સંદેશો આવ્યો કે "અમે લશ્કરી ક્રાંતિકારી સમિતિમાં ચાલુ રહીશું."

"જોયું ને!" લેનિને કહ્યું, "એ લોકો આપણને અનુસરી રહ્યા છે!"

અમે વિશાળ હૉલમાં અખબારી ટેબલ પાસે બેઠા હતા. મૂડીવાદી અખબારો સારુ લખતા એક અરાજકતાવાદીએ થોડી વાર પછી અમને સૂચન કર્યું કે બહાર જઈને અધ્યક્ષમંડળ વિશે તપાસ કરી આવીએ. કેંદ્રીય કારોબારી સમિતિના કાર્યાલયમાં કે પેત્રોગ્રાદ સોવિયેતના બ્યૂરોની ઑફિસમાં કોઈ નહોતું. અમે એક પછી એક ખંડમાં તપાસ કરતા વિશાળ સ્મોલ્નીમાં બધે ફરી આવ્યા. કોઈને મુદ્દલ ખબર નહોતી કે કોંગ્રેસનું સંચાલક મંડળ ક્યાં હશે. અમે ફરતા ફરતા તપાસ કરી રહ્યા હતા તે દરમિયાન મારા સંગાથીએ પોતાની પુરાણા જમાનાની ક્રાંતિકારી પ્રવૃત્તિઓનું અને દેશપારીની સજાના ફ્રાંસમાં વિતાવેલા લાંબા ખુશાલ ગાળાનું બયાન કર્યું. બોલ્શેવિકોના સંબંધમાં તેણે પોતાના મનની વાત મને જણાવી કે એ લોકો સાવ સાધારણ કોટિના, તોછડા, અબુધ, અને સૌંદર્યની પરખ વગરના માણસો છે. એ આદમી રશિયન બુદ્ધિજીવીઓના ખરા નમૂના



જેવો હતો... આખરે અમે સત્તર નંબરના ખંડમાં લશ્કરી ક્રાંતિકારી સમિતિના કાર્યાલયમાં પહોંચ્યા. ત્યાં ધસારાબંધ આવજા ચાલુ હતી. બારણું ખૂલ્યું અને બેઠી દડીનો પહોળા ચહેરાવાળો એક આદમી બહાર ધસી આવ્યો. તેણે યુનિફૉર્મ પહેર્યો હતો પણ તેમાં પટ્ટીઓ ચોડેલી નહોતી. તે જાણી મલકી રહ્યો હોય એમ લાગતું હતું — પરંતુ એક મિનિટમાં જ અમને સમજાઈ ગયું કે એ કંઈ મલકાટ નહોતો પણ બેહદ થાકને લીધે ચહેરામાં આવી ગયેલો મરડાટ હતો. એ આદમી ક્રિલેન્કો હતો.

મારો સંગાથી સરસ પોશાકમાં ચપળ અને સભ્ય દેખાતો જુવાન હતો. તે ખુશીનો ઉદ્ગાર કાઢતો એક કદમ આગળ ગયો.

"નિકોલાઈ વસીલ્યેવિચ!" તે હાથ લાંબો કરતો બોલ્યો. "હું તમને યાદ નથી, કૉમરેડ! આપણે જેલમાં ભેગા હતા."

ક્રિલેન્કોએ મન અને નજરને એકાગ્ર કરીને યાદ કરવાની કોશિશ કરી. આખરે તેણે ભારે ખુશીના ભાવે પેલાની ઉપર પગથી માથા સુધી નજર ફેરવતાં જવાબ આપ્યો: "અરે, હા, યાદ આવ્યું, તમે તો સ... છો! ઝ્દ્રાસ્તવુઈતે! (કેમ છો?)" બેઉ જણે એકબીજાને બચીઓ ભરી. પછી ક્રિલેન્કોએ હાથ હલાવીને આસપાસ સંકેત કરતાં સવાલ કર્યો: "અહીંયાં આ બધું ચાલી રહ્યું છે તેમાં તમે શું કરી રહ્યા છો?"

"હું? બસ... જોતો રહું છું બધું... તમે ભારે કામયાબી હાંસલ કરી લીધી છે."

"હા," ક્રિલેન્કોએ અવાજમાં એક જાતનું મક્કમપણું લાવીને કહ્યું, "સર્વહારા ક્રાંતિ ખૂબ સફળ થઈ ગઈ છે." તે હસી પડયો. "કદાચ — પણ કદાચ આપણે ફરી વાર જેલમાં ભેગા થઈશું!"

અમે પાછા પરસાળમાં ગયા ત્યારે મારા સંગાથીએ ખુલાસા કરવાનું ચાલુ રાખ્યું. "જુઓ, હું તો ક્રોપોત્કિનનો અનુયાયી છું. અમે આ ક્રાંતિને મોટી નિષ્ફળતા જ ગણીએ છીએ. ક્રાંતિ લોકસમુદાયોના દેશાભિમાનને જગાવી નથી શકી. એથી બેશક સાબિત થઈ જાય છે કે લોકો હજુ ક્રાંતિ માટે તૈયાર નથી..."

ખુશીના પ્રચંડ પોકારોથી અધ્યક્ષમંડળના આગમનની જાહેરાત થઈ ત્યારે આઠ ને ચાળીસ મિનિટનો સમય હતો. લેનિન — મહાન લેનિન — અધ્યક્ષમંડળમાં સામેલ હતા. ટૂંકા કદની ઘાટીલી ભરાવદાર કાયા, ખભાઓ પર ગોઠવેલું મોટું

માથું, ટાલવાળું અને ઊપસેલું. નાનકડી આંખો, ચપટું નાક, પહોળું ઉદાર મુખ, ભારે હડપચી. હજામત સાફ કરેલી હતી, પરંતુ તેમની અગાઉની તથા ભવિષ્યની મશહૂર દાઢીના વાળ હડપચી પર ઊગવા લાગ્યા હતા. તેમનાં કપડાં જૂનાં જિર્ણ હતાં અને પાટલૂન વધારે પડતું લાંબું હતું. દેખાવ બહુ પ્રભાવક નહોતો, પરંતુ તેઓ જનતાના લાડીલા વીર હતા અને લોકોનો જેટલો પ્રેમ અને આદર તેમને મળ્યા હતા એટલા ઇતિહાસમાં કદાચ બહુ ઓછા આગેવાનોને મળ્યા છે. તેઓ અજબ લોકનેતા હતા, કેવળ બુદ્ધિપ્રભાના આધારે બનેલા નેતા હતા — કોઈ ખાસ સાજસજાવટ વગરનો સાધારણ દેખાવ. ટોળ કે રમૂજ નહિ, અડગ અને નિષ્પક્ષ, કોઈ જાતની મોહક વિલક્ષણતાઓ નહિ, પરંતુ ગહનગંભીર વિચારોને સાદા શબ્દોમાં સમજાવવાની અને નક્કર પરિસ્થિતિનું પૃથક્કરણ કરવાની અદ્ભુત શકિત. વળી વાસ્તવિકતાની ઊંડી સૂઝની સાથે સાથે અધિકતમ બૌદ્ધિક સાહસિકતા.

કામેનેવ લશ્કરી ક્રાંતિકારી સમિતિનાં કદમોનો રિપોર્ટ વાંચી રહ્યો હતો: લશ્કરમાં મોતની સજાની નાબૂદી, પ્રચારના મુકત અધિકારની પુનઃસ્થાપના, રાજકીય અપરાધો બદલ ગિરફતાર કરવામાં આવેલા અફસરો તથા સિપાહીઓની મુકિત, કેરેન્સ્કીની ધરપકડના અને ખાનગી ગોદામોમાં ભરેલી ખોરાકની ચીજો જપ્ત કરી લેવાના હુકમો... તાળીઓનો ભારે ગડગડાટ.

ફરી વાર બુંદનો પ્રતિનિધિ. કોમ્યુનિસ્ટોના કટ્ટર વલણને લીધે ક્રાંતિ કચડાઈ જવાની. એટલે બુંદના ડેલિગેટોને હવે કૉંગ્રેસમાં મોજૂદ રહેવાનો ઇનકાર કરવો જ પડે એમ છે. આખા હૉલમાં દેકારો મચી ગયો — "અમને તો એમ હતું કે કાલે રાતે જ તમે બહાર નીકળી ગયેલા! હજી કેટલી વાર તમે બહાર નીકળી જવાના છો?"

પછી મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓનો પ્રતિનિધિ. વળી પાછા દેકારા — "આ શું? હજી તમે અહીંયાં જ છો?" વકતાએ ખુલાસો કર્યો કે મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓમાંથી અમુક માણસો જ કૉંગ્રેસ છોડીને જતા રહ્યા છે, બાકીના મોજૂદ રહેવાના છે...

"સત્તા સોવિયેતોને સુપરત કરી દેવાની વાતને અમે ક્રાંતિ માટે જોખમી અને કદાચ ઘાતક પણ ગણીએ છીએ" — વચમાં દેકારાનો કોલાહલ — "પરંતુ કૉંગ્રેસમાં મોજૂદ રહીને સત્તાની ફેરબદલીની વિરુદ્ધ મત આપવાની બાબતને અમે અમારી ફરજ ગણીએ છીએ!"



ત્યાર પછી દેખીતી રીતે જ કશા ક્રમ વગર બીજા વકતાઓ એક પછી એક બોલવા આવતા ગયા. દોન બૅસિનની કોલસાની ખાણોના કામદારોના ડેલિગેટે કૉંગ્રેસને કાલેદિનની સામે કદમો ઉઠાવવાની હાકલ કરી. તેણે જણાવ્યું કે કાલેદિન કદાચ પાટનગર તરફ આવતા કોલસા તથા ખોરાકના પુરવઠાને વચ્ચે જ અટકાવી દેશે. મોરચેથી થોડી વાર પહેલાં જ કૉંગ્રેસમાં પહોંચેલા કેટલાક સિપાહીઓએ પોતપોતાની રેજિમેન્ટોનાં ઉત્સાહભર્યાં અભિવાદનો જાહેર કર્યાં... પછી લેનિન બોલવા આગળ આવ્યા અને લગાતાર થઈ રહેલા તાળીઓના ગડગડાટનો જાણે ખ્યાલ જ ન હોય એવી રીતે પ્રવચન વાંચવાના મેજની કોર પકડીને પોતાની નાનકડી મિચકારા કરતી આંખો વડે લોકસમૂહની ઉપર નજર ફેરવતા વાટ જોઈને ઊભા રહ્યા. તાળીઓનો ગડગડાટ કેટલીય મિનિટો ચાલુ રહીને શમી ગયો ત્યારે તેઓ સાવ સાદી રીતે આટલું જ બોલ્યા: "હવે આપણે સમાજવાદી વ્યવસ્થાનું નિર્માણ શરૂ કરીશું!" વળી પાછો લોકોના જોરદાર હર્ષનાદનો જુવાળ ફેલાઈ ગયો.

"પહેલું કામ સુલેહ સાધવા માટે અમલી કદમો ઉઠાવવાનું છે... યુદ્ધમાં સંડોવાયેલા સઘળા દેશોની પ્રજાઓને અમે સોવિયેત શરતોના આધારે સુલેહની દરખાસ્ત કરીશું — ઇજાફતો નહિ, નુકસાનીના દંડ નહિ, પ્રજાઓને આત્મનિર્ણયનો અધિકાર. તેની સાથે સાથે જ, અમારા વચન મુજબ અમે ગુપ્ત સંધિઓ પ્રગટ કરીશું અને રદ કરી નાખીશું... યુદ્ધ અને શાંતિનો સવાલ એટલો સાફ છે કે યુદ્ધમાં સંડોવાયેલા સઘળા દેશોની પ્રજાઓને સંબોધિત ઘોષણાનો ખરડો કશી પ્રસ્તાવના વગર જ તમારી સમક્ષ વાંચી સંભળાવવાનું મને ઠીક લાગે છે..."

જાણે મલકતું હોય એવું લાગતું તેમનું પહોળું મુખ તેઓ બોલે ત્યારે પૂરેપૂરું ખૂલી જતું હતું. તેમનો અવાજ ઘોઘરો હતો — અણગમો ઉપજાવે એવો ઘોઘરો નહોતો પરંતુ વરસો સુધી સતત બોલતા રહેવાથી જાણે પાકીને એવો બની ગયેલો હતો. તેઓ એકધારી રીતે બોલતા ગયા — જાણે નિરંતર બોલતા રહેવા શકિતમાન હોય એવી અસર ઊભી કરતા બોલતા ગયા... કોઈ વાત પર ભાર મૂકવાનો હોય ત્યારે તેઓ જરાક આગળ નમી જતા. હાવભાવ જેવું મુદ્દલ નહિ. અને સામેથી હજાર હજાર મુખડાં એકાગ્ર ભકિતભાવે તેમને નીરખી રહ્યાં હતાં.

## યુદ્ધમાં સંડોવાયેલાં સઘળાં રાષ્ટ્રોની પ્રજાઓ
## તથા સરકારોને સંબોધિત ઘોષણા

નવેંબરની છઠ્ઠી અને સાતમી તારીખની ક્રાંતિના પરિણામે સ્થાપવામાં આવેલી અને કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો પર આધારિત કામદાર કિસાન સરકાર યુદ્ધમાં સંડોવાયેલી તમામ પ્રજાઓને તથા તેમની સરકારોને ઈનસાફી તથા લોકશાહીવાદી સુલેહ માટે વાટાઘાટો તત્કાળ શરૂ કરી દેવાની દરખાસ્ત કરે છે.

ઈનસાફી તથા લોકશાહીવાદી સુલેહનો ઉલ્લેખ કરતી વેળા સરકારનો મતલબ એવી સુલેહનો છે કે જેને જંગથી શોષાઈ તથા ઘસાઈ ગયેલા કામદારો તથા મહેનતકશ વર્ગોની ભારે મોટી બહુસંખ્યા વાંછી રહી છે—એવી સુલેહનો છે કે જેની સાફ સાફ માંગ રશિયન કામદારો તથા કિસાનો ઝારની રાજશાહીને ઉથલાવી પાડયા પછી અણથંભ કરતા રહ્યા છે--એવી સુલેહનો છે કે જેમાં ઈજાફતોને (એટલે કે પરદેશી પ્રદેશો પચાવી પાડવાનાં કૃત્યોને, બીજાં રાષ્ટ્રોને બળજબરીથી પોતાની સાથે જોડી દેવાનાં કૃત્યોને) અને જંગની નુકસાનીના દંડને મુદ્દલ સ્થાન ન હોય.

રશિયાની સરકાર યુદ્ધમાં સંડોવાયેલી તમામ પ્રજાઓને દરખાસ્ત કરે છે કે બધા દેશો તથા બધી પ્રજાઓના લોકોની મુખત્યાર પરિષદો એવી સુલેહની સઘળી શરતોને ચોક્કસ રૂપમાં બહાલી આપે તે પહેલાં જ, એવી સુલેહ સાધવાની દિશામાં વાટાઘાટોનાં નિર્ણાયક કદમો જરા સરખીયે ઢીલ વગર ઉઠાવવાની તત્પરતા બતાવીને, તેઓ એવી સુલેહ તત્કાળ કરી લે.

બીજાં રાષ્ટ્રોને પોતાની સાથે જોડી દેવાનાં અથવા પરદેશી પ્રદેશો પચાવી પાડવાનાં કૃત્યોનો ઉલ્લેખ કરતી વેળા સરકારનો મતલબ—સામાન્ય રીતે લોકશાહી અધિકારોના અને ખાસ કરીને કામદાર વર્ગના અધિકારોના ખ્યાલને અનુરૂપ ધોરણ પર આધારિત મતલબ--એવાં તમામ કૃત્યોનો છે કે જેમાં કોઈ નાની કે નબળી પ્રજાની મંજૂરી તથા મંછાની મરજિયાત, સાફ, તથા ચોક્કસ જાહેરાત વગર તેને કોઈ મોટા તથા તાકાતવાન રાજ્યની સાથે જોડી દેવામાં આવે—એવી ઈજાફત બળજબરીથી સાધવામાં આવી હોય ત્યારે ભલે ગમે તેવા સંજોગો હોય તોપણ, બળજબરીથી બીજા રાજ્યની સાથે જોડી દેવામાં આવેલા અથવા સીમા બહાર કબજામાં રાખવામાં આવેલા રાષ્ટ્રની સભ્યતાનું પ્રમાણ ગમે એટલું હોય તોપણ, અને એ રાષ્ટ્ર યુરોપમાં હોય કે દરિયાપાર દૂરના દેશોમાં હોય તોપણ.

જો કોઈ પણ રાષ્ટ્રને બળજબરીથી બીજા રાજ્યની સીમાઓની અંદર રાખવામાં આવે, એ રાષ્ટ્રે મંછા વ્યકત કરી હોવા છતાં (એવી મંછા અખબારોમાં, જનતાની સભાઓમાં, રાજકીય પાર્ટીઓના નિર્ણયોમાં, અથવા રાષ્ટ્રીય ઉત્પીડનની વિરુદ્ધ તોફાનો તથા દંગાઓમાં વ્યકત થઈ હોય એથી કશો ફેર નથી પડતો) તેને મુકત મતદાન મારફત—જરા સરખીયે જબરદસ્તી વગર, તેને કબજામાં રાખનારા અથવા કબજે કરી લેવાની મુરાદ ધરાવનારા અથવા સામાન્ય રીતે વધારે તાકાતવાન રાષ્ટ્રનાં હથિયારબંધ લશ્કરો પૂરેપૂરાં પાછાં ખેંચી લેવામાં આવે ત્યાર પછી—પોતાની રાષ્ટ્રીય તથા રાજકીય સંઘટનાનું રૂપ આપમેળે નક્કી કરી લેવાનો અધિકાર ન આપવામાં આવે, તો એવું જોડાણ ઈજાફત બની જાય છે—એટલે કે પરદેશી પ્રદેશ પચાવી પાડવાનું અને જોરજુલમનું કૃત્ય બની જાય છે.

તાકાતવાન અને દોલતમંદ રાષ્ટ્રોને નબળી તથા પરાજિત પ્રજાઓની વહેંચણી આપસમાં કરી લેવાની છૂટ આપવા સારુ આ જંગને ચાલુ રાખવાના કૃત્યને સરકાર માનવજાતિની વિરુદ્ધ મોટામાં મોટો ગુનો ગણે છે, અને એક પણ અપવાદ વગર તમામ પ્રજાઓ માટે એકસરખી ઈનસાફી ઉપરોકત શરતોના આધારે આ જંગનો અંત આણે એવી સુલેહના કરાર પર સહી કરવાનો પોતાનો નિર્ણય સરકાર ગંભીરતાથી ઘોષિત કરે છે.

સરકાર ગુપ્ત મુત્સદ્દીગીરીને નાબૂદ કરી નાખે છે, સઘળી વાટાઘાટો ખુલ્લંખુલ્લા જનતાની નજર સામે ચલાવવાનો પોતાનો મક્કમ નિર્ધાર આખા દેશની સમક્ષ જાહેર કરે છે, અને જમીનદારો તથા મૂડીદારોની સરકારે ૧૯૧૭ના માર્ચથી નવેંબરની ૭મી તારીખ સુધીના સમયમાં બહાલ કરેલી અથવા નવી કરેલી તમામ ગુપ્ત સંધિઓને પૂરેપૂરી પ્રકાશિત કરવાનું કામ તત્કાળ શરૂ કરી દેશે. ગુપ્ત સંધિઓની મોટા ભાગની કલમોનું લક્ષ્ય રશિયન મૂડીદારો માટે ફાયદાઓ અને ખાસ હકો હાંસલ કરવાનું છે, રશિયન સામ્રાજ્યવાદીઓએ કરી લીધેલી ઈજાફતોને કાયમ રાખવાનું અથવા વધારવાનું છે, અને સરકાર એવી તમામ કલમોને તત્કાળ તેમ જ કશી ચર્ચાઓ વગર રદબાતલ જાહેર કરે છે.

સઘળી સરકારો તથા સઘળી પ્રજાઓને સુલેહની વાટાઘાટો જાહેર રીતે કરવાની દરખાસ્ત કરતી વેળા સરકાર એવી વાટાઘાટો તાર, ટપાલ, અથવા જુદા જુદા દેશોના પ્રતિનિધિઓ વચ્ચેની બિનસત્તાવાર મુલાકાતો મારફત કે

પછી એ પ્રતિનિધિઓના સંમેલનમાં ચલાવવાની પોતાની તત્પરતા જાહેર કરે છે. પ્રતિનિધિઓની બિનસત્તાવાર મુલાકાતો સરળ બનાવવાના આશયે સરકાર તટસ્થ દેશોમાં પોતાના પ્રતિનિધિઓ નિયુક્ત કરી રહી છે.

સરકાર યુદ્ધમાં સંડોવાયેલા તમામ દેશોની સરકારો તથા પ્રજાઓને તત્કાળ જંગમોકૂફી કરી લેવાની દરખાસ્ત કરે છે, અને સાથે સાથે સૂચન કરે છે કે જંગમોકૂફી ત્રણ મહિના સુધી અમલમાં રહેવી જોઈએ. યુદ્ધમાં ખેંચાઈ ગયેલ અથવા પરાણે યુદ્ધમાં સંડોવાઈ ગયેલ રાષ્ટ્રો તથા પ્રજાઓમાંથી એકનાયે અપવાદ વગર તે સૌના પ્રતિનિધિઓની મુલાકાતો એટલા સમય દરમિયાન સાધી લેવાની પૂરી શક્યતા છે એટલું જ નહિ પરંતુ સુલેહની શરતોની ચોક્કસ સ્વીકૃતિના ઉદ્દેશે બધા દેશોની જનતાના પ્રતિનિધિઓની અધિકૃત પરિષદો ભરવાનું પણ એટલા સમય દરમિયાન જરૂર શક્ય બને એમ છે.

યુદ્ધમાં સંડોવાયેલા બધા દેશોની સરકારો તથા પ્રજાઓ સમક્ષ સુલેહની આ દરખાસ્ત રજૂ કરતી વેળા રશિયાની કામચલાઉ કામદાર કિસાન સરકાર, માનવજાતિના સૌથી વધારે હિતચિંતક ત્રણ રાષ્ટ્રો તેમ જ વર્તમાન યુદ્ધમાં ભાગ લેનારાં રાષ્ટ્રોમાંથી અધિકતમ મહત્ત્વનાં ત્રણ રાષ્ટ્રોના — ઈંગ્લૅંડ, ફ્રાંસ, તથા જર્મનીના — જાગૃત કામદારોને સમાન રીતે તેમ જ ખાસ રીતે સંબોધે છે. એ દેશોના કામદારોએ પ્રગતિ અને સમાજવાદના ધ્યેયની બેહદ મોટી સેવાઓ બજાવી છે. ઈંગ્લૅંડમાં ચાર્ટિસ્ટ આંદોલનનાં જ્વલંત ઉદાહરણો, ફ્રેંચ સર્વહારા વર્ગે સાધેલી વિશ્વવ્યાપી ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી ક્રાંતિઓની હારમાળા — અને છેલ્લે, જર્મનીમાં અસાધારણ કાનૂનો સામેનો ઐતિહાસિક સંઘર્ષ, આખી દુનિયાના કામદારો માટે દીર્ઘકાલીન તથા મક્કમ કદમના દાખલા સમો સંઘર્ષ, તેમ જ જર્મન સર્વહારા વર્ગનાં જોરદાર સંગઠનોનું સર્જન — સર્વહારા પરાક્રમની એ બધી નમૂનેદાર ઘટનાઓ, ઈતિહાસમાં અંકિત થઈ ગયેલા એ બધા યાદગાર બનાવો, અમને પાકી બાંયધરી પૂરી પાડે છે કે એ દેશોના કામદારો જંગની ભયાનકતાઓ તથા દુષ્પરિણામોથી માનવજાતિને મુક્ત કરવાની તેમને શિરે આવી પડેલી જવાબદારીને બરાબર સમજી લેશે, અને એ કામદારો નિર્ણાયક, જોમદાર, તથા અણથંભ કદમો ઉઠાવીને અમને સુલેહનું ધ્યેય — અને તેની સાથે સાથે જ, શોષિત કામગાર સમુદાયોને સમગ્ર ગુલામી તથા સમગ્ર શોષણથી મુક્તિ અપાવવાનું ધ્યેય — સફળતાથી પાર પાડવામાં મદદ કરશે.



તાળીઓનો જોરદાર ગડગડાટ શમી ગયો ત્યારે લેનિન ફરી બોલવા લાગ્યા.

"અમે કૉંગ્રેસનો સમક્ષ દરખાસ્ત કરીએ છીએ કે આ ઘોષણાને બહાલી આપવામાં આવે. અમે સંબોધન સરકારોને તેમ જ પ્રજાઓને કર્યું છે કારણ કે યુદ્ધમાં સંડોવાયેલા દેશોની કેવળ **પ્રજાઓને** જ ઘોષણા સંબોધિત કરવાથી સુલેહ સાધવામાં કદાચ ઢીલ થાય. જંગમોકૂફી દરમિયાન ઘડી કાઢવામાં આવેલી સુલેહ શરતોને બંધારણસભામાં બહાલ કરવાની રહેશે. જંગમોકૂફીનો સમય ત્રણ મહિનાનો નક્કી કરવામાં અમારી નેમ આ ખૂનખાર સંહારલીલા પછી પ્રજાઓને બને એટલો લાંબો નિરાંતનો વખત પૂરો પાડવાની અને તેમના પ્રતિનિધિઓની ચૂંટણી માટે પૂરતા વખતની જોગવાઈ કરવાની છે.

સામ્રાજ્યવાદી સરકારો સુલેહની આ શરતોનો ચોક્કસ વિરોધ કરવાની જ — એ સંબંધમાં કશી ખોટી આશાઓ રાખવાની મૂર્ખાઈ અમે નથી કરી. પરંતુ અમને આશા છે કે યુદ્ધમાં સંડોવાયેલા બધા દેશોમાં થોડા વખતમાં જ ક્રાંતિઓ ફાટી નીકળશે. એટલે જ અમે ફ્રાંસ, ઈંગ્લૅંડ, અને જર્મનીના કામદારોને ખાસ રીતે સંબોધન કર્યું છે..."

તેમણે અંતમાં કહ્યું: "નવેંબરની છઠ્ઠી અને ૭મી તારીખની ક્રાંતિએ સમાજવાદી ક્રાંતિના યુગનો આરંભ કર્યો છે... શાંતિ અને સમાજવાદનું ધ્યેય ધરાવતું કામદાર આંદોલન ફતેહ હાંસલ કરશે અને પોતાની ઐતિહાસિક કામગીરી સફળતાથી પાર પાડશે..."

એ કથનોમાં કશુંક પ્રશાંત અને પ્રબળ સમાયેલું હતું જે ઈન્સાનોનાં દિલોમાં ઊંડે ઊતરી જતું હતું. લેનિન બોલે ત્યારે લોકોને તેમના શબ્દોમાં પૂરો વિશ્વાસ કેમ બેસી જતો તેનું કારણ સમજી શકાય એમ છે.

સમૂહ મતના આધારે તરત નક્કી કરી લેવામાં આવ્યું કે આ ઠરાવ વિશે બોલવાની છૂટ કેવળ રાજકીય જૂથોના પ્રતિનિધિઓને જ આપવામાં આવે અને દરેક વકતા માટે પંદર મિનિટની સમય મર્યાદા બાંધી લેવામાં આવે.

સૌપ્રથમ ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ વતી કરેલિન બોલ્યો: "ઘોષણાની વાચનામાં સુધારા રજૂ કરવાનો અવસર અમારા જૂથને મળ્યો જ નથી, આ તો બોલ્શેવિકોનો ખાનગી દસ્તાવેજ છે. પરંતુ અમે તેની તરફેણમાં મત આપીશું કારણ કે ઘોષણાની ભાવના જોડે અમે સહમત છીએ..."

સામાજિક-લોકશાહીવાદી આંતરરાષ્ટ્રવાદીઓ વતી બોલવા ક્રામારોવ આગળ આવ્યો. લાંબો, ખભા વળી ગયેલા, કમજોર નજર — તે આગળ જતાં વિરોધ

પક્ષના રંગલો તરીકે થોડોઘણો નામચીન બનવાનાં હતો. તેણે કહ્યું કે આવું મહત્ત્વનું કદમ ઉઠાવવાની મુખત્યારી તો સઘળી સમાજવાદી પાર્ટીઓને આવરી લેતી સરકાર જ ધરાવી શકે. સમાજવાદી એકસંપી સ્થાપવામાં આવે તો મારું જૂથ આખા કાર્યક્રમને ટેકો આપશે, પણ એમ નહિ કરવામાં આવે તો તેના માત્ર એક હિસ્સાને જ ટેકો આપશે. ઘોષણાના સંબંધમાં આંતરરાષ્ટ્રવાદીઓ તેના મુખ્ય મુદ્દાઓ જોડે પૂરેપૂરા સહમત છે...

ત્યાર બાદ વધતા જતા જોમના વાતાવરણમાં ટેકાની એક પછી એક જાહેરાત: ઉક્રાઈની સામાજિક-લોકશાહીવાદીઓ – ટેકો, લિથુઆનિયન સામાજિક-લોકશાહીવાદીઓ – ટેકો, પ્રજાકીય સમાજવાદીઓ – ટેકો, પોલીશ સામાજિક-લોકશાહીવાદીઓ – ટેકો, પોલીશ સમાજવાદીઓ – ટેકો પણ સમાજવાદી એકસંપીને વધારે પસંદગી, લૅટવિયાના સામાજિક-લોકશાહીવાદીઓ – ટેકો... એ માણસોનાં દિલોમાં જાણે કશીક ચિનગારી ફૂટી હતી. એકે "આગામી વિશ્વક્રાંતિ"ની વાત કરી અને કહ્યું કે "આપણે તેના અગ્રિમ સિપાહીઓ છીએ", બીજાએ જાહેર કર્યું કે "ભાઈચારાનો નવો યુગ શરૂ થઈ ગયો છે જેમાં સઘળી પ્રજાઓ એક વિશાળ પરિવારની જેમ ભેગી રહેશે..." એક ડૅલિગેટે વ્યકિતગત રીતે બોલવાની પરવાનગી માગી. તેણે કહ્યું કે "અહીંયાં પરસ્પર વિરોધી કથનો કરવામાં આવ્યાં છે. પહેલાં તમે ઇજાફતો અને નુકસાનીના દંડ વગર સુલેહની દરખાસ્ત કરી, અને પછી જાહેર કર્યું કે સુલેહની જે કોઈ દરખાસ્તો રજૂ થશે તે બધી અંગે વિચારણા કરવામાં આવશે. વિચારણા કરવી એટલે સ્વીકારી લેવી..."

લેનિન એકદમ ખડા થઈ ગયા. "અમારી નેમ ઇનસાફી સુલેહની છે, પરંતુ અમે ક્રાંતિકારી જંગથી ડરતા નથી... સામ્રાજ્યવાદી સરકારો ઘણું કરીને અમારી અપીલનો જવાબ જ નહિ આપે – પરંતુ સહેલાઈથી નકારી શકાય એવું અલ્ટીમેટમ અમે નહિ આપીએ... જર્મન સર્વહારા વર્ગને જો ખાતરી થઈ જશે કે અમે સુલેહની તમામ દરખાસ્તો અંગે વિચારણા કરવા તૈયાર છીએ તો એ હકીકત કદાચ છલોછલ ભરેલા વાસણને છલકાવી દેનારા એક વધુ ટીપાની કામગીરી બજાવશે – જર્મનીમાં ક્રાંતિ ફાટી નીકળશે...

અમે સુલેહની તમામ શરતોનું પરીક્ષણ કરવાની કબૂલાત આપી છે, પરંતુ તેનો અર્થ એવો નથી અમે બધી શરતોને સ્વીકારી લઈશું. અમે રજૂ કરેલી શરતોમાંથી કેટલીકને ખાતર તો અમે આખર સુધી લડીશું – પરંતુ બાકીની



શરતોને ખાતર જંગ ચાલુ રાખવાનું અમારે માટે કદાચ અશક્ય બની જશે... અમારી સૌથી પહેલી નેમ જંગને ખતમ કરી નાખવાની છે..."

ઘોષણાની તરફેણમાં હોય તે સૌને પોતપોતનાં કાર્ડ ઊંચાં કરીને બતાવવાનું કામેનેવે જણાવ્યું ત્યારે બરાબર ૧૦ ને ૩૫ મિનિટનો વખત હતો. એક ડૅલિગેટે ઘોષણાની વિરુદ્ધ હાથ ઊંચો કરવાની હિંમત કરી તો ખરી, પરંતુ આસપાસ એકદમ દેકારા શરૂ થઈ જતાં તેણે ઝડપથી હાથ પાછો નીચે ખેંચી લીધો... ઘોષણા સર્વાનુમતે અપનાવી લેવામાં આવી.

એકાએક જાણે સર્વસામાન્ય ભાવાવેગના પરિણામે અમે સૌ ઊભા થઈ ગયા અને એકીસાથે સરળ આરોહી સૂરમેળ સાધીને 'ઇન્ટરનૅશનલ' ગાન ગાવા લાગ્યા. સફેદ બાલવાળો એક ઘરડો સિપાહી નાના બાળકની જેમ ડૂસકાં ભરવા લાગ્યો. અલેક્ઝાંદ્રા કોલ્લોન્તાઈએ આંખો ઝડપથી ઉઘાડમીંચ કરીને આંસુ ખાળી લીધાં. રેલાતા સૂરનો પ્રચંડ ધ્વનિ આખા હૉલમાં ફેલાઈ ગયો અને બારીઓ તથા બારણાંને પાર કરીને શાંત ગગનને ચીરતો ઊંચે ને ઊંચે જવા લાગ્યો. મારી બાજુમાં ઊભેલો એક જુવાન કામદાર બોલી ઊઠયો: "જંગ ખતમ થઈ ગયો! જંગ ખતમ થઈ ગયો!" તેનો ચહેરો ઝળકી રહ્યો હતો. ગાન પૂરું થઈ ગયું અને આખા હૉલમાં છવાઈ ગયેલી એક જાતની વ્યગ્ર નીરવતામાં અમે સૌ ચુપચાપ ઊભા હતા ત્યારે પાછળના ભાગમાંથી કોઈનો પોકાર સંભળાયો: "સાથીઓ! સૌની મુકિતને ખાતર જાન કુરબાન કરી દેનારાઓને આપણે યાદ કરી લઈએ!" એટલે અમે 'શબયાત્રા'નું ગાન શરૂ કરી દીધું – હળવા સૂર, ગમગીની ટપકતી જાય, પણ તોયે જાણે ફતેહનું ગાન – ખરી રશિયન મૌલિકતાથી ભરેલું અને યાંને હૈયું હલાવી નાખે એવું. 'ઇન્ટરનૅશનલ' ગાનમાં તો આખર વિદેશી આભા છે જ. પરંતુ 'શબયાત્રા'ના ગાનમાં તો જાણે ઘેરા લોકસમુદાયોના – જેના ડૅલિગેટો એ હૉલમાં બેસીને પોતપોતાનાં મનમાં રમતાં ધૂંધળાં ભવિષ્યચિત્રો મુજબ નૂતન રશિયાનું સર્જન કરી રહ્યા હતા એ લોકસમુદાયોના – પ્રાણ ધબકી રહ્યા 'તા. એ ગાનમાં કદાચ એથીયે કશુંક વધારે હતું.

> તમે જીવલેણ લડાઈમાં ઢળી પડયા.
> લોકોની મુકિત કાજે, જનગૌરવની રક્ષા કાજે...
> તમે જિંદગી કુરબાન કરી દીધી અને પ્યારું બધું તજી દીધું,
> તમે ભયંકર કારાગારોનાં દુ:ખ સહી લીધાં,
> તમે જંજીરોમાં જકડાઈને હદપારી ભોગવવા ગયા...

તમે હોઠ સીવી દઈને જંજીરો વેઠી લીધી કારણ કે
તમારા બંધુઓની પીડાને તમે અવગણી ન શક્યા,
કારણ કે તમે ઈનસાફને તલવારથી વધારે તાકાતવાન માનતા હતા...

એક સમય એવો આવશે કે જ્યારે તમારી જિંદગીની
કુરબાની લેખે લાગશે.
એ સમય નજીક છે — જુલ્મશાહી ભોંયભેગી થશે
ત્યારે મહાન અને મુક્ત જનતા ખડી થઈ જશે!

અલવિદા, બંધુઓ, તમે ગૌરવમય પંથ અપનાવ્યો,
મોતને ભેટવા ને સંકટો વેઠવા તૈયાર નવી ને નવતર સેનાઓ
તમારે પગલે પગલે કૂચ કરી રહી છે...
અલવિદા, બંધુઓ, તમે ગૌરવમય પંથ અપનાવ્યો,
તમારી કબર સામે અમારી પ્રતિજ્ઞા છે કે અમે લડીશું,
આઝાદી અને જનતાના સુખને ખાતર જહેમત કરીશું...

માર્ચ મહિનાના શહીદો તેને ખાતર જ માર્સ મેદાનની ટાઢી સહિયારી કબરમાં સૂતા હતા; તેને ખાતર જ સેંકડો અને હજારો ઈન્સાનો કારાગારોમાં, હદપારીમાં, અને સાઈબિરિયાની ખાણોમાં મોતના ભોગ બની ગયા હતા. એ સમય તેમણે ધારેલી એવી રીતે નહોતો આવ્યો, બુદ્ધિજીવીઓએ વાંછેલી એવી રીતે પણ નહોતો આવ્યો, પરંતુ આવી પહોંચ્યો હતો — આકરો, જોરાવર, તૈયાર સૂત્રોને અધીરાઈથી આઘાં ફગાવતો, લાગણીવેડાની ઉપર ઘૃણા વરસાવતો, ખરો...

લેનિન જમીન સંબંધી ડિક્રી વાંચી રહ્યા હતા:

"(૧) જમીનની ખાનગી માલિકી કશા વળતર વગર તત્કાળ પૂરેપૂરી નાબૂદ કરી નાખવામાં આવે છે.

(૨) બંધારણસભા ભરાય ત્યાં સુધી જમીનદારોની બધી જમીન અને તાજ, મઠો, તથા ચર્ચની માલિકીની બધી જમીન તમામ ઢોરઢાંખર, માલમિલકત, ઈમારતો, તથા સાધનસામગ્રી સહિત જિલ્લા જમીન સમિતિઓને અને કિસાનોના પ્રતિનિધિઓની જિલ્લા સોવિયેતોને ઉપયોગ માટે સુપરત કરી દેવામાં આવે છે.

(૩) જપ્ત જાહેર કરવામાં આવેલી મિલકત હવે સમગ્ર જનતાની માલિકીની



છે, અને તેને કોઈ પણ જાતની હાનિ પહોંચાડવાના કૃત્યને ગંભીર ગુનો ગણવામાં આવે છે, એવા ગુનાઓની સજાના ફેંસલા ક્રાંતિકારી અદાલતોમાં કરવામાં આવશે. કિસાનોના પ્રતિનિધિઓની જિલ્લા સોવિયેતો જમીનદારોની જમીન કબજે લેતી વેળા કડકમાં કડક બંદોબસ્ત જાળવવા માટે, જમીનના ટુકડાઓની માપણી માટે તથા તેમાંથી કયા કયા ટુકડાઓને જપ્તી હુકમ આવરી લે છે તે નક્કી કરવા માટે, જપ્ત કરી લેવામાં આવેલી મિલકતની પૂરી યાદી બનાવવા માટે, અને જે બધી ખેડાણ મિલકત — તમામ ઈમારતો, ઓજારો, ઢોરઢાંખર, ચીજોના પુરવઠા, વગેરે સમેત — જપ્ત જમીનની સાથે સંકળાયેલી હોય તેની કડકમાં કડક ક્રાંતિકારી રખેવાળી માટે બધાં જરૂરી કદમો ઉઠાવશે.

(૪) જમીન સંબંધી આ મહત્ત્વના સુધારાઓને બંધારણસભામાં આખરી સ્વરૂપ ન આપવામાં આવે ત્યાં સુધી તેને અમલમાં મૂકવાનું કાર્ય નીચે મુજબની કિસાન **નકાઝના**[3] (આદેશ સૂચિ) આધારે કરવામાં આવશે. આ નકાઝ 'કિસાનોના પ્રતિનિધિઓની અખિલ રશિયન સોવિયેતના ઈઝવેસ્તિયા'ના સંપાદક મંડળે, 'ઈઝવેસ્તિયા'ના ૮૮મા અંકમાં (પેત્રોગ્રાદ, અંક ૮૮, ૧૯ ઑગસ્ટ, ૧૯૧૭) પ્રકાશિત ૨૪૨ સ્થાનિક કિસાન **નકાઝો**ના આધારે, ઘડી કાઢેલી છે.

(૫) લશ્કરમાં સેવા બજાવતા કિસાનો તથા કઝ્ઝાકોની જમીન જપ્ત નહિ કરવામાં આવે."

લેનિને સવાલની છણાવટ કરતાં કહ્યું: "આ ડિક્રી માજી પ્રધાન ચેર્નોવની યોજના જેવી નથી. તેણે 'માળખું ખડું કરવાની' વાતો કરેલી અને સુધારાઓને ઉપરથી અમલમાં મૂકવાની કોશિશ કરેલી. જમીનના ભાગલાના સવાલોનાં ફેંસલા નીચલી કક્ષાએ અને જમીન જ્યાં હોય એ જગ્યાએ જ કરવામાં આવશે. અલગ અલગ કિસાનોને કેટલી કેટલી જમીન મળશે તેનો આધાર સ્થાનિક સંજોગો પર રહેશે...

કામચલાઉ સરકારના અમલમાં **પોમેશિચકો**એ (જમીનદારોએ) જમીન સમિતિઓના — જેની સ્થાપનાનો ખ્યાલ લ્વોવે ઘડી કાઢયો હતો, જેને હયાતીમાં શિંગાર્યોવે આણી હતી, અને જેનો વહીવટ કેરેન્સ્કી ચલાવતો હતો એ જમીન સમિતિઓના — હુકમોનું પાલન કરવાનો સાફ ઈનકાર કરી દીધો હતો!"

ચર્ચા શરૂ થઈ શકે તે પહેલાં એક માણસ જોરથી ધક્કા મારીને ટોળામાંથી માર્ગ કરતો મંચ પર ધસી ગયો. તે કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિનો સભ્ય પિયનીખ હતો અને જાણે તદ્દન પાગલ થઈ ગયેલો લાગતો હતો.

"કિસાનોના પ્રતિનિધિઓની અખિલ રશિયન સોવિયેતની કારોબારી સમિતિ અમારા સાથીઓ પ્રધાન સલાઝકિન અને માસ્લોવની ગિરફતારીનો વિરોધ જાહેર કરે છે!" તેણે મેદનીની સામે કરડાકીથી શબ્દો ફંગોળ્યા. "અમે માગણી કરીએ છીએ કે તેમને તરત જ છોડી મૂકવામાં આવે! તેમને પિટર-પૉલ કિલ્લામાં કેદ રાખવામાં આવ્યા છે. આ સંબંધમાં નાકીદે પગલાં લેવાનું જરૂરી છે. એક પળનીયે ઢીલ ચાલે એમ નથી!"

તેના પછી બીજો એક માણસ, વીખરાયેલી દાઢી અને અંગારા જેવી આંખોવાળો સિપાહી, બોલવા લાગ્યો. "તમે લોકો અહીંયાં બેઠા બેઠા કિસાનોને જમીન આપવાની વાતો કરી રહ્યા છો, અને કિસાનોએ ચૂંટેલા પ્રતિનિધિઓની વિરુદ્ધ જુલમગારો તથા લેભાગુ સત્તાધારીઓ જેવાં કદમો ઉઠાવી રહ્યા છો! હું તમને સાફ જણાવી દઉં છું કે..."—તેણે મુક્કો ઉગામ્યો—"તેમનો વાળ પણ વાંકો થશે તો તમારે બળવાની મઝા ચાખવી પડશે!" મેદનીમાં ગૂંચવાડાની લાગણી ફેલાઈ ગઈ અને ખળવળાટ થવા લાગ્યો.

પછી ત્રોત્સ્કી બોલવા ઊભો થયો—સ્વસ્થ અને કરડો, સત્તાની સભાનતા ધરાવતો. તેને ખુશીના પોકારોથી વધાવી લેવામાં આવ્યો. તેણે કહ્યું: "ગઈકાલે લશ્કરી ક્રાંતિકારી સમિતિએ સમાજવાદી ક્રાંતિકારી તથા મેન્શેવિક પ્રધાનો માસ્લોવ, સલાઝ્કિન, ગ્વોઝ્દેવ અને મલ્યાન્તોવિચને છોડી મૂકવાનો ફેંસલો કર્યો છે—સૈદ્ધાંતિક રીતે. તેઓ હજું પિટર-પૉલ કિલ્લામાં કેદ છે તેનું કારણ ફક્ત એટલું જ છે કે અમારી ઉપર પાર વગરનાં કામનો બોજો પડેલો છે... પરંતુ કોર્નીલોવ મામલા દરમિયાન કેરેન્સ્કીનાં વિશ્વાસઘાતી કૃત્યોમાં તેમની ભાગીદારીની પૂરી તપાસ થઈ જાય ત્યાં સુધી તેમને તેમનાં ઘરોમાં નજરકેદ રાખવામાં આવશે!"

પિયનીખ ગરજી ઊઠયો: "અહીંયાં જે કંઈ બની રહ્યું છે એવું કોઈ પણ ક્રાંતિમાં કદી નથી બન્યું!"

"તમારી ભૂલ થાય છે," ત્રૉત્સ્કીએ જવાબ વાળ્યો. "આ ક્રાંતિમાં જ અગાઉ આવું બની ચૂકેલું છે. જુલાઈના દિવસોમાં અમારા સેંકડો સાથીઓને ગિરફતાર કરી લેવામાં આવ્યા હતા... કોમરેડ કોલ્લોન્તાઈને ડૉકટરોની હિદાયત મુજબ જેલમાંથી છોડવામાં આવેલાં ત્યારે આવ્કસેન્ત્યેવે ઝારની છૂપી પોલીસના બે માજી સિપાહીઓને તેમના ઘરને બારણે ગોઠવી દીધેલા!" કિસાનો બબડાટ કરતા મંચ પરથી નીચે ચાલ્યા ગયા. મેદનીએ તેમના હાંસીભર્યા હુરિયા બોલાવ્યા.



ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓનો પ્રતિનિધિ જમીન સંબંધી ડિક્રી વિશે બોલ્યો. તેણે કહ્યું: "અમે સિદ્ધાંતની દૃષ્ટિએ સહમત છીએ પરંતુ અમારું જૂથ સવાલની ચર્ચાવિચારણા ન કરી લે ત્યાં સુધી અમે મતદાનમાં ભાગ નહિ લઈ શકીએ. વળી કિસાનોની સોવિયેતોની જોડે પણ સલાહમસલત કરી લેવી જોઈએ..."

મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓએ પણ પહેલાં પાર્ટીની અંદર ચર્ચાવિચારણા કરી લેવાનું ધોરણ જાહેર કર્યું.

ત્યાર બાદ અધિકતમવાદીઓનો, કિસાનોની અરાજકતાવાદી પાંખનો, આગેવાન બોલ્યો: "ગોળગોળ લોચા વાળ્યા વગર પહેલે જ દિવસે આવા કાનૂનને અમલમાં મૂકનારી પાર્ટીને આપણે માનથી બિરદાવવી જોઈએ!.."

એક અસલ કિસાન મંચ પર પહોંચી ગયો હતો. તેણે ભારે બૂટ અને ઘેટાની ખાલનો કોટ પહેર્યા હતા. મેદનીની સામે વારાફરતી બધી તરફ નમીને તે બોલવા લાગ્યો: "હું તમારું ભલું વાંછું છું, સાથીઓ ને નાગરિકો! બહાર કેટલાક કેડેટો આમતેમ આંટા મારી રહ્યા છે. તમે અમારા સમાજવાદી કિસાનોને પકડી લીધા છે—તો પછી એ કેડેટોને કેમ નથી પકડી લેતા?"

ઉત્તેજિત કિસાનોની ચર્ચાનો જાણે સંકેત થયો. આગલી રાતે થયેલી સિપાહીઓની ચર્ચા જેવી જ ચર્ચા થવા લાગી. ગામોના ખરા સર્વહારાઓ...

"અમારી કારોબારીના પેલા સભ્યો આવ્કસેન્ત્યેવ તેમ જ બાકીનાને અમે તો કિસાનોનાં હિતોના રખેવાળો સમજેલા, પણ એ લોકોયે સાવ કેડેટો જ છે! તેમને ગિરફતાર કરી લો! ગિરફતાર કરી લો!"

બીજો એક કિસાન આગળ આવ્યો—"આ પિયનીખો ને આવ્કસેન્ત્યેવો છે કોણ? તેઓ કિસાનો તો મુદ્દલ નથી જ! ખાલી પૂંછડી પટપટાવતા રહે છે!"

આખી મેદનીએ બંધુઓને ઓળખી લીધા અને ખડેપગે થઈને વધાવી લીધા!

ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓએ અરધા કલાકના મધ્યાંતરની દરખાસ્ત કરી. ડેલિગેટો બહાર નીકળવા લાગ્યા એટલે લેનિન ઊભા થઈને બોલ્યા:

"સાથીઓ, જરાય સમય ગુમાવવાનો નથી! સમગ્ર રશિયા માટે બેહદ મહત્ત્વના સમાચાર કાલ સવારનાં અખબારોમાં પ્રગટ થઈ જ જવા જોઈએ. તેમાં ઢીલ નહિ ચાલે!"

ગરમાગરમ ચર્ચાઓ, દલીલો, અને ધસતા ડેલિગેટોનાં પગલાંના અવાજમાંથી લશ્કરી ક્રાંતિકારી સમિતિના પ્રતિનિધિની હાકલ કાને પડી: "પંદર

આંદોલનકારો ૧૭ નંબરના ખંડમાં એકદમ પહોંચી જાય! મોરચે રવાના થઈ જવા માટે!"...

લગભગ અઢી કલાક પછી ડેલિગેટો છૂટાછવાયા અને ઢીલાંઢાલાં કદમો માંડતા હૉલમાં આવવા લાગ્યા. અધ્યક્ષમંડળ મંચ પર ગોઠવાઈ ગયું. અધિવેશન ફરી શરૂ થઈ ગયું. એક પછી એક રેજિમેન્ટના તાર વંચાવા લાગ્યા. દરેક સંદેશામાં લશ્કરી ક્રાંતિકારી સમિતિને મક્કમ ટેકાની જાહેરાત હતી.

અધિવેશનની કારવાઈ જાણે નિરાંતના વાતાવરણમાં ધીરે ધીરે જોર પકડવા લાગી. મેસિડોનિયન મોરચાના સિપાહીઓના ડેલિગેટે કડવાશના ભાવે બોલતાં ત્યાંના સંજોગોનું બયાન કર્યું. તેણે કહ્યું કે "ત્યાં અમારે દુશ્મન કરતાં તો આપણા 'સંગાથીઓ'ની દોસ્તીને કારણે વધારે વેઠવું પડે છે." દસમા અને બારમા સૈન્યોના પ્રતિનિધિઓ ઝપાટાબંધ સફર ખેડતા આવી પહોંચ્યા હતા. તેમણે ઘોષણા કરી: "અમે અમારી પૂરી તાકાત વડે તમને ટેકો આપીએ છીએ!" એક કિસાન-સિપાહીએ "દ્રોહી સમાજવાદીઓ માસ્લોવ તથા સલાઝકિનને" છોડી મૂકવાના કદમનો વિરોધ કર્યો અને માંગ ઉઠાવી કે કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિની બાબતમાં તો તેના તમામ સભ્યોને ગિરફતાર કરી લેવા જોઈએ! ખરી ક્રાંતિકારી વાતો થઈ રહી હતી... ઈરાનમાં સ્થિત રશિયન લશ્કરના પ્રતિનિધિએ જાહેર કર્યું: "મને સિપાહીઓએ પૂરી સત્તા સોવિયેતોને હસ્તક કરી દેવાની માંગ ઉઠાવવાની હિદાયત આપી છે..." એક ઉક્રાઈનિયન અફસરે વતનની ભાષામાં બોલતાં કહ્યું: "આ કટોકટીમાં રાષ્ટ્રવાદનો સવાલ જ નથી... તમામ દેશોની સર્વહારા સરમુખત્યારીને સલામી!" ઉદાત્ત અને ઉષ્માભર્યા વિચારોનો એવો ધોધ નજરે પડતો હતો કે રશિયા ફરી કદી મૂંગું બનશે જ નહિ એવી ખાતરી લાગે!

કામેનેવે જણાવ્યું કે બોલ્શેવિક વિરોધી દળો દરેક ઠેકાણે તોફાનો ઊભાં કરવાની કોશિશો કરી રહ્યાં છે. તેણે કૉંગ્રેસ તરફથી રશિયાની સઘળી સોવિયેતોને સંબોધિત અપીલ વાંચી સંભળાવી:

"કામદારોના અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોની અને કિસાનોના કેટલાક પ્રતિનિધિઓની હાજરી ધરાવતી અખિલ રશિયન કૉંગ્રેસ સ્થાનિક સોવિયેતોને હાકલ કરે છે કે તેઓ તમામ પ્રતિક્રાંતિકારી તથા યહૂદી-વિરોધી કૃત્યો તેમ જ ગમે તે પ્રકારના તમામ **પોગ્રોમોના** (હુલ્લડો) વિરોધમાં તત્કાળ ફૂર્તિલાં કદમો ઉઠાવે. કામદારો, કિસાનો, અને સિપાહીઓની ક્રાંતિનું ગૌરવ તકાદો કરે છે કે કોઈ પણ જાતના **પોગ્રોમોને** મુદ્દલ સાંખી લેવામાં ન આવે.

પેત્રોગ્રાદના લાલ સંત્રીઓ, ક્રાંતિકારી ગૅરિસન, અને ખલાસીઓએ પાટનગરમાં પૂરી વ્યવસ્થા જાળવી રાખી છે.

કામદારો, સિપાહીઓ, અને કિસાનો, તમે સૌ દરેક ઠેકાણે પેત્રોગ્રાદના કામદારો તથા સિપાહીઓના ઉદાહરણને અનુસરજો.

સાથી સિપાહીઓ અને કઝ્ઝાકો, ખરી ક્રાંતિકારી વ્યવસ્થા બરાબર જાળવી રાખવાની જવાબદારી આપણે શિરે છે.

સમગ્ર ક્રાંતિકારી રશિયા અને આખું જગત મીટ માંડીને આપણને નીરખી રહ્યાં છે..."

બે વાગ્યે જમીન સંબંધી ડિક્રીની બાબતમાં મત લેવાયા. ફક્ત એક જ મત વિરોધમાં પડયો. કિસાન ડેલિગેટો ખુશીથી જાણે ઘેલા બની ગયા... બોલ્શેવિકો એવી રીતે પૂરજોસમાં આગળ ધપવા લાગ્યા—અદમ્ય, આનાકાની અને વિરોધને અવગણતા. આખા રશિયામાં એકલા તેઓ જ પ્રવૃત્તિનો ચોક્કસ કાર્યક્રમ ધરાવતા હતા, બાકી બીજા બધા તો આઠ આઠ મહિનાથી કેવળ વાતો જ કરી રહ્યા હતા.

એક સિપાહી બોલવા ઊભો થયો—સુકલકડી અને ચીંથરેહાલ, પણ છટાદાર વાણી. તેણે નકાઝ*ની એક કલમનો વિરોધ કર્યો. એ કલમમાં નિર્દેશ કરવામાં આવ્યો હતો કે ગામની જમીનની વહેંચણીમાં લશ્કરી ભાગેડુઓને હિસ્સો નહિ આપવામાં આવે. શરૂઆતમાં તો દેકારા ને પડકારા થવા લાગ્યા, પરંતુ તેની સરળ અને હૃદયસ્પર્શી વાગ્ધારા કોલાહલને શમાવી દેવામાં કામયાબ બની ગઈ. હૉલમાં શાંતિ છવાઈ ગઈ. "તેને ખાઈઓની કતલમાં પોતાની મરજી વિરુદ્ધ સામેલ થવું પડતું હતું," સિપાહી બોલ્યો. "એ કતલને તમે પોતે જ શાંતિ સંબંધી ડિક્રીમાં નિરર્થક તેમ જ ભયંકર ગણાવી છે. તેણે સુલેહ અને આઝાદીની આશા મનમાં ધરીને ક્રાંતિને વધાવી લીધી. સુલેહ? કેરેન્સ્કીની સરકારે તેને ફરી વાર ગેલિસિયામાં કતલ ચલાવવાની તથા કતલ થઈ જવાની હાલતમાં ધકેલી દીધો. સુલેહ કરી લેવાની તેની આજીજીઓની તેરેશચેન્કોએ ખાલી દાંત કાઢીને

---

*આ નિર્દેશ કૉંગ્રેસમાં જમીન સંબંધી ડિક્રીની સાથે જ અપનાવવામાં આવેલી નકાઝ (આદેશ સૂચિ) પ્રત્યે છે.—સં.

ઠેકડી ઉડાડી... આઝાદી? કેરેન્સ્કીના અમલમાં તેણે જોયું કે તેની સમિતિઓને દબાવી દેવામાં આવતી હતી, તેનાં અખબારો બંધ કરવામાં આવતાં હતાં, તેની પાર્ટીના વકતાઓને પકડીને જેલભેગા કરી દેવામાં આવતા હતા... તેના વતનના ગામમાં જમીનદારો તેની જમીન સમિતિઓની અવજ્ઞા કરી રહ્યા હતા, તેના સાથીઓને કારાગારમાં ધકેલી રહ્યા હતા... લશ્કર સારુ ખોરાક અને દારૂગોળાના બંદોબસ્તને પેત્રોગ્રાદમાં મૂડીદારો જર્મનોની મદદથી ખરાબે ચડાવી રહ્યા હતા... તેની પાસે બૂટ નહોતા, કપડાં નહોતાં... તેને પરાણે ભાગેડુ કોણે બનાવ્યો? કેરેન્સ્કીની સરકારે — તમે જેને ઉથલાવી પાડી છે એ સરકારે!" તેની વાગ્ધારા પૂરી થતાં જ તાળીઓનો ગડગડાટ થયો.

પરંતુ બીજા એક સિપાહીએ તેની વાતને જુસ્સાથી ધુતકારી કાઢી: "કેરેન્સ્કીની સરકાર એવો પડદો નથી કે જેની પાછળ ભાગેડુ બની જવાના ગલીચ કૃત્યને છુપાવી શકાય! ભાગેડુઓ એટલે પોતાના સાથીઓને ખાઈઓમાં મોતના શિકાર બનવા પડતા મૂકી દઈને ઘેર નાસી જનારા હરામખોરો! દરેકે દરેક ભાગેડુ દેશદ્રોહી છે અને તેને બરાબર સજા મળવી જ જોઈએ..." ભારે કોલાહલ મચી ગયો "**દાવોલનો!**" (બસ!) અને "**તીશે!**" (ચૂપ!)ના ઘાંટા સંભળાવા લાગ્યા. કામેનેવે ઊભા થઈને ઝટ દરખાસ્ત મૂકી કે મામલાનો ફેંસલો સરકારના હાથમાં છોડી દેવામાં આવે[4].

સવારના અઢી વાગ્યે તણાવભરી ચુપકી છવાઈ ગઈ. કામેનેવે સત્તાના સંઘટનની ડિક્રી વાંચવાનું શરૂ કર્યું:

બંધારણસભા ન ભરાય ત્યાં સુધી કામચલાઉ કામદાર કિસાન સરકાર સ્થાપવામાં આવે છે. સરકારનું નામ લોક કમિસાર પરિષદ રહેશે.[5]

રાજ્યની પ્રવૃત્તિની વિવિધ શાખાઓનો વહીવટ પંચોને સુપરત કરવામાં આવશે, અને એ પંચોની સંઘટનાનું નિયમન એવી રીતે કરવામાં આવશે કે કૉંગ્રેસના કાર્યક્રમને તેઓ કામદાર પુરુષો, કામદાર સ્ત્રીઓ, ખલાસીઓ, સિપાહીઓ, કિસાનો, અને ઑફિસ કર્મચારીઓનાં બહોળાં સંગઠનો સાથે ગાઢ સહયોગ સાધીને બરાબર અમલમાં મૂકે. સરકારી સત્તા એ પંચોના અધ્યક્ષોના બનેલા મંડળને, એટલે કે લોક કમિસાર પરિષદને, હસ્તક રહેશે.

કામદારો, કિસાનો, અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોના અખિલ રશિયન કૉંગ્રેસ તથા તેની કેંદ્રીય કારોબારી સમિતિ લોક કમિસારોની



પ્રવૃત્તિઓ ઉપર નિયંત્રણ રાખશે અને લોક કમિસારોની નિમણૂકોમાં ફેરફાર કરવાનો હક ધરાવશે.

તદ્દન શાંતિ. કમિસારોની યાદી વંચાવા લાગી. દરેક નામ પછી તાળીઓના ગડગડાટ થતા હતા. લેનિન અને ત્રોત્સ્કીનાં નામ વંચાયાં ત્યારે તાળીઓના ખાસ જોરદાર ગડગડાટ થયા.

...પરિષદના અધ્યક્ષ: **વ્લાદીમિર ઉલ્યાનોવ (લેનિન)**
આંતરિક વ્યવસ્થા: **રીકોવ**
ખેતીવાડી: **મિલ્યૂતિન**
શ્રમ: **શ્લ્યાપ્નિકોવ**
લશ્કર તથા નૌસેના: **આવ્સેયેન્કો (આન્તોનોવ) ક્રિલેન્કો** અને **દિબેન્કોની** બનેલી સમિતિ
વાણિજ્ય તથા ઉદ્યોગ: **નોગીન**
પ્રજાકીય શિક્ષણ: **લુનાચાર્સ્કી**
નાણાખાતું: **સ્કવોર્ત્સોવ (સ્તેપાનોવ)**
વિદેશ મંત્રાલય: **બ્રોન્સ્તાઈન (ત્રોત્સ્કી)**
કાનૂન: **ઓપ્પોકોવ (લોમોવ)**
પુરવઠા: **તેઓદોરોવિચ**
તાર અને ટપાલ: **આવીલોવ (ગ્લેબોવ)**
પ્રજાઓ સંબંધી અધ્યક્ષ: **જુગાશ્વીલી (સ્તાલિન)**
રેલવે: નિમણૂક બાદમાં કરવાની.

હૉલની દીવાલો પાસે બેયોનેટો પડી હતી. ડેલિગેટોની મેદનીમાં પણ બેયોનેટો ઝબકી રહી હતી. લશ્કરી ક્રાંતિકારી સમિતિ સૌને હથિયાર આપી રહી હતી. બોલ્શેવિકો કેરેન્સ્કી જોડેની નિર્ણાયક લડાઈ સારુ હથિયારો ધારણ કરી રહ્યા હતા, કેરેન્સ્કીની તુરાઈઓના અવાજો દખણાદા-આથમણા વાયરાઓમાં વહેતા આવી રહ્યા હતા... દરમિયાનમાં કોઈ ઘેર ન ગયું. એથી ઊલટું, સેંકડો નવા માણસો દાખલ થતા રહ્યા. વિશાળ હૉલ કરડા ચહેરાવાળા સિપાહીઓ તથા કામદારોથી ખીચોખીચ ભરાઈ ગયો. તેઓ કલાકો સુધી અણથક અને એકાગ્ર ઊભા રહ્યા. હવામાં સિગરેટનો ધુમાડો, માનવીય ઉચ્છવાસ, બરછટ કપડાંની વાસ, અને પરસેવાની ગંધ ભરાઈ ગયાં હતાં.

'નોવાયા ઝીઝ્ન' અખબારના સ્ટાફનો' આવીલોવ સામાજિક-લોકશાહીવાદી આંતરરાષ્ટ્રવાદીઓ અને બાકી રહેલા મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ વતી બોલી રહ્યો હતો. યુવાનીની આભા અને બુદ્ધિપ્રભાથી ઝળકતા ચહેરાવાળો અને ભપકાદાર ફ્રૉકકોટ પહેરેલો આવીલોવ સાવ જુદો તરી આવતો હતો.

"આપણે આપણને પોતાને સવાલ કરવો જોઈએ કે આપણે ક્યાં જઈ રહ્યા છીએ... મિશ્ર સરકારને જેટલી સહેલાઈથી ઉથલાવી પાડવામાં આવી તેનો ખુલાસો લોકશાહીવાદી આંદોલનની ઉદ્દામ પાંખની તાકાતમાં નથી પણ સુલેહ અને રોટીની લોકોની માંગને સંતોષવાની સરકારની અશક્તિમાં જ છે. અને ઉદ્દામ પાંખ આ સમસ્યાઓને ઉકેલી ન શકે તો સત્તા પોતાના હાથમાં જાળવી શકે જ નહિ...

તે લોકોને રોટી પૂરી પાડી શકે એમ છે ખરી? અનાજની સખત તંગી છે. મોટા ભાગના કિસાનો તમને સાથ નહિ આપે કારણ કે તેમને જરૂરી યંત્રસામગ્રી તમે પૂરી પાડી શકો એમ નથી. બળતણ અને પ્રાથમિક જરૂરિયાતની બીજી ચીજો મેળવવાનું લગભગ અશક્ય જ છે...

સુલેહ — એ તો એથીયે વધારે મુશ્કેલ બની જશે. મિત્રરાજ્યોએ સ્કોબેલેવની જોડે વાત કરવાની ના પાડી દીધી. શાંતિ સંમેલન અંગે તમારા તરફથી કરવામાં આવતી દરખાસ્ત તેઓ કદી નહિ જ સ્વીકારે. તમને લંડનમાં અને પેરિસનાં, કે બર્લિનમાં, ક્યાંય માન્યતા નહિ મળે...

તમે મિત્રદેશોના સર્વહારાઓની અસરકારક મદદ પર આધાર રાખી શકો એમ નથી કારણ કે મોટા ભાગના દેશોમાં તેઓ ક્રાંતિકારી સંઘર્ષથી ખૂબ જ વેગળા છે. યાદ કરો કે મિત્રદેશોની લોકશાહી સ્ટોકહોમ સંમેલન ભરવા પણ અશક્ત નીવડી હતી. જર્મન સામાજિક-લોકશાહીવાદીઓના સંબંધમાં મેં સ્ટોકહોમ ગયેલા અમારા ડેલિગેટોમાંના એક કોમરેડ ગોલ્ડેન્બેર્ગની જોડે હમણાં જ વાત કરી છે. ઉગ્રપંથી ઉદ્દામોના પ્રતિનિધિઓએ તેને જણાવેલું કે જર્મનીમાં ક્રાંતિ જંગ દરમિયાન અશક્ય જ છે..." અહીંયાં જોરજોરથી અને ઝડપથી દેકારા થવા લાગ્યા, પરંતુ આવીલોવે બોલવાનું ચાલુ રાખ્યું.

"રશિયાની એકલતાનું ઘાતક પરિણામ એવું આવશે કે કાં તો રશિયન લશ્કર જર્મનીના હાથે પરાજિત થઈ જશે અને ઑસ્ટ્રિયા-જર્મન એકસંપી તથા ફ્રૅંચ-બ્રિટિશ એકસંપીની વચ્ચે રશિયાના ભોગે સુલેહનો ઘાટ બેસાડી દેવામાં આવશે — અથવા જર્મની જોડે અલગ સુલેહ કરવી પડશે.



મને હમણાં જ જાણવા મળ્યું છે કે મિત્રરાજ્યોના એલચીઓ જતા રહેવાની તૈયારીઓ કરી રહ્યા છે, અને દેશ તથા ક્રાંતિના ઉદ્ધારની સમિતિઓ રશિયાનાં સઘળાં શહેરોમાં સ્થપાઈ રહી છે...

આવી જબ્બર મુશ્કેલીઓને કોઈ પણ પાર્ટી એકલી એકલી જ મારી હઠાવી ન શકે. સમાજવાદી એકસંપીની સરકારને ટેકો આપતી લોક-બહુસંખ્યા જ ક્રાંતિ સાધી શકે..."

ત્યાર પછી તેણે બન્ને જૂથોનો ઠરાવ વાંચી સંભળાવ્યો:

"કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોમાં સંગઠિત ક્રાંતિકારી લોકશાહી પર આધારિત સરકારની તત્કાળ રચના ક્રાંતિની ફતેહોના જતન માટે અનિવાર્ય છે એ હકીકતનો સ્વીકાર કરીને, અને એવી સરકારનું કર્તવ્ય બને એટલી ઝડપથી સુલેહ સાધવાનું, જમીન કિસાનોમાં વહેંચણી સારુ જમીન સમિતિઓને સુપરત કરી દેવાનું, ઔદ્યોગિક ઉત્પાદનની ઉપર નિયંત્રણની સંઘટના કરવાનું, અને નક્કી થયેલી તારીખે બંધારણસભા ભરવાનું છે એ હકીકતનો વધુમાં સ્વીકાર કરીને, કૉંગ્રેસ એક કાર્યવાહક સમિતિ નીમે છે કે જે કૉંગ્રેસમાં ભાગ લેનારાં લોકશાહીનાં જૂથો વચ્ચે સમજણ સાધી લીધા પછી એવી સરકારની રચના કરે."

વિજયની લાગણીમાં તરબોળ મેદનીના ક્રાંતિકારી હર્ષોલ્લાસ છતાં, આવીલોવે સ્વસ્થતા અને ધીરતાના ભાવે કરેલી દલીલોથી લોકોનાં મન ડગવા લાગ્યાં હતાં. તેના ભાષણના અંત સુધીમાં દેકારા તથા પડકારા ધીરે ધીરે શમી ગયા અને તેણે બોલવાનું પૂરું કર્યું ત્યારે થોડીઘણી તાળીઓ પણ પડી.

ત્યાર બાદ કારેલિન ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ વતી, મારીયા સ્પિરિદોનોવાની પાર્ટી વતી, લગભગ એકલી જ બોલ્શેવિકોને અનુસરનારી અને ક્રાંતિકારી કિસાનોનું પ્રતિનિધિત્વ કરતી* પાર્ટી વતી બોલવા આગળ આવ્યો. તે પણ જુવાન તથા નીડર હતો અને તેની નેકદિલી વિશે કોઈને જરા સરખીયે શંકા નહોતી.

"અમારી પાર્ટીએ લોક કમિસાર પરિષદમાં સામેલ થવાનો ઇનકાર કરી દીધો છે કારણ કે ક્રાંતિકારી સેનાનો જે હિસ્સો કૉંગ્રેસ છોડીને જતો રહ્યો છે

---

* ક્રાંતિકારી કિસાનોનો એક હિસ્સો જ ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓને અનુસરતો હતો. — સં.

તેનાથી અમે કાયમને માટે અળગા પડી જવા નથી માગતા. અમે એવી રીતે અળગા પડી જઈએ તો બોલ્શેવિકો અને લોકશાહીનાં બીજાં જૂથો વચ્ચે મધ્યસ્થીની કામગીરી કરવાનું અમારે માટે અશક્ય બની જાય... અને આ ઘડીએ અમારી મુખ્ય ફરજ એ જ છે. સમાજવાદી એકસંપીની સરકાર સિવાય બીજી કોઈ સરકારનું સમર્થન અમે ન કરી શકીએ...

એ ઉપરાંત, અમે બોલ્શેવિકોના જુલમી વર્તનનો વિરોધ કરીએ છીએ. અમારા કમિસારોને તેમની જગ્યાએથી હાંકી કાઢવામાં આવ્યા છે. અમારા એકમાત્ર મુખપત્ર 'ઝ્નામ્યા ત્રુદા' (શ્રમ ધ્વજ)ના પ્રકાશન પર ગઈકાલે બંધી લગાવી દેવામાં આવી હતી...

તમારી સામે લડવા માટે કેંદ્રીય દૂમા તરફથી દેશ તથા ક્રાંતિના ઉદ્ધારની એક પ્રબળ સમિતિ સ્થપાઈ રહી છે. તમે એકલા પડી ગયા છો, અને તમારી સરકારને બીજા એક પણ લોકશાહીવાદી જૂથનો ટેકો નથી..."

ઊંચા મંચ પર હવે ત્રોત્સ્કી ઊભો થયો. ઓજસ ફેલાવતા તેના વ્યક્તિત્વમાં આત્મવિશ્વાસ છલકાઈ રહ્યો હતો. તેના મોં પર લગભગ ઉપહાસ જેવા વ્યંગના ભાવ પથરાયેલા હતા. તે રણકતા અવાજે બોલવા લાગ્યો અને વિશાળ મેદનીએ તેને ઉત્સાહથી વધાવી લીધો.

"અમારી પાર્ટી એકલી પડી જવાનાં જોખમોની આવી ફિકર જરાય નવી નથી. વિદ્રોહની પૂર્વવેળાએ અમારા ઘાતક પરાજયની આગાહીઓ પણ કરવામાં આવેલી. સૌ અમારી વિરુદ્ધ હતા, લશ્કરી ક્રાંતિકારી સમિતિમાં ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓનો કેવળ એક હિસ્સો જ અમારી સાથે હતો. તો પછી અમે લગભગ લોહી વહેવડાવ્યા વગર જ સરકારને ઉથલાવી પાડવા શક્તિમાન કેવી રીતે બન્યા?.. એ હકીકત અત્યંત સચોટ સાબિતી પૂરી પાડે છે કે અમે એકલા નહોતા પડી ગયા. ખરી વાત તો એ છે કે કામચલાઉ સરકાર એકલી પડી ગયેલી હતી, અમારી વિરુદ્ધ કૂચ કરનારી લોકશાહીવાદી પાર્ટીઓ એકલી પડી ગયેલી હતી, એકલી પડી ગયેલી છે, સર્વહારા વર્ગથી કાયમને માટે અળગી પડી ગયેલી છે!

તેઓ એકસંપીની આવશ્યકતાની વાતો કરે છે. માત્ર એક જ જાતની એકસંપી શક્ય છે:—કામદારો, સિપાહીઓ, અને સૌથી ગરીબ કિસાનોની એકસંપી. અને અમારી પાર્ટી એવી એકસંપીની સિદ્ધિનું ગૌરવ ધરાવે છે... આવીલોવનો મતલબ કેવી જાતની એકસંપીનો છે? જનતાનો દ્રોહ કરનારી સરકારને ટેકો આપનારાઓ જોડે એકસંપીનો? દરેક જાતની એકસંપી હંમેશાં



તાકાતમાં વધારો નથી કરતી. દાખલા તરીકે, દાન અને આવ્ક્સેન્ત્યેવ આપણી હરોળોમાં સામેલ હોત તો આપણે વિદ્રોહની સંઘટના કરી શક્યા હોત ખરા?"

ભારે હસાહસ.

"આવ્ક્સેન્ત્યેવે તો રોટી પૂરી ન પાડી. ઓબોરોન્ત્સી જોડેની એકસંપી રોટી પૂરી પાડવાની કામગીરી તેનાથી જરાય વધારે કરશે ખરી? જમીન સમિતિઓની ગિરફતારીનો હુકમ આપનાર આવ્ક્સેન્ત્યેવ અને કિસાનોમાંથી અમે કિસાનોને પસંદ કર્યા! આપણી ક્રાંતિ ઇતિહાસમાં અજોડ અસલ ક્રાંતિ તરીકે અંકિત થઈ જશે...

અમારી ઉપર બીજી લોકશાહીવાદી પાર્ટીઓ જોડે સમજણ સાધવાના ઇનકારનો આક્ષેપ મૂકવામાં આવે છે. પણ એમાં વાંક શું અમારો છે? કે પછી, કારેલિનના કથન મુજબ, અમારે દોષનો ટોપલો 'ગેરસમજણ' પર ઢોળી દેવો જોઈએ? ના, સાથીઓ. ક્રાંતિની પૂરી ભરતીમાં હિલોળા લેતી અને હજુ દારૂગોળાના ધુમાડામાં લપેટાયેલી પાર્ટી આગળ આવીને જણાવે કે 'આ રહી સત્તા—હાથમાં લઈ લો!' અને સત્તા જેની સામે રજૂ કરવામાં આવે એ લોકો દુશ્મન ભેગા ભળી જાય તો તેમાં ગેરસમજણ જરાય નથી જ... એ તો બેરહમ જંગની જાહેરાત છે. અને જંગની જાહેરાત કરનારા અમે નથી...

આવીલોવ અમારી સામે એવા ભયની વાવટી ફરકાવી રહ્યો છે કે અમે 'એકલા' રહી જશું તો અમારી સુલેહની કોશિશો નાકામયાબ થઈ જશે. હું ફરી વાર કહું છું—મને તો સમજાતું જ નથી કે સ્કોબેલેવની જોડે, અથવા તેરેશ્ચેન્કો સુદ્ધાંની જોડે, એકસંપીથી આપણને સુલેહ સાધવામાં કશી મદદ કેવી રીતે મળવાની છે! આપણે ભોગે સુલેહનું જોખમ દેખાડીને આવીલોવ આપણને ડરાવવાની કોશિશ કરી રહ્યો છે. મારો જવાબ છે કે યુરોપમાં સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગનું શાસન ચાલુ રહેશે તો આપણી ગમે તેવી કોશિશો છતાં ક્રાંતિકારી રશિયા અનિવાર્ય રીતે ખતમ થઈ જ જશે...

માત્ર બે જ શક્યતાઓ છે—કાં તો રશિયન ક્રાંતિ યૂરોપમાં ક્રાંતિકારી આંદોલનનું સર્જન કરશે, અથવા યુરોપની સત્તાઓ રશિયન ક્રાંતિને ખતમ કરી નાખશે!"

મેદનીએ તેને બેહદ જોશીલા જેહાદી પોકારોથી વધાવી લીધો. તેની હિંમતેથી લોકોનાં દિલોમાં જાણે માનવજાતિના સમર્થનની ભાવનાની ચિનગારી પેટાવી દીધી. એ ઘડીએ વિદ્રોહી લોકસમુદાયોમાં, તેમનાં તમામ કદમોમાં, કશુંક સભાન

અને દૃઢ નિર્ધાર જેવું સામેલ થઈ ગયું જે ત્યાર પછી કદી તેમનાથી અળગું ન થયું.

પરંતુ બીજી તરફ પણ લડાઈ ઘાટ ધારણ કરી રહી હતી. કામેનેવે રેલવે કામદાર યુનિયનના એક ડેલિગેટને ઓળખી લીધો — કરડો ચહેરો, ઠીંગણો મજબૂત બાંધો, મોં પર કટ્ટર દુશ્મનાવટના ભાવ, તેણે તો જાણે બૉંબનો ધડાકો કર્યો.

"રશિયાના સૌથી તાકાતવાન સંગઠન વતી બોલવાના અધિકારની હું માગણી કરું છું, અને તમને જણાવી દઉં છું: સત્તાની સંઘટના અંગે યુનિયનનો નિર્ણય તમને બતાવવાની જવાબદારી વિક્ઝેલે* મને સોંપી છે. રશિયાના સમગ્ર લોકશાહીવાદી આંદોલનથી પોતાને અળગા પાડી દેવાની હઠ બોલ્શેવિકો પકડી રાખે તો તેમને ટેકો આપવાનો કેંદ્રીય કારોબારી સમિતિ સાફ ઇનકાર કરે છે!" આખા હૉલમાં બેહદ કોલાહલ.

"૧૯૦૫માં, અને કોર્નીલોવ મામલાના દિવસોમાં, રેલવે કામદારોએ ક્રાંતિના ઉત્તમ રખેવાળોની કામગીરી બજાવી હતી. પરંતુ તમે અમને તમારી કૉંગ્રેસમાં બોલાવ્યા નહિ..." પોકારો — "એ તો પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિ... તેણે નહોતા બોલાવ્યા તમને!" પણ વકતાએ કશું ધ્યાનમાં લીધું નહિ. "આ કૉંગ્રેસને અમે સત્તાવાર નથી ગણતા. મેન્શેવિકો અને સમાજવાદી ક્રાંતિકારીઓ જતા રહ્યા ત્યાર પછી કૉંગ્રેસમાં નિયમસરનું કોરમ છે જ નહિ... યુનિયન પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિને ટેકો આપે છે અને જાહેર કરે છે કે કૉંગ્રેસને નવી સમિતિ ચૂંટવાનો હક જ નથી...

સત્તા સમાજવાદી અને ક્રાંતિકારી સત્તા હોવી જોઈએ, સમગ્ર ક્રાંતિકારી લોકશાહીવાદી આંદોલનનાં અધિકૃત સંઘટનોને જવાબદાર હોવી જોઈએ. પ્રતિક્રાંતિકારી સૈન્યોને પેત્રોગ્રાદ પહોંચાડવાનો ઇનકાર કરતું રેલવે કામદાર યુનિયન, એવી સત્તાની સંઘટના ન થાય ત્યાં સુધી, વિક્ઝેલની મંજૂરી વગર કોઈ પણ જાતના હુકમોના અમલની બંધી પણ સાથે સાથે જ જાહેર કરે છે. રશિયાની રેલવે લાઇનોનો પૂરો વહીવટ પણ વિક્ઝેલ પોતાને હસ્તક લઈ લે છે."

તેની ઉપર વરસી પડેલા ભાંડણાંને લીધે તેના આખરી શબ્દો માંડ માંડ

---

*વિક્ઝેલ — રેલવે કામદારો અને કર્મચારીઓના યુનિયનની અખિલ રશિયન કારોબારી સમિતિ. — સં.



સંભળાતા હતા. પરંતુ ફટકો ભારે મોટો હતો — અધ્યક્ષમંડળના સભ્યોના ચહેરાઓ પર છવાઈ ગયેલી ચિંતામાં તેની અસર સાફ વરતાતી હતી. પરંતુ કામેનેવે ખાલી એટલો જ જવાબ આપ્યો કે કૉંગ્રેસ પૂરી સત્તાવાર હોવાની બાબતમાં મુદ્દલ શંકા હોઈ શકે જ નહિ કારણ કે પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિએ નક્કી કરેલા કોરમથીયે મોટું કોરમ મોજૂદ છે — મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓ જતા રહ્યા હોવા છતાં...

પછી સત્તાની સંઘટના અંગે મત લેવાયા. લોક કમિસાર પરિષદને સરકાર તરીકે પ્રચંડ બહુમતીથી બહાલી આપવામાં આવી...

નવી કેંદ્રીય કારોબારી સમિતિની, રશિયન પ્રજાસત્તાકની નવી પાર્લમેન્ટની, ચૂંટણીમાં માંડ પંદર મિનિટ લાગી. તેની સંઘટના ત્રોત્સ્કીએ જાહેર કરી: ૧૦૦ સભ્યો, તેમાંથી ૭૦ બોલ્શેવિકો... કિસાનો માટે અને જતાં રહેલાં જૂથો માટે જગ્યાઓ ખાલી રાખવામાં આવી. "અમારો કાર્યક્રમ અપનાવી લેનારી તમામ પાર્ટીઓ તથા જૂથોને અમે સરકારમાં આવકારીએ છીએ," ત્રોત્સ્કીએ અંતમાં કહ્યું.

એ કામગીરી પતી ગઈ એટલે સોવિયેતોની બીજી અખિલ રશિયન કૉંગ્રેસનું વિસર્જન જાહેર કરવામાં આવ્યું, જેથી ડેલિગેટો રશિયાના સઘળા ખૂણાઓમાં પોતપોતાના વિસ્તારોમાં ઝડપથી પહોંચી જઈને મહાન ઘટનાઓની વાત લોકોને જણાવે...

ટ્રામગાડીઓમાં ઊંઘી ગયેલા કંડકટરો તથા ડ્રાઇવરોને અમે જગાડ્યા ત્યારે લગભગ સાત વાગવા આવ્યા હતા. સોવિયેતોની કૉંગ્રેસના ડેલિગેટોને પોતપોતાને ઉતારે પહોંચાડવા માટે ટ્રામ કામદાર યુનિયન તરફથી ટ્રામગાડીઓ સ્મોલ્ની નજીક સતત તૈયાર ખડી રાખવામાં આવતી હતી. ખીચોખીચ ભરેલી ટ્રામમાં મને ખુશીની રોનક આગલી રાત કરતાં ઓછી લાગી. ઘણા માણસો ચિંતાતુર જણાતા હતા. તેઓ કદાચ મનમાં કહેતા હશે: "આપણે સત્તા તો હાંસલ કરી લીધી, હવે આપણા નિર્ધારને અમલમાં કેવી રીતે મૂકવો?"

અમારા ફ્લેટના મકાન પાસે અંધારામાં નાગરિકોના હથિયારબંધ પહેરેગીરોએ અમને અટકાવ્યા અને કાળજીથી તપાસ કરી. દૂમાની ઘોષણાની અસર શરૂ થઈ ગઈ હતી...

અમારા દાખલ થવાનો અવાજ સાંભળીને મકાન માલકિન શરીરે રેશમી કપડું લપેટીને બહાર નીકળી.

"મકાન સમિતિએ ફરી વાર કહેવડાવ્યું છે કે બીજા બધા પુરુષોની જેમ તમે પણ ચોકીદારીનો વારો ભરવાનું શરૂ કરી દો," તેણે કહ્યું.

"ચોકીદારી કરવાનું કારણ શું છે?"

"મકાનની તેમ જ સ્ત્રીઓ તથા બાળકોની રખેવાળી."

"કોની સામે?"

"લૂંટારાઓ અને હત્યારાઓની સામે."

"પણ ધારો કે લશ્કરી ક્રાંતિકારી સમિતિનો કોઈ કમિસાર હથિયારોની તલાશી માટે આવે તો?"

"અરે, એ લોકો તો એમ જ કહેવાના... વળી, ફરક પણ શું છે?"

મેં ગંભીરતાથી જણાવી દીધું કે અમારા દેશના એલચી તરફથી તમામ અમેરિકનોને હથિયાર રાખવાની મનાઈ કરી દેવામાં આવી છે—ખાસ કરીને રશિયન બુદ્ધિજીવીઓના મહોલ્લામાં...

## પ્રકરણ ૬

## ઉદ્ધાર સમિતિ

શુક્રવાર, ૯મી નવેંબર...

નોવોચેર્કાસ્ક, ૮મી નવેંબર.

બોલ્શેવિકોના બંડને અને કામચલાઉ સરકારને ઉથલાવી પાડવાના તથા પેત્રોગ્રાદમાં સત્તા કબજે કરી લેવાના તેમના પ્રયાસને લક્ષમાં લઈને... કઝ્ઝાક સરકાર જાહેર કરે છે કે એ કૃત્યોને તે ગુનાહિત તથા તદ્દન અસ્વીકાર્ય ગણે છે. એટલે, કઝ્ઝાકો કામચલાઉ સરકાર કે જે એકસંપીની સરકાર છે તેને જ પૂરો ટેકો આપશે. આવા સંજોગોને લીધે, અને કામચલાઉ સરકાર ફરી સત્તાસ્થાને ન આવી જાય તથા રશિયામાં ફરી સુવ્યવસ્થા ન સ્થપાઈ જાય ત્યાં સુધી, દોન પ્રદેશને લગતી સમગ્ર સત્તા નવેંબરની સાતમી તારીખથી હું મારે હસ્તક લઈ લઉં છું.

આતામાન કલેદિન
અધ્યક્ષ, કઝ્ઝાક
સૈન્યોની સરકાર

ગાતચિનામાં જાહેર કરવામાં આવેલો પ્રધાન-અધ્યક્ષ કેરેન્સ્કીનો પ્રિકાઝ (હુકમ):

"હું, કામચલાઉ સરકારનો પ્રધાન-અધ્યક્ષ અને રશિયન પ્રજાસત્તાકનાં તમામ હથિયારબંધ દળોનો સર્વોચ્ચ સેનાધિપતિ, ઘોષણા કરું છું કે પિતૃભૂમિને વફાદાર રહેલી મોરચાની રેજિમેન્ટોની સરદારી મારે હસ્તક છે.

દેશ તથા ક્રાંતિનો દ્રોહ કરનારાઓની અપીલને પેત્રોગ્રાદ લશ્કરી જિલ્લાના જે સિપાહીઓએ ભૂલથી અથવા મૂર્ખાઈથી ટેકો આપ્યો હોય તે સૌને હું પાછા વિના વિલંબે પોતપોતાની ફરજો પર પહોંચી જવાનો હુકમ આપું છું.

આ હુકમને તમામ રેજિમેન્ટો, બટેલિયનો, તથા સ્કવૉડ્રોનોમાં વાંચી સંભળાવવાનો છે.

કામચલાઉ સરકારના પ્રધાન- અધ્યક્ષ
અને સર્વોચ્ચ સેનાધિપતિ
કેરેન્સ્કી"

કેરેન્સ્કીએ ઉત્તર મોરચાની સરદારી સંભાળતા જનરલને મોકલેલો તાર:

"વફાદાર રેજિમેન્ટોએ ગાતચિના શહેરને લોહી વહેવડાવ્યા વગર કબજે કરી લીધું છે. ક્રોન્શ્તાદ્ત ખલાસીઓની તેમ જ સેમ્યોનોવ્સ્કી તથા ઇઝ્માઇ-લોવ્સ્કી રેજિમેન્ટોની ટુકડીઓ સામનો કર્યા વગર હથિયારો હવાલે કરી દઈને સરકારી સૈન્યો સાથે જોડાઈ ગઈ છે.

હું નક્કી થયેલી બધી ટુકડીઓને બને એટલી ઝડપથી આગેકૂચ કરવાનો હુકમ આપું છું. લશ્કરી ક્રાંતિકારી સમિતિએ પોતાના સિપાહીઓને પીછેહઠ કરવાનો હુકમ આપ્યો છે..."

લગભગ ત્રીસ કિલોમીટર દક્ષિણ-પશ્ચિમે આવેલું ગાતચિના રાત દરમિયાન કબજે કરી લેવામાં આવ્યું હતું. ઉલ્લેખિત બે રેજિમેન્ટોની સરદારો વગરની ટુકડીઓ — ખલાસીઓ નહિ — એ વિસ્તારમાં ભટકી રહી હતી ત્યારે કઝ્ઝાકોએ તેમને ઘેરી લીધી હતી, અને એ ટુકડીઓએ ખરેખર હથિયારો હવાલે કરી દીધાં હતાં. પરંતુ તેઓ સરકારી સૈન્યો સાથે જોડાઈ ગઈ હોવાની વાત સાચી નહોતી. અકળામણ અને શરમ અનુભવતા સિપાહીઓ આ જ વેળાએ સ્મોલ્નીમાં ટોળે વળીને ખુલાસા કરી રહ્યા હતા કે કઝ્ઝાકો આટલા નજીક હશે તેની અમને ખબર નહોતી... અમે કઝ્ઝાકોની સાથે દલીલો કરીને તેમને સમજાવવાની કોશિશ કરેલી...

ક્રાંતિકારી મોરચામાં બેહદ ગોટાળા ફેલાઈ ગયેલા વરતાતા હતા. દક્ષિણ તરફનાં નાનાં શહેરોની ગૅરિસનોમાં લાઇલાજ કટ્ટર ફૂટ પડી ગઈ હતી અને તેઓ બબ્બે કે ત્રણ ત્રણ જૂથોમાં વહેંચાઈ ગયેલી હતી: ઉપલા સ્તરના સરદારોને બીજું કશું વધારે તાકાતવાન નજરે ન પડવાથી તેઓ કેરેન્સ્કીનો પક્ષ લઈ રહ્યા હતા, મોટા ભાગના સાધારણ સિપાહીઓ સોવિયેતોને પક્ષે હતા, અને બાકીના દુવિધાની અફસોસભરી હાલતમાં સપડાયેલા હતા.

લશ્કરી ક્રાંતિકારી સમિતિએ ઉતાવળ કરીને પેત્રોગ્રાદના રક્ષણની સરદારી



માટે રીતસરના લશ્કરી કૅપ્ટન અને મહત્ત્વાકાંક્ષી અફસર મુરાવ્યોવ*ને નીમી દીધો. એ મુરાવ્યોવ એ જ આદમી હતો કે જેણે ઉનાળામાં "મોત ટુકડીઓ"નું સંગઠન કર્યું હતું, અને જાણવામાં આવેલી હકીકત મુજબ તેણે એક વાર સરકારને સલાહ આપેલી કે "તમે બોલ્શેવિકોની બાબતમાં વધારે પડતા નરમ છો, તેમને તો તદ્દન ખતમ કરી નાખવા જોઈએ." લશ્કરી માનસ ધરાવતો એ આદમી સત્તા અને સાહસને બિરદાવતો, કદાચ ખરા દિલે...

હું સવારે નીચે આવ્યો ત્યારે બારણા નજીક લશ્કરી ક્રાંતિકારી સમિતિના બે નવા હુકમો ચોડેલા હતા — એકમાં ફરમાન હતું કે તમામ દુકાનો રાબેતા મુજબ ખુલ્લી રાખવામાં આવે, અને બીજામાં આદેશ હતો કે તમામ ખાલી કમરા તથા ફ્લૅટ સમિતિને ઉપયોગ માટે સોંપી દેવામાં આવે...

પ્રાંતીય રશિયા તથા બહારની દુનિયા જોડેનો બોલ્શેવિકોનો સંપર્ક છત્રીસ કલાકથી તૂટી ગયેલો હતો. રેલવે કામદારો અને તાર કર્મચારીઓ તેમના સંદેશાઓ મોકલવાનો ઇનકાર કરી રહ્યા હતા, ટપાલ કર્મચારીઓ તેમની ટપાલનું કામ કરવાની સાફ ના પાડી રહ્યા હતા. એકમાત્ર ત્સાર્સ્કોયે સેલોનું સરકારી બિન-તાર સંદેશ કેંદ્ર જ દર અરધા કલાકે બુલેટિનો તથા ઘોષણાપત્રો વિશ્વના ચારેય ખૂણાઓમાં પ્રસારિત કરી રહ્યું હતું. પૃથ્વીના અરધા ભાગમાં દોડતી રેલગાડીઓમાં સ્મોલ્નીના કમિસારો જાણે નગર દૂમાના કમિસારોની જોડે હોડમાં ઊતર્યા હોય એવી રીતે સફરો ખેડી રહ્યા હતા, અને પ્રચાર સામગ્રીથી ભરેલાં બે વિમાનો ગગનમાં ઊંચે મોરચાની દિશામાં ઊડી રહ્યાં હતાં...

પરંતુ વિદ્રોહના વંટોળિયા કોઈ પણ જાતની માનવીય જહેમતને પાછળ રાખી દે એટલી ઝડપથી આ રશિયામાં ફેલાઈ રહ્યા હતા. હેલ્સિંગફોર્સ સોવિયેતમાં ટેકાના ઠરાવો પાસ કરવામાં આવ્યા, કીયેવના બોલ્શેવિકોએ શસ્ત્રાગાર અને તાર ઑફિસ કબજે કરી લીધાં-પરંતુ એ વખતે ત્યાં ભરાઈ રહેલી કઝ્ઝાકોની કૉંગ્રેસના ડેલિગેટોએ તેમને બન્ને જગ્યાઓમાંથી હાંકી કાઢ્યા, કઝાનમાં લશ્કરી ક્રાંતિકારી સમિતિએ સ્થાનિક ગૅરિસનના સ્ટાફ અફસરોને તથા કામચલાઉ સરકારના કમિસારને ગિરફતાર કરી લીધા, સુદૂર સાઇબિરિયાના ક્રાસ્નોયાર્સ્કથી ખબર પહોંચી કે સોવિયેતોએ મ્યુનિસિપલ સંસ્થાઓમાં કાબૂ જમાવી લીધો છે; મોસ્કોમાં એક તરફ ચામડા કામદારોની જબ્બર હડતાલ અને બીજી તરફ સામાન્ય

* મુરાવ્યોવ લેફ્ટેનન્ટ-કર્નલ હતો. — સં.

તાળાબંધીની ધમકીને લીધે વધારે મુશ્કેલ બની ગયેલી પરિસ્થિતિમાં સોવિયેતોએ પેત્રોગ્રાદ ખાતેના બોલ્શેવિકોના કદમને ભારે મોટી બહુમતીથી ટેકો આપ્યો હતો... ત્યાં લશ્કરી ક્રાંતિકારી સમિતિ રચાઈને કામ કરવા લાગી હતી.

દરેક ઠેકાણે એકસરખી ઘટના બની રહી હતી. સાધારણ સિપાહીઓ અને ઔદ્યોગિક કામદારો વ્યાપક બહુમતીથી સોવિયેતોને ટેકો આપી રહ્યા હતા; અને અફસરો, યુંકરો, તથા સામાન્ય રૂપે મધ્યમ વર્ગ સરકારનો પક્ષ લઈ રહ્યા હતા — મૂડીવાદી કેડેટો તથા "નરમપંથી" સમાજવાદી પાર્ટીઓની જેમ. એ બધાં શહેરોમાં દેશ તથા ક્રાંતિના ઉદ્ધારની સમિતિઓ ફૂટી નીકળી હતી અને આંતરવિગ્રહ માટે હથિયારો ધારણ કરી રહી હતી...

વિશાળ રશિયા આખરી ઉકેલની હાલતમાં હતું. તેની પ્રક્રિયા છેક ૧૯૦૫માં શરૂ થઈ ચૂકી હતી. માર્ચની ક્રાંતિએ તો તેને કેવળ વેગ જ આપ્યો હતો, અને નવી વ્યવસ્થાની એક જાતની આગાહીનું એલાન કરીને તે પુરાણા શાસનના પોલા માળખાને ચાલુ રાખીને જ વિરમી ગઈ હતી. પરંતુ હવે, જેવી રીતે ધુમાડાને ફૂંક મારીને હવામાં ઉડાડી દેવામાં આવે એવી જ રીતે બોલ્શેવિકોએ એક જ રાતમાં એ માળખાને વિલીન કરી નાખ્યું હતું. પુરાણું રશિયા ખતમ થઈ ગયું હતું — માનવ સમાજ આદિ અગ્નિમાં ઓગળીને વહેવા લાગ્યો હતો, ઉછાળા મારતા અગ્નિ સાગરમાંથી ખરેખરો બેરહમ વર્ગસંઘર્ષ ઉગમ પામી રહ્યો હતો, અને નવા ગ્રહોનો ધીરે ધીરે ટાઢો પડતો નાજુક થર ઘાટ લઈ રહ્યો હતો...

પેત્રોગ્રાદમાં સોળ મંત્રાલયો હડતાલ પર હતાં અને તેની આગેવાની શ્રમ તથા પુરવઠાનાં મંત્રાલયો કરી રહ્યાં હતાં — અને ઑગસ્ટની સંપૂર્ણ સમાજવાદી* સરકારે એ બે જ મંત્રાલયોનું સર્જન કર્યું હતું.

જો માનવીઓ કદી એકાકી ખડા રહ્યા હોય તો એ ઘેરા પ્રભાતે સખત ટાઢમાં "મુઠ્ઠીભર બોલ્શેવિકો" એકાકી ખડા હતા, તેમનાં માથાં પર તોફાનો ગાજવીજ કરી રહ્યાં હતાં[1]. પાછળ ધકેલાતી અને આખરે દીવાલ જોડે ચંપાઈ ગયેલી લશ્કરી ક્રાંતિકારી સમિતિએ ફટકો ઝીંક્યો — પોતાની હયાતી ટકાવી રાખવા સારુ. "હિંમત, ફરી વાર હિંમત, અને હંમેશાં હિંમત..."** સવારે પાંચ

---

*એ સરકાર મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓની બનેલી હતી. — સં.

**જંગના જોખમ વિશે અને પ્રતિક્રાંતિકારી પ્રશિયન-ઑસ્ટ્રિયન એકસંપીની ચડાઈ સામે ક્રાંતિની રક્ષા કરવાની આવશ્યકતા વિશે, ફ્રાંસની વિધાન પરિષદમાં



વાગ્યે લાલ સંત્રીઓ શહેર સરકારના છાપખાનામાં દાખલ થઈ ગયા, તેમણે દૂમાની અપીલની હજારો નકલો જપ્ત કરી લીધી, અને સત્તાવાર મ્યુનિસિપલ મુખપત્ર 'વેસ્ત્નીક ગોરોદસ્કોવો સામોઉપ્રાવ્લેનિયા' (મ્યુનિસિપલ સ્વશાસનનું બુલેટિન) બંધ કરાવી દીધું. બધાં મૂડીવાદી અખબારોને છાપખાનાંઓમાંથી જપ્ત કરી લઈને બંધ કરાવી દેવામાં આવ્યાં. પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિનું અખબાર 'ગોલોસ સોલ્દાતા' પણ તેમાં સામેલ હતું, પરંતુ તે 'સોલ્દાત્સ્કી ગોલોસ' નામે ફરી પ્રગટ થઈ ગયું અને તેની એક લાખ નકલો છાપવામાં આવી. તેમાં ભયંકર ક્રોધ અને અવજ્ઞાના બરાડા પાડવામાં આવ્યા હતા:

"રાત દરમિયાન દગાખોરીના ફટકા ઝીંકનારા માણસો, અખબારોને દબાવી દેનારા માણસો, દેશને ઝાઝો વખત અંધારામાં નહિ રાખી શકે. દેશ સત્યને જાણી લેશે! તે તમારી છાજતી કદર કરશે, બોલ્શેવિક સજ્જનો! જોઈ લઈશું!"

બપોર પછી થોડી વારે અમે નેવ્સ્કી માર્ગે નીકળ્યા ત્યારે દૂમાની ઇમારત સામે આખો રસ્તો લોકોથી ખીચોખીચ ભરાઈ ગયેલો હતો. હાથમાં બેયોનેટવાળી રાઈફલો લઈને ક્યાંક ક્યાંક ઊભેલા લાલસંત્રીઓ તથા ખલાસીઓમાંથી દરેક લગભગ એકસો સ્ત્રીપુરુષોથી ઘેરાયેલો નજરે પડતો હતો — કારકુનો, વિદ્યાર્થીઓ, દુકાનદારો, અને ચિનોવનિકો (અમલદારો) મુક્કા હલાવતા અપમાનો તથા ધમકીઓ વરસાવી રહ્યા હતા. સ્કાઉટ છોકરા અને અફસરો મકાનનાં પગથિયાં પર ઊભા ઊભા 'સોલ્દાત્સ્કી ગોલોસ'ની નકલો વહેંચી રહ્યા હતા. કાંડે લાલ પટ્ટી બાંધીને અને હાથમાં રિવોલ્વર લઈને નીચલા પગથિયા પાસે ઊભેલો એક કામદાર ગુસ્સાથી અને બેચેનીથી ધ્રૂજતો ધ્રૂજતો અખબારો હવાલે કરી દેવાની માગણી કરી રહ્યો હતો... મને લાગે છે કે ઇતિહાસમાં આવું કશું ક્યારેય નહિ જ બન્યું હોય. એક તરફ હતા મુઠ્ઠીભર કામદારો અને સિપાહીઓ, તેમના હાથમાં હથિયારો હતાં, તેઓ વિજયી વિદ્રોહના પ્રતિનિધિઓ હતા — પરંતુ તદ્દન કફોડી હાલતમાં; બીજી તરફ પાંચમા તરુમાર્ગની પગથીઓ પર બપોરના સમયે ટોળે વળતા લોકો જેવા માણસોનું ઝનૂની ધાડું — ઠેકડી ઉડાડતું, ગાળો ભાંડતું, અને "દેશદ્રોહીઓ! ઉશ્કેરણીખોરો! ઓપ્રિચનિકી*!"ના બરાડા પાડતું.

---

૧૭૯૨ના સપ્ટેંબરની બીજી તારીખે, ડેન્ટને કરેલા ભાષણ દરમિયાન તેના વિખ્યાત ઉદ્ગારો. — સં.

*ભયંકર ઇવાનના ઘાતકી અંગરક્ષકો, ૧૭મી સદી. — સં.

બારણાંની ચોકીદારી વિદ્યાર્થીઓ તથા અફસરો કરી રહ્યા હતા. તેમણે કાંડે બાંધેલી સફેદ પટ્ટીઓમાં લાલ અક્ષરો અંકિત હતા: "જાહેર સલામતી સમિતિ મિલિશિયા." અરધો ડઝન જેટલા સ્કાઉટ છોકરા અંદરબહાર આવજા કરી રહ્યા હતા. ઉપર ખરી ધમાલ મચી ગયેલી હતી. કૅપ્ટન ગોમ્બેર્ગ પગથિયાં ઊતરતો નીચે આવ્યો. તેણે જણાવ્યું કે "દૂમાનું વિસર્જન કરી નાખવાના છે, બોલ્શેવિક કમિસાર મેયર જોડે વાતચીત કરી રહ્યો છે." અમે ઉપર પહોંચ્યા ત્યારે રિયાઝાનોવ ઉતાવળો બહાર નીકળ્યો. તે માગણી કરવા આવેલો કે દૂમા લોક કમિસાર પરિષદને માન્યતા આપે, પરંતુ મેયરે તેને સાફ નકાર પરખાવી દીધો હતો.

ઑફિસોમાં ભેગાં થઈ ગયેલાં મોટાં જબ્બર ટોળાંના માણસો ઉતાવળા આવજા કરી રહ્યા હતા, ઘાંટા પાડી રહ્યા હતા, હાવભાવ કરી રહ્યા હતા—સરકારી અમલદારો, બુદ્ધિજીવીઓ, પત્રકારો, પરદેશી ખબરપત્રીઓ, ફ્રેંચ તથા બ્રિટિશ અફસરો... નગર ઇજનેરે જાણે ફતેહના ભાવે તેમની તરફ આંગળી ચીંધીને કહ્યું: "વિદેશી દૂતાવાસો હવે કેવળ દૂમાને જ એકમાત્ર સત્તા તરીકે માન્ય કરે છે. બોલ્શેવિક હત્યારાઓ અને લૂંટારાઓની તો હવે આખરી ઘડીઓ ગણાઈ રહી છે. આખું રશિયા અમને ટેકો આપી રહ્યું છે..."

અલેક્સાંદર હૉલમાં ઉદ્ધાર સમિતિની ભારે જબ્બર મિટિંગ ચાલી રહી હતી. ફિલિપોવ્સ્કી અધ્યક્ષ હતો અને સ્કોબેલેવ વક્તાની જગ્યાએ ઊભો ઊભો સમિતિને ટેકો આપનારાં નવાં સંગઠનો અંગે રિપોર્ટ આપી રહ્યો હતો. તાળીઓના જોરદાર ગડગડાટ થઈ રહ્યા હતા: કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિ, પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિ, કેંદ્રીય લશ્કર સમિતિ, ત્સેન્ત્રોફ્લોત, સોવિયેતોની કોંગ્રેસમાંથી મેન્શેવિક તેમ જ સમાજવાદી ક્રાંતિકારી તથા મોરચા જૂથોના ડેલિગેટો, મેન્શેવિક તેમ જ સમાજવાદી ક્રાંતિકારી તથા પ્રજાકીય સમાજવાદી પાર્ટીઓની કેંદ્રીય સમિતિઓ, 'યેદીન્સ્ત્વો' જૂથ, કિસાન યુનિયન, સહકારી સંસ્થાઓ, ઝેમ્સ્ત્વો સંઘટનો, મ્યુનિસિપાલિટીઓ, તાર અને ટપાલ યુનિયનો, વિક્ઝેલ, રશિયન પ્રજાસત્તાક પરિષદ, યુનિયનોનો સંઘ*, વેપારીઓ તથા કારખાનદારોનો સંઘ...

"...સોવિયેતોની સત્તા લોકશાહી સત્તા નથી પરંતુ સરમુખત્યારી છે, અને સર્વહારા વર્ગની સરમુખત્યારી નથી પરંતુ તેની **વિરુદ્ધની** સરમુખત્યારી છે. ક્રાંતિકારી જોશને જાણતા અથવા અનુભવી ચૂકેલા તમામ લોકોએ હવે ક્રાંતિની રક્ષા કાજે એક થઈ જવું જોઈએ...

આજનો તાકીદનો સવાલ ગેરજવાબદાર ભાષણખોરોને બિનહાનિકર બનાવી દેવાનો જ કેવળ નહિ પરંતુ પ્રતિક્રાંતિની સામે લડવાનો પણ છે... અમુક જનરલો બીજી ખાસ મુરાદો મનમાં ધરીને પેત્રોગ્રાદ પર ચડી આવવા સારુ બનાવોનો ફાયદો ઉઠાવવાની કોશિશો કરી રહ્યા છે એવી અફવાઓ જો સાચી હોય તો એથી એક વધુ સાબિતી પૂરી પડે છે કે આપણે લોકશાહી સરકારનો સંગીન આધાર ખડો કરવો જ જોઈએ. નહિતર ઉદ્દામ બાજુએથી ઊભી થતી પરેશાનીઓને પગલે પગલે મવાળ બાજુની પરેશાની આવી પડશે...

રસ્તાઓ પર 'ગોલોસ સોલ્દાતા'ની નકલો ખરીદનારા નાગરિકોને અને 'રાબોચાયા ગાઝેતા' વેચનારા ફેરિયાઓને ગિરફતાર કરી લેવામાં આવતા હોય ત્યારે પેત્રોગ્રાદ ગૅરિસન ઉદાસીન ન જ રહી શકે...

ઠરાવોનો વખત વીતી ગયો છે... જે લોકોને હવે ક્રાંતિમાં નિષ્ઠા ન રહી હોય તેઓ વેગળા ખસી જાય... સંયુક્ત સત્તા સ્થાપવા માટે આપણે ક્રાંતિની પ્રતિષ્ઠા ફરી જમાવવાની જ છે...

આપણે પ્રતિજ્ઞા લઈએ કે કાં તો ક્રાંતિને બચાવી લેવામાં આવશે અથવા આપણે ખતમ થઈ જઈશું!"

આખા હૉલના તમામ માણસો ખડા થઈને ખુશીના પોકારો કરવા લાગ્યા. તેમની આંખોમાં જાણે અંગારા સળગી રહ્યા હતા. ક્યાંય એકેય સર્વહારા નજરે પડતો નહોતો...

પછી વાઇનશ્તેઇન બોલવા ઊભો થયો:

"આપણે હમણાં શાંત રહેવાનું છે, ઉદ્ધાર સમિતિના સમર્થનમાં પ્રજામતની મક્કમ જમાવટ ન થઈ જાય ત્યાં સુધી કોઈ જાતનું કદમ ઉઠાવવાનું નથી—ત્યાર બાદ આપણે બચાવનું ધોરણ મૂકી દઈને કદમો ઉઠાવવાનું શરૂ કરી દઈશું!"

વિક્ઝેલના પ્રતિનિધિએ જાહેરાત કરી કે અમારું સંગઠન નવી સરકારની રચનામાં પહેલકદમી કરી રહ્યું છે અને અમારા ડેલિગેટો અત્યારે સ્મોલ્નીમાં આ બાબત અંગે ચર્ચાઓ કરી રહ્યા છે... ગરમાગરમ દલીલો શરૂ થઈ ગઈ: નવી સરકારમાં બોલ્શેવિકોને સામેલ કરવા કે નહિ? માર્તોવે તેમને સામેલ કરવાનું ધોરણ લીધું. તેણે કહ્યું કે બોલ્શેવિકો આખર તો એક મહત્ત્વની રાજકીય પાર્ટીનું

---

*જુઓ 'ટિપ્પણીઓ અને વિવરણ'.

પ્રતિનિધિત્વ કરે જ છે. એ સંબંધમાં ભારે મતભેદ ઊભા થયા. મવાળપંથી મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓ તેમ જ પ્રજાકીય સમાજવાદીઓ, સહકારી સંસ્થાઓ, તથા મૂડીવાદી તત્ત્વોએ કટ્ટર વિરોધ કર્યો...

"તેમણે રશિયાનો દ્રોહ કર્યો છે," એક વકતાએ કહ્યું. "તેમણે આંતરવિગ્રહ શરૂ કરી દીધો છે અને મોરચો જર્મનો સારુ રેઢો મૂકી દીધો છે. બોલ્શેવિકોને તો નિર્દયતાથી કચડી નાખવા જ જોઈએ..."

સ્કોબેલેવે ધોરણ લીધું કે બોલ્શેવિકોને તેમ જ કેડેટોને નવી સરકારમાંથી બકાત રાખવા.

અમે એક જુવાન સમાજવાદી ક્રાંતિકારી જોડે વાત કરવા લાગ્યા. લોકશાહીવાદી સંમેલનમાં ત્સેરેતેલી અને તડજોડિયાઓએ રશિયાની લોકશાહીના માથા પર મિશ્ર સરકાર લાદી દીધેલી તે રાતે એ સમાજવાદી ક્રાંતિકારી બોલ્શેવિકોની ભેગો સંમેલનમાંથી બહાર નીકળી ગયો હતો.

"તમે અહીંયાં?" મેં સવાલ કર્યો.

તેની આંખોમાંથી જાણે આગ વરસાવા લાગી. "હા," તે બોલી ઊઠયો. "હું બુધવારે મારી પાર્ટી ભેગો કોંગ્રેસમાંથી બહાર નીકળી ગયો હતો. વીશ વરસ કરતાંયે વધારે વખતથી હું મારી જિંદગીને જોખમમાં મૂકતો આવ્યો છું તે એટલા સારુ નહિ કે આ જંગલી આદમીઓને તાબે થઈ જાઉં. તેમની રીતો તદ્દન અસહ્ય છે. પણ તેમણે કિસાનોને લક્ષમાં લીધા જ નથી... કિસાનો કદમ ઉઠાવવાનું શરૂ કરી દેશે એટલે પછી તેમના ખાતમાની ઘડીઓ ગણાવા લાગશે."

"પરંતુ કિસાનો--તેઓ કદમ ઉઠાવશે ખરા? જમીન સંબંધી ડિક્રીથી કિસાનોનો સવાલ ઉકેલાઈ નથી જતો? તેમને બીજું શું જોઈએ?"

"આહ! જમીનની ડિક્રી!" તે ધૂંવાંપૂંવાં થતા ગરજી ઊઠયો. "તમને ખબર છે ખરી કે એ ડિક્રીમાં શું છે? એ તો અમારી ડિક્રી છે—એમાં અમારો સમાજવાદી ક્રાંતિકારીઓનો જ કાર્યક્રમ છે, પૂરેપૂરો! મારી પાર્ટીએ કિસાનોની માગણીઓની જાણકારી ખૂબ જ કાળજીથી ભેગી કરીને તેના આધારે એ નીતિ ઘડી કાઢેલી. આ તો જુલમ છે..."

"પણ તેમાં તમારી જ નીતિ અમલી બનતી હોય તો તમે વાંધો કેમ ઉઠાવો છો? તેમાં કિસાનોની માગણીઓ સંતોષવામાં આવી હોય તો તેઓ તેનો વિરોધ શા માટે કરે?"



"તમને વાત બરાબર સમજાણી જ નથી! જુઓ, કિસાનો તરત સમજી જવાના કે આ તો ચાલાકી છે—લેભાગુ સત્તાધારીઓએ સમાજવાદી ક્રાંતિકારીઓનો કાર્યક્રમ ચોરી લીધો છે, સમજ્યા કે નહિ?"

મેં પૂછયું કે કાલેદિન કૂચ કરતો ઉત્તર તરફ ધસી રહ્યો હોવાની વાત ખરી છે કે નહિ.

હકારમાં ડોકું હલાવીને તે જાણે એક જાતના કટુ સંતોષના ભાવે હથેલીઓ મસળવા લાગ્યો. "હા, ખરી વાત છે. હવે ખબર પડે છે કે આ બોલ્શેવિકોએ શું કર્યું છે. તેમણે પ્રતિક્રાંતિને આપણી સામે ખડી કરી દીધી છે. ક્રાંતિ ખતમ થઈ રહી છે! ક્રાંતિ ખતમ થઈ રહી છે!"

"પણ તમે ક્રાંતિની રક્ષા નહિ કરો?"

"બેશક અમે રક્ષા કરીશું, અમારા લોહીના આખરી ટીપા સુધી. પણ અમે બોલ્શેવિકોને કોઈ જાતનો સહકાર મુદ્દલ નહિ આપીએ..."

"પણ કાલેદિન પેત્રોગ્રાદ પહોંચી જાય, અને બોલ્શેવિકો શહેરનો બચાવ કરે, તો તમે તેમને સાથ નહિ આપો?"

"બિલકુલ નહિ. અમે પણ શહેરનો બચાવ કરીશું, પરંતુ બોલ્શેવિકોને ટેકો નહિ આપીએ. કાલેદિન ક્રાંતિનો દુશ્મન છે, પણ બોલ્શેવિકોયે ક્રાંતિના એવા જ દુશ્મનો છે."

"તમે કોને બહેતર ગાણો છો—કાલેદિનને કે બોલ્શેવિકોને?"

"એ સવાલ ચર્ચા કરવાનો નથી!" તે અધીરાઈથી બોલી ઊઠયો. "હું તમને કહું છું ને, ક્રાંતિ ખતમ થઈ રહી છે. અને વાંક બોલ્શેવિકોનો જ છે. પણ સાંભળો—આવી વાતો કરવાની જરૂર જ શી છે? કેરેન્સ્કી આવી રહ્યો છે... પરમ દિવસે અમે હલ્લો શરૂ કરી દઈશું... નવી સરકારની રચના સારુ અમને બોલાવવા સ્મોલ્નીથી ડેલિગેટો આવી ગયા છે. પણ હવે બોલ્શેવિકો બરાબર પકડમાં આવી ગયા છે—તેઓ તદ્દન કૌવતહીન છે... અમે સહકાર નહિ આપીએ..."

બહારથી ગોળીબારનો ધડાકો સંભળાયો. અમે બારીઓ તરફ ધસી ગયા. ટોળાના ભાંડણથી આખરે ધીરજ ખોઈને એક લાલ સંત્રીએ ગોળીબાર કર્યો હતો અને એક તરુણ બાળાને કાંડામાં જખમ થયો હતો. અમે બારીમાંથી જોવા લાગ્યા. બાળાને ઊંચકીને ઘોડાગાડીમાં બેસાડવામાં આવી. આસપાસ ઉત્તેજિત માણસોનું ધાડું જમા થઈ ગયું હતું. લોકોના અવાજોનો શોર ઉપર અમારી

બારીએ સંભળાઈ રહ્યો હતો. અમે ચોતરફ નજર ફેરવી રહ્યા હતા એટલામાં એકાએક મિખાઈલોવ્સ્કી માર્ગને ખૂણે એક બખતરબંધ મોટરગાડી દેખાઈ. તેની તોપો આમથી તેમ હલી રહી હતી. પેત્રોગ્રાદમાં ટોળાના માણસો હંમેશાં કરતા હોય છે તેમ લોકો નાસભાગ કરવા લાગ્યા, રસ્તા પર લાંબા થઈને ગુપચુપ પડી રહેવા લાગ્યા, ગટરોમાં તથા ટૅલિફોનના થાંભલાઓ પાછળ ભરાઈ જવા લાગ્યા. મોટરગાડી ધીરે ધીરે ખસતી દૂમાની ઈમારતનાં પગથિયાં પાસે પહોંચી. એક આદમીએ બાકોરામાંથી ડોકું બહાર કાઢીને 'સોલ્દાત્સ્કી ગોલોસ'ની નકલો હવાલે કરી દેવાની માગણી કરી. સ્કાઉટ છોકરા હાંસી કરતા મકાનની અંદર ઘૂસી ગયા. થોડી વાર પછી મોટરગાડી જાણે અનિશ્ચિત રીતે વળીને નેવ્સ્કી માર્ગે ચાલી ગઈ, અને કેટલાય સેંકડા સ્ત્રીપુરુષો પાછાં ઊભાં થઈને કપડાં પરથી ધૂળ ખંખેરવા લાગ્યાં...

અંદર 'સોલ્દાત્સ્કી ગોલોસ'ની થોકડીઓ હાથમાં લઈને તેને છુપાવી દેવાની જગ્યા ખોળતા માણસોની દોડાદોડીની ભારે ધમાલ મચી ગઈ...

એક પત્રકાર હાથમાં કાગળ હલાવતો ખંડમાં ધસી આવ્યો.

"ક્રાસ્નોવની ઘોષણા!" તે બોલી ઊઠયો. સૌ તેની ફરતે જમા થઈ ગયા. "છપાવી લો—ઝડપથી છપાવી લો અને બૅરેકોમાં પહોંચાડી દો!"

"સર્વોચ્ચ સેનાધિપતિના હુકમ મુજબ, મને પેત્રોગ્રાદ વિસ્તારમાં એકત્રિત સૈન્યોનો સેનાપતિ નીમવામાં આવ્યો છે.

નાગરિકો, સિપાહીઓ, બહાદુર કઝ્ઝાકો—દોનપ્રદેશ, કુબાન, ટ્રાન્સ-બાઈકાલ, આમુર, તથા યેનિસેઈપ્રદેશના બહાદુર કઝ્ઝાકો, તમારા શપથને વફાદાર રહ્યા હો એવા તમને સૌને હું અપીલ કરું છું, કઝ્ઝાક તરીકેના તમારા શપથને અભંગ રાખવાનું પ્રણ લઈ ચૂકેલા તમને સૌને હું અપીલ કરું છું—હું તમને હાકલ કરું છું કે પેત્રોગ્રાદને અંધાધૂંધીથી, દુકાળથી, જુલમશાહીથી બચાવી લો, અને વિલ્હેલ્મના સોના વડે ખરીદી લેવામાં આવેલા મુઠ્ઠીભર અબુધ માણસો રશિયાની ઉપર જે કાયમી કલંક લગાવવાની કોશિશ કરી રહ્યા છે તેનાથી દેશને બચાવી લો!

માર્ચના મહાન દિવસો દરમિયાન તમે જેને વફાદાર રહેવાના સોગન લીધા હતા એ કામચલાઉ સરકારને ઉથલાવી પાડવામાં નથી આવી પણ જ્યાં તેની મિટિંગો થઈ રહી હતી એ ઈમારતમાંથી તેને જોરજુલમથી હાંકી કાઢવામાં આવી છે. પરંતુ તમારી સરકાર મોરચાનાં વફાદાર સૈન્યોની મદદ વડે, કઝ્ઝાક



પરિષદની મદદ વડે—કઝ્ઝાક પરિષદે પોતાની સરદારી હેઠળ તમામ કઝ્ઝાકોની એકતા સાધી છે, તે પોતાની હરોળોમાં છલકાતા જોમની તાકાત ધરાવે છે, અને ૧૬૧૨ના વિપદાઓના જમાનામાં સ્વિડનીઓ, પોલૅંડીઓ, તથા લિથુઆનિયનોએ પેદા કરેલા ખતરામાંથી મોસ્કોને દોનના કઝ્ઝાકોએ ઉગારી લીધેલું ત્યારે પૂર્વજોએ બજાવેલી દેશની સેવાની જેમ જ કઝ્ઝાક પરિષદે રશિયન જનતાની વાંછના અનુસાર વર્તીને દેશની સેવા બજાવવાની પ્રતિજ્ઞા લીધી છે... (તમારી સરકાર હજી હયાત છે...*).

સક્રિય સેનાના સિપાહીઓને આ ગુનેગારો તરફ સૂગ તથા ધૃણાની લાગણી છે. ભાંગફોડ અને લૂંટફાટનાં તેમનાં કૃત્યો, તેમના ગુનાઓ, અને પછાડી નાખવામાં આવેલા પરંતુ હજુ શરણે ન થયેલા રશિયા તરફ તેમની જર્મન મનોવૃત્તિને લીધે તેઓ સમગ્ર જનતાથી અળગા પડી ગયેલા છે.

નાગરિકો, સિપાહીઓ, પેત્રોગ્રાદની ગૅરિસનના બહાદુર કઝ્ઝાકો, તમારા ડેલિગેટોને મારી પાસે મોકલો જેથી મને ખબર પડે કે કોણ દેશદ્રોહી છે અને કોણ નથી, એટલે નિર્દોષોનું લોહી વહેવડાવવાનું ટાળી શકાય."

લગભગ એ જ ઘડીએ એક પછી એક જૂથમાં ખબર ફેલાઈ ગઈ કે ઈમારતને લાલ સંત્રીઓએ ઘેરી લીધી છે. કાંડે લાલ પટ્ટી બાંધેલો એક અફસર અંદર આવ્યો અને તેણે મેયરને મળવાની માગણી કરી. થોડી વાર પછી તે ચાલ્યો ગયો અને ઘરડો શ્રેઈદર તેની ઑફિસમાંથી બહાર નીકળ્યો. તેનો ચહેરો વારાફરતી લાલચોળ બનતો હતો અને ફિક્કો પડી જતો હતો.

"દૂમાની ખાસ મિટિંગ!" તેણે ઘાંટો પાડયો. "એકદમ!"

મોટા હૉલમાં કારવાઈ બંધ કરી દેવામાં આવી. "દૂમાના સઘળા સભ્યો ખાસ મિટિંગમાં પહોંચી જાય!"

"શું થયું છે?"

"ખબર નથી—આપણને ગિરફતાર કરી લેવાના છે—દૂમાનું વિસર્જન કરી નાખવાના છે—બારણે સભ્યોને ગિરફતાર કરી રહ્યા છે—" ઉત્તેજિત માણસો એવી વાતો કરી રહ્યા હતા.

નિકોલાઈ હૉલમાં માંડ ઊભા રહેવાય એટલી જગ્યા હતી. મેયરે જાહેરાત કરી કે તમામ બારણે સિપાહીઓ ગોઠવી દેવામાં આવ્યા છે. કોઈને બહાર

---

* કૌંસમાં આપેલા શબ્દો અખબારી અહેવાલોમાં નથી.—સં.

નીકળવાની કે અંદર આવવાની મનાઈ ફરમાવી દેવામાં આવી છે, અને કમિસારે આવીને ગિરફતારીની તેમ જ મ્યુનિસિપલ દૂમાના વિસર્જનની ધમકી આપી છે. તેના જવાબમાં સભ્યોનાં અને ગૅલેરીઓમાંથીયે આવેશમય ભાષણોનો જાણે ધોધ વહેવા લાગ્યો. મુક્ત રીતે ચૂંટાયેલી નગર સરકારનું વિસર્જન કોઈ પણ સત્તા ન જ કરી શકે. મેયરની તેમ જ બધા સભ્યોની આઝાદીની ઉપર તરાપ મારી જ ન શકાય. જુલમગારોને, ઉશ્કેરણીખોરોને, જર્મન દલાલોને કદી માન્યતા અપાય જ નહિ. આપણું વિસર્જન કરી નાખવાની ધમકીની બાબતમાં તો ભલે એ લોકો કોશિશ કરી જુએ—ભવનનો કબજો તેઓ આપણાં મુડદાં ઢળી પડે ત્યાર પછી જ લઈ શકશે. દરમિયાનમાં આપણે અહીંયાં પુરાણા જમાનાના રોમન સેનેટરોની જેમ ગૌરવથી ઊભા ઊભા ગોથોના આવવાની રાહ જોઈશું...

ઠરાવ—આખા રશિયામાં દૂમા તથા ઝેમ્સ્ત્વો સંગઠનોને તારથી ખબર આપવાનો. ઠરાવ—એવી જાહેરાત કરતો કે મેયર અથવા દૂમાના અધ્યક્ષ માટે લશ્કરી ક્રાંતિકારી સમિતિના પ્રતિનિધિઓ જોડે અથવા કહેવાતી લોક કમિસાર પરિષદ જોડે કોઈ પણ જાતના સંબંધો બાંધવાનું અશક્ય છે. ઠરાવ—પેત્રોગ્રાદના રહેવાસીઓને પોતાની ચૂંટાયેલી નગર સરકારના બચાવમાં ખડા થઈ જવાની એક વધુ અપીલ કરતો. ઠરાવ—અધિવેશન નિરંતર ચાલુ રાખવાનો...

દરમિયાનમાં એક સભ્ય માહિતી લઈને આવ્યો કે તેણે ટેલિફોનથી સ્મોલ્ની જોડે સંપર્ક સાધ્યો હતો અને લશ્કરી ક્રાંતિકારી સમિતિ તરફથી જણાવવામાં આવ્યું હતું કે દૂમાને ઘેરી લેવાના કોઈ હુકમો આપવામાં આવ્યા જ નથી અને સિપાહીઓને પાછા ખેંચી લેવામાં આવશે...

અમે નીચે જઈ રહ્યા હતા એટલામાં રિયાઝાનોવ મુખ્ય બારણેથી અંદર ધસી આવ્યો. તે ખૂબ જ ઉત્તેજિત દશામાં હતો.

"દૂમાનું વિસર્જન કરી નાખવાના છો?" મેં પૂછ્યું.

"ના, ભાઈ, ના!" તેણે જવાબ આપ્યો. "ભારે છબરડો વળી ગયો હોય એમ લાગે છે. મેં સવારે જ મેયરને જણાવેલું કે દૂમાને મુદ્દલ છેડવામાં નહિ આવે..."

નેવ્સ્કી માર્ગે ઘેરા બની રહેલા અંધારામાં બબ્બે સાઈકલસવારોની લાંબી કતાર આવતી નજરે પડી. તેમને ખભે બંદૂકો લટકી રહી હતી. તેઓ થંભી ગયા, અને લોકોનું ટોળું તેમની નજીક પહોંચી જઈને સવાલોની ઝડી વરસાવવા લાગ્યું.



"તમે કોણ છો? ક્યાંથી આવો છો?" મોંમાં ચિરૂટવાળા એક જાડિયા બુઢ્ઢાએ સવાલો પૂછ્યા.

"બારમું લશ્કર. મોરચેથી. કાળમુખા મૂડીદારોની સામે સોવિયેતોને મદદ કરવા અમે આવ્યા છીએ."

"એમ કે!" ઝનૂની પડકારા થવા લાગ્યા. "બોલ્શેવિક પોલીસો! બોલ્શેવિક કઝ્ઝાકો!"

ચામડાનો કોટ પહેરેલો એક બાંઠિયો અફસર દોડીને પગથિયાં ઊતરતો આવ્યો. "ગૅરિસન પલટો લઈ રહી છે!" તેણે મને કાનમાં કહ્યું. "બોલ્શેવિકોના ખાતમાની શરૂઆત થઈ રહી છે. ઓટ તમારે જોવી છે? ચાલો!" તે જાણે અરધો દોડતો મિખાઈલોવ્સ્કી માર્ગે જવા લાગ્યો. અમે તેની પાછળ પાછળ ગયા.

"કઈ રેજિમેન્ટ છે?"

"બ્રોનેવિકો..." ખરેખર ગંભીર આફત હતી. બ્રોનેવિકો એટલે બખતરબંધ મોટરગાડીઓની ટુકડી, આખી પરિસ્થિતિની જાણે કળ જેવી. બ્રોનેવિકો જેના પક્ષે હોય તેઓ આખા શહેરને કાબૂમાં રાખી શકે. "ઉદ્ધાર સમિતિ અને દૂમાના કમિસારોએ તેમની જોડે વાતચીત કરી છે. ફેંસલો કરવા સારુ મિટિંગ ચાલી રહી છે..."

"શાનો ફેંસલો? તેઓ કોના પક્ષે લડશે તેનો?"

"અરે, ના. કામ પાર પાડવું હોય તો એવી રીત ન ચાલે. તેઓ બોલ્શેવિકોની સામે કદી લડે જ નહિ. તટસ્થ રહેવાનો ફેંસલો કરશે—પછી યુંકરો અને કઝ્ઝાકો..."

વિશાળ મિખાઈલોવ્સ્કી ઘોડેસવારી વિદ્યાલયનું બારણું અંધારામાં બગાસાં ખાઈ રહ્યું હતું. બે પહેરેગીરોએ અમને રોકવાની કોશિશ કરી, પરંતુ તેમનાં ખીજભર્યાં વેણને ગણકાર્યા વગર અમે તેમને આઘા ખસેડીને ઉતાવળા અંદર ધૂસી ગયા. અંદર મોટા હૉલમાં ખૂબ ઊંચે લગભગ છતને અડીને ગોઠવેલી વીજળીની બત્તી ઝાંખું અજવાળું પાડી રહી હતી. હૉલના મોટા મોટા થાંભલા અને કતારબંધ બારીઓ જાણે અંધકારમાં વિલીન થઈ ગયેલાં હતાં. ચોતરફ ખડી મોટી જબ્બર બખતરબંધ ગાડીઓના ઘેરા આકારો નજરે પડતા હતા. એક ગાડી જગ્યાની બરાબર વચમાં બત્તીની નીચે ખડી હતી, તેની ફરતે ભેગા થયેલા ભૂખરા લેબાસવાળા લગભગ બે હજાર સિપાહીઓ શાહી ઈમારતની

વિશાળતામાં જાણે લગભગ ખોવાઈ ગયેલા લાગતા હતા. એક ડઝન જેટલા માણસો—અફસરો, સિપાહી સમિતિઓના અધ્યક્ષો, અને વકતાઓ—ગાડીની ઉપર ખડા હતા. ગાડીના વચલા બાકોરામાંથી એક સિપાહી બોલી રહ્યો હતો. તે ખાંજેનોવ હતો—ગયા ઉનાળામાં બ્રોનેવિકોની અખિલ રશિયન કૉંગ્રેસનો પ્રમુખ. તેણે ચામડાનો કોટ પહેર્યો હતો અને ખભે લેફ્ટેનન્ટના પટ્ટા બાંધ્યા હતા. ચપળ અને દેખાવડો આદમી ઊભા ઊભો છટાદાર વાણીમાં તટસ્થતાની હિમાયત કરી રહ્યો હતો.

"રશિયનો પોતાના રશિયન બંધુઓની હત્યા કરવા લાગે એ તો ભયંકર વાત ગણાય," તેણે કહ્યું. "ખભેખભા મિલાવીને ઝારનો સામનો કરનારા અને ઇતિહાસમાં અંકિત થઈ જનારી લડાઈઓમાં પરદેશી દુશ્મનોને પરાજિત કરનારા સિપાહીઓની વચ્ચે આંતરવિગ્રહ ન જ થવો જોઈએ! સિપાહીઓ, રાજકીય પાર્ટીઓના આપસના આ કજિયાકંકાસ જોડે આપણને શી લેવાદેવા છે? હું તમને એમ નથી કહેવાનો કે કામચલાઉ સરકાર લોકશાહીવાદી સરકાર હતી. મૂડીદાર વર્ગની જોડે કોઈ જાતની એકસંપી આપણને નથી જોઈતી—ના, બિલકુલ નહિ. પરંતુ આપણે માટે એકતાબદ્ધ લોકશાહીની સરકાર બેહદ જરૂરી છે—નહિતર રશિયા ખતમ થઈ જશે! એવી સરકાર હોય તો પછી આંતરવિગ્રહના અને ભાઈના હાથે ભાઈની હત્યાના સંજોગો ઊભા જ ન થાય!"

વાત સમજદારીની લાગતી હતી—વિશાળ હૉલમાં તાળીઓના અને પોકારોના પડઘા ગુંજી ઊઠયા.

એક સિપાહી ગાડી ઉપર પહોંચી ગયો. તેના ધોળા પડી ગયેલા ચહેરા પર તણાવ છવાયેલો હતો. "સાથીઓ!" તે જોરથી બોલ્યો. "હું રુમાનિયન મોરચેથી આવ્યો છું—તાકીદે બધી વાત તમને જણાવી દેવા. સુલેહ થવી જ જોઈએ! એકદમ સુલેહ! અમે તો જે કોઈ સુલેહ સાધી લે તેને જ ટેકો આપીશું—પછી એ બોલ્શેવિકો હોય કે આ નવી સરકાર હોય. સુલેહ! અમે મોરચાના સિપાહીઓ હવે જરાય વધારે લડી શકીએ એમ નથી. જર્મનોની સામે કે રશિયનોની સામે—અમારાથી લડાય એમ નથી..." એટલું કહીને તે ઠેકડો મારતો નીચે ઊતરી ગયો. ખળભળતી મેદનીમાંથી એક જાતનો ગૂંચવણ અને વેદનાથી ભરેલો અવાજ સંભળાવા લાગ્યો, અને ત્યાર પછી બોલવા ઊભા થયેલા મેન્શેવિક **ઓબોરોનેત્સે** મિત્રરાજ્યો વિજયી ન બની જાય ત્યાં સુધી જંગ ચાલુ રાખવાની હિમાયત શરૂ કરી ત્યારે એ અવાજ જોરદાર પ્રકોપમાં પલટાઈ ગયો.



"કેરેન્સ્કી જેવી વાત કરે છે!" કોઈનો કરડો બરાડો સંભળાયો.

દૂમાના એક ડેલિગેટે તટસ્થતાની હિમાયત કરી. તેને પોતાના માણસોમાંનો ન ગણતા સિપાહીઓ બેચેનીથી બબડાટ કરતા તેની વાત સાંભળતા રહ્યા. સમજવાની, ફેંસલો કરવાની, આટલી સખત મહેનત કરતા ઇન્સાનો મેં અગાઉ ક્યારેય નહોતા જોયા. તેઓ જરાય હલતા નહોતા, વકતાની ઉપર એક જાતની ભારે એકાગ્ર મીટ માંડીને ઊભા હતા, વિચાર કરવાની જહેમતથી તેમનાં ભવાં રાંકોચાઈ ગયાં હતાં, તેમનાં કપાળે પરસેવાનાં ટીપાં બાઝી ગયાં હતાં. મોટા કદાવર આદમીઓની આંખો બાળકોની આંખો જેવી નિર્દોષ નિર્મળ હતી, અને તેમના ચહેરા પરાક્રમગાથાઓના લડવૈયાઓના ચહેરા જેવા હતા...

હવે એક બોલ્શેવિક—તેમનામાંનો જ એક આદમી—બોલી રહ્યો હતો. તેની વાણીમાં ઝનૂન અને નફરત છલકાઈ રહ્યાં હતાં. સિપાહીઓને તે બીજા વકતાઓથી વધારે ન ગમ્યો. તેમના મનોભાવ એવી વાતોને અનુરૂપ નહોતા. એ ઘડીએ તો તેઓ જાણે સામાન્ય વિચારોના સાધારણ પ્રવાહથી પરે પહોંચી ગયેલા હતા. તેમનાં મનમાં રશિયાના, સમાજવાદના, જગતના વિચારો ચાલી રહ્યા હતા, જાણે કેમ ક્રાંતિની સલામતી કે ખાતમાનો આધાર તેમની ઉપર જ હોય...

તંગ શાંતિ અને બહાલી ખીજના પોકારોના વાતાવરણમાં એક પછી એક વકતા બોલતો ગયો: બહાર પડવું કે નહિ? વળી પાછો ખાંજેનોવ બોલવા લાગ્યો. તેની વાણીમાંથી સમજાવટ અને હમદર્દી ટપકતી હતી. પણ એ તો અફસર ખરો ને? વળી સુલેહની ગમે એટલી વાતો કરે તોયે આખર **ઓબોરોનેત્સ** ખરો ને? પછી વસીલી ઓસ્રોવનો એક કામદાર બોલવા આગળ આવ્યો, પરંતુ તેને એવા સવાલનો આવકાર મળ્યો કે "ભાઈ કામદાર, **તમે** અમને સુલેહ અપાવવાના છો?" અમારી બાજુમાં કેટલાક માણસોએ તટસ્થતાના હિમાયતીઓની વાહવાહ સારુ એક ટોળકી રચી લીધી હતી. તેમાં ઘણા અફસરો હતા. એ લોકો વારંવાર "ખાંજેનોવ! ખાંજેનોવ!" પોકારતા હતા અને બોલ્શેવિકો બોલવાની કોશિશ કરે ત્યારે અપમાનભરી સીટીઓ વગાડવા લાગતા હતા.

ગાડી ઉપર ઊભેલા સમિતિ-સભ્યો અને અફસરો એકાએક ભારે જુસ્સાથી અને ખૂબ હાવભાવ કરતા કશીક બાબતની ચર્ચા કરવા લાગ્યા. શ્રોતાઓ બાબતની જાણકારી સારુ ઘાંટા પાડવા લાગ્યા. વિશાળ સમુદાયમાં ખળભળાટ.

અને હલચલ ફેલાઈ ગયાં. અફસરોએ પકડીને રોકી રાખેલો એક સિપાહી જોર કરીને છૂટો થઈ ગયો અને હાથ ઊંચો કરીને મોટેથી બોલી ઊઠયો:

"સાથીઓ! કોમરેડ ક્રિલેન્કો અહીં આવ્યા છે અને આપણને કશુંક કહેવા માગે છે." ખુશીના પોકારો, સીટીના અવાજો, અને "**પ્રોસીમ! પ્રોસીમ! દાલોઈ!** બોલવા દો! બોલવા દો!"ના ઘાંટા. એવા કોલાહલના વાતાવરણમાં લશ્કરી મામલાઓનો લોક કમિસાર એક બાજુએથી ગાડી પર ચડવા લાગ્યો. તેને કેટલાય હાથ સામેથી અને પાછળથી મદદ કરી રહ્યા હતા, ઉપરથી ખેંચી રહ્યા હતા અને નીચેથી ધકેલી રહ્યા હતા. ઉપર ચડીને તે એક પળ ખડો રહ્યો અને પછી કદમ માંડતો રેડિયેટર પર જઈને ઊભો રહ્યો. તેણે બેઉ હાથ કમ્મર પાછળ ટેકવીને મલકાતા મોંએ ચોમેર નજર ફેરવી. બેઠી દડીની ટૂંકા પગવાળી કાયા, ઉઘાડું માથું, યુનિફૉર્મમાં હોદ્દાની કોઈ જાતની પટ્ટીઓ નહિ.

મારી બાજુમાં ઊભેલી ટોળકીએ ખોફનાક રાડારાડી મચાવી દીધી: "ખાંજેનોવ! અમને ખાંજેનોવ જોઈએ! મુર્દાબાદ! ડાચું બંધ! દેશદ્રોહી મુર્દાબાદ!" આખી મેદની જાણે હિલોળા લેવા અને પોકારો ગજાવવા લાગી. પછી જાણે પહાડ પરથી શિલાઓ તૂટીને અમારી ઉપર ધસી આવતી હોય એમ મેદની હલવા લાગી, કાળાં ભવાંવાળા કદાવર આદમીઓ મેદનીમાંથી માર્ગ કરતા આગળ આવવા લાગ્યા.

"અમારી મિટિંગમાં ભંગાણ પાડનારા કોણ છે?" તેમણે પડકારા કર્યા. "અહીંયાં સીટીઓ કોણ વગાડે છે?" તોછડાઈથી વિખેરી નાખવામાં આવેલી ટોળકીના માણસો પોબારા ગણી ગયા—અને ફરી ભેગા ન થયા...

"સાથી સિપાહીઓ!" ક્રિલેન્કોએ થાકથી ઘોઘરા બની ગયેલા અવાજે બોલવાનું શરૂ કર્યું. "હું તમારી સમક્ષ સરખી રીતે બોલી શકું એમ નથી, મને અફસોસ છે, પણ ચાર રાતથી નીંદર મળી જ નથી...

તમને જણાવવાની જરૂર નથી કે હું સિપાહી છું. તમને એ પણ જણાવવાની જરૂર નથી કે હુંયે સુલેહ વાંછું છું. પરંતુ મારે તમને જણાવવું જ જોઈએ કે લોહીતરસ્યા મૂડીદાર વર્ગની સત્તાને કાયમને માટે ફગાવી દેનારા તમે સૌ તેમ જ બાકીના બધા બહાદુર સાથીઓની મદદ વડે કામદારો તથા સિપાહીઓની ક્રાંતિમાં સફળ બનેલી બોલ્શેવિક પાર્ટીએ તમામ પ્રજાઓને સુલેહની દરખાસ્ત કરવાનું વચન આપ્યું હતું, અને એ વચનનું પાલન થઈ ચૂક્યું છે—આજે!" તાળીઓનો પ્રચંડ ગડગડાટ.



"તમને તટસ્થ રહેવાનું કહેવામાં આવે છે—તમારે તટસ્થ રહેવું, અને **કદી** તટસ્થ **ન** રહેનાર યુંકરો તથા મોત ટુકડીઓ તે દરમિયાન અમને રસ્તાઓ પર ગોળીએ વીંધી નાખે અને કેરેન્સ્કીને, અથવા ટોળકીના બીજા કોઈ આદમીને, પાછો પેત્રોગ્રાદ લઈ આવે. દોન તરફથી કાલેદિન કૂચ કરતો આવી રહ્યો છે. કેરેન્સ્કી મોરચેથી આવી રહ્યો છે. કોર્નીલોવ ઑગસ્ટની તેની કોશિશને દોહરાવવા તેખીન્ત્સોને એકઠા કરી રહ્યો છે. આ બધા મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓ અત્યારે તમને આંતરવિગ્રહ અટકાવવાની હાકલ કરી રહ્યા છે—પરંતુ તેમણે પોતે જ આંતરવિગ્રહ સિવાય બીજી કઈ રીતે સત્તા જાળવી રાખેલી? એ આંતરવિગ્રહ છેક ગયા જુલાઈ મહિનાથી ચાલી રહ્યો છે, અને એ લોકો હાલ જેવી રીતે મૂડીદાર વર્ગને પક્ષે છે એવી જ રીતે એ આંતરવિગ્રહ દરમિયન સતત મૂડીદાર વર્ગને પક્ષે જ રહ્યા છે.

તમે ફેંસલો કરી જ લીધો હોય તો હું તમને કેવી રીતે સમજાવી શકું? સવાલ સાવ સાદો છે. એક તરફ છે કેરેન્સ્કી, કાલેદિન, કોર્નીલોવ, મેન્શેવિકો, સમાજવાદી ક્રાંતિકારીઓ, કેડેટો, દૂમાઓ, અફસરો... તેઓ આપણને જણાવે છે કે તેમની મુરાદો નેક છે. બીજી તરફ છે કામદારો, સિપાહીઓ તથા ખલાસીઓ, સૌથી ગરીબ કિસાનો. સરકાર તમારા હાથમાં છે. હાકેમો તમે જ છો. મહાન રશિયા હવે તમારું છે. તમે શું તેને પરત કરી દેવા માગો છો?"

તે બોલતી વેળા નર્યા ઉઘાડા મનોબળના આધારે જ ટકી રહ્યો હતો. તે જેમ જેમ બોલતો ગયો તેમ તેમ તેના શબ્દોમાં સમાયેલી ખરા દિલની ઊંડી લાગણી તેના થાકેલા ઘોઘરા અવાજને વીંધીને જાહેર થતી ગઈ. પ્રવચનના અંતમાં તે લથડી પડયો, લગભગ પડી ગયો. સેંકડો હાથ લાંબા થઈ ગયા અને તેને નીચે ઊતરવામાં મદદ કરવા લાગ્યા. તેના કથનને વધાવી લેતા ખુશીના પોકારોના પડઘા હૉલના વિશાળ ઝાંખા વિસ્તારમાં ગુંજી ઊઠયા.

ખાંજેનોવે ફરી બોલવાની કોશિશ કરી, પરંતુ સિપાહીઓ પોકારતા રહ્યા: "મત લો! મત લો!" તેણે આખરે નમતું મૂકીને ઠરાવ વાંચી સંભળાવ્યો—**બ્રોનેવિકો** લશ્કરી ક્રાંતિકારી સમિતિમાંથી પોતાના પ્રતિનિધિને પાછો ખેંચી લે અને વર્તમાન આંતરવિગ્રહમાં પોતાની તટસ્થતા જાહેર કરે. ઠરાવની તરફેણ કરનારા બધા જમણી તરફ અને વિરોધ કરનારા બધા ડાબી તરફ ખસી જાય. એક પળનો ખચકાટ, નીરવ અપેક્ષા, અને પછી ટોળું વધારે ને વધારે ઝડપથી ખસવા લાગ્યું, માણસો એકબીજાની ઉપર પડવા આખડવા લાગ્યા—સૌ ડાબી

તરફ — સેંકડો કદાવર સિપાહીઓ ધૂળિયા ભોંયપટને ઝાંખા અજવાળામાં ધસમસાટ પાર કરતા ડાબી તરફ જવા લાગ્યા... અમારી નજીક લગભગ પચાસ જેટલા માણસો હઠીલાઈથી ઠરાવની તરફેણ કરતા જેમના તેમ ખડા રહ્યા, અને ઊંચી છત વિજયની ગર્જનાઓથી જાણે હલવા લાગી ત્યારે તેઓ પાછળ ફરીને ઝડપથી કદમ માંડતા ઈમારતમાંથી બહાર નીકળી ગયા — અને તેમાંથી કેટલાક તો ક્રાંતિથીયે અળગા થઈ ગયા...

કલ્પના કરો કે એવા સંઘર્ષનું પુનરાવર્તન શહેરની દરેક બૅરેકમાં, દરેક જિલ્લામાં, આખા મોરચા પર, સમગ્ર રશિયામાં થઈ રહ્યું હતું. કલ્પના કરો કે સતત જાગરણ કરતા રહેલા ક્રિલેન્કોઓ રેજિમેન્ટોને નીરખી રહ્યા છે, એક જગ્યાએથી બીજી જગ્યાએ ઉતાવળા પહોંચી રહ્યા છે, દલીલો કરી રહ્યા છે, ધમકાવી રહ્યા છે, વિનવણી કરી રહ્યા છે. પછી કલ્પના કરો કે દરેક કામદાર યુનિયનની તમામ શાખાઓમાં, કારખાનાંમાં, ગામોમાં, દૂર સુદૂર સાગર ખેડતા રશિયન કાફલાઓનાં જંગજહાજોમાં — બધે એમ જ બની રહ્યું છે. કલ્પના કરો કે આખા વિશાળ રશિયામાં બધે લાખો રશિયન ઈન્સાનો વકતાઓને મીટ માંડીને તાકી રહ્યા છે — કામદારો, કિસાનો, સિપાહીઓ, ખલાસીઓ સમજવાની અને પસંદગી કરવાની સખત જહેમત કરી રહ્યા છે, ઊંડું મનન કરી રહ્યા છે, અને આખરે સર્વાનુમતે ફેંસલો લેવાની કોશિશ કરી રહ્યા છે. રશિયન ક્રાંતિ એવી હતી...

સ્મોલ્નીમાં નવી લોક કમિસાર પરિષદ હાથ જોડીને બેસી નહોતી રહી. પ્રથમ ડિક્રી છાપખાનાનાં મશીનો પર ગોઠવાઈ ચૂકી હતી, એ જ રીતે તેની હજારો નકલો શહેરના રસ્તાઓ પર વહેંચવાની હતી અને દક્ષિણ તથા પૂર્વ તરફ જતી દરેક ટ્રેઇનમાં થોકડા બાંધીને મોકલવાની હતી.

કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોની અને કિસાન પ્રતિનિધિઓની સામેલગીરી ધરાવતી અખિલ રશિયન કૉંગ્રેસમાં પસંદ કરવામાં આવેલી રશિયન પ્રજાસત્તાકની સરકાર વતી લોક કમિસાર પરિષદ ડિક્રી જાહેર કરે છે કે —

૧. બંધારણસભા માટેની ચૂંટણીઓ નક્કી થયેલા દિવસે — નવેંબરની ૧૨મી તારીખે — કરવામાં આવશે.



૨. સઘળાં ચૂંટણી પંચો, સ્થાનિક સ્વશાસન સંઘટનો, કામદારો તથા સિપાહીઓ તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો, અને મોરચાનાં સિપાહી સંગઠનો નક્કી થયેલા દિવસે મુક્ત અને ધોરણસરની ચૂંટણીઓ સુનિશ્ચિત બનાવવાની પૂરી કોશિશ કરે.

રશિયન પ્રજાસત્તાકની સરકાર વતી,

લોક **કમિસાર** પરિષદના અધ્યક્ષ
વ્લાદીમિર ઉલ્યાનોવ-લેનિન

મ્યુનિસિપલ ઈમારતમાં દૂમા પૂરજોસમાં હતી. અમે અંદર દાખલ થયા ત્યારે પ્રજાસત્તાક પરિષદનો એક સભ્ય બોલી રહ્યો હતો. તેણે કહ્યું કે પરિષદ પોતાને વિસર્જિત નથી ગણતી પણ એમ જ માને છે કે સંમેલન ભરવાની નવી જગ્યા મેળવી લે ત્યાં સુધી પોતે કામકાજ ચાલુ રાખવા અશકત છે. દરમિયાનમાં, તેની મોવડી સમિતિએ સામૂહિક રૂપે ઉદ્ધાર સમિતિમાં સામેલ થઈ જવાનું નક્કી કર્યું છે... ખુલાસામાં કહી શકાય કે ઈતિહાસમાં રશિયન પ્રજાસત્તાક પરિષદનો આ ઉલ્લેખ છેલ્લો જ હતો...

પછી તો રાબેતા મુજબ મંત્રાલયોના, વિક્ઝેલના, તથા ટપાલ-તાર યુનિયનના ડેલિગેટો એક પછી એક બોલતા ગયા અને લેભાગુ બોલ્શેવિક સત્તાધારીઓ સારુ કામ ન કરવાનો પોતાનો નિર્ધાર સોમી વાર દોહરાવતા ગયા. વિન્ટર પેલેસમાં મોજૂદ રહેલા એક યુંકરે તેના પોતાના તેમ જ તેના સાથીઓના પરાક્રમનું અને લાલ સંત્રીઓની નામોશીભરી વર્તણૂકનું ખૂબ જ રોનકદાર બયાન કર્યું — અને તેને પૂરા વિશ્વાસથી માની લેવામાં આવ્યું. કોઈએ સમાજવાદી ક્રાંતિકારી અખબાર 'નરોદ'માં છપાયેલો અહેવાલ વાંચી સંભળાવ્યો કે વિન્ટર પેલેસમાં થયેલું નુકસાન પચાસ કરોડ રૂબલ જેટલું હતું. તેમાં લૂંટફાટ અને ભાંગફોડનું ખૂબ વિગતવાર વર્ણન આપવામાં આવ્યું હતું.

ટેલિફોન સંભાળતા માણસો થોડી થોડી વારે આવીને ખબરો પહોંચાડી જતા હતા. ચાર સમાજવાદી પ્રધાનોને જેલમાંથી છોડી મૂકવામાં આવ્યા હતા. ક્રિલેન્કોએ પિટર-પૉલ કિલ્લામાં જઈને એડમીરલ વેર્દેરેવ્સ્કીને આજીજી કરતાં કહ્યું હતું કે નૌકાખાતું ઉજ્જડ થઈ ગયું છે, તમે રશિયાને ખાતર આવીને લોક કમિસાર પરિષદના અધિપત્ય હેઠળ તેનું કામકાજ સંભાળી લો... અને ઘરડા સાગરખેડુએ તેની વિનંતિ માની લીધી હતી... કેરેન્સ્કી ગાતચિનાથી ઉત્તર

તરફ આગળ ધપી રહ્યો હતો અને બોલ્શેવિક ગૅરિસનો પાછળ હઠી રહી હતી. સ્મોલ્નીમાંથી એક નવી ડિક્રી જાહેર કરવામાં આવી હતી, અને તેમાં ખોરાકના પુરવઠાની કામગીરી સંભાળવા માટે નગર દૂમાઓની સત્તા વિસ્તારવામાં આવી હતી.

છેલ્લી ખબરમાં સમાયેલી ઉદ્ધતાઈથી તો જાણે ક્રોધનો જુવાળ પેદા થઈ ગયો. આ માણસ, લેનિન, લેભાગુ, જુલમગાર, જેના કમિસારોએ મ્યુનિસિપાલિટીનાં વાહનો કબજે કરી લીધાં છે અને મ્યુનિસિપાલિટીની વખારોમાં ઘૂસી જઈને પુરવઠા સમિતિઓના કામમાં તથા ખોરાકની વહેંચણીમાં દખલગીરી ચાલુ કરી દીધી છે—તેણે મુક્ત, સ્વતંત્ર, સ્વાયત્ત શહેર સરકારની સત્તાની મર્યાદાઓ બાંધવાની ગુસ્તાખી કરી છે! એક સભ્યે મુક્કો હલાવતાં ઠરાવ રજૂ કર્યો કે બોલ્શેવિકો પુરવઠા સમિતિના કામમાં દખલગીરી કરવાની હિંમત કરે તો શહેરને ખોરાક પાડવાનું જ બંધ કરી દેવું... બીજા એક સભ્યે—ખાસ પુરવઠા સમિતિના પ્રતિનિધિએ—રિપોર્ટ પેશ કર્યો કે ખોરાક સંબંધી સંજોગો બહુ જ ગંભીર છે, અને તેણે માગણી કરી કે ખોરાક ભરેલી માલગાડીઓ ઝડપથી શહેરમાં પહોંચાડવાના બંદોબસ્ત માટે ખાસ માણસોને મોકલવામાં આવે.

દેદોનેન્કોએ નાટકીય ઢબે જાહેરાત કરી કે ગૅરિસન ડગવા લાગી છે. સેમ્યોનોવ્સ્કી રેજિમેન્ટે સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીના જ હુકમો માનવાનો ફેંસલો કરી લીધો છે. નેવા નદીની ટૉર્પીડોનૌકાઓની ચાલક ટુકડીઓ દુવિધામાં પડી ગયેલી છે. પ્રચાર ચાલુ રાખવા માટે સાત સભ્યોની નિમણૂક તત્કાળ કરી દેવામાં આવી...

પછી ઘરડો મેયર બોલવા આગળ આવ્યો: "સાથીઓ અને નાગરિકો! મને હમણાં જ ખબર મળી છે કે પિટર-પૉલ કિલ્લામાં ગોંધી દેવામાં આવેલા કેદીઓ જોખમમાં છે. બોલ્શેવિક સંત્રીઓએ પાવ્લોવ્સ્ક વિદ્યાલયના ચૌદ યુંકરોનાં કપડાં કઢાવીને તેમની ઉપર જુલમ વરસાવ્યો. તેમાંથી એક તો બિચારો ગાંડો થઈ ગયો છે. બોલ્શેવિકો પ્રધાનોને મારી નાખવાની ધમકી આપી રહ્યા છે!" ખીજ અને નફરતનો જાણે વંટોળિયો પેદા થઈ ગયો. રાખોડી પોશાક પહેરેલી અને ટૂંકા મજબૂત બાંધાની એક બાઈએ હાથ ઊંચો કરીને બોલવાની પરવાનગી એકધારા તીણા અવાજે માગી ત્યારે વંટોળિયો વધારે જોરદાર બની ગયો. બાઈ હતી વેરા સ્લૂત્સકાયા—પીઢ ક્રાંતિકારી અને દૂમાની બોલ્શેવિક સભ્યા.




Комиссаръ
Главнаго Управленія домовъ заключенія
«6» Мая 1917 г.
№ 211.
Петроградъ Смольный Институтъ; комн. № 56.

ПРОПУСКЪ

Представителю Американскихъ Соціалистическихъ газетъ ДЖОНУ РИДУ, во всѣ мѣста заключенія гг. Петрограда и Кронштата, для общаго ознакомленія положенія заключенныхъ и широкаго общественнаго освѣдомленія въ цѣляхъ прекращенія газетной травли противъ демократіи.—

...ій Комиссаръ
Секретарь

કોઈ પણ જેલમાં પ્રવેશ માટે
જૉન રીડને આપવામાં આવેલો પાસ

તેણે ભાંડણના ધોધથી જરાય ગભરાયા વગર કહ્યું: "આ જૂઠાણું છે, ઉશ્કેરણી છે! મોતની સજાને નાબૂદ કરી નાખનારી કામદાર કિસાન સરકાર આવાં કૃત્યોની છૂટ કદી આપે જ નહિ. અમે માગણી કરીએ છીએ કે આ કહાણી વિશે તત્કાળ તપાસ હાથ ધરવામાં આવે. તેમાં જરા સરખુંયે તથ્ય હશે તો સરકાર જોશીલાં કદમો ઉઠાવશે!"

તમામ પાર્ટીઓના પ્રતિનિધિઓનું બનેલું એક પંચ તત્કાળ નીમી દેવામાં આવ્યું અને મેયરની સાથે પિટર-પૉલ કિલ્લામાં તપાસ માટે મોકલવામાં આવ્યું.

અમે તેમની પાછળ પાછળ જઈ રહ્યા હતા ત્યારે દૂમા બીજું એક પંચ કેરેન્સ્કીને મળવા માટે નીમી રહ્યું હતું—કેરેન્સ્કી પાટનગરમાં દાખલ થાય ત્યારે ખૂનરેજી ટાળવાની કોશિશ કરવા સારુ...

કિલ્લાને દરવાજે પહેરેગીરોને ભરમાવામાં નાખીને અમે અંદર ઘૂસી ગયા ત્યારે મધરાત થઈ ગઈ હતી. છૂટીછવાઈ બત્તીઓના ઝાંખા અજવાળામાં અમે દેવળ પાસે થઈને આગળ જવા લાગ્યા. એ દેવળમાં પાતળા સોનાના મિનારા તથા ઘંટ નીચે ઝારોની કબરો છે. એ ઘંટ વડે દરરોજ બપોરે રેલાવવામાં

આવતા "બોઝે ત્સાર્યા ખ્રાની"*ના સૂર કેટલાય મહિનાઓ સુધી ચાલુ રહ્યા હતા.... જગ્યા સાવ સૂમસામ હતી, મોટા ભાગની બારીઓમાં અંધારું હતું. અંધારામાં જતા કોઈ કદાવર આદમી જોડે અમે ક્યારેક ભટકાઈ જતા અને અમારા સવાલોનો અમને રાબેતા મુજબનો જવાબ મળતો: "યા નિ ઝ્નાયુ" (ખબર નથી).

ડાબી બાજુએ નીચા ત્રુબેત્સ્કોઈ બુરજની ધૂંધળી રેખાઓ નજરે પડતી હતી. ઝારશાહીના જમાનામાં એ જીવતી કબરની અંદર મુક્તિના અનેક લડવૈયાઓ જાન કુરબાન કરીને શહીદ બની ગયા હતા અથવા મગજની સમતોલતા ગુમાવીને પાગલ બની ગયા હતા. પછી કામચલાઉ સરકારે ઝારના વજીરોને અને હવે બોલ્શેવિકોએ કામચલાઉ સરકારના પ્રધાનોને કેદ કરીને તેમાં ગોંધી દીધા હતા.

એક બંધુભાવી ખલાસી અમને માર્ગ બતાવતો ટંકશાળ નજીક નાનકડા મકાનમાં આવેલી કિલ્લેદારની ઑફિસમાં લઈ ગયો. ગરમાવાદાર અને ધુમાડાથી ભરેલા એક ઓરડામાં છએક લાલ સંત્રીઓ, ખલાસીઓ, તથા સિપાહીઓ બેઠા હતા. સમોવારમાંથી ઉકળતા પાણીનો ખુશાલ અવાજ સંભળાઈ રહ્યો હતો. તેમણે ખૂબ સુજનતાથી અમને આવકાર્યા અને ચા પિવડાવી. કિલ્લેદાર હાજર નહોતો. તે નગર દૂમા તરફથી આવેલા "સાબોતાઝનિકો"(ભાંગફોડિયાઓ)ના એક પંચને લઈને કિલ્લામાં ગયો હતો. એ લોકો બસ એક જ વાતના રાગડા તાણી રહ્યા હતા કે તમામ યુંકરોની હત્યા થઈ રહી છે. ઓરડામાં બેઠેલા માણસોને એવી વાતથી ભારે રમૂજ પડી હોય એમ લાગતું હતું. એક ટાલિયો ઠીંગણો આદમી ઓરડામાં એક તરફ સૌથી નોખો બેઠો હતો. તેના ચહેરા પર બદફેલીના ઘસારાની નિશાનીઓ સાફ વરતાતી હતી. તેણે ફ્રૉકકોટ અને ઉપર મોંઘો ફરનો ઓવરકોટ પહેર્યો હતો. તે મૂછના વાળ ચાવી રહ્યો હતો અને સપડાઈ ગયેલા ઉંદરની જેમ ચોતરફ નજર દોડાવતો રહેતો હતો. તે તાજો જ ગિરફતાર થયેલો માણસ હતો. લાપરવાઈથી તેની તરફ જોઈને કોઈએ કહ્યું કે પ્રધાન કે એવો જ કોઈ છે... ઠીંગણા આદમીએ શબ્દો સાંભળ્યા ન હોય એમ લાગ્યું...

---

*"ભગવાન ઝારની રક્ષા કરે." આ ભૂલ છે: પિટર-પૉલ કિલ્લાના ઘંટ વડે વગાડવામાં આવતી ધૂન "**કોલ સ્લાવેન...**" ("તમે ગૌરવને પામો...")ની હતી.—સં.



સાફ જણાઈ આવતું હતું કે દહેશત ખાઈ ગયેલો હતો, જોકે ઓરડામાં બેઠેલા માણસો તેની તરફ કોઈ જાતનો ખાર મુદ્દલ નહોતા બતાવી રહ્યા.

મેં તેની પાસે જઈને ફ્રેંચ ભાષામાં વાત કરી. તેણે કાયા અક્કડ કરીને નમતાં જવાબ આપ્યો: "કાઉન્ટ તોલ્સ્તોય. મને તો સમજાતું જ નથી કે મને શા માટે ગિરફતાર કરવામાં આવ્યો છે. હું ઘેર જતાં રસ્તામાં ત્રોઈત્સ્કી પુલ પાર કરી રહ્યો હતો એટલામાં આ લોકોમાંથી—આ લોકોમાંથી—બે જણાએ મને પકડી લીધો. હું કામચલાઉ સરકારનો કમિસાર હતો અને મને મુખ્ય લશ્કરી કાર્યાલયમાં કામ આપવામાં આવ્યું હતું, પણ હું સરકારનો સભ્ય તો કોઈ રીતે નહોતો જ..."

"છોડી મૂકો," એક ખલાસી બોલ્યો, "માણસ ખતરનાક નથી લાગતો..."

"ના," કેદીને લઈ આવેલા સિપાહીએ જવાબમાં કહ્યું. "કિલ્લેદારને પૂછી લેવું જરૂરી છે."

"અરે, કિલ્લેદાર!" ખલાસી હાંસીના ભાવે બોલ્યો. "અફસરોના હુકમોની તાબેદારી ચાલુ રાખવી હોય તો પછી ક્રાંતિ કરી જ શા સારુ?"

પાવ્લોવ્સ્કી રેજિમેન્ટના એક **પ્રાપોર્શચીકે** અમને વાત કરી કે વિદ્રોહની શરૂઆત કેવી રીતે થયેલી. "છઠ્ઠી તારીખની રાતે મુખ્ય લશ્કરી કાર્યાલયમાં પોલક (રેજિમેન્ટ) ફરજ પર હતી. હું અને મારા કેટલાક સાથીઓ પહેરા ભરી રહ્યા હતા. વડા લશ્કરી અફસરોની મિટિંગ જે ખંડમાં ચાલી રહી હતી તેમાં ઈવાન પાવલોવિચ અને બીજો એક આદમી—એનું નામ યાદ નથી—બારીના પડદા પાછળ છુપાઈ ગયા અને તેમણે ઘણી ઘણી વાતો સાંભળી લીધી. દાખલા તરીકે, રાત દરમિયાન ગાતચિનાના યુંકરોને પેત્રોગ્રાદ લઈ આવવાના હુકમો, કઝ્ઝાકોને સવારમાં કૂચ માટે તૈયાર રહેવાનો હુકમ... શહેરનાં મુખ્ય મુખ્ય મથકોને પરોઢ ઊગતાં પહેલાં જ કબજે કરી લેવાનાં હતાં... વળી પુલો ખોલવાની બાબત પણ હતી. પણ એ લોકો સ્મોલ્નીને ઘેરી લેવાની વાત કરવા લાગ્યા ત્યારે ઈવાન પાવલોવિચની ધીરજ ખૂટી ગઈ. એ વખતે આવજા સારી પેઠે થઈ રહી હતી એટલે તે ગુપચુપ ત્યાંથી સરકી જઈને નીચે પહેરેગીરોના ઓરડામાં પહોંચી ગયો, અને તેનો સાથી બીજું જે કંઈ સાંભળવા મળે તે સાંભળી લેવા પડદા પાછળ જ રોકાઈ રહ્યો.

"મને પહેલેથી જ શંકા આવી ગયેલી કે કશુંક કારસ્તાન થઈ રહ્યું છે. અફસરો મોટરોમાં ખડકાઈને લગાતાર આવી રહ્યા હતા, અને બધા પ્રધાનો પણ

મોજૂદ હતા. ઈવાન પાવલોવિચે પડદા પાછળ છુપાઈને સાંભળેલી બધી વાતો મને જણાવી. એ વખતે રાતના અઢી વાગ્યા હતા. રેજિમેન્ટ સમિતિનો મંત્રી ત્યાં જ હતો. અમે તેને પૂરો રિપોર્ટ આપીને પૂછ્યું કે શું કરવું.

"અંદર આવતા અને બહાર નીકળતા તમામ માણસોને ગિરફતાર કરી લો!" તેણે કહ્યું. એટલે અમે તરત જ શરૂઆત કરી દીધી. લગભગ બે કલાક જેટલા વખતમાં કેટલાક અફસરો અને બે પ્રધાનો ગિરફતાર થઈ ગયા અને તેમને તરત જ સ્મોલ્ની મોકલી દીધા. પણ લશ્કરી ક્રાંતિકારી સમિતિ તૈયાર નહોતી. એ લોકોને સમજણ જ નહોતી પડતી કે શું કરવું. થોડી વારમાં અમને હુકમ મળ્યો કે બધાને છોડી મૂકવા અને હવે બીજા કોઈને ગિરફતાર ન કરવા અમે આખો રસ્તો દોડતા દોડતા પાર કરીને સ્મોલ્ની પહોંચી ગયા. ધારું છું કે વાતચીતમાં આખો એક કલાક વીતી ગયો હશે, પણ આખરે એ લોકોનાં ભેજાંમાં ઊતર્યું ખરું કે આ તો જંગ શરૂ થઈ ચૂક્યો છે. અમે પાછા મુખ્ય લશ્કરી કાર્યાલયે પહોંચ્યા ત્યારે પાંચ વાગી ગયા હતા, અને મોટા ભાગના માણસો એટલી વારમાં ત્યાંથી નીકળી ગયા હતા. પણ થોડાક અમારા હાથમાં આવી ગયા, અને ગૅરિસન આખેઆખી કૂચ કરતી રવાના થઈ ગઈ હતી..."

વસીલી ઓસ્રોવના એક લાલ સંત્રીએ ખૂબ વિગતવાર બયાન કરીને અમને જણાવ્યું કે વિદ્રોહના મહાન દિવસે તેના જિલ્લામાં શું શું બનેલું. "ત્યાં અમારી પાસે મશીનગનનો મુદ્દલ હતી જ નહિ," તેણે હસતાં હસતાં કહ્યું, "અને સ્મોલ્નીથી પણ અમને મળી નહોતી. કોમરેડ ઝાલકિન્દ વૉર્ડ દૂમાના ઉપ્રાવા (કેંદ્રીય મંડળ)નો સભ્ય હતો. તેને અચાનક જ યાદ આવ્યું કે જર્મનો પાસેથી કબજે કરી લેવામાં આવેલી એક મશીનગન ઉપ્રાવાના સંમેલનખંડમાં પડી છે. એટલે તેની જોડે હું અને બીજો એક સાથી ત્યાં પહોંચી ગયા. મેન્શેવિકો અને સમાજવાદી ક્રાંતિકારીઓની મિટિંગ ચાલી રહી હતી. અમે બારણું ખોલીને બેધડક અંદર દાખલ થઈ ગયા. એ લોકો બાર કે પંદર જણા ટેબલ ફરતે બેઠા હતા, અને અમે ફક્ત ત્રણ જ હતા. અમને જોઈને એ લોકો ચુપ થઈ ગયા અને આંખો ફાડીને બસ અમને તાકતા જ રહ્યા. અમે ખંડને બીજે છેડે ગયા અને મશીનગનના હિસ્સા છૂટા કરી નાખ્યા. એક હિસ્સો કોમરેડ ઝાલકિન્દે ઉપાડી લીધો અને બીજો મેં. અમે પોતપોતાના હિસ્સા ખભે ગોઠવીને બહાર નીકળી ગયા—અને એ બારપંદરમાંથી કોઈ આદમી એક શબદ પણ બોલ્યો નહિ!"



"તમને ખબર છે કે વિન્ટર પૅલેસને કેવી રીતે કબજે કરી લેવામાં આવેલો?" ત્રીજો એક આદમી—ખલાસી—બોલ્યો. "લગભગ અગિયાર વાગ્યે અમને ખબર પડી કે નેવા નદી તરફ હવે કોઈ યુંકરો નથી. એટલે અમે બારણાં તોડીને જુદા જુદા દાદરાઓ ચડતા એક એક કરીને અથવા નાનકડાં જૂથોમાં ઉપર જવા લાગ્યા. અમે ઉપર પહોંચીએ એટલે યુંકરો અમને રોકીને અમારી બંદૂકો લઈ લે. પણ અમારા માણસો તો ઉપર આવતા જ રહ્યા. થોડા થોડા કરીને અમે સંખ્યામાં યુંકરો કરતાં વધારે થઈ ગયા. પછી અમે તેમની સામે જઈને તેમની બંદૂકો લઈ લીધી..."

વાતો ચાલી રહી હતી એટલામાં કિલ્લેદાર પાછો આવી ગયો. હસમુખો જુવાન આદમી નીચલી કક્ષાનો અફસર હતો. તેનો જખમવાળો એક હાથ ઝોળીમાં ભરાવેલો હતો અને ઉજાગરાને લીધે તેની આંખો ફરતે ઊંડાં કુંડાળાં બની ગયેલાં હતાં. તેની નજર સૌથી પહેલી કેદીની ઉપર પડી. કેદી તરત જ ખુલાસા કરવા લાગ્યો.

"અરે, હા," કિલ્લેદાર વચ્ચે જ બોલી ઊઠ્યો, બુધવારે બપોર પછી વડા લશ્કરી અફસરોને અમારે હવાલે કરી દેવાનો ઈનકાર કરનારી સમિતિમાં તમે પણ સામેલ હતા. પણ અમને તમારી જરૂર નથી, નાગરિક. માફ કરજો..." તેણે બારણું ખોલ્યું અને હાથ હલાવીને કાઉન્ટ તોલ્સ્તોયને જતા રહેવાનો ઈશારો કર્યો. કેટલાક માણસો, ખાસ કરીને લાલ સંત્રીઓ, વિરોધનો બબડાટ કરવા લાગ્યા. ખલાસી જીતના ભાવે બોલી ઊઠ્યો: "વોત! જોયું ને! મેં નહોતું કહ્યું?"

પછી કિલ્લેદાર બે સિપાહીઓની સાથે વાત કરવા લાગ્યો. એ બે સિપાહીઓ કિલ્લાની ગૅરિસન તરફથી વિરોધ જાહેર કરવા માટે સમિતિ તરીકે ચૂંટવામાં આવેલા હતા. તેમણે કહ્યું કે કેદીઓને પહેરેગીરો જેટલો જ ખોરાક આપવામાં આવે છે. ખોરાકની ભારે તંગી છે. માણસને ભૂખ ભાંગે એટલોયે ખોરાક મળતો નથી. "એવા સંજોગોમાં પ્રતિક્રાંતિકારીઓની જોડે આટલું સારુ વર્તન શા માટે?"

"સાથીઓ, આપણે ક્રાંતિકારીઓ છીએ, ડાકુઓ નથી," કિલ્લેદારે જવાબ વાળ્યો. પછી તે અમારી તરફ ફર્યો. અમે ખુલાસો કર્યો કે સાંભળવામાં આવેલી અફવાઓ મુજબ, યુંકરોની ઉપર જુલમ થઈ રહ્યો છે અને પ્રધાનોને મારી નાખવાની ધમકી આપવામાં આવી રહી છે. કેદીઓને મળવાની અમને

છૂટ આપવામાં આવે તો અમે આખી દુનિયા સમક્ષ સાબિત કરી દઈએ કે...

"ના," જુવાન સિપાહી ચિડાઈને બોલ્યો. "હું ફરી વાર કેદીઓને હેરાન કરવા તૈયાર નથી. મારે હમણાં જ તેમને જગાડવા પડ્યા હતા—એ લોકોને તો પાકી ખાતરી લાગેલી કે અમે સૌને કતલ કરી નાખવાના છીએ... મોટા ભાગના યુંકરોને તો ક્યારના છોડી મૂકવામાં આવ્યા છે, અને બાકીનાને કાલે છોડી મૂકવાના છે." તે અણધાર્યો બીજી તરફ ફરી ગયો.

"તો દૂમાના પંચ જોડે અમે વાત કરી શકીએ?"

કિલ્લેદારે ગ્લાસમાં ચા રેડતાં રેડતાં હકારમાં માથું હલાવીને લાપરવાઈથી કહ્યું: "એ લોકો હજી બહાર હૉલમાં જ ઊભા છે."

તેઓ બધા ખરેખર બારણાની બહાર જ તેલના દીવાની ઝાંખી રોશનીમાં મેયર ફરતે ઊભા ઊભા ઉત્તેજિત અવસ્થામાં વાતો કરી રહ્યા હતા.

"મિસ્ટર મેયર," મેં કહ્યું, "અમે અમેરિકી અખબારનવીસો છીએ. તમારી તપાસના પરિણામની સત્તાવાર માહિતી તમે અમને આપશો?"

જઈફીનું ગૌરવ છવાયેલો ચહેરો અમારી તરફ ફેરવીને તેણે ધીરે ધીરે કહ્યું: "ખબરોમાં મુદ્દલ તથ્ય નથી. પ્રધાનોને અહીંયાં લાવતી વેળા જે કંઈ બનેલું તે સિવાય, તેમના પ્રત્યે પૂરી સુજનતા દાખવવામાં આવી છે. યુંકરોની બાબતમાં અમને જાણવા મળ્યું કે એક પણ યુંકરને જરા સરખીયે ઈજા નથી પહોંચાડવામાં આવી..."

નેવ્સ્કી માર્ગે મધરાત પછીના સૂમસામ અંધકારમાં સિપાહીઓની અંતહીન કતાર નીરવ કૂચ કરી રહી હતી—કેરેન્સ્કીની સામે લડવા જઈ રહી હતી. આસપાસની અંધારી શેરીઓમાં બત્તીઓ વગરની મોટરગાડીઓ આવજા કરી રહી હતી. ફોન્તાન્કા માર્ગના ૬ નંબરના મકાનમાં આવેલા કિસાન સોવિયેતના વડા મથકમાં, નેવ્સ્કી માર્ગની એક વિશાળ ઇમારતના અમુક ફ્લેટમાં, અને ઇનઝિનેર્ની ઝામોકમાં (ઇજનેરોના વિદ્યાલયમાં) છાનીછપની પ્રવૃત્તિઓ ચાલી રહી હતી. દૂમાની ઇમારત પ્રકાશથી ઝગમગી રહી હતી...

સ્મોલ્ની વિદ્યાલયમાં લશ્કરી ક્રાંતિકારી સમિતિ વધારે પડતા જોરથી ચાલી રહેલા ડાયનેમોની જેમ ધણધણાટ કરતી ચિનગારીઓ ઝબકાવી રહી હતી...



## પ્રકરણ ૭

## ક્રાંતિકારી મોરચો

શનિવાર, ૧૦મી નવેંબર...

"નાગરિકો!

લશ્કરી ક્રાંતિકારી સમિતિ જાહેર કરે છે કે ક્રાંતિકારી વ્યવસ્થાના કોઈ પણ જાતના ભંગને સાંખી લેવામાં નહિ આવે...

ચોરી, ડાકુગીરી, મારપીટ, અને ખૂનરેજીની કોશિશોની સખત સજા ફટકારવામાં આવશે...

પેરિસ કોમ્યુનના ઉદાહરણને અનુસરીને સમિતિ લૂંટફાટ કરનારા અથવા તોફાનો ઉશ્કેરનારા કોઈ પણ માણસને જરાય રહેમ બતાવ્યા વગર ખતમ કરી નાખશે..."

શહેર સાવ શાંત હતું. કશી ડાકુગીરી નહિ, લૂંટફાટ નહિ, દારૂડિયાઓની મારામારી પણ નહિ. રાતે હથિયારબંધ પહેરેગીરો સૂમસામ માર્ગો પર નીકળી પડતા અને રસ્તાઓને ખૂણે સિપાહીઓ તથા લાલ સંત્રીઓ નાનકડાં તાપણાં ફરતે બેઠા બેઠા મોજથી હસતા અને ગીતો લલકારતા. દિવસના સમયમાં મોટાં મોટાં ટોળાં પગથીઓ પર એકઠાં થઈ જતાં અને વિદ્યાર્થીઓ તથા સિપાહીઓ તેમ જ વેપારીઓ તથા કામદારો વચ્ચેના અંતહીન ગરમાગરમ વાદવિવાદો સાંભળતાં રહેતાં.

શહેરના રહેવાસીઓ માર્ગમાં એકબીજાને રોકીને સવાલ કરવા લાગતા.

"કઝ્ઝાકો આવી રહ્યા છે?"

"ના..."

"નવી તાજી ખબર કંઈ?"

"ના, ભાઈ, કશી જ નહિ. કેરેન્સ્કી ક્યાં છે?"

"સાંભળ્યું છે કે પેત્રોગ્રાદથી ફક્ત આઠ જ કિલોમીટર દૂર... બોલ્શેવિકો ભાગીને જંગજહાજ 'અરોરા'માં ભરાઈ ગયા છે એ ખબર શું ખરી છે?"

"વાતો તો એવી જ થાય છે..."

પોસ્ટરોથી છવાયેલી દીવાલો જ કેવળ ચિત્કાર કરી રહી હતી, અને થોડાંક અખબારો — ફિટકાર, અપીલ, ડિક્રી...

એક મોટા જબ્બર પોસ્ટરમાં કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિનું ઘેલછાભર્યું જાહેરનામું છપાયેલું હતું:

"...તેઓ (બોલ્શેવિકો) દાવો કરે છે કે તેમને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોનો ટેકો છે, અને તેઓ કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો વતી બોલી રહ્યા છે.

આખું કામદાર વર્ગીય રશિયા જાણી લે કે આ જૂઠાણું છે, અને તમામ કામગાર કિસાનો — કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની અખિલ રશિયન કારોબારી સમિતિના રૂપમાં — રોષભર્યો રદિયો આપીને જાહેર કરે છે કે કામદાર વર્ગોની મરજીના આ ઝનાહિત ભંગમાં સંગઠિત કિસાનપ્રજા મુદ્દલ સામેલ નથી જ."

સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીના સિપાહી વિભાગ તરફથી:

"બોલ્શેવિકોનો ગાંડપણભર્યો પ્રયાસ ફસકી જવાની અણી પર છે. ગૅરિસનમાં ભાગલા પડી ગયા છે... મંત્રાલયોમાં હડતાલ છે અને રોટી મેળવવાનું વધારે ને વધારે મુશ્કેલ બની રહ્યું છે. થોડાક બોલ્શેવિકો સિવાય બધાં જૂથો કૉંગ્રેસને છોડીને જતાં રહ્યાં છે. બોલ્શેવિકો સાવ એકલા પડી ગયેલા છે...

અમે સઘળાં સમજદાર તત્ત્વોને અપીલ કરીએ છીએ કે દેશ અને ક્રાંતિના ઉદ્ધારની સમિતિ ફરતે એકત્રિત થઈ જાઓ અને કેંદ્રીય સમિતિની પહેલી હાકલ પડે કે તરત જ કદમ ઉઠાવવાની ગંભીર તૈયારીઓ શરૂ કરી દો..."

પ્રજાસત્તાક પરિષદના એક ચોપાનિયામાં તેની ફરિયાદોનાં રોદણાં હતાં:

"પ્રજાસત્તાક પરિષદને બેયોનેટોના જોર સામે ઝૂકી જવું પડ્યું છે, વિખેરાઈ જવું પડ્યું છે, અને મિટિંગોમાં હાલ પૂરતો અંતરાય પાડવો પડ્યો છે.

લેભાગુ સત્તાધારીઓએ હોઠે "મુક્તિ અને સમાજવાદ"ના શબ્દો રાખીને હકીકતમાં તો આપખુદ જુલમનું શાસન જમાવી દીધું છે. તેમણે કામચલાઉ સરકારના સભ્યોને ગિરફતાર કરી લીધા છે, અખબારો બંધ કરાવી દીધાં છે,



અને છાપખાનાં કબજે કરી લીધાં છે... આ સત્તાને જનતા તથા ક્રાંતિની દુશ્મન જ ગણવી જોઈએ — તેની સામે લડવાનું અને તેને ઉથલાવી પાડવાનું આવશ્યક છે...

પ્રજાસત્તાક પરિષદ પોતાનું કામકાજ ફરી શરૂ ન કરી શકે ત્યાં સુધી રશિયન પ્રજાસત્તાકના નાગરિકોને અપીલ કરે છે કે દેશ અને ક્રાંતિના ઉદ્ધારની સ્થાનિક સમિતિઓ ફરતે એકત્રિત થઈ જાઓ. એ સમિતિઓ બોલ્શેવિકોને ઉથલાવી પાડવાની અને દેશને માર્ગદર્શન આપીને બંધારણસભા ભરી શકે એવી સરકારના સર્જનની કામગીરીનું સંઘટન કરી રહી છે."

'દેલો નરોદા'માં લખવામાં આવ્યું:

"ક્રાંતિ એટલે **સમગ્ર** જનતાનો વિદ્રોહ... પરંતુ અહીંયાં આપણને શું જોવા મળે છે? લેનિન અને ત્રોત્સ્કીએ ભોળવેલા બેચાર ગણતર ગધેડાઓ — એ સિવાય **બીજું** કંઈ જ નહિ... આ લોકોની ડિક્રીઓ અને અપીલો તો ઐતિહાસિક અજાયબીઓના મ્યુઝિયમમાં કેવળ થોડોક ઉમેરો જ કરવાની છે...

અને 'નરોદ્નોયે સ્લોવો' (લોકોની વાણી — પ્રજાકીય સમાજવાદી):

"કામદારો અને કિસાનોની સરકાર? એ તો અફીણીના તુક્કા જેવો ઠાલો તરંગ જ છે. આ 'સરકાર'ને રશિયામાં કે આપણાં મિત્રરાજ્યોના દેશોમાં કોઈ માન્યતા આપવાનું જ નથી, દુશ્મન દેશોમાંયે નહિ..."

મૂડીવાદી અખબારો એ વખતે ગાયબ થઈ ગયાં હતાં...

નવી કેંદ્રિય કારોબારી સમિતિ અને હવે રશિયન સોવિયેત પ્રજાસત્તાકની પાર્લમિન્ટની પહેલી મિટિંગનો અહેવાલ 'પ્રાવદા'માં છપાયો હતો. ખેતીવાડીના કમિસાર મિલ્યુતિને જણાવ્યું કે કિસાનોની કારોબારી સમિતિએ અખિલ રશિયન કિસાન કૉંગ્રેસ ડિસેંબરની ૧૩મી તારીખે ભરવાની જાહેરાત કરી છે.

"પરંતુ આપણે તેની રાહ જોઈ શકીએ એમ નથી", તેણે કહ્યું. "આપણે કિસાનોનો ટેકો હાંસલ કરી લેવાનો જ છે. હું દરખાસ્ત કરું છું કે આપણે જ કિસાનોની કૉંગ્રેસ ભરીએ, અને તત્કાળ ભરીએ..." ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ સહમત થઈ ગયા. રશિયાના કિસાનોને સંબોધિત અપીલ ઉતાવળમાં ઘડી કાઢવામાં આવી, અને કામગીરીને પાર પાડવા માટે પાંચ સભ્યોની એક સમિતિ ચૂંટવામાં આવી.

જમીનની વહેંચણીની વિગતવાર યોજનાઓના સવાલને અને ઔદ્યોગિક ઉત્પાદન પર કામદારોના નિયંત્રણના સવાલને, એ સંબંધમાં કાર્ય કરી રહેલા

નિષ્ણાતોનો રિપોર્ટ તૈયાર થઈ જાય ત્યાં સુધી, મોકૂફ રાખી દેવામાં આવ્યા.

ત્રણ ડિક્રીઓ[1] વાંચવામાં તથા અપનાવી લેવામાં આવી: પહેલી ડિક્રીમાં લેનિને ઘડી કાઢેલ 'અખબારો માટેના સામાન્ય નિયમો' અંકિત હતા. તેમાં નવી સરકારનો પ્રતિકાર કરવાની અને તેના હુકમોની અવજ્ઞા કરવાની ઉશ્કેરણી ફેલાવનારાં, ગુનાહિત કદમો ઉશ્કેરનારાં, અથવા જાણીજોઈને સમાચારોને વિકૃત બનાવી દેનારાં તમામ અખબારોને દબાવી દેવાનું ફરમાન જાહેર કરવામાં આવ્યું હતું. બીજી ડિક્રીમાં મકાનોનાં ભાડાંને સ્થગિત કરી દેવામાં આવ્યાં હતાં. અને ત્રીજી ડિક્રી કામદાર મિલિશિયાની સ્થાપના અંગેની હતી. એ ઉપરાંત, કેટલાક હુકમોને બહાલી આપવામાં આવી- એક હુકમમાં મ્યુનિસિપલ દૂમાને ખાલી મકાનો તથા ફ્લેટો કબજે કરી લેવાની સત્તા આપવામાં આવી, બીજો હુકમ રેલવે સ્ટેશનોમાં માલગાડીના ડબ્બા ઝડપથી ખાલી કરી નાખવાનો હતો, જેથી જરૂરી ચીજોની વહેંચણીને વેગ આપી શકાય અને બેહદ જરૂરી માલગાડીઓ છૂટી થઈ શકે. બે કલાક પછી કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિ તરફથી નીચેનો તારસંદેશો આખા રશિયામાં પ્રસારિત થવા લાગ્યો:

"'કિસાનોની રાષ્ટ્રીય કૉંગ્રેસનું સંઘટન મંડળ' નામનું બોલ્શેવિકોએ આપમરજીએ ખડું કરેલું સંગઠન પેત્રોગ્રાદ ખાતે કૉંગ્રેસમાં ડેલિગેટો મોકલવાનાં આમંત્રણો તમામ કિસાન સોવિયેતોને મોકલી રહ્યું છે...

કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની કારોબારી સમિતિ જાહેર કરે છે કે બંધારણસભાની ચૂંટણીઓની તૈયારી માટે આવશ્યક બળોને આ ઘડીએ પ્રાંતોમાંથી દૂર ખસેડી દેવાની બાબતને તે અગાઉની જેમ જ હાલ પણ જોખમી ગણે છે. કામદાર વર્ગ અને દેશનો એકમાત્ર ઉદ્ધાર બંધારણસભામાં જ છે. અમે કિસાનોની કૉંગ્રેસની તારીખ ફરી વાર દૃઢતાથી જાહેર કરીએ છીએ— ૧૩મી ડિસેંબર."

દૂમામાં ભારે ઉત્તેજના ફેલાઈ ગયેલી હતી. અફસરોની આવજા લગાતાર ચાલુ હતી, મેયર ઉદ્ધાર સમિતિના આગેવાનો જોડે ચર્ચાવિચારણામાં મશગૂલ હતો. એક સભ્ય કેરેન્સ્કીની ઘોષણાની નકલ હાથમાં લઈને દોડતો અંદર આવ્યો. નેવ્સ્કી માર્ગે ઓછી ઊંચાઈએ ઊડતા વિમાનમાંથી હજારો નકલો નીચે ફેંકવામાં આવી હતી. ઘોષણામાં ધમકી આપવામાં આવી હતી કે તાબે ન થઈ જનારા તમામ માણસોને ભયંકર બદલાના ભોગ બનવું પડશે, અને સિપાહીઓને



હથિયારો ઉતારી નાખીને તત્કાળ માર્સ મેદાનમાં એકઠા થઈ જવાનું ફરમાન કરવામાં આવ્યું હતું. અમને જણાવવામાં આવ્યું કે પ્રધાન-અધ્યક્ષે ત્સાર્સ્કોયે સેલો કબજે કરી લીધું છે અને તેનાં લશ્કરો હવે પેત્રોગ્રાદથી માત્ર પાંચ જ માઈલ દૂર છે. તે આવતીકાલે—એટલે થોડાક જ કલાકો પછી—શહેરમાં દાખલ થઈ જશે. ખબર સંભળાતી હતી કે કઝ્ઝાકોની સાથે સંપર્ક રાખનારા સોવિયેત સિપાહીઓ કામચલાઉ સરકારને પક્ષે જઈ રહ્યા હતા. ચેર્નોવ ક્યાંક વચમાં હતો અને આંતરવિગ્રહ અટકાવવા સારુ "તટસ્થ" સિપાહીઓને દળના રૂપમાં સંગઠિત કરવાની મહેનત કરી રહ્યો હતો.

વળી અમને જણાવવામાં આવ્યું કે શહેરમાં ગૅરિસનની રેજિમેન્ટો બોલ્શેવિકોને તજી દેવા લાગી છે. સ્મોલ્નીને તો ક્યારનું ખાલી કરી દેવામાં આવ્યું છે... આખું સરકારી તંત્ર બંધ પડી ગયું છે. સ્ટેટ બૅંકના કર્મચારીઓએ સ્મોલ્નીના કમિસારોની તાબેદારીમાં કામ કરવાનો ઇનકાર કરી દીધો છે, તેમને પૈસા આપવાની ના પરખાવી દીધી છે. તમામ ખાનગી બૅંકો બંધ થઈ ગઈ છે. મંત્રાલયોમાં હડતાલ છે. અત્યારે દૂમાની એક સમિતિ હડતાળિયાઓને પગાર ચૂકવવા સારુ વેપારી પેઢીઓમાં જઈને ફંડફાળા ભેગા કરી રહી છે...[2]

ત્રોત્સ્કી વિદેશ મંત્રાલયમાં ગયેલો. ત્યાં જઈને તેણે કારકુનોને શાંતિ સંબંધી ડિક્રીનું ભાષાંતર વિદેશી ભાષાઓમાં કરવાનો હુકમ આપ્યો. છસો કર્મચારીઓએ પોતાનાં રાજીનામાં તેના મોં પર ઝીંકી દીધાં... શ્રમ કમિસાર શ્લ્યાપ્નિકોવે પોતાના મંત્રાલયના તમામ કર્મચારીઓને હુકમ કર્યો કે ચોવીસ કલાકમાં પોતપોતાની જગ્યાએ કામે વળગી જાઓ, નહિતર તમને બરતરફ કરી દેવામાં આવશે અને તમારા પેન્શન અધિકારો રદ કરી નાખવામાં આવશે. ફક્ત દરવાનોએ જ હુકમનું પાલન કર્યું... ખોરાક પુરવઠાની ખાસ સમિતિની કેટલીક શાખાઓએ બોલ્શેવિકોની તાબેદારી માની લેવાને બદલે કામ જ બંધ કરી દીધું... ઊંચા પગારો અને બહેતર સંજોગોના દરિયાદિલ વાયદાઓ છતાં ટેલિફોન એક્સચેન્જના કર્મચારીઓએ સોવિયેત વડા મથકની લાઇનો ચાલુ ન જ કરી...

સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીએ સોવિયેતોની કૉંગ્રેસમાં સામેલગીરી ચાલુ રાખનારા તેમ જ વિદ્રોહમાં ભાગ લેનારા તમામ સભ્યોને પાર્ટીમાંથી હાંકી કાઢવાનો ફેંસલો કર્યો છે...

પ્રાંતોની ખબરો. મોગિલેવે બોલ્શેવિકોની વિરુદ્ધ જાહેરાત કરી છે. કીયેવમાં કઝ્ઝાકોએ સોવિયેતોને ઉથલાવી પાડી છે અને તમામ વિદ્રોહી આગેવાનોને

ગિરફતાર કરી લીધા છે. લૂગાની સોવિયેત તેમ જ ત્રીસ હજાર સિપાહીઓની ગૅરિસને કામચલાઉ સરકાર પ્રત્યેની વફાદારી ઘોષિત કરી છે અને આખા રશિયાને કામચલાઉ સરકારનું સમર્થન કરવાની અપીલ કરી છે. કાલેદિને દોન બૅસિનમાં તમામ સોવિયેતો તથા યુનિયનોનું વિસર્જન કરી નાખ્યું છે, અને તેનાં લશ્કરો ઉત્તર તરફ આગળ ધપી રહ્યાં છે...

રેલવે કામદારોના એક પ્રતિનિધિએ કહ્યું: "ગઈકાલે અમે એક તાર-સંદેશો આખા રશિયામાં પ્રસારિત કર્યો છે. તેમાં અમે માગણી કરી છે કે રાજકીય પાર્ટીઓ વચ્ચેની લડાઈ તત્કાળ બંધ કરી દેવામાં આવે. અમે ભારપૂર્વક માંગ ઉઠાવી છે કે એકસંપીની સમાજવાદી સરકાર સ્થાપવામાં આવે. નહિતર અમે આવતીકાલે રાતે હડતાલ જાહેર કરી દઈશું... સવાલની ચર્ચાવિચારણા માટે સવારે બધાં જૂથોની મિટિંગ ભરવામાં આવશે. બોલ્શેવિકો સમજણ કરી લેવા ઉત્સુક લાગે છે..."

"ત્યાં સુધી ટકી રહે તો!" જાદિયો રાતોમાતો નગર ઈજનેર હસી પડયો...

અમે સ્મોલ્નીં પહોંચ્યા — સ્મોલ્ની ખાલી નહોતું, તેમાં તો અગાઉ કરતાં વધારે જોસભેર કામગીરી ચાલી રહી હતી, કામદારો તથા સિપાહીઓનાં જૂથો દોડતાં અંદર જઈ રહ્યાં હતાં અને બહાર નીકળી રહ્યાં હતાં, દરેક ઠેકાણે પહેરેગીરોની સંખ્યા બમણી કરી નાખવામાં આવી હતી — અમને મૂડીવાદી તથા "નરમપંથી" સમાજવાદી અખબારોના ખબરપત્રીઓ ભેટી ગયા.

"અમને કાઢી મૂક્યા!" એક બોલી ઊઠયો. તે 'વોલ્યા નરોદા'નો ખબરપત્રી હતો. "બોંચ-બ્રુયેવિચે નીચે અખબારી વિભાગમાં આવીને અમને જણાવી દીધું કે ચાલતા થઈ જાઓ! તમે તો જાસૂસો છો!" બધા એકીસાથે બોલવા લાગ્યા: "અપમાન! જુલમ! અખબારી આઝાદી!"

પરસાળમાં મોટાં મોટાં ટેબલો પર લશ્કરી ક્રાંતિકારી સમિતિની અપીલો, ઘોષણાઓ, તથા હુકમોના થોકડા ખડકેલા હતા. કામદારો અને સિપાહીઓ થોકડા ઉપાડીને બહાર મોટરગાડીઓમાં પહોંચાડી રહ્યા હતા.

તેમાંથી એકમાં આવું લખાણ હતું:

"હેડબેડીમાં!

રશિયન લોકસમુદાયો હાલ જ્યારે કરુણ વેળામાંથી પસાર થઈ રહ્યા છે ત્યારે મેન્શેવિકો અને તેમના અનુયાયીઓ તેમ જ મવાળ સમાજવાદી ક્રાંતિકારીઓએ કામદાર વર્ગને દગો દીધો છે. તેઓ કોર્નીલોવ, કેરેન્સ્કી, અને સાવિન્કોવના પક્ષમાં ભળી ગયા છે...

તેઓ દેશદ્રોહી કેરેન્સ્કીના હુકમો છાપી રહ્યા છે અને શહેરમાં દહેશતની હાલત પેદા કરી રહ્યા છે, એ ભાગેડુની કપોળકલ્પિત ફતેહોની અત્યંત હાસ્યાસ્પદ અફવાઓ ફેલાવી રહ્યા છે...

નાગરિકો! એ બધી બિનપાયાદાર અફવાઓને ખરી માની લેતા નહિ. લોક ક્રાંતિને કોઈ તાકાત પરાજિત કરી શકે એમ નથી... વડા પ્રધાન કેરેન્સ્કીને અને તેના અનુયાયીઓને ઝડપી અને બરાબર છાજતી સજા કરવામાં આવશે...

અમે તેમને હેડબેડીમાં જકડી રહ્યા છીએ. અમે તેમને તમામ કામદારો, સિપાહીઓ, ખલાસીઓ, તથા કિસાનોના — તેઓ જેમને પુરાણી બેડીઓમાં જકડી લેવાની કોશિશો કરી રહ્યા છે તે સૌના — પ્રકોપની જ્વાળાઓને હવાલે કરી રહ્યા છીએ. જનતાના ધિક્કાર અને નફરતના ડાઘ તેઓ પોતાની કાયાઓ પરથી કદી ધોઈ નહિ શકે.

જનતાનો દ્રોહ કરનારા એ દગાખોરોની ઉપર લાખો લાયનતો અને બદદુવાઓ!.."

લશ્કરી ક્રાંતિકારી સમિતિને મોટી જગ્યામાં — સૌથી ઉપલે માળે ૧૭ નંબરના ખંડમાં — ખસેડવામાં આવી હતી. બારણે લાલ સંત્રીઓ ખડા હતા. અંદર કઠેરા પાસેની સાંકડી જગ્યા સારા મઝાના પોશાક પહેરેલા માણસોથી ખીચોખીચ ભરાઈ ગયેલી હતી — ઉપર ઉપરથી આદર બતાવતા પરંતુ મનમાં ખૂન કરવાની વૃત્તિ ધરાવતા મૂડીવાદીઓ મોટરની પરવાનગી લેવા કે બહારગામ જવા માટે પાસપોર્ટ લેવા ભેગા થયા હતા. તેમાં ઘણા **પરદેશી**ઓ હતા... બિલ શાતોવ અને પેટર્સ ફરજ પર હતા. તેમણે બીજું બધું કામ પડતું મૂકીને અમને તાજાં બુલેટિનો વાંચી સંભળાવ્યાં.

એકસો ઓગણ્યાશીમી રિઝર્વ રેજિમેન્ટ સર્વાનુમતે ટેકો જાહેર કરે છે. પુતીલોવ ગોદીના પાંચ હજાર કામદારો નવી સરકારનું અભિવાદન કરે છે. ટ્રેડ યુનિયનોની કેંદ્રીય સમિતિ — જોશીલો ટેકો. રેવેલ ખાતે ગૅરિસન તથા સ્કવોડ્રોન સહકારની કામગીરી સારુ લશ્કરી ક્રાંતિકારી સમિતિ ચૂંટી કાઢે છે અને સૈન્યો મોકલે છે. પ્સ્કોવ અને મીન્સ્કમાં લશ્કરી ક્રાંતિકારી સમિતિઓએ પૂરો કાબૂ જમાવી લીધો છે. ત્સારીત્સિન, દોનકિનારે રોસ્તોવ, પ્યાતિગોર્સ્ક, અને સેવાસ્તોપોલની

સોવિયેતો તરફથી અભિવાદન... ફિનલૅંડ ડિવિઝન તેમ જ પાંચમી તથા બારમી સેનાઓની નવી સમિતિઓ તરફથી વફાદારીની જાહેરાત...

મોસ્કોના સમાચાર અનિશ્ચિત જેવા છે. લશ્કરી ક્રાંતિકારી સમિતિના સિપાહીઓએ શહેરનાં મહત્ત્વનાં મથકો કબજે કરી લીધાં છે. ક્રેમલિનમાં ફરજ બજાવતી બે કંપનીઓ સોવિયેતોના પક્ષે આવી ગઈ છે, પરંતુ શસ્ત્રાગાર હજી કર્નલ રિયાબ્ત્સેવ અને તેના યુંકરોના હાથમાં છે. લશ્કરી ક્રાંતિકારી સમિતિએ કામદારો સારુ હથિયારોની માગણી કરી, અને રિયાબ્ત્સેવે સવાર સુધી વાટાઘાટો ચાલુ રાખી, પણ પછી અચાનક સમિતિને અલ્ટીમેટમ મોકલીને હુકમ કર્યો કે સોવિયેતના સિપાહીઓ શરણે થઈ જાય તથા સમિતિને વિખેરી નાખવામાં આવે. ઝપાઝપી શરૂ થઈ ગઈ છે...

પેત્રોગ્રાદમાં લશ્કરી સ્ટાફ તરત જ સ્મોલ્નીના કમિસારોને તાબે થઈ ગયો. ત્સેન્ત્રોફ્લોતે ઇનકાર કરી દીધો, પરંતુ દિબેન્કો તથા ક્રોન્શતાદ્ત ખલાસીઓની એક કંપનીએ તેની ઉપર હલ્લો કર્યો અને નવા ત્સેન્ત્રોફ્લોતની સ્થાપના કરવામાં આવી. નવા ત્સેન્ત્રોફ્લોતને બાલ્ટિક સમુદ્ર તથા કાળા સમુદ્રનાં જંગજહાજોનો ટેકો છે...

પરંતુ ખુશાલ આત્મવિશ્વાસ તળે જાણે કશાક ટાઢાબોળ અનિષ્ટની આશંકા વરતાતી હતી, વાતાવરણમાં જાણે બેચેનીની લાગણી હતી. કેરેન્સ્કીના કઝ્ઝાકો ઝડપથી કૂચ કરતા આવી રહ્યા હતા, તેમની પાસે તોપો હતી. કારખાના વિભાગ સમિતિઓના મંત્રી સ્ક્રીપનિકે મને ખાતરીપૂર્વક જણાવ્યું કે કેરેન્સ્કીની પાસે તોપદળની આખી ટુકડી છે. તેનો ચહેરો થાકથી તણાયેલો અને ફિક્કો પડી ગયેલો હતો. તેણે ઝનૂન વરસાવતાં ઉમેર્યું: "એ લોકો અમને જીવતા કોઈ કાળે પકડી નહિ શકે!" પેત્રોવ્સ્કી હસ્યો, પણ તેના હાસ્યમાં થાક ભરેલો હતો. "કાલે કદાચ નીંદર મળશે— લાંબી નીંદર..." તે બોલ્યો. રાતી દાઢીવાળા લોઝોવ્સ્કીનો ચહેરો બેનૂર હતો. તેણે કહ્યું: "આપણી વિસાત જ શી? સાવ એકલા... તાલીમ પામેલા સિપાહીઓની સામે સાધારણ આદમીઓનું ટોળું!"

દક્ષિણમાં અને દક્ષિણ-પશ્ચિમમાં કેરેન્સ્કીનાં આગેકૂચ કરતાં લશ્કરોની સામેથી સોવિયેતો પોબારા ગણી ગઈ હતી. ગાતચિના, પાવ્લોવ્સ્ક, અને ત્સાર્સ્કોયે સેલોની ગૅરિસનોમાં ભાગલા પડી ગયા હતા—અરધા હિસ્સાએ તટસ્થ રહેવાની તરફેણમાં મત આપ્યા હતા, અને અફસરો વગરના બાકીના સિપાહીઓ બેકાબૂ ભંગાણની હાલતમાં પાટનગર તરફ ધસી રહ્યા હતા.

હૉલમાં બુલેટિનો ચોડવામાં આવી રહ્યાં હતાં:



"ક્રાસ્નોયે સેલોથી, ૧૦મી નવેંબર, સવારના આઠનો સમય.

તમામ સ્ટાફ કમાંડરોને, તમામ ચીફ કમાંડરોને, કમાંડરોને, દરેક ઠેકાણે અને તમામને, તમામને, તમામને, પહોંચાડવાનો સંદેશો.

માજી પ્રધાન કેરેન્સ્કીએ દરેક ઠેકાણે દરેકને એવા મતલબનો જાણીજોઈને જૂઠો તાર મોકલ્યો છે કે ક્રાંતિકારી પેત્રોગ્રાદનાં સૈન્યો સ્વેચ્છાએ હથિયારો શરણે કરી દઈને ભૂતપૂર્વ સરકારનાં—દેશદ્રોહી સરકારનાં—લશ્કરો જોડે ભળી ગયાં છે, અને લશ્કરી ક્રાંતિકારી સમિતિએ સિપાહીઓને પીછેહઠ કરવાનો હુકમ આપ્યો છે. મુક્ત જનતાનાં સૈન્યો કદી પીછેહઠ કરે જ નહિ અને દુશ્મનને શરણે થાય જ નહિ.

અમારા સિપાહીઓ ગાતચિનામાંથી એટલા સારુ નીકળી ગયા છે કે તેમની અને તેમના ભરમાઈ ગયેલા બંધુઓની સામસામી કતલને ટાળી શકાય અને વધારે અનુકૂળ ગોઠવણી કરી શકાય. હવે કરવામાં આવેલી ગોઠવણી એટલી મજબૂત છે કે કેરેન્સ્કી અને તેના સંગાથીઓ પોતાનાં લશ્કરોને ભલે દસ ગણાં વધારી દે તોય ફિકરનું કશું જ કારણ નથી. અમારા સિપાહીઓમાં જોમની હાલત સરસ છે.

પેત્રોગ્રાદમાં પૂરી શાંતિ છવાયેલી છે.

પેત્રોગ્રાદ અને પેત્રોગ્રાદ જિલ્લાના રક્ષણ અધ્યક્ષ
લેફ્ટેનન્ટ-કર્નલ **મુરાવ્યોવ**"

અમે લશ્કરી ક્રાંતિકારી સમિતિની ઑફિસમાંથી બહાર નીકળી રહ્યા હતા એટલામાં આન્તોનોવ દાખલ થયો. તેનો ચહેરો મડદા જેવો ફિક્કો લાગતો હતો.

"આને વહેતો મૂકી દો," તેણે કહ્યું.

**કામદારોના પ્રતિનિધિઓની તમામ**
**જિલ્લા સમિતિઓને અને સઘળી**
**કારખાના વિભાગ સમિતિઓને**

**હુકમ**

**કેરેન્સ્કીની કોર્નીલોવપંથી ટોળકીઓ પાટનગર પહોંચવાના માર્ગોને જોખમમાં મૂકી રહી છે. જનતા અને તેની ફતેહોની વિરુદ્ધના પ્રતિક્રાંતિકારી પ્રયાસને નિર્દયતાથી કચડી નાખવા માટે સઘળા જરૂરી હુકમો આપી દેવામાં આવ્યા છે.**

ક્રાંતિની સેના તથા લાલ સંત્રી દળને કામદારોની તાત્કાલિક મદદની જરૂર છે.

વૉર્ડ સોવિયેતો અને કારખાના વિભાગ સમિતિઓને હુકમ આપવામાં આવે છે કે—

૧. વધારેમાં વધારે સંખ્યામાં કામદારોને ખાઈઓ ખોદવા, નાકાબંધીઓ ખડી કરવા, અને કાંટાળા તારની વાડોને વધારે મજબૂત બનાવવા માટે મોકલવામાં આવે.

૨. આ કામગીરી સારુ જ્યાં જ્યાં કારખાનાંમાં કામ બંધ કરવાનું જરૂરી બની જાય ત્યાં ત્યાં તત્કાળ બંધ કરી દેવામાં આવે.

૩. સાદા તેમ જ કાંટાળા તારના જેટલા મળી શકે એટલા જથ્થા અને ખાઈઓ ખોદવા માટે તથા નાકાબંધીઓ ખડી કરવા માટે તમામ જરૂરી ઓજારો એકઠાં કરી લેવામાં આવે.

૪. જેટલાં મળી શકે એટલાં બધાં જ હથિયારો લઈ લેવામાં આવે.

૫. કડકમાં કડક શિસ્ત જાળવી રાખવામાં આવે, અને ક્રાંતિની સેનાને બધી રીતે મદદ કરવા દરેકે દરેક માણસ તૈયાર રહે.

કામદારો અને સિપાહીઓની પેત્રોગ્રાદ
સોવિયેતના અધ્યક્ષ
લોક કમિસાર **લેવ ત્રોત્સ્કી**
લશ્કરી ક્રાંતિકારી સમિતિના અધ્યક્ષ
મુખ્ય સેનાપતિ **નિકોલાઈ પોદવોઈસ્કી**

અમે બહાર નીકળ્યા ત્યારે દિવસનું વાતાવરણ ઘેરું અને ગમગીન હતું. ચોમેર રાખોડી ક્ષિતિજમાં કારખાનાંનાં ભૂંગળાં જાણે ભવિષ્યની આગાહી કરતો ઘોઘરો તથા બેચેન અવાજ ફેલાવી રહ્યાં હતાં. કામદાર ઈન્સાનો—સ્ત્રીઓ તથા પુરુષો—હજારોની સંખ્યામાં બહાર નીકળી રહ્યાં હતાં, બણબણતા ગીચ કામદાર વસવાટો મેલાંઘેલાં કંગાલ માણસોનાં હજારો ઝુંડોને બહાર ધકેલી રહ્યા હતા. લાલ પેત્રોગ્રાદ જોખમમાં હતું! કઝ્ઝાકો! આદમીઓ, ઓરતો, અને બચ્ચાં ગંદી શેરીઓમાં જાણે ધોધની જેમ વહેતાં દક્ષિણ તથા દક્ષિણ-પશ્ચિમ દિશામાં મોસ્કોવ્સ્કી દરવાજા તરફ ધસી રહ્યાં હતાં—તેમના હાથમાં રાઈફલો, કોદાળીઓ, પાવડા, તથા તારનાં ગૂંછળાં હતાં, મહેનતના લેબાસની ઉપર કારતૂસના પટ્ટા બાંધેલા હતા... આખા શહેરનો આપમેળે થઈ રહેલો આવો



જબ્બર ધસારો અગાઉ કદી ક્યાંય જોવામાં નહોતો આવ્યો! તેઓ ધોધમાર ધસી રહ્યાં હતાં, ભેગી સિપાહીઓની કંપનીઓ હતી, તોપો હતી, ટ્રકો હતી, ગાડાં હતાં—ક્રાંતિકારી સર્વહારાઓ કામદાર કિસાન પ્રજાસત્તાકના પાટનગરનું રક્ષણ પોતાની છાતીઓ પર ઘા ઝીલીને કરવા ઊમટી રહ્યા હતા!

સ્મોલ્નીના બારણા સામે એક મોટર ખડી હતી. તેના પંખાને ટેકે એક દૂબળો પાતળો આદમી જૂના જરેલા ઓવરકોટનાં ખીસાંમાં હાથ ભરાવીને ઊભો હતો. ઉજાગરાથી રાતી થઈ ગયેલી તેની આંખો જાડાં ચશ્માંની આરપાર મોટી મોટી લાગતી હતી. તેને બોલવામાંયે જાણે પીડાભરી મહેનત પડતી હોય એમ લાગતું હતું. તેની નજીક દાઢીવાળો અને જુવાન જેવી ઝળકતી આંખોવાળો એક કદાવર ખલાસી બેચેનીથી આમતેમ આંટા મારી રહ્યો હતો અને નીલા પોલાદની મોટી રિવોલ્વરને શૂન્ય ભાવે હાથમાં આમથી તેમ ફેરવી રહ્યો હતો. રિવોલ્વર એક પળ પણ તેના હાથમાંથી અળગી નહોતી થતી. એ હતા આન્તોનોવ અને દિબેન્કો.

કેટલાક ખલાસીઓ બે લશ્કરી સાઈકલોને મોટરનાં પાટિયાં પર બાંધવાની કોશિશ કરી રહ્યા હતા. ડ્રાઈવરે ગુસ્સે થઈને વાંધો ઉઠાવ્યો. તેણે કહ્યું કે મોટરના રોગાનમાં આંકા પડી જશે. હું બોલ્શેવિક છું એ ખરું, અને મોટર મૂડીદાર પાસેથી કબજે કરી લેવામાં આવી છે એ પણ ખરું, અને ઑર્ડરલીઓ સારુ સાઈકલો મોકલવી જરૂરી છે એ વાતેય ખરી. પરંતુ ડ્રાઈવરની ધંધાદારી લાગણી દુભાતી હતી... એટલે સાઈકલો બાંધવાનું પડતું મૂકવામાં આવ્યું...

યુદ્ધ અને નૌસેના ખાતાંના લોક કમિસારો મોરચાના નિરીક્ષણ માટે જઈ રહ્યા હતા—મોરચો જ્યાં હોય ત્યાં. "અમે ભેગા જઈ શકીએ?" "ના, બિલકુલ નહિ. મોટરમાં ફક્ત પાંચ જ માણસોની જગ્યા છે—બે કમિસારો, બે ઑર્ડરલીઓ, અને ડ્રાઈવર." પરંતુ મારો ઓળખીતો એક રૂસી—તેને હું **ત્રુસીશ્કા** કહીશ—નિરાંતે જઈને મોટરમાં બેસી ગયો. ખૂબ દલીલો છતાં તેને મોટરમાંથી બહાર કાઢી શકાયો જ નહિ...

સફરના **ત્રુસીશ્કાએ** કરેલા બયાન વિશે જરાય શંકા ધરાવવાનું કશું કારણ મને દેખાતું નથી. તેઓ સુવોરોવ્સ્કી તરુમાર્ગે જઈ રહ્યા હતા ત્યારે કોઈએ ખોરાકની વાત કરી. શક્ય છે કે ખાવાપીવાની ચીજો સરખી રીતે મળતી ન હોય એવા વિસ્તારમાં તેમને ત્રણ કે ચાર દિવસ ગાળવા પડે. મોટર ઊભી રાખવામાં આવી. પૈસા? યુદ્ધ કમિસારે ખીસાં ફંફોળી જોયાં—એક દમડીયે નહોતી.

નૌસેના કમિસ્સાર પણ કડકાબાલૂસ હતો. ડ્રાઈવરની હાલત પણ એવી જ હતી. ખાવાપીવાની ચીજો ત્રુસીશ્કાએ ખરીદી આપી...

તેઓ નેવ્સ્કી માર્ગે વળ્યા એટલામાં ટ્રાયર ફાટી ગયું.

"હવે શું કરવું?" આન્તોનોવ બોલ્યો.

"બીજી કોઈ મોટર કબજે કરી લઈએ," દિબેન્કોએ રિવોલ્વર હલાવતાં સૂચન કર્યું. આન્તોનોવ રસ્તાની વચ્ચોવચ ઊભો રહી ગયો. થોડી વારમાં એક મોટર નીકળી એટલે તેણે હાથ હલાવીને તેને ઊભી રખાવી. ડ્રાઈવરની જગ્યાએ એક સિપાહી બેઠો હતો.

"આ મોટર અમને જોઈએ છે," આન્તોનોવે કહ્યું.

"નહિ મળે," સિપાહીએ સાફ ના પરખાવી દીધી.

"ખબર છે હું કોણ છું?" આન્તોનોવે એક કાગળ કાઢ્યો. તેમાં લખેલું હતું કે આન્તોનોવને રશિયન પ્રજાસત્તાકનાં તમામ સૈન્યોનો મુખ્ય સેનાધિપતિ નીમવામાં આવ્યો છે અને દરેકે દરેક માણસે જરા પણ વાંધો ઉઠાવ્યા વગર તેના હુકમનું પાલન કરવાનું છે.

"તમે ભલે ખુદ શયતાન હો તોયે મને પરવા નથી." સિપાહી ખિજાઈને બોલ્યો. "આ મોટર પહેલી મશીનગન રેજિમેન્ટની છે, તેમાં દારૂગોળા ભરેલા છે, તમને કોઈ રીતે નહિ જ મળે..."

એટલામાં એક જૂની ખખ ટેક્સી નજરે પડી એટલે મુશ્કેલી આપોઆપ હલ થઈ ગઈ. ટેક્સી ઈટાલિયન વાવટો ફરકાવતી આવી રહી હતી. (ધાંધલના દિવસોમાં ખાનગી મોટરોને જપ્તીથી સલામત રાખવા સારુ વિદેશી દૂતાવાસોના નામે નોંધાવી દેવામાં આવતી.) ફરનો મોંઘો કોટ પહેરેલા જાડિયા નાગરિકને ટેક્સીમાંથી ઉતારી દેવામાં આવ્યો અને મંડળી પાછી આગળ ચાલી.

લગભગ દસ માઈલના અંતરે નાર્વ્સકાયા ઝાસ્તાવા પહોંચીને આન્તોનોવે લાલ સંત્રી દળના કમાંડન્ટને બોલાવ્યો. કમાંડન્ટ તેમને શહેરને છેડે લઈ ગયો. ત્યાં કેટલાક સેંકડા કામદારો ખાઈઓ ખોદીને તેમાં ગોઠવાઈ ગયા હતા અને કઝ્ઝાકોની વાટ જોઈ રહ્યા હતા.

"બધું બરાબર છે, કોમરેડ?" આન્તોનોવે પૂછ્યું.

"બંદોબસ્ત બરાબર પાકો છે, કોમરેડ," કમાંડન્ટે જવાબ આપ્યો. "સિપાહીઓ ખૂબ જોશમાં છે... ખાલી એક જ વાતની ખામી છે—અમારી પાસે દારૂગોળા નથી.."



"સ્મોલ્નીમાં ગંજના ગંજ પડ્યા છે," આન્તોનોવે કહ્યું. "હું હમણાં હુકમ લખી આપું છું." તેણે ખીસાં તપાસી જોયાં. "કાગળ છે કોઈની પાસે?"

દિબેન્કો પાસે નહોતો, ઑર્ડરલી પાસે પણ નહોતો. ત્રુસીશ્કાએ પોતાની ડાયરી આગળ ધરી દીધી...

"કમબખતી! પેનસિલ નથી!" આન્તોનોવ બોલી ઊઠયો. "પેનસિલ કોની પાસે છે?" કહેવાની જરૂર નથી કે આખી મંડળીમાં પેનસિલ એકલા ત્રુસીશ્કા પાસે જ હતી...

સ્મોલ્ની પાસે જ પાછળ રહી ગયેલા અમે સૌ ત્સાસ્કૉયે સેલો સ્ટેશન તરફ રવાના થઈ ગયા. અમે નેવ્સ્કી માર્ગેથી જઈ રહ્યા હતા ત્યારે ત્યાં લાલ સંત્રીઓ કૂચ કરતા નજરે પડ્યા. સૌ હથિયારબંધ હતા. કેટલાકની બંદૂકોમાં બેયોનેટો હતી અને કેટલાકની બેયોનેટો વગરની હતી. શિયાળામાં વહેલી પડતી સાંજનાં આછાં અંધારાં ફેલાવા લાગ્યાં હતાં. ચાર ચારની જેવીતેવી અવ્યવસ્થિત કતારોમાં ગોઠવાયેલા લાલ સંત્રીઓ માથાં ઊંચાં રાખીને ઠંડાગાર કાદવમાં કદમો માંડી રહ્યા હતા. નહોતું સંગીત કે નહોતાં નગારાં. કતારોની ઉપર ફરફરી રહેલા લાલ ઝંડામાં સોનેરી રંગના કઢંગા અક્ષરોમાં શબ્દો લખેલા હતા: "સુલેહ! જમીન!" તેઓ સાવ તરુણ વયના લાગતા હતા. પોતે મોતને ભેટવા જઈ રહ્યા છે એવી સભાનતાના ભાવ તેમના ચહેરાઓ પર છવાયેલા હતા... પગથીઓ પર જમા થઈ ગયેલાં ટોળાં ધૃણાજનક ચુપકીના વાતાવરણમાં અરધી બીકની અને અરધી નફરતની લાગણીથી તેમને કૂચ કરતા જોઈ રહ્યાં હતાં...

રેલવે સ્ટેશને કોઈને ખબર નહોતી કે કેરેન્સ્કી ક્યાં છે અથવા મોરચો ક્યાં છે. રેલગાડીઓ ત્સાસ્કૉયેથી આગળ જતી જ નહોતી...

અમારો ડબ્બો રોજના મુસાફરો અને પોટલાં લાદીને તથા સાંજનાં અખબારો લઈને ઘેર પાછા ફરી રહેલા ગામલોકોથી પૂરેપૂરો ભરાઈ ગયેલો હતો. વાતો બોલ્શેવિક વિદ્રોહની જ થઈ રહી હતી. એ હકીકત સિવાય બીજી કોઈ રીતે ખબર જ પડે એમ નહોતી કે આંતરવિગ્રહ સમર્થ રશિયાના બે ભાગલા પાડી રહ્યો હતો અને રેલગાડી લડાઈના મેદાનની દિશામાં ધસી રહી હતી. ઝડપથી ઘેરા બની રહેલા અંધકારમાં અમને બારી વાટે સિપાહીઓનાં ટોળાં નજરે પડી રહ્યાં હતાં. તેઓ કાદવિયા રસ્તે શહેર તરફ જઈ રહ્યા હતા અને દલીલોના જોશમાં હાથ હલાવી રહ્યા હતા. સિપાહીઓથી ખીચોખીચ ભરેલી એક માલગાડી સાઈડિંગના વધારાના પાટા પર ખડી હતી. તેની નજીક મોટાં મોટાં તાપણાં

બળી રહ્યાં હતાં. બસ, લડાઈની એટલી જ નિશાનીઓ નજરે પડતી હતી. અમારી પાછળ સપાટ ક્ષિતિજમાં શહેરની બત્તીઓનો ઝળકાટ ધીરે ધીરે ઝાંખા બનતો રાતના અંધકારમાં વિલીન થઈ રહ્યો હતો. આઘેરા કોઈ ઉપનગરમાં ઘસડાતી ચાલતી ટ્રામનો અવાજ દૂરથી સંભળાઇ રહ્યો હતો...

ત્સાર્સ્કોયે સેલો સ્ટેશનમાં આમ તો શાંતિ છવાયેલી હતી પરંતુ ક્યાંક ક્યાંક ઊભેલાં સિપાહીઓનાં જૂથોમાં હળવા અવાજે વાતચીત થઈ રહી હતી. સિપાહીઓ ગાતચિનાની દિશામાં ખાલી પડેલા પાટાઓ પર બેચેન નજરો નાખી રહ્યા હતા. મેં તેમાંથી કેટલાકને પૂછયું કે તમે કોના પક્ષે છો. "વાત એમ છે," તેમાંથી એકે જવાબ આપ્યો, "કે ખરું શું અને ખોટું શું તેની અમને હજી બરાબર ખબર નથી પડતી... કેરેન્સ્કી ઉશ્કેરણીખોર છે એમાં તો જરાય શંકા નથી જ, પણ અમને ઠીક નથી લાગતું કે રશિયન આદમીઓ રશિયન આદમીઓને ગોળીએ વીંધી નાખે."

સ્ટેશન કમાંડન્ટની ઑફિસમાં અમને એક કદાવર, ખુશાલ, દાઢીવાળો, સાધારણ સિપાહી મળી ગયો. તેને કાંડે રેજિમેન્ટલ કમિટીની લાલ પટ્ટી બાંધેલી હતી. અમને સ્મોલ્નીમાંથી મળેલા પરિચયપત્રો જોઈને તરત જ તેણે અમારી જોડે આદરથી વાત કરી. તે સાફ સાફ સોવિયેતોના પક્ષનો જ હતો, પરંતુ ગૂંચવણમાં પડી ગયેલો લાગતો હતો.

"લાલ સંત્રીઓ હજી બે કલાક પહેલાં જ અહીંયાં આવેલા, પણ તેઓ પાછા ચાલ્યા ગયા. સવારે એક કમિસાર આવેલો, પણ કઝ્ઝાકો આવ્યા કે તરત જ તે પાછો પેત્રોગ્રાદ આલ્યો ગયો."

"તો શું કઝ્ઝાકો પહોંચી ગયા છે?"

તેણે ગમગીનીના ભાવે હકારમાં માથું હલાવ્યું. "ઝપાઝપી થઈ ચૂકી છે. કઝ્ઝાકો સવારમાં વહેલા પહોંચી ગયા. તેમણે અમારા બસોથી ત્રણસો જેટલા માણસોને પકડી લીધા છે, અને લગભગ પચીસને મારી નાખ્યા છે."

"કઝ્ઝાકો ક્યાં છે?"

"તેઓ આટલે દૂર સુધી ન આવ્યા. મને બરાબર તો ખબર નથી કે ક્યાં છે. પેલી બાજુ ક્યાંક..." તેણે પશ્ચિમ તરફ હાથ લંબાવીને અસ્પષ્ટ સંકેત કર્યો.

અમે સ્ટેશનના રેસ્તરાંમાં જમ્યા. જમવાનું સરસ હતું—પેત્રોગ્રાદમાં મળે તેનાથી બહેતર અને સસ્તું. ગાતચિનાથી તાજો જ આવેલો એક ફ્રેંચ અફસર



બાજુમાં બેઠો હતો. તેણે કહ્યું કે ત્યાં બધું શાંત છે. શહેર કેરેન્સ્કીના કબજામાં છે. "અરે, આ રશિયનો," તે આગળ બોલ્યો, "ખરા છે! આ તે કેવો આંતરવિગ્રહ! લડાઈ સિવાય બીજું બધું જ!"

અમે શહેરમાં જવા નીકળી પડયા. સ્ટેશનના દરવાજા પાસે જ બે સિપાહીઓ બેયોનેટવાળી રાઈફલો લઈને ખડા હતા. લગભગ એકસો જેટલા વેપારીઓ, સરકારી અમલદારો, અને વિદ્યાર્થીઓ તેમને ઘેરીને ઊભા હતા અને તેમની ઉપર આવેશમય દલીલો તથા ભાંડણનો મારો ચલાવી રહ્યા હતા. ગેરવાજબી રીતે ધમકાવવામાં આવતાં બાળકોની જેમ સિપાહીઓ અકળાઈ તથા દુભાઈ ગયેલા લાગતા હતા.

વિદ્યાર્થીનો યુનિફૉર્મ પહેરેલો અને મિજાજી દેખાતો એક ઊંચો જુવાન હલ્લાની આગેવાની કરી રહ્યો હતો.

"હું ધારું છું કે..." તે ઉદ્ધતાઈથી કહી રહ્યો હતો, "તમને એટલી સમજણ તો પડતી જ હશે કે તમારા ભાઈઓની સામે હથિયાર ઉઠાવીને તમે હત્યારાઓ તથા દેશદ્રોહીઓના હાથમાં રમકડાં બની રહ્યા છો."

"ભાઈ," સિપાહીએ ગંભીરતાથી જવાબ આપ્યો, "તમે સમજતા નથી. જુઓ, બે વર્ગ છે, એક તો સર્વહારા વર્ગ અને બીજો મૂડીદાર વર્ગ. અમે..."

"અરે, એ બધી બેવકૂફીની વાતો હું જાણું છું!" વિદ્યાર્થી તોછડાઈથી વચમાં જ બોલી ઊઠયો. "તમારા જેવા અબુધ કિસાનો કોઈને મોઢેથી પોકારાતા થોડાંક સંકેતસૂત્રો સાંભળીને ભોળવાઈ જાઓ છો. તમને એના મતલબનીયે ખબર નથી. તમે તો ખાલી પોપટની જેમ એ સૂત્રોને દોહરાવવા માંડો છો." ટોળામાં હસાહસ ફેલાઈ ગઈ. "હું પોતે જ માર્ક્સપંથી વિદ્યાર્થી છું. અને હું તમને કહું છું કે તમે જેને સારુ લડી રહ્યા છો એ સમાજવાદ નથી. એ તો નરી જર્મનતરફી અંધાધૂંધી જ છે!"

"હા, ભાઈ, મને ખબર છે," સિપાહીએ કપાળેથી પરસેવો લૂછતાં જવાબ આપ્યો, "કે તમે ભણેલા માણસ છો, એ તો સાફ નજરે પડે છે, અને હું તો સાવ સાદો આદમી છું. પણ મને લાગે છે કે..."

"હું ધારું છું કે..." પેલો ધૃણાના ભાવે વચમાં જ બોલ્યો, "તમે લેનિનને સર્વહારા વર્ગનો ખરો દોસ્ત ગણતા હશો, ખરું ને?"

"હા, ગણું છું," સિપાહીએ પરેશાનીના ભાવે જવાબ આપ્યો.

"ભલા ભાઈ, તમને ખબર છે કે લેનિનને બંધ ગાડીમાં જર્મની પાર કરાવવામાં આવેલું? ખબર છે કે તેણે જર્મનો પાસેથી પૈસા લીધા છે?"

"એની તો મને ઝાઝી ખબર નથી," સિપાહીએ મક્કમપણે જવાબ દીધો, "પણ મને લાગે છે કે લેનિન જે કહી રહ્યા છે એવું જ સાંભળવાની મંછા મારા મનમાં અને મારા જેવા તમામ સાદા માણસોના મનમાં છે. જુઓ, બે વર્ગો છે, મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ..."

"તમે સાવ મૂરખ છો! ભાઈ મારા, તમે હજી ક્રાંતિપંથીઓને ગોળીએ વીંધી રહ્યા હતા અને 'ભગવાન ઝારની રક્ષા કરે!'ના રાગડા તાણી રહ્યા હતા ત્યારે મેં ક્રાંતિકારી ચળવળ બદલ બે વરસ શ્લીસ્સેલબુર્ગમાં ગાળેલાં. મારું નામ છે વસીલી ગેઓર્ગિયેવિચ પાનિન. મારું નામ ક્યારેય નથી સાંભળ્યું?"

"અફસોસ છે કે ક્યારેય નથી સાંભળ્યું," સિપાહીએ નમ્રતાથી જવાબ આપ્યો. "પણ હું તો ભણેલો નથી. તમે કદાચ બહુ મોટા બહાદુર હશો."

"છું જ વળી," વિદ્યાર્થીએ પાકી ખાતરીથી કહ્યું. "અને રશિયાને, આપણી મુક્ત ક્રાંતિને, ખતમ કરી નાખનારા બોલ્શેવિકોનો હું વિરોધી છું. એનો તમારી પાસે શો ખુલાસો છે?"

સિપાહી માથું ખજવાળવા લાગ્યો. "મારી પાસે તો એનો જરાય ખુલાસો નથી," તેણે કહ્યું. ભેજું કસવામાં થતા ત્રાસથી તેનું મોં જાણે મચકોડાઈ ગયું. "મને તો વાત સાવ સાદી લાગે છે–પણ હું કંઈ બહુ ભણેલો નથી. લાગે છે કે ફક્ત બે જ વર્ગો છે, સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ..."

"વળી પાછો મૂર્ખાઈભર્યો નૂસખો શરૂ કરી દીધો!" વિદ્યાર્થી બરાડો પાડી ઊઠયો.

"ફક્ત બે જ વર્ગો," સિપાહીએ મક્કમપણે બોલવાનું ચાલુ રાખ્યું, "અને જે કોઈ એકના પક્ષે ન હોય તે બીજાના પક્ષે હોય..."

અમે રસ્તે આગળ ચાલ્યા. બત્તીઓ સાવ છૂટીછવાઈ લાંબાં લાંબાં અંતરે આવતી હતી. રાહદારીઓ ભાગ્યે જ નજરે પડતા હતા. આખા વિસ્તારની ઉપર જાણે ખોફનાક નીરવતા ઝળુંબી રહી હતી–જગ્યા જાણે સ્વર્ગ અને નર્ક વચ્ચેના પાપશુદ્ધિના સ્થળ જેવી, રાજકીય અસ્વામિક ભૂમિ જેવી, લાગતી હતી. માત્ર વાળંદોની દુકાનોમાં બત્તીઓ ઝળહળાટ બળી રહી હતી અને ઘરાકોની ભીડ જામેલી હતી. જાહેર હમામની બહાર પણ સ્નાનવાંછુઓની કતાર ખડી હતી. શનિવારની રાત હતી. શનિવારની રાતે આખું રશિયા સ્નાન કરે અને



અત્તર લગાવે. મને જરાય શંકા નથી કે સાજશણગારની એવી બધી જગ્યાઓમાં સોવિયેત સિપાહીઓ અને કઝ્ઝાકો પરસ્પર હળીભળી રહ્યા હશે.

અમે જેમ જેમ શાહી બાગની નજીક પહોંચતા ગયા તેમ તેમ રસ્તાઓ વધારે સૂમસામ બનતા ગયા. ગભરાઈ ગયેલો એક પાદરી અમને સોવિયેતનું વડું મથક ચીંધીને પાછો ઉતાવળો ચાલતો થઈ ગયો. બાગની સામે શાહી મહેલો હતા. તેમાંથી એકના વિભાગમાં સોવિયેતની ઑફિસ હતી. બારીઓમાં અંધારું હતું, બારણે તાળું હતું. પાટલૂનની કમ્મરપટ્ટીમાં હાથ ભરાવીને આંટા મારતા એક સિપાહીએ ઘેરી શંકા ભરેલી નજર અમારા પગથી માથાં સુધી ફેરવી લીધી. "સોવિયેત તો બે દિવસ પહેલાં જ રવાના થઈ ગઈ," તેણે કહ્યું. "ક્યાં?" તેણે ખભા ઉલાળ્યા. "નિ ઝ્નાયુ. (ખબર નથી)."

જરાક આગળ જતાં એક મોટી ઈમારત પ્રકાશથી ઝગમગતી નજરે પડી. અંદરથી હથોડીના ઘાનો અવાજ સંભળાઈ રહ્યો હતો. અમે જરાક અચકાઈ રહ્યા હતા એટલામાં એક સિપાહી અને એક ખલાસી હાથમાં હાથ મિલાવીને આવતા નજરે પડયા. મેં તેમને સ્મોલ્નીવાળો મારો પાસ બતાવ્યો. "તમે સોવિયેતોના પક્ષે છો?" મેં પૂછ્યું. તેમણે કશો જવાબ ન આપ્યો પણ જાણે ગભરાઈ ગયા હોય એમ એકબીજાની સામે જોવા લાગ્યા.

"ત્યાં શું ચાલી રહ્યું છે?" ખલાસીએ ઈમારત તરફ હાથ લાંબો કરીને સવાલ કર્યો.

"ખબર નથી."

સિપાહીએ અચકાતાં અચકાતાં બારણાને હળવેથી ધકેલીને જરાક ખોલી નાખ્યું. અંદર વિશાળ હૉલમાં નાનારંગી વાવટીઓ તથા બારમાસીની સજાવટ કરવામાં આવી હતી, કતારબંધ ખુરશીઓ ગોઠવેલી હતી, અને મંચ બાંધવામાં આવી રહ્યો હતો.

એક જાડી તગડી બાઈ બહાર આવી. તેના હાથમાં હથોડી હતી અને મોંમાં ખીલીઓ ભરેલી હતી. "શું છે?" તેણે સવાલ કર્યો.

"આજે રાતે ખેલ થવાનો છે કે શું?" ખલાસીએ બેચેનીથી પૂછ્યું.

"રવિવારે રાતે ખાનગી ખેલ થવાનો છે," બાઈએ કરડાકીથી જવાબ વાળ્યો. "રસ્તે પડી જાઓ!"

અમે સિપાહી તથા ખલાસીની જોડે વાતચીત ચાલુ રાખવાની કોશિશ કરી, પરંતુ તેઓ ગભરાયેલા તેમ જ હેરાનપરેશાન લાગતા હતા અને વધારે વાત કર્યા વગર અંધારામાં અલોપ થઈ ગયા.

અંધારામાં લપેટાયેલા વિશાળ બાગો પાસે થઈને ચાલતા ચાલતા અમે શાહી મહેલો તરફ જવા લાગ્યા. બાગોના અજબગજબના મંડપો તથા શોભાદાર પુલો જાણે રાતના અંધારામાં અદ્ધર ઝળુંબી રહેલા લાગતા હતા, અને ફુવારાઓમાંથી પાણી હળવે હળવે ઊડી રહ્યું હતું. એક જગ્યાએ, લોખંડનો હાસ્યાસ્પદ હંસ નાનકડી મનોહર કૃત્રિમ ગુફા વાટે પાણીની અણથંભ ધાર વહાવી રહ્યો હતો ત્યાં, અમને એકાએક જ જાણે કોઈ અમારી ઉપર નજર નાખી રહ્યું હોય એવી લાગણી થઈ. અમે નજર ઊંચી કરીને જોયું તો સામેથી લગભગ અરધો ડઝન જેટલા કદાવર હથિયારબંધ સિપાહીઓની શંકાભરી કરડી નજર અમારી ઉપર મંડાયેલી હતી. તેઓ ઘાસ છવાયેલી ઊંચી જગ્યાએથી ખીજભરી નજરે અમને તાકી રહ્યા હતા. હું ચઢાણ ચઢીને તેમની પાસે પહોંચી ગયો. "તમે કોણ છો?" મેં પૂછ્યું.

"અમે પહેરેગીરો છીએ," એક બોલ્યો. બધા સાવ નિરુત્સાહ દેખાતા હતા, અને અઠવાડિયાંથી દિનરાત ચાલતી રહેલી દલીલો તથા વાદવિવાદને લીધે ખરેખર હતાશ બની ગયેલા હતા.

"તમે કેરેન્સ્કીના પક્ષે છો કે સોવિયેતોના?"

એક મિનિટ ચુપકી છવાઈ ગઈ. તેઓ એકબીજાની ઉપર નજર નાખવા લાગ્યા. પછી તેણે જવાબ આપ્યો: "અમે તટસ્થ છીએ."

અમે વિશાળ યેકાતેરીના મહેલના મહેરાબમાં થઈને મહેલના ચોગાનમાં ગયા અને લશ્કરી વડા મથકની તપાસ કરવા લાગ્યા. મહેલના ધવલરંગી ગોળાકાર વિભાગના બારણા બહાર ઊભેલા સંત્રીએ કહ્યું કે કમાંડન્ટ અંદર છે.

સગડીની જગ્યાની બે બાજુઓવાળી બાંધણીને લીધે અણસરખા હિસ્સાઓમાં વહેંચાઈ ગયેલા જ્યોર્જિયન ઢબના રૂપાળા સફેદ ખંડમાં ચિંતાતુર અફસરોનું જૂથ વાતોમાં મશગૂલ હતું. તેમના ફિક્કા પડી ગયેલા ચહેરાઓ પર વ્યગ્રતાના ભાવ અંકાયેલા હતા અને ઉજાગરાની અસર સાફ વરતાતી હતી. મોટી ઉંમરના ધોળી દાઢીવાળા એક આદમી તરફ નિર્દેશ કરીને અમને જણાવવામાં આવ્યું કે એ કર્નલ છે. તેના યુનિફૉર્મમાં કેટલાય ચંદ્રકો લટકાવેલા હતા. અમે તેની પાસે જઈને અમારા બોલ્શેવિક પાસ બતાવ્યા.

તેને અચરજ થયું હોય એમ લાગ્યું. "તમે અહીંયાં જીવતા કેવી રીતે પહોંચી ગયા?" તેણે વિનયથી અમને પૂછ્યું. "અત્યારે રસ્તાઓ પર ભારે જોખમની હાલત છે. ત્સાર્સ્કોયે સેલોમાં રાજકીય આવેશ બેહદ વધી ગયો છે.



આજે સવારે ઝપાઝપી થયેલી, અને કાલે પાછી થવાની જ છે. કેરેન્સ્કી સવારે આઠ વાગ્યે શહેરમાં દાખલ થવાનો છે."

"કઝ્ઝાકો ક્યાં છે?"

"પેલી તરફ લગભગ એક માઈલ દૂર," તેણે હાથ લાંબો કરીને દિશા બતાવતાં કહ્યું.

"તમે તેમની સામે શહેરનો બચાવ કરવાના છો?"

"ના, ભાઈ, ના," તેણે મોં મલકાવતાં જવાબ આપ્યો. "અમે તો કેરેન્સ્કી સારુ શહેર સંભાળીને બેઠા છીએ." અમારા તો મોતિયા જ મરી ગયા કારણ કે અમારા પાસમાં અમને કટ્ટર ક્રાંતિકારીઓ તરીકે સાફ વર્ણવવામાં આવ્યા હતા. કર્નલે ખોંખારો મારીને ગળું સાફ કર્યું અને પછી આગળ કહ્યું: "આ તમારા પાસ—તમે પકડાઈ જશો તો તમારી જિંદગી જોખમમાં પડી જવાની. એટલે તમારે લડાઈ જોવી હોય તો અફસરોની હોટેલમાં જઈને રહો, હું ઑર્ડર લખી આપું છું. સવારે સાત વાગ્યે અહીંયાં આવજો, તમને નવા પાસ આપીશ."

"તો તમે કેરેન્સ્કીના પક્ષે છો, એમ ને?" અમે પૂછ્યું.

"ચોક્કસ રીતે કેરેન્સ્કીના જ **પક્ષે** તો નહિ," કર્નલ અચકાતો અચકાતો બોલ્યો. "વાત એમ છે કે ગૅરિસનમાં મોટા ભાગના સિપાહીઓ બોલ્શેવિકો છે, અને આજની ઝપાઝપી પછી તેઓ તોપો ભેગી લઈને પેત્રોગ્રાદ તરફ ચાલ્યા ગયા છે. એમ કહી શકાય કે સિપાહીઓમાંથી કોઈ કેરેન્સ્કીના **પક્ષે** નથી, પણ કેટલાક સિપાહીઓ લડવા માગતા જ નથી. **અફસરો** લગભગ બધા જ કેરેન્સ્કીના લશ્કરમાં ભળી ગયા છે અથવા સમજો કે અહીંથી જતા રહ્યા છે. તમે સમજી શકશો કે અમારા સંજોગો બહુ મુશ્કેલ છે..."

અમને લાગ્યું કે લડાઈ થવાની જ નથી... કર્નલે સુજનતા બતાવીને અમને સ્ટેશને પહોંચાડવા પોતાના ઑર્ડરલીને ભેગો મોકલ્યો. ઑર્ડરલી દક્ષિણ તરફનો હતો, બેસ્સારાબિયામાં આવીને વસેલા ફ્રેંચ કુટુંબમાં જન્મેલો. તે રસ્તામાં વારંવાર કહેતો રહ્યો કે "જોખમ અને હાડમારીનો તો વાંધો નહિ પણ મારી માને કેટલાય વખતથી જોઈ નથી એનું દુઃખ છે, ત્રણ વરસ થઈ ગયાં..."

ટાઢમાં અંધારાને ચીરતી પેત્રોગ્રાદ તરફ દોડતી ગાડીની બારીમાંથી બહાર નજર નાખતાં મને હાથ હલાવીને દલીલો કરતા સિપાહીઓનાં ઝુંડ તાપણાંના અજવાળામાં નજરે પડતાં હતાં, ચોભેટે જોડાજોડ થંભાવી દેવામાં આવેલી

બખતરબંધ ગાડીઓનાં ઝૂમખાં દેખાતાં હતાં, ડ્રાઈવરો ગાડીઓનાં બાકોરાંમાં ઊભા ઊભા એકબીજાની સામે ઘાંટા પાડી રહ્યા હતા...

આગેવાનો વગરના અને ગૂંચવણમાં પડી ગયેલા સિપાહીઓ તથા લાલ સંત્રીઓનાં ટોળાં અશાંત રાત દરમિયાન વેરાન મેદાનોમાં ભટકતાં ભટકતાં માંહોમાંહે ટકરાઈ રહ્યાં હતાં, અને લશ્કરી ક્રાંતિકારી સમિતિના કમિસારો ઉતાવળા ઉતાવળા એક જૂથમાંથી બીજા જૂથમાં પહોંચી જઈને બચાવનું સંઘટન કરવાની મહેનત કરી રહ્યા હતા...

અમે પાછા શહેરમાં પહોંચ્યા ત્યારે નેવ્સ્કી માર્ગે બન્ને દિશાઓમાં ઉત્તેજિત ટોળાં સાગરની ભરતીની જેમ ધસી રહ્યાં હતાં. વાતાવરણમાં જાણે સનસનાટી જેવું કશુંક હતું. ક્યાંક દૂર થઈ રહેલા તોપોના ધડાકા વોર્સો રેલવે સ્ટેશને સંભળાઈ રહ્યા હતા. યુંકર શાળાઓમાં તડામાર પ્રવૃત્તિ ચાલી રહી હતી. દૂમાના સભ્યો એક પછી એક બૅરેકમાં જઈને દલીલો કરી રહ્યા હતા, વિનવણી કરી રહ્યા હતા, બોલ્શેવિક જુલમની ખોફનાક કહાણીઓ સંભળાવી રહ્યા હતા— વિન્ટર પેલેસમાં કરવામાં આવેલી યુંકરોની હત્યા, સ્ત્રી સૈનિકોની ઉપર બળાત્કાર, દૂમાની ઇમારતની સામે એક બાળા પર ગોળીબાર, પ્રિન્સ તુમાનોવનું ખૂન... દૂમાની ઇમારતમાં અલેક્સાંદર હૉલમાં ઉદ્ધાર સમિતિનું ખાસ અધિવેશન ચાલી રહ્યું હતું, કમિસારો આવી રહ્યા હતા અને જઈ રહ્યા હતા, ફતેહનું વાતાવરણ હતું... સ્મોલ્નીમાંથી હાંકી કાઢવામાં આવેલા બધા પત્રકારો મોજૂદ હતા અને બહુ ખુશ દેખાતા હતા. ત્સાસ્કોયેના સંજોગો વિશેનો અમારો રિપોર્ટ તેમણે સાચો ન માન્યો. અરે, સૌને ખબર છે કે ત્સાસ્કોયે કેરેન્સ્કીના હાથમાં છે અને કઝ્ઝાકો હવે પૂલ્કોવો પહોંચી ગયા છે. સવારે રેલવે સ્ટેશને કેરેન્સ્કીનું સ્વાગત કરવા એક સમિતિ ચૂંટવામાં આવી રહી છે...

તેમાંથી એક જણાએ મને વાત તદ્દન ખાનગી રાખવાની તાકીદ કરીને જણાવ્યું કે પ્રતિક્રાંતિ મધરાતે શરૂ થવાની છે. તેણે મને બે ઘોષણાઓ બતાવી. એકમાં ગોત્સ અને પોલ્કોવનિકોવની સહીઓ હતી. તેમાં યુંકર શાળાઓને, હૉસ્પિટલોમાં તબિયત સુધારી રહેલા સિપાહીઓને, અને સેંટ જ્યોર્જના શૂરવીરોને લડવાની તૈયારી કરી લેવાનો તથા ઉદ્ધાર સમિતિની સૂચનાઓની વાટ જોવાનો હુકમ આપવામાં આવ્યો હતો. બીજી ઘોષણા ખુદ ઉદ્ધાર સમિતિની હતી. તેમાં નીચે મુજબનું લખાણ હતું:



**પેત્રોગ્રાદના રહેવાસીઓને!**

સાથીઓ, ક્રાંતિકારી પેત્રોગ્રાદના કામદારો, સિપાહીઓ, તથા નાગરિકો!

બોલ્શેવિકો મોરચે સુલેહની અપીલ કરી રહ્યા છે પરંતુ દેશની અંદર આંતરવિગ્રહ ઉશ્કેરી રહ્યા છે.

તેમની ઉશ્કેરણીભરી અપીલોને કાને ધરશો જ નહિ!

ખાઈઓ ખોદશો નહિ!

દેશદ્રોહની નાકાબંધીઓને ખતમ કરી નાખો!

હથિયારો હેઠાં મૂકી દો!

સિપાહીઓ, પાછા તમારી બૅરેકોમાં પહોંચી જાઓ!

પેત્રોગ્રાદમાં લડાઈ શરૂ થઈ જાય તો ક્રાંતિ ખતમ થઈ જશે!

મુક્તિ, જમીન, અને સુલેહશાંતિને ખાતર દેશ અને ક્રાંતિના ઉદ્ધારની સમિતિ ફરતે એકત્રિત થઈ જાઓ!"

અમે દૂમાની ઇમારતમાંથી બહાર નીકળ્યા ત્યારે કરડા ચહેરાવાળા મરણિયા લાલ સંત્રીઓની એક કંપની ડઝન જેટલા કેદીઓને લઈને અંધારા વેરાન માર્ગેથી કૂચ કરતી પસાર થઈ. એ કેદીઓ કઝ્ઝાક પરિષદની સ્થાનિક શાખાના સભ્યો હતા અને તેમના વડા મથકમાં પ્રતિક્રાંતિનું કાવતરું ઘડતા ઝડપાઈ ગયા હતા...

એક સિપાહી અને હાથમાં લાહીનું ડબલું લઈને તેની ભેગો નીકળેલો નાનકડો છોકરો મોટાં મોટાં ચમકદાર પોસ્ટરો ચાંટાડી રહ્યા હતા:

"આ હુકમથી પેત્રોગ્રાદ શહેર અને પરાંના વિસ્તારને ઘેરાની હાલતમાં જાહેર કરવામાં આવે છે. નવા હુકમો જાહેર ન કરવામાં આવે ત્યાં સુધી રસ્તાઓ પર અને સામાન્ય રીતે કોઈ પણ ખુલ્લી જગ્યામાં લોકોને એકઠા થવાની કે મિટિંગો ભરવાની બંધી ફરમાવવામાં આવે છે.

**પોદવોઇસ્કી**
અધ્યક્ષ
લશ્કરી ક્રાંતિકારી સમિતિ

અમે ઘર તરફ જઈ રહ્યા હતા ત્યારે ચોમેરથી જાતજાતના ગરબડિયા અવાજો સંભળાઈ રહ્યા હતા—મોટરનાં ભૂંગળાં, દેકારા, દૂર થઈ રહેલા ગોળીબાર, વગેરે. શહેર જાણે બેચેનીથી, જાગતું રહીને, સળવળી રહ્યું હતું.

વહેલી સવારે ટેલિફોન એક્સચેન્જમાં પહેરેગીરોની બદલીને થોડીક જ વાર હતી ત્યારે યુંકરોની એક કંપની સેમ્યોનોવ્સ્કી રેજિમેન્ટના સિપાહીઓના વેશમાં ત્યાં પહોંચી ગઈ. તેમણે બોલ્શેવિકોનો સંકેતશબ્દ જણાવીને એક્સચેન્જ પર કબજો જમાવી લીધો. કોઈને જરાયે શંકા ન આવી. થોડી મિનિટો પછી આન્તોનોવ નિરીક્ષણ માટે નીકળ્યો. યુંકરોએ તેને પકડીને એક નાનકડી ઓરડીમાં પૂરી દીધો. બદલીના પહેરેગીરો આવ્યા ત્યારે તેમની ઉપર ગોળીઓની ઝડી વરસાવી દેવામાં આવી. કેટલાગ સિપાહીઓ માર્યા ગયા...

પ્રતિક્રાંતિ શરૂ થઈ ગઈ...

પ્રકરણ ૮

## પ્રતિક્રાંતિ

બીજે દિવસે રવિવારે અને ૧૧મી તારીખે સવારે કઝ્ઝાકો ત્સારસ્કૉયે સેલોમાં દાખલ થયા. કેરેન્સ્કી સફેદ ઘોડા પર સવાર થયેલો હતો. દેવળોના બધા ઘંટ રણકવા લાગ્યા. શહેરની બહાર એક નાનકડી ટેકરી પરથી સોનેરી મિનારાઓ અને બહુરંગી ઘુમ્મટો, વેરાન વિસ્તારમાં પથરાઈને પડેલા વિશાળ પાટનગરનો ઘેરો આકાર, અને તેની પાછળ પોલાદ જેવા રંગનો ફિનલૅંડનો અખાત નજરે પડતા હતા.

ઝપાઝપી ન થઈ. પરંતુ કેરેન્સ્કીએ ભયંકર છબરડો વાળ્યો. તેણે સવારે સાત વાગ્યે બીજી ત્સારસ્કૉયે રાઈફલ ટુકડીને સંદેશો મોકલીને હથિયારો હવાલે કરી દેવાની માગણી કરી. સિપાહીઓએ જવાબ વાળ્યો કે અમે તટસ્થ રહીશું પણ હથિયારો હવાલે નહિ કરીએ. કેરેન્સ્કીએ તેમને હુકમના અમલ માટે દસ મિનિટની મહેતલ આપી. એથી સિપાહીઓ ખીજે ભરાઈ ગયા. આઠ આઠ મહિનાથી તેઓ પોતાનો વહીવટ સમિતિ મારફત ખુદ ચલાવી રહ્યા હતા, અને કેરેન્સ્કીની માગણીમાંથી પુરાણા શાસનની ગંધ આવી રહી હતી... થોડીક મિનિટો પછી કઝ્ઝાકોની તોપો ધણધણી ઊઠી. બૅરેકો પર ગોળા છોડવામાં આવ્યા, આઠ સિપાહીઓ માર્યા ગયા. એ ઘડી પછી ત્સારસ્કૉયે સેલોમાં "તટસ્થ" સિપાહીઓ બિલકુલ ન રહ્યા...

પેત્રોગ્રાદ રાઈફલોના ધડાકાથી અને સિપાહીઓની કૂચની ધણધણાટીથી જાગી ગયું. ઊંચા ઘેરા આસમાન નીચે ટાઢા પવનમાં હિમની વાસ હતી. પરોઢિયે યુંકરોની મોટી ટુકડીઓએ લશ્કરી હોટેલ અને ટેલિફોન એક્સચેન્જ કબજે કરી લીધાં, પરંતુ ખૂનખાર ઝપાઝપી પછી બોલ્શેવિકોએ તેને પાછાં પોતાના હાથમાં

કરી લીધાં. ટેલિફોન સ્ટેશનને ખલાસીઓએ ઘેરી લીધું. તેઓ મોસ્કાયા માર્ગે પીપડાં, પેટીઓ, તથા પતરાંની નાકાબંધી ખડી કરીને તેની પાછળ ગોઠવાઈ ગયા હતા તેમ જ ગોરોખોવાયા માર્ગના તથા સેંટ ઈસાક ચોકના ખૂણાની આડશ લઈને ઊભા હતા, અને જે કંઈ હલતું નજરે પડે તેની ઉપર ગોળીઓની ઝડી વરસાવી રહ્યા હતા. ક્યારેક ક્યારેક રેડ ક્રૉસની વાવટી ફરકાવતી મોટર અંદર જતી અને પાછી બહાર નીકળતી. ખલાસીઓ તેને પસાર થઈ જવા દેતા...

આલ્બર્ટ રીસ વિલિયમ્સ* ટેલિફોન એક્સચેન્જમાં હતો. એક વાર રેડ ક્રૉસની મોટર જખમી સિપાહીઓને લઈ જવાનો દેખાવ કરતી રવાના થઈ ત્યારે તે પણ તેમાં બેસી ગયો. શહેરમાં આમતેમ ફરીને પછી મોટર વાંકેચૂકે રસ્તે થઈને મિખાઈલોવ્સ્કી યુંકર શાળામાં પહોંચી ગઈ. પ્રતિક્રાંતિનું વડું મથક ત્યાં હતું. શાળાના ચોગાનમાં ઊભેલો એક ફ્રેંચ અફસર બધી કામગીરીની દેખરેખ સંભાળતો હોય એમ લાગતું હતું... એવી તરકીબ કરીને દારૂગોળા તથા પુરવઠા ટેલિફોન એક્સચેન્જમાં પહોંચાડવામાં આવતા હતા. એવી કોડીબંધ નકલી એમ્બ્યુલન્સ મોટરો યુંકરોને સંદેશા તથા દારૂગોળા પહોંચાડવાની કામગીરી કરી રહી હતી.

વિખેરી નાખવામાં આવેલી બ્રિટિશ બખતરબંધ ગાડી ડિવિઝનની પાંચ કે છ બખતરબંધ ગાડીઓ યુંકરોના કબજામાં હતી. લુઈઝ બ્રયાન્ત** સેંટ ઈસાક ચોકમાં થઈને જઈ રહી હતી ત્યારે તેમાંની એક ગાડી એડમીરલ્ટીની ઈમારત તરફથી આવીને ટેલિફોન એક્સચેન્જ તરફ જવા લાગી. ગોગોલ માર્ગને ખૂણે બરાબર લુઈઝની સામે જ ગાડીનું એંજિન બંધ પડી ગયું. લાકડાંના ઢગલાઓની પાછળ છુપાઈને બેઠેલા કેટલાક ખલાસીઓએ ગોળીબાર શરૂ કરી દીધા. બખતરબંધ ગાડીના બાકોરામાં ગોઠવેલી મશીનગનને લાકડાં તરફ વાળવામાં આવી અને યુંકરોએ જાણે આંખો બંધ કરીને લાકડાંની ઉપર તેમ જ લોકોના ટોળાની ઉપર આડેધડ ગોળીઓ વરસાવવાનું શરૂ કરી દીધું. લુઈઝ એક દરવાજાના મહેરાબ નીચે

---

***આલ્બર્ટ રીસ વિલિયમ્સ**—જૉન રીડનો મિત્ર, પ્રગતિશીલ અમેરિકી જાહેર આગેવાન તથા પત્રકાર, સોવિયેત સંઘમાં સમાજવાદના સંઘર્ષ સંબંધી કેટલાંય પુસ્તકોનો લેખક.—સં.

****લુઈઝ બ્રયાન્ત** (૧૮૯૦-૧૯૩૬)—અમેરિકી લેખિકા, જૉન રીડની પત્ની અને સાથીદાર.—સં.



ઊભી હતી. ત્યાં સાત માણસો ગોળીઓથી વીંધાઈને ઠાર થઈ ગયા. તેમાં બે તો નાનકડા છોકરા હતા. એકાએક ખલાસીઓ પડકારા કરીને ઠેકડા મારતા વરસતી આગમાં ધસી ગયા. રાક્ષસ જેવી ગાડીને ઘેરી લઈને તેઓ હાકોટા પાડતા દરેક બાકોરામાં વારંવાર બેયોનેટો ઘુસાડવા લાગ્યા... ગાડીના ડ્રાઈવરે જખમી હોવાનો ઢોંગ કર્યો એટલો તેને છોડી મૂકવામાં આવ્યો. તે પોબારા ગણતો દૂમામાં પહોંચી ગયો અને ત્યાં તેણે બોલ્શેવિકોના અત્યાચારની કહાણી ખૂબ વધારીને કહી સંભળાવી... ઠાર થઈ ગયેલા માણસોમાં એક બ્રિટિશ અફસર સામેલ હતો...

આગળ જતાં અખબારોમાં બીજા એક ફ્રેંચ અફસર વિશેની ખબર છપાઈ. તેને યુંકરોની બખતરબંધ ગાડીમાંથી પકડીને પિટર-પૉલ કિલ્લામાં મોકલી દેવામાં આવ્યો હતો. ફ્રેંચ દૂતાવાસ તરફથી ખબરને તરત જ રદિયો આપવામાં આવ્યો, પરંતુ દૂમાના એક સભ્યે મને જણાવ્યું કે તેણે પોતે જ એ અફસરને કેદમાંથી છોડાવ્યો હતો...

મિત્રરાજ્યોના દૂતાવાસોનું સત્તાવાર વલણ ભલે ગમે તેવું રહ્યું હોય પરંતુ વ્યક્તિગત ફ્રેંચ તથા બ્રિટિશ અફસરો એ દિવસો દરમિયાન બહુ જ સક્રિય રહ્યા હતા અને ઉદ્ધાર સમિતિનાં કાર્યવાહક અધિવેશનોમાં સલાહ આપવા જેટલી હદે પહોંચી ગયા હતા.

આખો દિવસ શહેરના દરેક વિસ્તારમાં યુંકરો અને લાલ સંત્રીઓ વચ્ચે ઝપાઝપીઓ થતી રહી, બખતરબંધ ગાડીઓ વચ્ચે ધિંગાણાં થતાં રહ્યાં... ગોળીઓની ઝડીઓના, છૂટાછવાયા ગોળીબારોના, અને મશીનગનોના તીણા કડકડાટના અવાજ દૂરથી તેમ જ નજીકથી લગાતાર સંભળાતા હતા... દુકાનોનાં લોખંડી બારણાં બંધ હતાં પણ વેપારધંધા ચાલુ જ હતા. સિનેમાઘરોની બહારની બત્તીઓ બંધ રાખવામાં આવતી હતી પરંતુ અંદર ખીચોખીચ પ્રેક્ષકોને ફિલ્મો બતાવવામાં આવતી હતી. ટ્રામગાડીઓની અવરજવર ચાલુ હતી. બધા ટેલિફોન ચાલુ હતા. મુખ્ય એક્સ્ચેન્જની સાથે લાઈન જોડવામાં આવે ત્યારે ગોળીબારના અવાજ ટેલિફોનમાં સાફ સંભળાતા... સ્મોલ્નીની લાઈન કાપી નાખવામાં આવી હતી, પરંતુ દૂમા તથા ઉદ્ધાર સમિતિ તમામ યુંકર શાળાઓની સાથે તેમ જ ત્સાર્સ્કોયે સેલોમાં કેરેન્સ્કીની જોડે લગાતાર સંપર્ક રાખી રહી હતી.

સવારે સાત વાગ્યે સિપાહીઓ, ખલાસીઓ, તથા લાલ સંત્રીઓની પહેરેગીર ટુકડીઓ વ્લાદીમિર યુંકર શાળાએ પહોંચી ગઈ. તેમણે યુંકરોને હથિયાર હેઠાં

મૂકી દેવા અને શરણે થઈ જવા માટે વીસ મિનિટની મહેતલ આપી. અલ્ટીમેટમને નકારી કાઢવામાં આવ્યું. એક કલાક પછી યુંકરો કૂચ કરી જવા તૈયાર થઈ ગયા, પરંતુ ગ્રેબેત્સ્કાયા માર્ગ અને બોલ્શોઈ તરુમાર્ગને ખૂણેથી ગોળીઓની જોરદાર ઝડીઓ વરસાવીને તેમને પાછા ધકેલી દેવામાં આવ્યા. યુંકરોએ ટેલિફોન કરીને મદદ માગી. કઝ્ઝાકોએ જવાબ દીધો કે કુમકે આવવાની હિંમત અમે કરી શકીએ એમ નથી કારણ કે ખલાસીઓની જબ્બર ટુકડી બે તોપો લઈને બૅરેકોની સામે ખડી છે. પાવલોવ્સ્ક શાળાને ઘેરી લેવામાં આવી. મોટા ભાગના મિખાઈલોવ યુંકરો રસ્તાઓ પર લડી રહ્યા હતા...

દિવસના સાડા અગિયાર વાગ્યે ત્રણ મેદાની તોપો આવી પહોંચી. શરણે થઈ જવાનું અલ્ટીમેટમ યુંકરોને ફરી વાર મોકલવામાં આવ્યું. તેના જવાબમાં તેમણે સફેદ વાવટાવાળા સોવિયેત ડેલિગેટોમાંથી બેને ગોળીએ વીંધી નાખ્યા. પછી તો ખરેખરી ગોલંદાજી શરૂ થઈ ગઈ. શાળાની દીવાલોમાં મોટાં મોટાં ગાબડાં પડી ગયાં. યુંકરો મરણિયા થઈને બચાવ કરવા લાગ્યા. હાકોટા પાડીને હલ્લો કરવા જુવાળની જેમ ધસી જતા લાલ સંત્રીઓ ગોળીઓની ભયાનક રમઝટમાં ઢળી પડવા લાગ્યા... કેરેન્સ્કીએ ત્સાર્સ્કોયે સેલોથી ટેલિફોન કરીને લશ્કરી ક્રાંતિકારી સમિતિ જોડે વાટાઘાટો કરવાની સાફ ના પાડી દીધી.

હારને લીધે અને સાથીઓનાં મડદાંના ગંજ જોઈને ઝનૂને ચડી ગયેલા સોવિયેત સિપાહીઓએ ખખળી ગયેલી ઇમારતની ઉપર પોલાદ અને આગનો જાણે ધોધ વહેતો મૂકી દીધો. તેમના અફસરો પણ એ ભયંકર ગોલંદાજીને અટકાવી ન શક્યા. સ્મોલ્નીથી આવેલા કિરીલ્લોવ નામના કમિસારે ગોલંદાજી અટકાવવાની કોશિશ કરી પરંતુ તેને મારી નાખવાની ધમકી આપવામાં આવી. લાલ સંત્રીઓનું લોહી ઊકળી રહ્યું હતું.

બપોરે અઢી વાગ્યે યુંકરોએ સફેદ વાવટો ઊંચો કર્યો. તેમણે સંદેશો મોકલ્યો કે અમને સલામતીની બાંયધરી આપવામાં આવે તો અમે શરણે થઈ જવા તૈયાર છીએ. બાંયધરી આપવામાં આવી. હજારો સિપાહીઓ અને લાલ સંત્રીઓ દેકારા કરતા ધસીને બારીઓ, બારણાં, અને દીવાલોનાં ગાબડાં વાટે અંદર ઘૂસવા લાગ્યા. ઝનૂની ધાડાને અટકાવી શકાય તે પહેલાં પાંચ યુંકરોને માર મારીને તથા બેયોનેટો ભોંકીને ઠાર કરી નાખવામાં આવ્યા. બાકીના બસો યુંકરોને, લોકોની નજરથી બચાવવાના આશયે નાનકડાં જૂથોમાં વહેંચી નાખીને, હથિયારબંધ પહેરેગીરોની રખેવાળીમાં પિટર-પૉલ કિલ્લામાં પહોંચાડી દેવામાં



આવ્યા. એક જૂથની ઉપર રસ્તામાં લોકોનું ટોળું તૂટી પડ્યું. તેમાં બીજા આઠ યુંકરો ખતમ થઈ ગયા... એકસોથી વધારે લાલ સંત્રીઓ તથા સિપાહીઓ મોતના શિકાર બની ગયા હતા...

બે કલાક પછી દૂમાને ટેલિફોન સંદેશો મળ્યો કે વિજેતાઓ ઈંજિનેર્ની ઝામોક (ઇજનેરી વિદ્યાલય) તરફ કૂચ કરી રહ્યા છે. ડઝન જેટલા સભ્યો ઉદ્ધાર સમિતિની તાજી ઘોષણા તેમની અંદર વહેંચવાના ઇરાદે નકલોની થોકડીઓ લઈને તરત જ રવાના થઈ ગયા. તેમાં કેટલાક પાછા ફર્યા જ નહિ... બીજી બધી શાળાઓને ઘેરી લેવામાં આવી, સામનો મુદ્દલ ન થયો, યુંકરોને જરાય ઈજા વગર પિટર-પૉલ કિલ્લામાં તથા ક્રોન્શતાદ્ત પહોંચાડી દેવામાં આવ્યા...

ટેલિફોન એક્સચેન્જમાં યુંકરો ત્રીજા પહોર સુધી ટકી રહ્યા. એ વખતે બોલ્શેવિકોની બખતરબંધ ગાડી આવી પહોંચી, અને ખલાસીઓએ ઇમારત પર હલ્લો કરી દીધો. એક્સચેન્જમાં કામ કરતી બાઈઓ દહેશત ખાઈને ચીસો પાડતી આમતેમ દોડાદોડી કરવા લાગી. યુંકરો પોતાને ઉઘાડા પાડી દે એવી બધી નિશાનીઓ યુનિફૉર્મમાંથી તોડી તોડીને ફેંકી દેવા લાગ્યા. એક યુંકર તો વિલિયમ્સને કાલાવાલા કરવા લાગ્યો કે **તમે જે કંઈ માગો** તે આપવા તૈયાર છું પણ મને તમારો ઓવરકોટ વેશપલટા સારુ ઉછીનો આપો... તેઓ ચિત્કાર કરવા લાગ્યા કે "અમને રહેંસી નાખશે! રહેંસી નાખશે!" કારણ કે વિન્ટર પેલેસમાં તેમાંના ઘણાએ જનતાની વિરુદ્ધ હથિયાર ન ઉઠાવવાનું વચન આપેલું.

વિલિયમ્સે મધ્યસ્થી કરવાની તૈયારી બતાવી, પણ એવી શરતે કે આન્તોનોવને છોડી મૂકવામાં આવે. શરતનું તરત જ પાલન કરવામાં આવ્યું. પોતાના ઘણા સાથીઓના મોતને કારણે બેહદ તપી ગયેલા ખલાસીઓની સમક્ષ પ્રવચનો કરીને આન્તોનોવ તથા વિલિયમ્સે તેમને ટાઢા પાડ્યા, અને ફરી વાર યુંકરોને છોડી મૂકવામાં આવ્યા... થોડાક સિવાય—દહેશતની હાલતમાં છાપરાં પર થઈને ભગી જવાની અથવા કાતરિયામાં છુપાઈ જવાની કોશિશો કરનારાઓને પકડી પકડીને રસ્તા પર ફગાવી દેવામાં આવ્યા.

થાકેલા, લોહી નીગળતા, વિજયી ખલાસીઓ અને કામદારો સ્વિચ-બોર્ડ ખંડમાં ધસી જવા લાગ્યા, પરંતુ ત્યાં સંખ્યાબંધ રૂપાળી બાઈઓને જોઈને સંકોચ પામતા પાછા હઠી જવા લાગ્યા અને કઢંગા કદમે પાછા ખસતા પડવા આખડવા લાગ્યા. એક પણ બાઈને ઈજા નહોતી થઈ, એક પણ બાઈનું અપમાન નહોતું થયું. તેઓ ગભરાઈને ખૂણાઓમાં ભરાઈ ગઈ, પરંતુ પોતાની

પૂરી સલામતીનું ભાન થતાં જ ખાર ઓકવા લાગી: "ઓહ! ગંદા ગમાર માણસો! ગધેડાઓ!.." ખલાસીઓ અને લાલ સંત્રીઓ અકળાઈ જવા લાગ્યા. બાઈઓ કોટ અને હૅટ પહેરતી ખીજમાં ચીસો પાડવા લાગી: "જનાવરો! ડુક્કરો!" તેમણે તો પોતાના બહાદુર યુવાન રક્ષકોને—યુંકરોને—કારતૂસો આપતા રહેવાનો તથા તેમના જખમો પર મલમપટ્ટીઓ બાંધવાનો રસિક મધુર અનુભવ માણ્યો હતો. તેમાંથી ઘણા પ્યારા ઝારને ફરી ગાદીએ બેસાડવા સારુ લડી રહેલા ઉમરાવ પરિવારોના હતા. અને આ તો સાધારણ કામદારો ને કિસાનો હતા, "અબુધ માણસો" હતા...

લશ્કરી ક્રાંતિકારી સમિતિના કમિસાર ઠીંગણા વિશ્ન્યાકે બાઈઓને સમજાવવાની કોશિશ કરી કે રોકાઈ જાઓ અને કામ ચાલુ રાખો. તેનો વિનય જાણે છલકાઈ રહ્યો હતો. "તમારી જોડે બહુ ખરાબ વર્તન કરવામાં આવે છે," તેણે કહ્યું. "ટેલિફોન વ્યવસ્થા મ્યુનિસિપલ દૂમાના કાબૂમાં છે. તમને મહિનાના સાઠ રૂબલ મળે છે પણ તમારે દસ કલાક અથવા એથીયે વધારે વખત કામ કરવું પડે છે... હવેથી પૂરી હાલત પલટાવી નાખવામાં આવશે. સરકારનો ઇરાદો ટેલિફોન વ્યવસ્થા ટપાલ તથા તાર મંત્રાલયના કાબૂમાં સોંપી દેવાનો છે. તમારો પગાર તત્કાળ વધારીને દોઢસો રૂબલનો કરી દેવામાં આવશે, અને કામના કલાકો ઘટાડી નાખવામાં આવશે. કામદાર વર્ગની સભ્યાઓ તરીકે તમારું જીવન સુખનું હોવું જોઈએ..."

"વાહ રે! કામદાર વર્ગની સભ્યાઓ! તમે શું એમ કહેવા માગો છો કે આ લોકો—આ પશુઓ—અને અમારી વચ્ચે કશી સમાનતા છે? રોકાઈ જઈએ? હજાર રૂબલનો વાયદો કરો તોયે નહિ!.." મગરૂર અને ખારીલી બાઈઓ મકાનમાંથી બહાર નીકળી ગઈ...

એક્સ્ચેન્જમાં કામ કરનારા બીજા માણસોએ—કારીગરો અને મજૂરોએ—કામ ચાલુ રાખ્યું. પણ સ્વિચબોર્ડ તો ચાલુ રહેવાં જ જોઈએ—ટેલિફોન બેહદ જરૂરી હતા... ફક્ત અરધા ડઝન જેટલી જ અનુભવી ઓપરેટર બાઈઓ મોજૂદ હતી. નવું કામ ઉપાડી લેવા વોલંટિયરોની માગણી કરવામાં આવી. લગભગ એકસો માણસો તૈયાર થઈ ગયા—ખલાસીઓ, સિપાહીઓ, કામદારો... છ બાઈઓ આમથી તેમ દોડતી રહેતી—સમજાવતી, મદદ કરતી, હળવા ઠપકા આપતી. ખોરવાઈ ગયેલી ટેલિફોન વ્યવસ્થાના અટકતા રહેતા પણ ચાલુ તાર એવી રીતે ધીરે ધીરે ફરી ગુંજવા લાગ્યા. પહેલું કામ સ્મોલ્નીની લાઇન



બૅરેકો તથા કારખાનાં સાથે જોડી દેવાનું હતું, બીજું કામ દૂમા તથા યુંકર શાળાઓની લાઇનો કાપી નાખવાનું હતું... છેક સાંજ પડવા આવી ત્યારે ખબર શહેરમાં ફેલાઈ ગઈ. સેંકડો મૂડીવાદીઓ ટેલિફોન કરીને બરાડા પાડવા લાગ્યા: "ગધેડાઓ! શયતાનો! તમે કેટલી વાર ટકી રહેવાના છો? કઝ્ઝાકોને આવવા દો, પછી જોઈ લેજો!"

સાંજનાં અધારાં પથરાઈ રહ્યાં હતાં. લગભગ સૂમસામ નેવ્સ્કી માર્ગે આકરા પવનમાં કઝ્ઝાન કેથીડ્રલ પાસે લોકોનું ટોળું એકઠું થઈ ગયું હતું અને તેમાં જૂનો અંતહીન વિવાદ આગળ ચાલી રહ્યો હતો. ટોળામાં થોડાક કામદારો તથા કેટલાક સિપાહીઓ હતા, અને બાકીના દુકાનદારો, કારકુનો, તથા એવા જ બીજા માણસો હતા.

"પણ લેનિનના કહેવાથી જર્મની સુલેહ નહિ કરે!" કોઈ બોલી ઊઠયું.

તપી ઊઠેલા એક સિપાહીએ જવાબ વાળ્યો: "એમાં વાંક કોનો છે? તમારા નાલાયક કૅરેન્સ્કીનો, ગંદો મૂડીવાદી ક્યાંનો! દોજખમાં જાય કૅરેન્સ્કી! અમારે ન જોઈએ! અમારે તો જોઈએ લેનિન..."

કાંડે સફેદ પટ્ટી બાંધેલો એક અફસર દૂમાની બહાર દીવાલ પરથી પોસ્ટરો ઉખેડી રહ્યો હતો અને જોર જોરથી ગાળો લવી રહ્યો હતો. એક પોસ્ટરમાં નીચે મુજબનું લખાણ હતું:

**પેત્રોગ્રાદના રહેવાસીઓને!**

આટલા જોખમની વેળાએ જ્યારે મ્યુનિસિપલ દૂમાએ વસતિને શાંત પાડવા માટે તેમ જ રોટી તથા જરૂરિયાતની બીજી ચીજો પૂરી પાડવા માટે તમામ ઉપાયો અજમાવવા જોઈએ ત્યારે મવાળપંથી સમાજવાદી ક્રાંતિકારીઓ તથા કેડેટોએ પોતાની ફરજ ભૂલી જઈને દૂમાને પ્રતિક્રાંતિકારી મિટિંગમાં પલટાવી નાખી છે. તેઓ વસતિના એક હિસ્સાને બીજા હિસ્સાની સામે ઉશ્કેરી રહ્યા છે, જેથી કોર્નીલોવ-કૅરેન્સ્કીની ફતેહ સુગમ બની જાય. મવાળપંથી સમાજવાદી ક્રાંતિકારીઓ તથા કેડેટોએ પોતાની ફરજ બજાવવાને બદલે દૂમાને કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની ઉપર તેમ જ શાંતિ, રોટી, તથા મુક્તિની ક્રાંતિકારી સરકારની વિરુદ્ધ રાજકીય હુમલાના મેદાનમાં પલટાવી નાખી છે.

**પેત્રોગ્રાદના નાગરિકો,** અમે — તમે ચૂંટેલા બોલ્શેવિક મ્યુનિસિપલ સભાસદો — તમને વાકેફ કરવા માગીએ છીએ કે મવાળપંથી સમાજવાદી ક્રાંતિકારીઓ અને કેડેટો પ્રતિક્રાંતિકારી કદમો ઉઠાવી રહ્યા છે, પોતાની ફરજ ભૂલી ગયા છે, અને આખી વસતિને દુકાળ તથા આંતરવિગ્રહમાં ધકેલી રહ્યા છે. અમે — ૧૮૩૦૦૦ મતો વડે ચૂંટાયેલા સભાસદો — અમારી ફરજ ગણીએ છીએ કે દૂમામાં જે કંઈ ચાલી રહ્યું છે તેને વિશે અમારા મતદારોને વાકેફ કરીએ, અને અમે જાહેર કરીએ છીએ કે એવાં કૃત્યોનાં ભયંકર તથા અનિવાર્ય પરિણામોની જરા સરખીયે જવાબદારી લેવા અમે તૈયાર નથી..."

દૂર ક્યાંક ક્યાંક હજી પણ છૂટાછવાયા ગોળીબાર થઈ રહ્યા હતા, પરંતુ શહેરને પીંખી નાખતી ભયંકર આંચકીઓ પછી તેનું ચેતન જાણે હરાઈ ગયું હોય તેમ તે સાવ શાંત પડ્યું હતું, ટાઢમાં ઠરી રહ્યું હતું.

નિકોલાઈ હૉલમાં દૂમાનું અધિવેશન પૂરું થવા આવ્યું હતું. આક્રમક દૂમા પણ જાણે જરાક સ્તબ્ધ બની ગયેલી હતી. કમિસારો એક પછી એક આવીને રિપોર્ટ આપતા હતા — ટેલિફોન એક્સચેન્જ પર બોલ્શેવિકોનો કબજો, રસ્તા પર ધિંગાણાં, વ્લાદીમિર શાળા બોલ્શેવિકોના કબજામાં... ત્રૂખ્વે અધિવેશનમાં બોલતાં કહ્યું: "આપખુદ જુલમની સામે લોકશાહીના સંઘર્ષમાં દૂમા લોકશાહીના પક્ષે છે, પરંતુ ગમે તે પક્ષની જીત થાય તોયે દૂમા હંમેશાં સંહાર તથા અત્યાચારોની વિરુદ્ધ જ રહેશે..."

ઘાતકી ચહેરાવાળા ઊંચા ઘરડા કેડેટ કોનોવ્સ્કીએ કહ્યું: "કાનૂની સરકારનાં લશ્કરો પેત્રોગ્રાદમાં પહોંચી જશે ત્યારે તેઓ આ બંડખોરોને ગોળીએ ઉડાવી દેશે, પરંતુ તેને સંહાર નહિ જ ગણાવી શકાય!" આખા ખંડમાં વિરોધના પોકારો થવા લાગ્યા; ખુદ તેની જ પાર્ટીના સભ્યો પણ વિરોધ જાહેર કરવા લાગ્યા.

શંકા અને હતાશાનું વાતાવરણ છવાયેલું હતું. પ્રતિક્રાંતિને ખતમ કરી નાખવામાં આવી રહી હતી. સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીની કેંદ્રીય સમિતિમાં આગેવાનોની વિરુદ્ધ અવિશ્વાસનો ઠરાવ પસાર થઈ ગયો હતો અને વર્ચસ્વ ઉદ્દામ પાંખના હાથમાં હતું. આવ્ક્સેન્ત્યેવે રાજીનામું આપી દીધું હતું. એક કાસદે ખબર પહોંચાડી કે રેલવે સ્ટેશને કેરેન્સ્કીના સ્વાગત માટે મોકલવામાં આવેલી સમિતિને ગિરફતાર કરી લેવામાં આવી છે. દક્ષિણ તથા દક્ષિણ-પશ્ચિમ દિશામાં દૂર થઈ રહેલા તોપોના ધડાકાઓના ઘેરા અવાજો રસ્તાઓ પર સંભળાઈ રહ્યા હતા. કેરેન્સ્કી હજી પહોંચ્યો નહોતો...



માત્ર ત્રણ અખબારો પ્રગટ થયાં હતાં — 'પ્રાવદા', 'દેલો નરોદા', અને 'નોવાયા 'ઝીઝ્ન'. ત્રણેય અખબારોમાં નવી "એકસંપી" સરકારના સવાલ વિશે લાંબાં લાંબાં લખાણો છપાયાં હતાં. સમાજવાદી ક્રાંતિકારી અખબારમાં એવી સરકાર સ્થાપવાની માંગ ઉઠાવવામાં આવી હતી કે જેમાં કેડેટો પણ ન હોય અને બોલ્શેવિકો પણ ન હોય. ગોર્કીને આશા હતી, સ્મોલ્ની તરફથી અમુક છૂટછાટ મૂકવામાં આવી હતી. નિર્ભેળ સમાજવાદી સરકાર — મૂડીદાર વર્ગ સિવાય બીજાં બધાં તત્ત્વોની સરકાર — આકાર ધારણ કરી રહી હતી. પરંતુ 'પ્રાવદા'માં હાંસી ઉડાવવામાં આવી હતી:

"...જે રાજકીય પાર્ટીઓના ખૂબ જાણીતા સભ્યો શંકાસ્પદ આબરૂવાળા છોટા અખબારનવીસો જ છે તેમની જોડેની આવી એકસંપીઓને અમે કેવળ ઉપહાસને જ લાયક ગણીએ છીએ. અમારી એકસંપી તો સર્વહારા વર્ગ તથા ક્રાંતિકારી સેનાની ગરીબ કિસાનો જોડેની એકસંપી છે..."

દીવાલો પર 'વિક્ઝેલ'ની મિથ્યાભિમાની જાહેરાત નજરે પડતી હતી. તેમાં ધમકી આપવામાં આવી હતી કે બન્ને પક્ષો સમાધાન નહિ કરી લે તો અમે હડતાલ પાડીશું:

"આ દંગાઓને અંકુશમાં આણીને દબાવી દેનારા, આપણા ખેદાનમેદાન દેશને બચાવી લેનારા, બોલ્શેવિકો નહિ હોય, ઉદ્ધાર સમિતિયે નહિ હોય, અને કેરેન્સ્કીનાં લશ્કરો પણ નહિ હોય — એ કર્તવ્ય તો અમે — રેલવે કામદાર યુનિયન — પાર પાડીશું..."

"રેલવે જેવું અટપટું કામ સંભાળવાની શકિત લાલ સંત્રીઓમાં નથી. કામચલાઉ સરકારની બાબતમાં તો સત્તા જાળવી રાખવાની તેની અશકિત સાબિત થઈ ચૂકી છે..."

"સમગ્ર લોકશાહીના વિશ્વાસ પર આધારિત સરકારનું... પીઠબળ ન ધરાવતી હોય એવી કોઈ પણ પાર્ટીને અમારી સેવાઓ આપવાનો અમે ઇનકાર કરીએ છીએ..."

કદમો ઉઠાવી રહેલી અક્ષય માનવતાના અપાર ચેતનથી સ્મોલ્ની ધમધમી રહ્યું હતું.

ટ્રેડ યુનિયન વડા મથકમાં લોઝોવ્સ્કીએ નિકોલાઈ લાઇનના રેલવે કામદારોના એક ડેલિગેટ જોડે મારી ઓળખાણ કરાવી. તેણે કહ્યું કે કામદારો વિશાળ સભાઓ ભરીને તેમાં પોતાના આગેવાનોનાં કૃત્યોને વખોડી રહ્યા છે.

તે ટેબલ પર મુક્કો લગાવી દેતો બોલી ઊઠયો: "પૂરી સત્તા સોવિયેતોને! કેંદ્રીય સમિતિમાં ઓબોરોન્ત્સો કોર્નીલોવના ફાયદાનો ખેલ ખેલી રહ્યા છે. તેમણે એક પ્રતિનિધિમંડળ સ્તાવકા મોકલવાની કોશિશ કરી, પણ અમે તેના સભ્યોને મીન્સ્કમાં ગિરફતાર કરી લીધા... અમારી શાખાએ અખિલ રશિયન સંમેલન ભરવાની માંગ ઉઠાવી છે પરંતુ એ લોકો સંમેલન ભરવાનો ઈનકાર કરે છે..."

સોવિયેતોમાં, સેના સમિતિઓમાં, બધે એવી જ પરિસ્થિતિ હતી. આખા રશિયામાં વિવિધ લોકશાહીવાદી સંગઠનો એક પછી એક ભાંગી રહ્યાં હતાં, પલટાઈ રહ્યાં હતાં. સહકારી સંસ્થાઓ આંતરિક સંઘર્ષથી પીંખાઈ રહી હતી. કિસાનોની કારોબારી સમિતિની મિટિંગોમાં જોરદાર દલીલો થઈ અને ભંગાણ પડયાં. કઝ્ઝાકોની અંદર પણ તોફાનના વાયરા શરૂ થઈ ગયા હતા...

ઉપલે માળે લશ્કરી ક્રાંતિકારી સમિતિ પૂરજોસમાં કામ કરી રહી હતી, ફટકા લગાવી રહી હતી, જરાય ધીરી પડતી નહોતી. તાજગી અને જોમથી છલકાતા માણસો અંદર જતા, તેઓ રાતદિન અને દિનરાત એ ભયાનક તંત્રમાં મહેનત રેડતા રહેતા, અને પછી બહાર નીકળે ત્યારે ઢીલાઢસ, થાકને લીધે આંખે અંધારાં આવતાં હોય, અવાજ ઘોઘરો થઈ ગયો હોય, મેલાં શરીરો તથા કપડાં ગંધ મારતાં હોય. એવી હાલતમાં તેઓ ભોંયપટ પર જ ઢળી પડતા અને ઊંઘી જતા... ઉદ્ધાર સમિતિને ગેરકાનૂની જાહેર કરી દેવામાં આવી હતી. નવી ઘોષણાઓ[1]ના મોટા મોટા ઢગલા ભોંયપટ પર જ્યાં ત્યાં નજરે પડતા હતા:

"...ગૅરિસનમાં કે કામદાર વર્ગમાં મુદ્દલ ટેકો ન ધરાવતા કાવતરાખોરોએ હુમલો તદ્દન અણધાર્યો કરવાની યોજના પર સૌથી વધારે આશા બાંધી રાખી હતી. લાલ સંત્રી દળના એક સિપાહીની ક્રાંતિકારી સાવધાનીના સુફળ રૂપે સબ-લેફ્ટેનન્ટ બ્લાગોન્રાવોવે તેમનું કારસ્તાન વખતસર પકડી પાડયું હતું. એ સિપાહીનું નામ આગળ જતાં જાહેર કરવામાં અવશે. 'ઉદ્ધાર સમિતિ' કારસ્તાનના કેંદ્રમાં હતી. તેમનાં લશ્કરોનો કમાંડર કર્નલ પોલ્કોવનિકોવ હતો. હુકમો પર કામચલાઉ સરકારના માજી સભ્ય ગોત્ઝની સહી હતી. ગોત્ઝને તેના પોતાના બોલની જામીનગીરીના આધારે છૂટો રહેવા દેવામાં આવ્યો છે...

લશ્કરી ક્રાંતિકારી સમિતિ પેત્રોગ્રાદની વસતિનું ધ્યાન આ બધી હકીકતો તરફ ખેંચે છે, અને હુકમ કરે છે કે કારસ્તાનમાં સંડોવાયેલા તમામ માણસોને ગિરફતાર કરી લેવામાં આવે. તેમના ગુનાઓનો મુકદ્દમો ક્રાંતિકારી અદાલતમાં ચલાવવામાં આવશે..."



મોસ્કોથી ખબર આવી કે યુંકરો તથા કઝ્ઝાકોએ ક્રેમલિનને ઘેરી લીધું હતું અને સોવિયેત સિપાહીઓને હથિયારો હેઠાં મૂકી દેવાનો હુકમ કર્યો હતો. સોવિયેત દળોએ હુકમ માની લીધો, પરંતુ તેઓ ક્રેમલિનની બહાર નીકળી રહ્યા હતા ત્યારે તેમની ઉપર હલ્લો કરીને તેમને ગોળીએ વીંધી નાખવામાં આવ્યા હતા. ટૅલિફોન અને તાર ઑફિસોમાંથી બોલ્શેવિકોનાં નાનકડાં દળોને હાંકી કાઢવામાં આવ્યાં હતાં. હવે શહેરનો કેંદ્રભાગ યુંકરોના કબજામાં છે... પરંતુ તેમની ચોતરફ સોવિયેત સિપાહીઓ એકત્રિત થઈ રહ્યા છે. રસ્તાઓ પરનાં ધિંગાણાં ધીરે ધીરે જોર પકડતાં જાય છે. સમાધાનના તમામ પ્રયાસો નિષ્ફળ ગયા છે... સોવિયેતના પક્ષે ગૅરિસનના દસ હજાર સિપાહીઓ અને થોડાક લાલ સંત્રીઓ છે; સરકારના પક્ષે છ હજાર યુંકરો, અઢી હજાર કઝ્ઝાકો, અને બે હજાર વ્હાઈટગાર્ડ સિપાહીઓ છે.

પેત્રોગ્રાદ સોવિયેતની મિટિંગ ચાલી રહી હતી. બાજુના ખંડમાં નવી કેંદ્રીય કારોબારી સમિતિ લોક કમિસાર પરિષદ[4]ની ડિક્રીઓ તથા હુકમોને અમલી બનાવવાની દિશામાં કદમો ઉઠાવી રહી હતી. પરિષદનું અધિવેશન ઉપરને માળે ચાલી રહ્યું હતું અને તેમાંથી ડિક્રીઓ તથા ઓર્ડરોનો એકધારો પ્રવાહ નીચે કેંદ્રીય કારોબારી સમિતિમાં પહોંચી રહ્યો હતો: કાનૂનોની બહાલી તથા પ્રકાશનના ક્રમ વિશેનો હુકમ, કામદારો માટે આઠ ક્લાકનો કામદિન જાહેર કરતી ડિક્રી, લુનાચાર્સ્કીએ ઘડી કાઢેલો 'પ્રજાકીય કેળવણીની પદ્ધતિનો આધાર', વગેરે. એ બે મિટિંગોમાં કેવળ થોડાક સેંકડા માણસો જ હાજર હતા, અને તેમાંથી મોટા ભાગના હથિયારબંધ હતા. સ્મોલ્ની લગભગ ખાલી હતું, માત્ર પહેરેગીરો બારીઓમાં મશીનગનો ગોઠવી રહ્યા હતા જેથી ઈમારતનો બચાવ બધી તરફથી કરી શકાય.

કેંદ્રીય કારોબારી સમિતિમાં 'વિક્ઝેલ'નો ડેલિગેટ બોલી રહ્યો હતો:

"અમે બેમાંથી એકેય પક્ષનાં લશ્કરો માટે રેલગાડીઓ પૂરી પાડવાનો ઈનકાર કરીએ છીએ...

અમે એક સમિતિ કેરેન્સ્કીને સાફ જણાવી દેવા સારુ મોકલી છે કે તે પેત્રોગ્રાદ તરફ કૂચ ચાલુ રાખશે તો અમે તેના સંદેશવ્યવહારની લાઇનો કાપી નાખીશું..."

નવી સરકારની રચના માટે તમામ સમાજવાદી પાર્ટીઓનું સંમેલન ભરવાની રાબેતા મુજબની માગણી તેણે રજૂ કરી...

કામેનેવે કુનેહથી જવાબ આપ્યા. એવા સમેલનમાં બોલ્શેવિકો ખુશીથી ભાગ લેશે પરંતુ ગુરુત્વકેંદ્ર એવી સરકાની સંઘટનામાં નથી, એ તો એવી સરકાર તરફથી સોવિયેતોના કાર્યક્રમની સ્વીકૃતિમાં છે... કેંદ્રીય કારોબારી સમિતિ ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ તથા સામાજિક લોકશાહીવાદી આંતરરાષ્ટ્રવાદીઓની જાહેરાત અંગે વિચારણા કરી ચૂકી છે અને સંમેલનમાં યથાપ્રમાણ પ્રતિનિધિત્વની દરખાસ્ત સ્વીકારી ચૂકી છે—એટલે સુધી કે સેના સમિતિઓ તથા કિસાનોની સોવિયેતોના ડેલિગેટોને પણ તેમાં સામેલ કરવાનું સમિતિએ મંજૂર કર્યું છે...

વિશાળ હૉલમાં ત્રોત્સ્કીએ દિવસની ઘટનાઓનું બયાન કર્યું:

“વ્લાદીમિર શાળાના યુંકરોને અમે શરણે થઈ જવાની તક આપી. અમે સવાલોનો ફેંસલો લોહી વહેવડાવ્યા વગર કરવા માગતા હતા. પરંતુ લોહી વહેવડાવવામાં આવ્યું જ છે એટલે હવે માત્ર એક જ રસ્તો છે—બેરહમ સંઘર્ષ. બીજી કોઈ રીતે જીત હાંસલ કરવાનો ખ્યાલ એટલે નરી છોકરમત... આ ઘડી નિર્ણાયક છે. દરેકે દરેક માણસે લશ્કરી ક્રાંતિકારી સમિતિને સહકાર આપવો જ જોઈએ—કાંટાળા તાર, પેટ્રોલ, બંદૂકો, વગેરેના સંઘરા ક્યાં ક્યાં છે તેની ભાળ કાઢીને ખબર પહોંચાડો... આપણે સત્તા કબજે કરી લીધી છે, હવે તેને જાળવી રાખવાની જ છે!”

મેન્શેવિક યોફ્ફેએ પોતાની પાર્ટીની જાહેરાત વાંચવાની કોશિશ કરી, પરંતુ ત્રોત્સ્કીએ “સિદ્ધાંત અંગેની ચર્ચા”ની છૂટ આપવાનો ઈનકાર કર્યો.

“આપણા વિવાદો હવે તો રસ્તાઓ પર થઈ રહ્યા છે,” તેણે પડકાર કર્યો. “નિર્ણાયક કદમ ઉઠાવી લેવામાં આવ્યું છે. જે કંઈ બની રહ્યું છે તેની પૂરી જવાબદારી અમે બધા લઈએ છીએ, અને હું ખાસ રીતે લઉં છું...”

મોરચેથી, ગાતચિનાથી, આવેલા સિપાહીઓએ પોતાની વાતો કહી જણાવી. મોત બટેલિયનના, ચારસો એકયાશીમા તોપટુકડીના, એક સિપાહીએ કહ્યું: “જ્યારે ખાઈઓમાં સિપાહીઓને આ સાંભળવા મળશે ત્યારે તેઓ પોકારી ઊઠશે ‘આ આપણી સરકાર છે!’” પિટરહોફના એક યુંકરે જણાવ્યું કે મેં અને બીજા બે યુંકરોએ સોવિયેતોની સામે કૂચ કરવાનો ઈનકાર કરી દીધો, અને વિન્ટર પેલેસના બચાવમાંથી અમારા સાથીઓ પાછા આવ્યા ત્યારે તેમણે પોતાની સેવાઓ ખરી ક્રાંતિ સમક્ષ રજૂ કરવા માટે મને કમિસાર નીમીને સ્મોલ્ની મોકલ્યો...



પછી વળી ત્રોત્સ્કી— આગ વરસાવતો, અણથક, હુકમો છોડતો, જવાબો આપતો.

“કામદારો, સિપાહીઓ, અને કિસાનોને હરાવવા માટે નીચલા થરના મૂડીવાદીઓ ખુદ શયતાનની સાથે પણ ભળી જવાના!” તેણે એક વાર કહ્યું. છેલ્લા બે દિવસો દરમિયાન દારૂના ઘેનમાં ભાન ભૂલી જવાના ઘણા કિસ્સા બન્યા હતા. ત્રોત્સ્કીએ સાફ જણાવી દીધું: “સાથીઓ, દારૂ પીવાનો નથી! રાતના આઠ વાગ્યા પછી ફરજ બજાવતા પહેરેગીરો સિવાય બીજા કોઈએ રસ્તાઓ પર નીકળવાનું નથી. જ્યાં જ્યાં દારૂના સંઘરા હોવાની શંકા પડે એવી બધી જગ્યાઓની તલાશી લો અને દારૂ ઢોળી નાખો[3]. દારૂ વેચનારાઓની ઉપર જરા સરખીયે રહેમ કરવાની નથી[4]...”

લશ્કરી ક્રાંતિકારી સમિતિએ વીબોર્ગ વિભાગના પ્રતિનિધિઓને બોલાવ્યા, પછી પુતીલોવના સભ્યોને બોલાવ્યા. તેઓ ઝટ ત્યાં પહોંચી ગયા.

ત્રોત્સ્કીએ કહ્યું: “એક ક્રાંતિપંથીની હત્યાના બદલામાં અમે પાંચ પ્રતિક્રાંતિપંથીઓને ખતમ કરી નાખીશું.”

અમે ફરી શહેરમાં ગયા. દૂમાની ઈમારત પ્રકાશથી ઝળહળી રહી હતી અને લોકોનાં મોટાં મોટાં ટોળાં અંદર જઈ રહ્યાં હતાં. નીચલા હૉલમાં વિલાપ અને દુ:ખના પોકારોનું વાતાવરણ હતું. બુલેટિનના પાટિયા પાસે ટોળું આગળ પાછળ ધસારા કરી રહ્યું હતું. દિવસનાં ધિંગાણાઓમાં મરી ગયેલા—અથવા મરી ગયેલા ધારી લેવામાં આવેલા— યુંકરોની યાદી પાટિયા પર લગાવેલી હતી. તેમાં મરી ગયેલા જાહેર કરવામાં આવેલા યુંકરોમાંથી મોટા ભાગના થોડા વખત બાદ સહીસલામત પાછા ફર્યા હતા... અલેક્સાંદર હૉલમાં ઉદ્ધાર સમિતિ હજી ગરજી રહી હતી. અફસરોની સોનેરી તથા રાતી પટ્ટીઓ ધ્યાન ખેંચતી હતી, મેન્શેવિક તથા સમાજવાદી ક્રાંતિકારીઓના પરિચિત ચહેરા નજરે પડતા હતા, લાગણીહીન આંખો અને બેહદ જાડાં શરીરોવાળા બૅંકરો તથા મુત્સદ્દીઓ, પુરાણા શાસનના અમલદારો, સરસ પોશાક પહેરીને આવેલી બાનુઓ—સૌ ત્યાં મોજૂદ હતાં...

ટેલિફોન એક્સચેન્જની બાઈઓ જુબાની આપી રહી હતી. એક પછી એક બાઈ મંચ પર આવતી હતી—કાયા પર વધારે પડતાં કપડાં લાદેલી ફૅશનઘેલી તરુણીઓના ચહેરા કરમાઈ ગયેલા હતા અને તેમના બૂટમાં કાણાં પડી ગયેલાં હતાં. પેત્રોગ્રાદના “ભદ્ર” લોકોની, અફસરોની, અમીરોની, રાજકારણની

દુનિયાના ધુરંધરોની તાળીઓના ગડગડાટ સાંભળીને એક પછી એક બાઈનું મોં ખુશીથી લાલ લાલ થઈ જતું હતું. એક પછી એક બાઈ સળહારાઓના હાથે પોતે વેઠેલી પીડાનું બયાન કરતી હતી અને સમગ્ર પુરાણા, સ્થાપિત, તથા પ્રબળ પ્રત્યે પોતાની વફાદારી જાહેર કરતી હતી...

નિકોલાઈ હૉલમાં દૂમાનું અધિવેશન ફરી શરૂ થઈ ગયું હતું. મેયરે આશાભર્યા ઉદ્ગારો કાઢયા કે પેત્રોગ્રાદની રેજિમેન્ટોના સિપાહીઓ પોતાનાં કૃત્યો બદલ પસ્તાઈ રહ્યા છે, પ્રચાર સફળ બની રહ્યો છે... જાસૂસોની આવજા લગાતાર ચાલુ હતી. તેઓ બોલ્શેવિકોનાં ભયંકર કરતૂતોની ખબર લાવતા, વચ્ચે પડીને યુંકરોને બચાવતા, અને પૂરાજોસથી તપાસ ચલાવતા...

ત્રૂપ્પે કહ્યું: "બોલ્શેવિકોને બેયોનેટો વડે નહિ પરંતુ નૈતિક બળ વડે જીતી લેવામાં આવશે..."

દરમિયાનમાં, ક્રાંતિકારી મોરચે બધું હેમખેમ નહોતું. દુશ્મનો બખતરબંધ ગાડીઓમાં તોપો લાદીને લઈ આવ્યા હતા. સોવિયેત દળોમાં મોટા ભાગના સિપાહીઓ અણઘડ લાલ સંત્રીઓ હતા. તેમની પાસે અફસરોયે નહોતા અને કોઈ જાતની ચોક્કસ યોજના પણ નહોતી. તેમની સાથે ભળી ગયેલા ધોરણસરના સિપાહીઓની સંખ્યા માત્ર પાંચ હજાર જેટલી જ હતી. બાકીની ગૅરિસન કાં તો યુંકરોના બળવાને દબાવી દેવામાં પડી હતી, શહેરની રખેવાળી કરી રહી હતી, અથવા શું કરવું તેની દુવિધામાં અટવાઈ ગયેલી હતી. રાતે દસ વાગ્યે લેનિને શહેરની રેજિમેન્ટોના ડેલિગેટોની મિટિંગમાં પ્રવચન કર્યું. ડેલિગેટોએ ભારે બહુમતીથી લડવાનો ફેંસલો કર્યો. જનરલ સ્ટાફની જવાબદારી સંભાળવા માટે પાંચ સિપાહીઓની એક સમિતિ ચૂંટી કાઢવામાં આવી. વહેલી સવારે રેજિમેન્ટો લડવા માટે પૂરી તૈયાર કતારોમાં ગોઠવાઈને બૅરેકોમાંથી બહાર નીકળી... મેં ઘેર જતી વેળા રસ્તામાં તેમને કૂચ કરતી જોઈ. જિતાઈ ગયેલા શહેરના સૂમસામ માર્ગો પર એકધારાં માપસરનાં કદમો માંડતા અનુભવી સિપાહીઓની કતારો હિલોળા લેતી આગેકૂચ કરી રહી હતી, એકસરખી ગોઠવાયેલી બેયોનેટોની સીધી હાર સાફ નજરે પડતી હતી...

એ જ વખતે, સદોવાયા માર્ગે 'વિક્ઝેલ'ના વડા મથકમાં બધી સમાજવાદી પાર્ટીઓના એક સંમેલનમાં નવી સરકારની રચના અંગે ચર્ચાવિચારણા શરૂ થઈ ગઈ હતી. મધ્યમપંથી મેન્શેવિકો વતી આબ્રમોવિચે કહ્યું કે ન હોય વિજેતાઓ અને ન હોય પરાજિતો — બેયોનેટોના ટકરાવને ભૂતકાળમાં દફનાવી દેવા જોઈએ...



બધી ઉદ્દામપંથી પાર્ટીઓ એ બાબતમાં એકમત હતી. મવાળપંથી મેન્શેવિકો વતી બોલતાં દાને લડાઈ અટકાવવા માટે બોલ્શેવિકો સમક્ષ નીચે મુજબની શરતો રજૂ કરી: લાલ સંત્રી દળને વિખેરી નાખવામાં આવે, પેત્રોગ્રાદ ગૅરિસનને હુકમો આપવાનો અખત્યાર દૂમાને હસ્તક સોંપી દેવામાં આવે, કેરેન્સ્કી એક પણ ગોળીબાર ન કરે અને એક પણ માણસને ગિરફતાર ન કરે, **બોલ્શેવિકો સિવાય** તમામ સમાજવાદી પાર્ટીઓનું પ્રધાનમંડળ રચવામાં આવે. સ્મોલ્ની વતી રિયાઝાનોવ અને કામેનેવે જાહેર કર્યું કે બધી પાર્ટીઓના મિશ્ર પ્રધાનમંડળની દરખાસ્ત અમને મંજૂર છે, પરંતુ તેમણે દાનની દરખાસ્તોનો વિરોધ કર્યો. સમાજવાદી ક્રાંતિકારીઓની અંદર મતભેદ ઊભો થયો, પરંતુ કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિએ તથા પ્રજાકીય સમાજવાદીઓએ બોલ્શેવિકોને સરકારમાં સામેલ થવા દેવાનો સાફ ઇનકાર કરી દીધો... આકરા વાદવિવાદ પછી એક પંચ ચૂંટવામાં આવ્યું અને તેને વ્યવહાર્ય યોજના ઘડી કાઢવાનું કામ સોંપવામાં આવ્યું...

પંચમાં આખી રાત, આખો દિવસ, અને વળી આખી રાત દલીલબાજી ચાલતી રહી. અગાઉ પણ એક વાર નવેંબરની નવમી તારીખે સમાધાનનો એવો જ પ્રયાસ થયો હતો. તેની આગેવાની માર્તોવ અને ગોર્કીએ કરેલી. એ વખતે કેરેન્સ્કી નજીક પહોંચી રહ્યો હતો અને ઉદ્ધાર સમિતિની પ્રવૃત્તિઓ તડામાર ચાલી રહી હતી એટલે મવાળપંથી મેન્શેવિકો, સમાજવાદી ક્રાંતિકારીઓ, તથા પ્રજાકીય સમાજવાદીઓ અચાનક જ અળગા થઈ ગયેલા, હવે યુંકરોનો બળવો કચડાઈ ગયેલો જોઈને તેઓ ભયભીત થઈ ગયા હતા...

બારમી તારીખ અને સોમવારનો દિવસ અનિશ્ચિત હાલતનો હતો. આખા રશિયાની નજર પેત્રોગ્રાદના દરવાજાઓની બહાર પથરાયેલા ઘેરા મેદાની વિસ્તાર પર મંડાયેલી હતી. ત્યાં પુરાણી સમાજ વ્યવસ્થાની એકઠી થઈ શકી એટલી બધીયે તાકાત નૂતનની, અજ્ઞાતની, બિનસંગઠિત તાકાતનો સામનો કરી રહી હતી. મોસ્કોમાં લડાઈ થોડા વખત પૂરતી અટકાવી દેવાની જાહેરાત કરવામાં આવી હતી. બન્ને પક્ષો વાટાઘાટો કરી રહ્યા હતા અને પાટનગરમાં ચાલતી વાટાઘાટોના પરિણામની વાટ જોઈ રહ્યા હતા. સોવિયેતોની કૉંગ્રેસના ડેલિગેટો ક્રાંતિની મશાલ લઈને વેગીલી ગાડીઓમાં સફર ખેડતા એશિયાના દૂર દૂરના ખૂણાઓમાં પોતપોતાને ઘેર પહોંચી રહ્યા હતા. જેવી રીતે પાણીમાં લહેરો વધારે ને વધારે મોટાં વર્તુળો રચતી ફેલાતી જાય એવી જ રીતે ચમત્કારની ખબરો

આખા દેશમાં ફેલાઈ રહી હતી, અને તેના પરિણામે કસબાઓ, શહેરો, અને દૂર દૂરનાં ગામોમાં સળવળાટ પેદા થઈ રહ્યો હતો, ભંગાણ પડી રહ્યાં હતાં—દૂમાઓ, ઝેમ્સ્ત્વો સંઘટનો, તથા સરકારી કમિસારોની વિરુદ્ધ સોવિયેતો અને લશ્કરી ક્રાંતિકારી સમિતિઓ; વ્હાઈટગાર્ડોની વિરુદ્ધ લાલ સંત્રીઓ, રસ્તાઓ પર ધિંગાણાં અને આવેશમય ભાષણો... પરિણામનો આધાર પેત્રોગ્રાદના સંદેશા પર. .

સ્મોલ્ની લગભગ ખાલી હતું, પરંતુ દૂમામાં લોકોનાં ટોળાં ઊમટી પડયાં હતાં અને શોરબકોર થઈ રહ્યો હતો. ઘરડો મેયર પોતાની મોભાદાર રીતે બોલ્શેવિક સભ્યોની અપીલનો વિરોધ કરી રહ્યો હતો.

"દૂમા પ્રતિક્રાંતિનું કેંદ્ર નથી," તેણે જોમથી કહ્યું. "હાલ પાર્ટીઓ વચ્ચે થઈ રહેલા સંઘર્ષમાં દૂમા મુદ્દલ ભાગ નથી લેતી. પરંતુ દેશમાં કોઈ જાતની કાનૂની સત્તા હયાત ન હોય એવી વેળાએ વ્યવસ્થાનું એકમાત્ર કેંદ્ર મ્યુનિસિપલ સ્વશાસન જ છે. શાંતિમય વસતિ આ હકીકતને સ્વીકારે છે. વિદેશી દૂતાવાસો શહેરના મેયરના હસ્તાક્ષરોવાળા દસ્તાવેજોને જ માન્ય કરે છે. યુરોપના રહેવાસીનું માનસ એથી નિરાળું બીજું કશું ધોરણ મંજૂર કરી જ ન શકે કારણ કે નાગરિકોનાં હિતોની રક્ષા કરી શકે એવું એકમાત્ર સંઘટન મ્યુનિસિપલ સ્વશાસનનું છે. શહેરના વહીવટની ફરજ છે કે તેની ઓથનો લાભ લેવા માગતાં તમામ સંગઠનોને તે ઓથ આપે જ, એટલે દૂમાની ઈમારતમાં કોઈ પણ જાતનાં અખબારોની વહેંચણીને દૂમા અટકાવી શકે જ નહિ. આપણા કાર્યનું ક્ષેત્ર વિસ્તાર પામી રહ્યું છે અને આપણને પ્રવૃત્તિની પૂરી આઝાદી મળવી જ જોઈએ, બન્ને પક્ષોએ આપણા અધિકારો પ્રત્યે આદર દાખવવો જ જોઈએ...

આપણે તદ્દન તટસ્થ છીએ. યુંકરોએ ટેલિફોન એક્સચેન્જ પર કબજો જમાવી દીધેલો ત્યારે કર્નલ પોલ્કોવનિકોવે સ્મોલ્નીની ટેલિફોન લાઈનો કાપી નાખવાનો હુકમ કરેલો, પરંતુ મેં વિરોધ કર્યો અને લાઈનો ચાલુ રાખવામાં આવી..."

બોલ્શેવિક સભ્યોમાં વ્યંગભરી હસાહસ ફેલાઈ ગઈ અને મવાળપંથી સભ્યોનાં તુચ્છકારભર્યાં વેણ કાને પડયાં.

"તેમ છતાં," શ્રેઈદર આગળ બોલ્યો, એ લોકો આપણને પ્રતિક્રાંતિકારીઓ ગણે છે અને વસતિમાં આપણને વગોવે છે, આપણી આખરી મોટરગાડીઓ છીનવી લઈને આપણને સાવ વાહનો વગરના કરી દે છે. શહેરમાં દુકાળની



કેરેન્સ્કીનાં સૈન્યો સામે લડવા માટે
દિબેન્કોની સરદારી હેઠળ જઈ રહેલી ખલાસીઓની ટુકડી



મોસ્કોના ઝમોસ્કવોરેચ્યે વિસ્તારમાં નવેંબરની લડાઈ દરમિયાન ઉપયોગમાં લેવામાં આવેલું શસ્ત્રસજ્જિત ટ્રામ પ્લૅટફૉર્મ

હાલત ફેલાઈ જાય તો તેમાં વાંક અમારો નહિ હોય. વિરોધો નિરર્થક સાબિત થઈ રહ્યા છે..."

નગર મંડળના બોલ્શેવિક સભ્ય કોબોઝેવે શંકા વ્યકત કરી કે લશ્કરી ક્રાંતિકારી સમિતિએ મ્યુનિસિપાલિટીનાં વાહનો કબજે કરી લીધાં હોય. પરંતુ કોઈ વાહના કદાચ કબજે કરી લેવાયાં હોય તો એ કામ ઘણું કરીને કોઈ બિનઅખત્યાર વ્યકિતએ ખાસ મુશ્કેલીઓના સંજોગોમાં જ કર્યું હશે.

તે આગળ બોલ્યો: "મેયર આપણને જણાવે છે કે આપણે દૂમાનાં અધિવેશનોને રાજકીય મિટિંગો ન બનાવી દેવાં જોઈએ. પરંતુ દરેક મેન્શેવિક તથા સમાજવાદી-ક્રાંતિકારી રાજકીય પ્રચાર સિવાય બીજી વાત જ નથી કરતો, અને તેઓ બારણે પોતાનાં ગેરકાનૂની અખબારો 'ઈસ્ક્રા', 'સોલ્દાત્સ્કી ગોલોસી', તથા 'રાબોચાયા ગાઝેતા' વહેંચી રહ્યા છે. એ અખબારો વિદ્રોહની ઉશ્કેરણી કરી રહ્યાં છે. અમે બોલ્શેવિકો અમારાં અખબારો પણ અહીંયાં વહેંચવાનું શરૂ કરી દઈએ તો? પરંતુ એમ નહિ બને કારણ કે અમે દૂમા પ્રત્યે આદર ધરાવીએ છીએ. અમે દૂમા પર હુમલો કર્યો નથી અને કરીશું પણ નહિ. પરંતુ તમે વસતિને સંબોધિત અપીલ જાહેર કરી છે, અને અમને પણ એમ કરવાનો અધિકાર છે..."

પછી કેડેટ શિંગાર્યોવ બોલવા ઊભો થયો. તેણે કહ્યું કે જે લોકો ઉશ્કેરણીના આરોપસર સરકારી વકીલની સામે પેશ કરી દેવાને લાયક છે અને જેની ઉપર દેશદ્રોહના ગુનાનો મુકદ્દમો ચલાવવો જરૂરી છે, એવા માણસોની જોડે સમાન ભાષામાં વાતચીત થઈ શકે જ નહિ... તેણે ફરી વાર દરખાસ્ત મૂકી કે તમામ બોલ્શેવિક સભ્યોને દૂમામાંથી હાંકી કાઢવામાં આવે. પરંતુ દરખાસ્તને અભરાઈએ મૂકી દેવામાં આવી કારણ કે સભ્યોની વિરુદ્ધ કશા વ્યકિતગત આરોપો હતા જ નહિ અને એ સભ્યો મ્યુનિસિપલ વહીવટમાં સક્રિય હતા.

ત્યાર બાદ બે મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓએ કહ્યું કે બોલ્શેવિક સભ્યોની અપીલ ખૂનરેજીની સીધી ઉશ્કેરણી જ છે. "જો બોલ્શેવિકોની વિરુદ્ધનું બધું જ પ્રતિક્રાંતિકારી હોય તો પછી ક્રાંતિ અને અરાજકતા વચ્ચેનો તફાવત મને સમજાતો જ નથી," પિન્કેવિચે કહ્યું. "બોલ્શેવિકો બેકાબૂ લોકસમુદાયોના ભાવાવેશ ઉપર મદાર રાખે છે, આપણી પાસે નૈતિક બળ સિવાય બીજું કશું જ નથી. અમે તો બન્ને તરફથી ખૂનરેજીઓ તથા જુલમોનો વિરોધ કરીશું કારણ કે અમારું કર્તવ્ય શાંતિમય ઉકેલ સાધવાનું છે."

"રસ્તાઓમાં દીવાલો પર ચોડવામાં આવેલા 'હેડબેડીમાં!' મથાળાવાળા પોસ્ટરમાં લોકોને હાકલ કરવામાં આવી છે કે મેન્શેવિકો અને સમાજવાદી ક્રાંતિકારીઓને ખતમ કરી નાખો," નાઝાર્યેવે કહ્યું. "બોલ્શેવિકો, તમારા આ અપરાધના કલંકને તમે કદી ધોઈ નહિ શકો! ગઈકાલની ભયાનકતાઓ તો આવી ઘોષણાથી તમે જેની તૈયારીઓ કરી રહ્યા છો તેની જાણે ભૂમિકા જ હતી... મેં હંમેશાં બીજી પાર્ટીઓ જોડે તમારો સુમેળ સાધવાની કોશિશ કરી છે, પરંતુ આ ઘડીએ તો મારા દિલમાં તમારા તરફ નફરત સિવાય બીજું કશું જ નથી!"

બોલ્શેવિક સભ્યો ખડા થઈ ગયા અને ખીજના પોકારો કરવા લાગ્યા. જવાબમાં તેમના વિરોધીઓ જોર જોરથી હાથ હલાવતા ઘોઘરા અવાજે તેમની સામે નફરતના બોલ ફંગોળવા લાગ્યા...

હૉલની બહાર મને નગર ઇજનેર મેન્શેવિક ગોમબેર્ગ અને ત્રણચાર ખબરપત્રીઓ ભેટી ગયા. બધા બેહદ ખુશ દેખાતા હતા.

"જોયું ને!" તેઓ બોલી ઊઠ્યા. "બાયલાઓને અમારી બીક લાગે છે. તેમનામાં દૂમાને ગિરફ્તાર કરવાની હિંમત જ નથી! તેમની લશ્કરી ક્રાંતિકારી સમિતિને પોતાનો કમિસાર આ ઇમારતમાં મોકલવાની હિંમત નથી પડતી. અરે, આજે સદોવાયા માર્ગને ખૂણે એક લાલ સંત્રીએ 'સોલ્દાત્સ્કી ગોલોસ'ના ફેરિયાને છાપું વેચતો અટકાવવાની કોશિશ કરી... મેં નજરે જોયું... ફેરિયો તેની સામે જોઈને દાંત કાઢવા લાગ્યો... અને લોકોનું ટોળું તો જાણે લાલ ડાકુને ખતમ કરી નાખવા તલપાપડ થઈ ગયું. હવે તો બસ થોડાક જ કલાકની વાર છે. કેરેન્સ્કી ન પહોંચે તોપણ બોલ્શેવિકો પાસે સરકાર ચલાવવા માણસો જ નથી. સવાલ જ સાવ બેહૂદો છે! મને ખબર મળી છે કે સ્મોલ્નીમાં તો માંહોમાંહે લડાઈ પણ શરૂ થઈ ગઈ છે!"

મારો એક સમાજવાદી ક્રાંતિકારી દોસ્ત મને બાજુ પર ખેંચી ગયો. "ઉદ્ધાર સમિતિ ક્યાં ભરાઈને છુપાઈ ગઈ છે તેની મને ખબર પડી છે," તેણે કહ્યું. "જઈને તેમની જોડે વાત કરવાનું મન થાય છે?"

ત્યાં સુધીમાં અંધારું થઈ ગયું હતું. શહેરમાં ફરી રાબેતા મુજબની સ્વસ્થતા આવી ગઈ હતી—દુકાનોનાં બારણાં ખૂલી ગયાં હતાં, બત્તીઓ ઝળહળી રહી હતી, અને રસ્તાઓ પર લોકોનાં મોટાં મોટાં ટોળાં ધીરે ધીરે આમ તેમ સરકતાં દલીલોમાં મશગૂલ બની ગયેલાં હતાં...



નેવ્સ્કી માર્ગે ૮૬ નંબરના મકાનમાં સાંકડો પ્રવેશમાર્ગ પાર કરીને અમે આંગણમાં પહોંચ્યા. ફ્લૅટોની બાંધણની વિશાળ ઇમારત ચોતરફ ફેલાયેલી ખડી હતી. ૨૨૯ નંબરના ફ્લૅટનું બારણું મારા મિત્રે ખાસ રીતે ખખડાવ્યું. અંદરથી ઉતાવળી હલચલનો અને બારણું ફટાક બંધ થઈ જવાનો અવાજ સંભળાયો. પછી મુખ્ય બારણું જરાક ખૂલ્યું અને એક બાઈનો ચહેરો નજરે પડયો. તેણે એક પળ નીરખી લઈને પછી અમને અંદર દાખલ થવા દીધા. સ્વસ્થ દેખાતી આધેડ મહિલા એકદમ સાદ પાડતી બોલી ઊઠી: "કિરીલ, ફિકર જેવું કંઈ નથી!" ભોજનખંડમાં ટેબલ પર સમોવારમાં પાણી ઊકળી રહ્યું હતું અને રોટી તથા કાચી મચ્છીથી ભરેલી પ્લેટો પડી હતી. યુનિફૉર્મ પહેરેલો એક માણસ બારીના પડદા પાછળથી નીકળીને આગળ આવ્યો, અને કામદાર જેવો લેબાસ પહેરેલો એક આદમી નાનકડી ઓરડીમાંથી બહાર આવ્યો. તેઓ અમેરિકી અખબારનવીસને મળવાથી ખુશ ખુશ થઈ ગયા. બેઉ જણાએ સારી પેઠે જોમ બતાવતાં કહ્યું કે બોલ્શેવિકો અમને પકડી પાડે તો ચોક્કસ ગોળીએ વીંધી જ નાખે. તેમણે પોતાનાં નામ મને ન બતાવ્યાં, પરંતુ બેઉ સમાજવાદી ક્રાંતિકારીઓ હતા...

"તમારાં અખબારોમાં તમે આવાં જૂઠાણાં કેમ છાપો છો?" મેં પૂછ્યું.

અફસરે માઠું લગાડયા વગર જવાબ આપ્યો: "હા, ખરી વાત છે. પણ બીજો ઉપાય જ ક્યાં છે?" તેણે ખભા ઉલાળ્યા. "તમારે કબૂલ કરવું જ પડશે કે લોકોમાં અમુક જાતની મનોવૃત્તિ ઉત્પન્ન કરવાનું જરૂરી છે..."

બીજો આદમી વચમાં બોલ્યો: "બોલ્શેવિકો તો ખાલી આંધળિયાં કરી રહ્યા છે. તેમની પાસે બુદ્ધિજીવીઓ છે જ નહિ... મંત્રાલયોમાં કામ બંધ પડ્યું છે... રશિયા કંઈ એક શહેર નથી પણ આખો દેશ છે... અમને ખાતરી છે કે તેઓ ફક્ત થોડાક જ દિવસ ટકવાના છે, એટલે અમે તેમની વિરુદ્ધના સૌથી તાકાતવાન પક્ષને—કેરેન્સ્કીને—સાથ આપવાનું અને વ્યવસ્થા સ્થાપવામાં મદદ કરવાનું નક્કી કર્યું છે."

"એ બધું તો જાણે ઠીક," મેં કહ્યું, "પણ તમે કેડેટોની જોડે કેમ ભળો છો?"

નકલી કામદાર નિખાલસતાથી મોં મલકાવતો બોલ્યો: "ખરી વાત કહેવી હોય તો આ ઘડીએ લોકોના સમુદાયો બોલ્શેવિકોને જ અનુસરી રહ્યા છે. અમારે કોઈ અનુયાયીઓ છે જ નહિ—અત્યારે. અમે ગણતર સિપાહીઓને

પણ એકઠા કરી શકીએ એમ નથી. હથિયારો મળતાં નથી... બોલ્શેવિકોની વાત અમુક અંશે ખરી જ છે. આ વેળાએ રશિયામાં કશી તાકાત ધરાવતા પક્ષો માત્ર બે જ છે—બોલ્શેવિકો અને પ્રત્યાઘાતીઓ. તમામ પ્રત્યાઘાતીઓ કેડેટોની ઓથમાં ભરાઈ ગયા છે. કેડેટો માને છે કે તેઓ અમારો ઉપયોગ કરી રહ્યા છે, પરંતુ હકીકતમાં તો અમે જ કેડેટોનો ઉપયોગ કરી રહ્યા છીએ. અમે બોલ્શેવિકોને ખતમ કરી નાખ્યા પછી કેડેટોની ઉપર તૂટી પડવાના છીએ..."

"નવી સરકારમાં બોલ્શેવિકોને સામેલ કરવામાં આવશે ખરા?"

તેણે માથું ખજવાળતાં કબૂલ કર્યું: "એ કોયડો તો ઊભો જ છે. તેમને સામેલ નહિ કરવામાં આવે તો તેઓ બેશક આ બધું ફરી વાર કરવાના જ. ગમે તેમ પણ તેમને બંધારણસભામાં સત્તાની સમતુલા જાળવી રાખવાની તક તો મળશે જ—બંધારણસભા ભરાય તો."

પછી અફસરે કહ્યું: "વળી નવી સરકારમાં કેડેટોને સામેલ કરવાનો સવાલ પણ સામે આવે જ છે—અને એ જ કારણોસર. કેડેટો નથી ઇચ્છતા કે બંધારણસભા ભરાય—બોલ્શેવિકોને અત્યારે ખતમ કરી શકાય તો પછી તેમને બંધારણસભા નથી જોઈતી." તેણે માથું ધુણાવ્યું. "અમારે માટે—રશિયનો માટે—રાજકારણની રમત સહેલી નથી હોતી. તમે અમેરિકીઓ તો જનમથી જ રાજકારણીઓ હો છો—તમારી આખી જિંદગી રાજકારણમાં જ વીતે છે. પણ અમારે માટે—હજી તો એક વરસ જ થયું છે!"

"કેરેન્સ્કી વિશે તમારો શો ખ્યાલ છે?" મેં પૂછ્યું.

"અરે, કેરેન્સ્કી કામચલાઉ સરકારનાં કુકર્મોનો અપરાધી તો છે જ." બીજા આદમીએ જવાબ આપ્યો. "કેરેન્સ્કીએ જ અમને મૂડીદાર વર્ગ જોડેની મિશ્ર સરકાર સ્વીકારી લેવાની ફરજ પાડેલી. તેણે આપેલી ધમકી મુજબ રાજીનામું આપી દીધું હોત તો બંધારણસભાની તારીખથી ફક્ત સોળ જ અઠવાડિયાં પહેલાં પ્રધાનમંડળની નવી કટોકટી ઊભી થઈ હોત, અને અમારો ઇરાદો એવી હાલતથી બચવાનો હતો."

"પણ આખર થયું તો એમ જ ને?"

"હા, પણ અમને ક્યાં ખબર હતી? એ લોકોએ અમારી જોડે ચાલાકી કરી—કેરેન્સ્કીઓ અને અવ્ક્સેન્ત્યેવોએ. ગોત્ઝ થોડોક વધારે ઉદ્દામપંથી છે. હું તો ચેર્નોવનો તરફદાર છું—ખરો ક્રાંતિપંથી છે... અરે, આજે જ લેનિને



સંદેશો મોકલ્યો છે કે ચેર્નોવને સરકારમાં સામેલ કરવામાં આવે તો તેને વાંધો નથી.

અમારો ઇરાદો તો કેરેન્સ્કીની સરકારને પણ ખતમ કરી નાખવાનો હતો, પણ અમને લાગ્યું કે બંધારણસભા ભરાય ત્યાં સુધી વાટ જોઈએ તો સારું... આ મામલાની શરૂઆતમાં હું બોલ્શેવિકોની તરફેણમાં હતો, પણ અમારી પાર્ટીની કેંદ્રીય સમિતિએ સર્વાનુમતે તેની વિરુદ્ધ ફેંસલો કર્યો—પછી હું શું કરી શકું? પાર્ટીની શિસ્તનો સવાલ હતો...

બોલ્શેવિક સરકાર એક અઠવાડિયામાં જ સાવ ભાંગી પડવાની છે. સમાજવાદી-ક્રાંતિકારીઓ બાજુએ ઊભા રહીને વાટ જુએ તો સરકાર સીધી તેમના હાથમાં આવી જાય. પરંતુ અમે એક અઠવાડિયું વાટ જોતા રહીએ તો દેશમાં એટલી બધી અવ્યવસ્થા ફેલાઈ જાય કે જર્મન સામ્રાજ્યવાદીઓ ચોક્કસ ફતેહ હાંસલ કરી લે. એટલે જ અમે બળવો શરૂ કરી દીધો, અમને માત્ર બે જ રેજિમેન્ટોના સિપાહીઓએ ટેકાનું વચન આપેલું હોવા છતાં—અને પછી તેઓ અમારી સામે થઈ ગયા. ફક્ત યુંકરો જ બાકી રહ્યા..."

"અને કઝ્ઝાકો?"

અફસરે નિસાસો નાખ્યો. "તેમણે કંઈ જ ન કર્યું. પહેલાં તેમણે કહ્યું કે અમને પાયદળની મદદ મળે તો અમે બહાર પડીએ. વળી તેમણે એમ પણ કહ્યું કે અમારા માણસો કેરેન્સ્કી ભેગા છે અને અમારા હિસ્સાની કામગીરી અમે બજાવી રહ્યા છીએ... પછી એવી વાત કરી કે કઝ્ઝાકોની ઉપર તો લોકશાહીના પરંપરાગત શત્રુઓ હોવાનો આક્ષેપ મૂકવામાં આવે છે... અને છેલ્લે તેમણે સાફ પરખાવી દીધું કે 'બોલ્શેવિકોએ વાયદો કર્યો છે કે અમારી જમીન નહિ છીનવી લેવામાં આવે. અમારે માટે કશું જોખમ નથી. અમે તટસ્થ છીએ.'"

વાતચીત દરમિયાન માણસો ફ્લૅટમાં લગાતાર આવી રહ્યા હતા અને બહાર જઈ રહ્યા હતા. તેમાંના મોટા ભાગના અફસરો હતો, પરંતુ તેમના યુનિફૉર્મમાંથી ખભાની પટ્ટીઓ ઉખેડી નાખવામાં આવી હતી. અમે તેમને હૉલમાં જોઈ શકતા હતા અને તેમના ઉત્તેજિત અવાજો સાંભળી શકતા હતા. ક્યારેક ક્યારેક અમને અરધા તાણેલા પરદા પાછળ હમામખાનાનું બારણું ઊઘડતું દેખાઈ જતું અને ત્યાં મજબૂત બાંધાનો અને યુનિફૉર્મ પહેરેલો એક આદમી કમોડ ઉપર બેઠો બેઠો ગોઠણ પર કાગળ ટેકવીને કશુંક લખતો નજરે પડી જતો. એ હતો કર્નલ

પોલ્કોવનિકોવ, પેટ્રોગ્રાદનો માજી કમાંડન્ટ. લશ્કરી ક્રાંતિકારી સમિતિ તેની ધરપકડના બદલામાં મોટું ઈનામ આપવા ખુશીથી તૈયાર થઈ ગઈ હોત.

"અમારો કાર્યક્રમ?" બીજો આદમી બોલ્યો. "સાંભળો. જમીનનો કબજો જમીન સમિતિઓને આપી દેવો. ઉદ્યોગના નિયંત્રણમાં કામદારોને પૂરું પ્રતિનિધિત્વ આપવું. સુલેહશાંતિની બાબતમાં બોલ્શેવિકોએ આપ્યું છે એવું અલ્ટીમેટમ નહિ પણ જુસ્સાદાર કાર્યક્રમ જાહેર કરવો. બોલ્શેવિકો પોતાના વાયદા પાળી શકે એમ નથી — દેશની અંદરનાયે નહિ. અમે તેમને કદમો ઉઠાવવા જ નહિ દઈએ... એ લોકોએ કિસાનોનો ટેકો મેળવવા અમારો કાર્યક્રમ તફડાવી લીધો. એ તો બેઈમાની કહેવાય. તેમણે બંધારણસભા ભરાય ત્યાં સુધી વાટ જોઈ હોત તો..."

"બંધારણસભાની વાત મહત્ત્વની નથી!" અફસર વચ્ચે બોલી ઊઠયો. "બોલ્શેવિકો અહીંયાં સમાજવાદી રાજ્ય સ્થાપવા માગતા હોય તો તો અમે તેમની જોડે કોઈ રીતે કામ કરી જ ન શકીએ! કેરેન્સ્કીએ મોટી ભૂલ કરી નાખી. તેણે બોલ્શેવિકોને ગિરફતાર કરી લેવાનો ઈરાદો પ્રજાસત્તાક પરિષદમાં જાહેર કરીને તેમને સાવચેત કરી દીધા..."

"પણ હવે તમે શું કરવા માગો છો?"

બેઉ આદમી એકબીજાની સામે જોવા લાગ્યા. "થાડા દિવસમાં ખબર પડશે. મોરચાનાં સૈન્યોનો સારો એવો હિસ્સો અમારે પક્ષે આવી જાય તો અમે બોલ્શેવિકોની જોડે કશું સમાધાન નહિ કરીએ. નહિતર કરવું જ પડશે..."

પાછા નેવ્સ્કી માર્ગે નીકળીને અમે એક ટ્રામના પાટિયા પર ચડી ગયા. ટ્રામ ખીચોખીચ ભરેલી હતી અને તેનાં પાટિયાં ભારે બોજને લીધે વળીને જમીન જોડે ઘસાઈ રહ્યાં હતાં. માથું દુખી જાય એટલા ધીરા વેગે લાંબો પંથ કાપીને ટ્રામ આખરે સ્મોલ્ની પહોંચી.

નાના કદનો નાજુક સુઘડ આદમી મેશ્કોવ્સ્કી હૉલમાંથી આવી રહ્યો હતો. તેના ચહેરા પર ફિકર છવાયેલી હતી. તેણે અમને જણાવ્યું કે મંત્રાલયોમાં ચાલતી હડતાલની અસર વરતાવા લાગી છે. દાખલા તરીકે, લોક કમિસાર પરિષદે બધી ગુપ્ત સંધિઓ પ્રગટ કરી દેવાનું વચન આપ્યું છે, પણ એ ખાતું સંભાળતો આદમી નેરાતોવ તમામ દસ્તાવેજો લઈને ગાયબ થઈ ગયો છે. ધારણા એવી છે કે દસ્તાવેજોને બ્રિટિશ દૂતાવાસમાં છુપાવી દેવામાં આવ્યા છે...



પરંતુ બૅંકોની હડતાલની અસર સૌથી ભયંકર હતી. મેન્ઝીન્સ્કીએ કહ્યું કે "પૈસા વગર અમે લાચાર બની ગયા છીએ. રેલવે કામદારો અને તારટપાલ ખાતાના કર્મચારીઓને પગાર તો ચૂકવવા જ જોઈએ... બૅંકો બંધ છે, અને ઉકેલની ચાવી જેવી સ્ટેટ બૅંક પણ બંધ છે. આખા રશિયાના તમામ બૅંક કારકુનોને લાંચ આપીને કામ બંધ કરાવી દેવામાં આવ્યું છે...

પણ લેનિને હુકમ આપ્યો છે કે સ્ટેટ બૅંકનાં બારણાં સુરંગ ફોડીને તોડી નાખો. એક ડિક્રી હમણાં જ જાહેર કરવામાં આવી છે. તેમાં સાફ હુકમ કરવામાં આવ્યો છે કે તમામ બૅંકોને કાલે ખોલી નાખવામાં આવે, નહિતર અમે જ બારણાં તોડીને ખોલી નાખીશું!"

પેટ્રોગ્રાદ સોવિયેતનું અધિવેશન પૂરજોસમાં ચાલી રહ્યું હતું. હથિયારબંધ માણસોની ભીડ જામેલી હતી. ટ્રોત્સ્કી રિપોર્ટ આપી રહ્યો હતો:

"કઝ્ઝાકો ક્રાસ્નોયે સેલોથી પાછા હઠી રહ્યા છે." (ખુશીના જોરદાર પોકારો.) "પરંતુ લડાઈ તો હજુ શરૂ જ થઈ રહી છે. પૂલ્કોવોમાં સખત લડાઈ ચાલી રહી છે. જેટલી બને એટલી બધી ટુકડીઓ ઝડપથી ત્યાં રવાના કરી દેવાની છે...

મોસ્કોથી માઠા સમાચાર. ક્રેમલિન યુંકરોના કબજામાં છે, અને કામદારો પાસે હથિયારો બહુ ઓછાં છે. બધો આધાર પેટ્રોગ્રાદમાં શું થાય છે તેની ઉપર છે.

મોરચે સુલેહની અને જમીનની ડિક્રીઓ ભારે ઉત્સાહ જગાવી રહી છે. કેરેન્સ્કીએ ખાઈઓમાં એવી કહાણીઓનું જાણે પૂર વહેતું મૂકી દીધું છે કે પેટ્રોગ્રાદ બળી રહ્યું છે, ત્યાં લોહીની નદીઓ વહેવા લાગી છે, બોલ્શેવિકોએ સ્ત્રીઓ તથા બાળકોની ભયંકર કતલ ચલાવી છે. પરંતુ તેની વાત કોઈ માનતું નથી...

જંગજહાજો 'ઓલેગ', 'અરોરા', અને 'રેસ્પૂબ્લિકા' નેવા નદીમાં લંગર નાખીને ખડાં છે, તેઓની તોપો શહેરમાં દાખલ થવાના માર્ગો પર મંડાયેલી છે..."

"તમે ત્યાં કેમ નથી પહોંચી ગયા? લાલ સંત્રીઓની ભેગા કેમ નથી?" કોઈનો કરડો અવાજ સંભળાયો.

"બસ, નીકળી જ રહ્યો છું!" કહેતો ટ્રોત્સ્કી મંચ પરથી ઊતરી ગયો. તેનો ચહેરો રોજના કરતાં વધારે ફિક્કો પડી ગયેલો હતો. ચિંતાતુર મિત્રોથી

ઘેરાયેલો તે ખંડના બારણા તરફ ગયો અને ઉતાવળાં ડગલા ભરતો બહાર મોટર પાસે પહોંચી ગયો.

પછી કામેનેવ બોલવા ઊભો થયો. તેણે સમાધાન સંમેલનની કારવાઈનું બયાન કરતાં જણાવ્યું કે ઝપાઝપીઓ થોડો વખત થંભાવી દેવાના સંબંધમાં મેન્શેવિકોએ રજૂ કરેલી શરતોને ધૃણાપૂર્વક નકારી કાઢવામાં આવી હતી. રેલવે કામદાર યુનિયનની શાખાઓએ પણ તેની વિરુદ્ધ મત આપ્યા હતા...

"સત્તા આપણા હાથમાં આવી ગઈ છે અને આપણે આખા દેશમાં આણ વર્તાવી રહ્યા છીએ ત્યારે..." તેણે કહ્યું, "...તેઓ ફક્ત ત્રણ જ નાનકડી માગણીઓ કરે છે – ૧) આપણે સત્તા શરણે કરી દેવી, ૨) મોરચે સિપાહીઓને જંગ ચાલુ રાખવા તૈયાર કરી દેવા, ૩) કિસાનોને જમીનની વાત ભૂલી જવા તૈયાર કરી દેવા..."

સમાજવાદી ક્રાંતિકારીઓના આક્ષેપોના જવાબ વાળવા લેનિન થોડી વાર આવ્યા:

"એ લોકોએ અમારી ઉપર તેમનો જમીન કાર્યક્રમ તફડાવી લેવાનો આક્ષેપ મૂક્યો છે. એમ હોય તો અમે તેમની સામે નમી જઈએ છીએ. કાર્યક્રમ અમારે માટે સારો મઝાનો છે..."

મિટિંગ જોરશોરથી ચાલતી રહી. આગેવાનો એક પછી એક આવીને સમજાવતા, જુસ્સો ચડાવતા, દલીલો કરતા... સિપાહીઓ અને કામદારો એક પછી એક ઊભા થઈને મનની વાત અને દિલની લાગણી રજૂ કરતા... મેદની જાણે વહેણ જેવી હતી, નિરંતર પલટાતી અને નવતર બની રહી હતી. થોડી થોડી વારે માણસો આવીને પોકાર કરતા કે આ અને તે ટુકડી લડવા રવાના થઈ જાય. લડીને પાછા ફરેલા, ઘવાયેલા, અથવા હથિયારો લેવા સ્મોલ્ની આવેલા માણસો મેદનીમાં સામેલ થતા રહેતા...

સવારના લગભગ ત્રણ વાગ્યા હતા. અમે હૉલમાંથી બહાર નીકળ્યા એટલામાં લશ્કરી ક્રાંતિકારી સમિતિનો ગોલ્ત્ઝમાન હૉલમાંથી દોડતો અમારી પાસે આવ્યો. તેનો ચહેરો ઝળકી રહ્યો હતો.

"સરસ ખબર છે!" તે મારો હાથ પકડતો બોલી ઊઠયો. "લડાઈના મેદાનમાંથી તાર આવ્યો છે. કેરેન્સ્કીનો ખાતમો થઈ ગયો! જુઓ!"

તેણે એક કાગળ અમારી સામે ધર્યો. તેમાં પેનસિલ વડે ઉતાવળે લખાયેલા અક્ષરો નજરે પડતા હતા. અમે વાંચી ન શક્યા એટલે તેણે મોટેથી વાંચી સંભળાવ્યું:



"પૂલ્કોવો સ્ટાફ. સવારના ૨.૧૦નો સમય.

ઑક્ટોબરની ૩૦ અને ૩૧મી તારીખ વચ્ચેની રાત ઇતિહાસમાં અંકિત થઈ જશે. ક્રાંતિના પાટનગરની ઉપર પ્રતિક્રાંતિકારી સૈન્યોનો હુમલો કરવાના કેરેન્સ્કીના પ્રયાસને નિર્ણાયક રીતે મારી હઠાવવામાં આવ્યો છે. કેરેન્સ્કી પીછેહઠ કરી રહ્યો છે, આપણે આગળ ધપી રહ્યા છીએ. પેત્રોગ્રાદના સિપાહીઓ, ખલાસીઓ, અને કામદારોએ બતાવી આપ્યું છે કે તેઓ હથિયારો હાથમાં લઈને લોકશાહીનો અખત્યાર લાગુ કરી શકે એમ છે અને કરશે જ. મૂડીદાર વર્ગે ક્રાંતિકારી સેનાને એકલી પાડી દેવાની કોશિશ કરી. કેરેન્સ્કીએ તેને કઝ્ઝાકોની તાકાત વડે ખતમ કરી નાખવાનો પ્રયાસ કર્યો. બન્ને તરકીબોનો અંજામ દયાજનક પરાજયમાં આવ્યો છે.

કામદાર કિસાન લોકશાહીની પ્રબળતાના ભવ્ય વિચારથી લશ્કરની કતારોની એકતા બંધાઈ ગઈ અને તેનું મનોબળ વધારે મક્કમ બની ગયું. આ ઘડીથી આખા દેશમાં પ્રતીતિ ફેલાઈ જશે કે સોવિયેતોની સત્તા કેવળ ક્ષણજીવી તરંગ નથી પરંતુ અજેય હકીકત છે... કેરેન્સ્કીની હાર જમીનદારોની હાર છે, મૂડીદાર વર્ગની હાર છે, સામાન્ય રૂપે તમામ કોર્નીલોવપંથીઓની હાર છે. કેરેન્સ્કીની હાર જનતાના શાંતિમય મુક્ત જીવન, જમીન, રોટી, અને સત્તાના અધિકારની પુષ્ટિ અંકિત કરે છે. પૂલ્કોવો ટુકડીએ પરાક્રમી ફટકો લગાવીને કામદાર કિસાન ક્રાંતિના ધ્યેયને વધારે મજબૂત બનાવ્યું છે. ભૂતકાળમાં પાછા ફરવાનો હવે સવાલ જ નથી. આપણે સંઘર્ષો લડવાના છે, અવરોધોને મારી હઠાવવાના છે, બલિદાનો આપવાનાં છે. પરંતુ માર્ગ સાફ છે અને વિજય નિશ્ચિત છે.

કર્નલ વાલ્દેનની સરદારી હેઠળ કામગીરી બજાવતી પૂલ્કોવો ટુકડી વિશે ક્રાંતિકારી રશિયા અને સોવિયેત સત્તા ગર્વ ધરાવી શકે એમ છે. ખપી ગયેલા શહીદોની યાદ અમર રહો! ક્રાંતિના યોદ્ધાઓને, જનતાને, વફાદાર રહેલા સિપાહીઓ તથા અફસરો ગૌરવ પામો!

જનતાનું પ્યારું ક્રાંતિકારી સમાજવાદી રશિયા ઝિંદાબાદ!

પરિષદ વતી,

લોક કમિસાર ત્રોત્સ્કી"

ગાડીમાં ઝ્નામેન્સ્કી ચોક પાર કરતી વેળા અમને નિકોલાઈ રેલવે સ્ટેશનની સામે મોટું જબ્બર ટોળું નજરે પડ્યું. કેટલાય હજાર હથિયારબંધ ખલાસીઓ ત્યાં ભેગા થયેલા હતા, રાઈફલોનો જાણે જુવાળ ઊઠયો હોય એમ લાગતું હતું.

'વિક્ઝેલ'નો એક સભ્ય પગથિયાં પર ઊભો ઊભો તેમને વીનવી રહ્યો હતો.

"સાથીઓ, અમે તમને મોસ્કો પહોંચાડી શકીએ એમ નથી. અમે તટસ્થ છીએ. અમે બેમાંથી એકેય પક્ષના સિપાહીઓને રેલગાડીઓમાં ક્યાંય પહોંચાડતા નથી. અમે તમને મોસ્કો ન જ પહોંચાડી શકીએ, ત્યાં તો ભયંકર આંતરવિગ્રહ ચાલી રહ્યો છે..."

ખળભળી ઊઠેલો આખો ચોક તેની સામે ગરજી ઊઠયો. ખલાસીઓ આગળ ધપવા લાગ્યા. એકાએક બીજું એક બારણું ધડાક કરતું ખૂલી ગયું અને ત્રણચાર એંજિન કામદારો નજરે પડયા.

"આ તરફ, સાથીઓ!" તેમાંથી એક બોલી ઊઠયો. "અમે તમને મોસ્કો પહોંચાડી દઈશું—મરજી હોય તો વ્લાદીવોસ્તોક પણ પહોંચાડી દઈશું! ક્રાંતિ ઝિંદાબાદ!"



## વિજય

### હુકમ નંબર ૧

### પૂલ્કોવો ટુકડીના સિપાહીઓને

૧૩ નવેંબર, ૧૯૧૭
સવારના ૯.૩૮નો સમય

પૂલ્કોવો ટુકડીના સિપાહીઓએ ખૂનખાર લડાઈ લડીને પ્રતિક્રાંતિકારી દળોને સખત હાર આપી. દુશ્મન લશ્કરો વેરવિખેર હાલતમાં પીછેહઠ કરવા લાગ્યાં, અને ત્સાર્સ્કોયે સેલોની ઓથના આધારે પાવલોવ્સ્કોયે-ર તથા ગાતચિના તરફ ખસી ગયાં.

આપણાં આગળ ધપતાં યુનિટોએ ત્સાર્સ્કોયે સેલોનો ઉત્તર-પૂર્વ છેડો તેમ જ અલેક્સાંદ્રોવ્સ્કાયા સ્ટેશન કબજે કરી લીધાં. ડાબી તરફ કોલપિનો ટુકડી હતી અને જમણી તરફ ક્રાસ્નોયે સેલો ટુકડી હતી.

મેં પૂલ્કોવો દળોને ત્સાર્સ્કોયે સેલો કબજે કરી લેવાનું તથા તેમાં દાખલ થવાના માર્ગોએ—ખાસ કરીને ગાતચિના તરફના માર્ગે—કિલ્લેબંધીઓ બાંધવાનું ફરમાન કર્યું.

એ ઉપરાંત, આગળ ધપીને પાવલોવ્સ્કોયે કબજે કરી લેવાનો, તેને દક્ષિણ છેડે કિલ્લેબંધી બાંધવાનો, અને દ્નો સુધી રેલવે લાઈન કબજે કરી લેવાનો આદેશ પણ આપ્યો.

કબજે કરી લેવામાં આવેલાં સ્થાનોના મક્કમ બચાવ માટે સિપાહીઓએ તમામ જરૂર કદમો ઉઠાવવાનાં છે, ખાઈઓનો અને બચાવની બીજી કામગીરીઓનો બંદોબસ્ત કરવાનો છે.

સિપાહીઓએ કોલપિનો તથા ક્રાસ્નોયે સેલોની ટુકડીઓ જોડે તેમ જ પેત્રોગ્રાદના બચાવના મુખ્ય સેનાપતિના સ્ટાફ જોડે ગાઢ સંપર્ક જાળવી રાખવાનો છે.

કેરેન્સ્કીનાં પ્રતિક્રાંતિકારી દળોની વિરુદ્ધ
કામગીરી કરતાં તમામ સૈન્યોના
મુખ્ય સેનાપતિ
લેફ્ટેનન્ટ કર્નલ મુરાવ્યોવ

મંગળવારની સવાર. પરંતુ આ શું? માત્ર બે જ દિવસ પહેલાં પેત્રોગ્રાદ વિસ્તારમાં બધે આગેવાનો વગરનાં જૂથો નિરુદ્દેશ ભટકી રહ્યાં હતાં—ખોરાક વગર, તોપો વગર, કશી યોજના વગર. શિસ્તનાં બંધનો વગરના લાલ રાંત્રીઓ અને અફસરો વગરના સિપાહીઓના એ વેરણછેરણ સમુદાયને કઈ બાબતે એવા લશ્કરમાં પલટાવી નાખ્યું હતું કે જે પોતે ચૂંટેલા સેનાની તંત્રના હુકમો અમલમાં મૂકી રહ્યું હતું અને તોપો તથા કઝ્ઝાક હયદળના હલ્લાનો સામનો કરીને તેને મારી હઠાવે એટલું ઘડાઈ ગયું હતું?[1]

વિપ્લવ કરી રહેલા લોકો લશ્કરી રીતરસમોથી ઊલટું અજબ લક્ષણ ધરાવતા હોય છે. ફ્રેંચ ક્રાંતિનાં ચીંથરેહાલ લશ્કરો ભુલાયાં નથી—વાલ્મી અને વેઈસેમ્બુર્ગની કતારો*. સોવિયેત સૈન્યોની સામે યુંકરો, કઝ્ઝાકો, જમીનદારો, ઉમરાવો, યમદૂતો—સૌ એકત્રિત થઈ ગયા હતા અને ઝારના શાસનને, ઓખરાન્કાને, તથા સાઇબિરિયાની બેડીઓને ફરી જનતાને માથે લાદી દેવાની કોશિશ કરી રહ્યા હતા. વળી જર્મનોનું વ્યાપક અને ભયંકર જોખમ તોળાઈ રહ્યું હતું... કાર્લાઇલના શબ્દોમાં, વિજયનો અર્થ હતો "દેવત્વ અને અનંત સુવર્ણયુગ!"

---

*૧૭૯૨ના સપ્ટેંબરની ૨૦મી તારીખે થયેલી વાલ્મીની ઐતિહાસિક લડાઈમાં ફ્રેંચ ક્રાંતિકારી સેનાની વોલંટિયર ટુકડીઓએ પેરિસ તરફ ધસી આવતા પ્રશિયન સિપાહીઓને હરાવીને પાછા હાંકી કાઢ્યા હતા. ૧૭૯૪ની વેઈસેમ્બુર્ગની લડાઈમાં, સેંટ જુસ્તની સરદારી હેઠળ ફ્રેંચ ક્રાંતિકારી સિપાહીઓએ ઑસ્ટ્રિયન લશ્કરને છિન્નભિન્ન કરી નાખ્યું હતું અને ફ્રાંસની સરહદોની બહાર ધકેલી દીધું હતું.—સં.



રવિવારની રાતે લશ્કરી ક્રાંતિના કમિસારો લડાઈના મેદાનમાંથી નિરાશાની હાલતમાં પાછા ફર્યા. પેત્રોગ્રાદની ગૅરિસને લડાઈના સંચાલન માટે પાંચ સભ્યોની—ત્રણ સિપાહીઓ અને બે અફસરોની સમિતિ ચૂંટી કાઢી. પાંચેય સભ્યો પ્રતિક્રાંતિકારી છાયાથી તદ્દન મુક્ત હતા. સરદારી માજી દેશભક્ત કર્નલ મુરાવ્યોવના હાથમાં હતી—આદમી કાબેલ હતો પણ બારીક ધ્યાન રાખવા જેવો.* કોલપિનો, ઓબુખોવો, પૂલ્કોવો, અને ક્રાસ્નોયે સેલોમાં કામચલાઉ ટુકડીઓ રચવામાં આવી. આસપાસના વિસ્તારમાં ભટકતા આદમીઓ જેમ જેમ પહોંચતા ગયા તેમ તેમ ટુકડીઓ વધારે મોટી બનવા લાગી. ટુકડીઓમાં સિપાહીઓ, ખલાસીઓ, અને લાલ સંત્રીઓની તેમ જ રેજિમેન્ટો,* પાયદળ, હયદળ, તથા તોપદળના હિસ્સાઓની ભેળસેળ હતી. થોડીક બખતરબંધ મોટરગાડીઓ પણ તેમાં સામેલ હતી.

પરોઢ થયું. કેરેન્સ્કીના કઝ્ઝાકોના પહેરેગીર સિપાહીઓ ટકરાઈ જવા લાગ્યા. રાઇફલોના છૂટાછવાયા ધડાકા, શરણે થઈ જવાના પડકાર. વેરાન વિસ્તારની ઠંડી નીરવ હવામાં લડાઈના અવાજો ફેલાવા લાગ્યા અને ઠેકઠેકાણે નાનકડાં તાપણાં ફરતે બેસીને વાટ જોતાં જૂથોને સંભળાવા લાગ્યા... તો શરૂઆત થઈ ગઈ! જૂથો લડાઈની દિશામાં સરકવા લાગ્યાં, અને સીધી સડકો પર કામદારોનાં ટોળાંને ઝપાટાબંધ ધસતાં જોઈને તેઓ વધારે ઝડપથી આગળ ધપવા લાગ્યાં... એવી રીતે, હુમલાનાં તમામ મથકોમાં ક્રોધિત માનવ ઝુંડો આપમેળે એકઠાં થવા લાગ્યાં. કમિસારો તેમની પાસે પહોંચી જઈને તેમને સરખી રીતે ગોઠવી દેતા અને કામગીરીઓ સોંપતા. આ લડાઈ તો **તેમની** પોતાની હતી, **તેમના** પોતાના જગત માટેની હતી, અફસરોને **તેમણે પોતે** જ ચૂંટી કાઢયા હતા. એ વખતે છૂટા છૂટા અસંખ્ય નિર્ધારો જાણે એકરૂપ બનીને એક જ નિર્ધારમાં પલટાઈ ગયા હતા...

એ લડાઈમાં ભાગ લેનારાઓ પાસેથી મને તેનું બયાન સાંભળવા મળ્યું. ખલાસીઓ આખરી કારતૂસ સુધી લડતા રહ્યા અને પછી તેમણે ધસીને હલ્લો

---

*મુરાવ્યોવ કોઈ જાતની દૃઢ રાજકીય પ્રતીતિઓ નહોતો ધરાવતો. સોવિયેતોના પક્ષે આવતાં પહેલાં તેણે 'વિજય સુધી યુદ્ધ'ના સૂત્રને ટેકો આપ્યો હતો. કોર્નીલોવના બંડ દરમિયાન તે ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ ભેગો હતો. આગળ જતાં તે સોવિયેત સત્તાના દુશ્મનો ભેગો ભળી ગયો હતો.—સં.

કર્યો. તાલીમ વગરના કામદારોએ સામેથી ધસી આવતા કઝ્ઝાકોની ઉપર તૂટી પડીને તેમને ઘોડા પરથી હેઠા પાડી નાખ્યા. લોકોનાં અનામી ટોળાં અંધકારમાં લડાઈના મેદાન ફરતે એકઠાં થઈને સાગરની ભરતીની જેમ દુશ્મનોની ઉપર ત્રાટકવા લાગ્યાં... રવિવારની મધરાત પહેલાં કઝ્ઝાકોમાં ભંગાણ પડી ગયું અને તેઓ પોતાની તોપો પડતી મૂકીને નાસી જવા લાગ્યા. ચીંથરેહાલ સર્વહારાઓની સેના લાંબે મોરચે આગેકૂચ કરતી ત્સાર્સ્કોયે સેલોમાં દાખલ થઈ ગઈ. વિશાળ સરકારી વાયરલેસ સ્ટેશનને નષ્ટ કરી નાખવાનો દુશ્મનને વખત જ ન મળ્યો. સ્મોલ્નીના કમિસારો વિજયગીતના સૂર ત્યાંથી આખી દુનિયામાં રેલાવવા લાગ્યા...

**કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની તમામ સોવિયેતોને**

૧૨મી નવેંબર—ત્સાર્સ્કોયે સેલો નજીક ખૂનખાર લડાઈમાં ક્રાંતિકારી સેનાએ કેરેન્સ્કી અને કોર્નીલોવનાં પ્રતિક્રાંતિકારી લશ્કરોને હરાવી દીધાં છે. ક્રાંતિકારી સરકારના નામે હું તમામ રેજિમેન્ટોને હુકમ આપું છું કે ક્રાંતિકારી લોકશાહીના દુશ્મનોની ઉપર આક્રમણ શરૂ કરી દેવામાં આવે, કેરેન્સ્કીની ધરપકડ માટે તમામ જરૂરી કદમો ઉઠાવવામાં આવે, અને ક્રાંતિની ફતેહો તથા સર્વહારા વર્ગના વિજયને જોખમમાં મૂકી દે એવાં તમામ દુસ્સાહસોનો જોરદાર સામનો કરવામાં આવે.

ક્રાંતિકારી સેના ઝિંદાબાદ!

મુરાવ્યોવ

પ્રાંતોના સમાચાર...

સેવાસ્તોપોલમાં સ્થાનિક સોવિયેતે સત્તા પોતાના હાથમાં લઈ લીધી છે. બંદરમાં મોજૂદ જંગજહાજોમાં ખલાસીઓએ મોટી મિટિંગો ભરીને અફસરોને કતારબંધ ખડા કરી દીધા અને તેમની પાસે નવી સરકાર પ્રત્યે વફાદારીના સોગન લેવડાવ્યા. નીઝ્‌ની નોવગોરદમાં સોવિયેતનો કાબૂ સ્થાપવામાં આવ્યો છે. કઝાનથી ખબર આવી કે એક તરફ બોલ્શેવિક ગૅરિસન અને બીજી તરફ યુંકરો તથા તોપ બ્રિગેડની વચ્ચે રસ્તાઓ પર લડાઈ ચાલી રહી છે...

મોસ્કોમાં વળી ભયંકર લડાઈ શરૂ થઈ ગઈ હતી. ક્રેમલિન તથા શહેરનો મધ્ય ભાગ યુંકરો તથા વ્હાઇટગાર્ડોના હાથમાં હતો. લશ્કરી ક્રાંતિકારી સમિતિના સિપાહીઓ બધી બાજુએથી તેમની ઉપર હલ્લા કરી રહ્યા હતા. સ્કોબેલેવ ચોકમાં ગોઠવવામાં આવેલી સોવિયેત તોપ ટુકડી શહેર દૂમાની ઇમારત પર,



વહીવટી મથક પર, અને 'મેટ્રોપોલ' હોટેલ પર ગોળા વરસાવી રહી હતી. ત્વેર્સ્કાયા તથા નિકીત્સ્કાયા માર્ગોની ફરસબંધીને ખાઈઓ ખોદવા માટે અને નાકાબંધીઓ ખડી કરવા માટે તોડી નાખવામાં આવી હતી. મોટી બૅંકો અને વેપારી પેઢીઓનાં મકાનો પર મશીનગનોની ગોળીઓની ઝડી વરસી રહી હતી. શહેરમાં વીજળી બંધ હતી, ટેલિફોન બંધ હતા. મૂડીવાદી લોકો ભંડકિયાંમાં ભરાઈ ગયા હતા... છેલ્લા બુલેટિન મુજબ, લશ્કરી ક્રાંતિકારી સમિતિએ જાહેર સલામતી સમિતિ*ને અલ્ટીમેટમ આપ્યું હતું કે તત્કાળ ક્રેમલિન શરણે કરી દો, નહિતર તોપમારો ચલાવવામાં આવશે.

"ક્રેમલિન પર તોપમારો?" સાધારણ નાગરિકો બોલી ઊઠયા. "હિંમત જ નહિ પડે!"

વોલોગ્દાથી સુદૂર સાઇબિરિયામાં ચિતા સુધી, પ્સ્કોવથી કાળા સમુદ્રને કિનારે સેવાસ્તોપોલ સુધી, મોટાં શહેરોમાં અને નાનાં ગામોમાં, બધે આંતરવિગ્રહની જ્વાળા ફેલાઈ ગઈ. હજારો કારખાનાં, કિસાન સમુદાયો, રેજિમેન્ટો તથા સૈન્યો, અને વિશાળ સાગરો ખેડતાં જહાજોના અભિવાદન સંદેશાઓ ધોધમાર પેત્રોગ્રાદ પહોંચવા લાગ્યા—તેમાં જનતાની સરકારને વધાવી લેવામાં આવી હતી.

નોવોચેર્કાસ્કની કઝ્ઝાક સરકારે કેરેન્સ્કીને તાર મોકલ્યો: "**કઝ્ઝાક સિપાહીઓની સરકાર કામચલાઉ સરકારને તેમ જ પ્રજાસત્તાક પરિષદના સભ્યોને આમંત્રણ આપે છે કે શક્ય હોય તો નોવોચેર્કાસ્ક આવો, અહીંયાં આપણે ભેગા મળીને બોલ્શેવિકોની વિરુદ્ધ સંઘર્ષનું સંગઠન કરીએ...**"

ફિનલૅંડમાં પણ સળવળાટ શરૂ ગયો. હેલસિંગફોર્સ સોવિયેત અને ત્સેન્ત્રોબાલ્તે (બાલ્ટિક કાફલાની કેંદ્રીય સમિતિએ) મળીને ઘેરાની હાલત ઘોષિત કરી દીધી અને એલાન કર્યું કે બોલ્શેવિક દળોની કામગીરીમાં કોઈ પણ જાતની દખલગીરીને તેમ જ તેના હુકમોના કોઈ પણ જાતના હથિયારબંધ પ્રતિકારને કઠોરતાથી દબાવી દેવામાં આવશે. એ જ વખતે, ફિનલૅંડના રેલવે કામદાર યુનિયને દેશવ્યાપી સામાન્ય હડતાલની હાકલ કરી. તેનો ઉદ્દેશ ૧૯૧૭ના જૂનમાં સમાજવાદી સંસદે અપનાવેલા કાનૂનોને ફરી અમલી બનાવવાનો હતો. એ સંસદને કેરેન્સ્કીએ વિખેરી નાખી હતી...

---

*જાહેર સલામતી સમિતિ—૧૯૧૭ના નવેંબરમાં મોસ્કોમાં પ્રતિક્રાંતિનું મુખ્ય કેંદ્ર.—સં.

વહેલી સવારે હું સ્મોલ્ની પહોંચી ગયો. બહારને દરવાજેથી લાકડાની લાંબી પગથી પર ચાલતી વેળા મને પવન વગરના ઘેરા આસમાનમાંથી શિયાળાના પ્રથમ પાતળા હિમકણ ધીરે ધીરે નીચે સરકતા નજરે પડ્યા. બારણે ઊભેલો સિપાહી બોલી ઊઠયો: "હિમ! હિમ એટલે તંદુરસ્તી!" તેના હોઠ મલકી ઊઠયા, ચહેરા પર ખુશી છવાઈ ગઈ. અંદર લાંબી ગમગીન પરસાળો અને બેનૂર કમરાઓ નિર્જન લાગતાં હતાં. વિશાળ ઇમારતમાં કશી હલચલ નજરે પડતી નહોતી. કશોક ઊંડો બેચેનીભર્યો અવાજ મારે કાને પડ્યો. મેં આસપાસ નજર ફેરવી તો દરેક ઠેકાણે — ભોંયપટ ઉપર, ભીંતોને અડીને — આદમીઓ ઊંઘતા પડયા હતા. અણઘડ મેલાઘેલા આદમીઓ, કામદારો અને સિપાહીઓ, ક્યાંક એકલા તો ક્યાંક કેટલાય જણ ભેગા કાયા લંબાવીને ઘેરી નીંદરના પાશમાં બંધાઈ ગયેલા હતા. તેમનાં શરીર કાદવથી ખરડાયેલાં હતાં, કપડાં પર કાદવના થર જમી ગયેલા હતા. કોઈ કોઈને હાથે પગે બાંધેલા ચીંથરા જેવા પાટામાં લોહીના ડાઘા દેખાતા હતા. બંદૂકો અને કારતૂસપટ્ટીઓ ચોમેર વેરણછેરણ પડી હતી... વિજયી સર્વહારા સેના!

ઉપર ચાખાનામાં એટલા બધા માણસો સૂતેલા હતા કે પગ મૂકવાની જગ્યા પણ માંડ મળતી. હવામાં બદબો ભરાઈ ગયેલી હતી. ધૂંધળી બારીઓ વાટે ઝાંખું અજવાળું અંદર પથરાઈ રહ્યું હતું. જૂનો ખખળી ગયેલો એક સમોવાર કાઉંટર પર ટાઢો પડયો હતો. બાજુમાં પડેલા કેટલાય ગ્લાસમાં ચાનાં બચેલાં આખરી ટીપાં ટળિયે વળગેલાં નજરે પડતાં હતાં. લશ્કરી ક્રાંતિકારી સમિતિનું છેલ્લું બુલેટિન નજીકમાં ઊંધું પડયું હતું. તેની ઉપર ભારે મહેનતથી માંડેલા અક્ષરો દેખાતા હતા. કોઈ સિપાહીએ નીંદરના દબાણથી ભોંયપટ પર ઢળી પડતાં પહેલાં ઘેરાતી આંખે લખેલા એ અક્ષરોમાં કેરેન્સ્કી સામેની લડાઈ દરમિયાન ખપી ગયેલા પોતાના સાથીઓની યાદ નોંધી હતી. લખાણ ઉપર જાણે આંસુ ટપકતાં રહ્યાં હોય એમ ઠેકઠેકાણે શાહી ફેલાઈ ગયેલી હતી...

અલેક્સેઈ વિનોગ્રાદોવ
મોસ્કવીન
સ્તોલબિકોવ
વોસ્ક્રેસેન્સ્કી
લેઓન્સ્કી
પ્રેઓબ્રાઝેન્સ્કી



લાઇદાન્સ્કી
બેર્ચિકોવ

આ સિપાહીઓ ૧૯૧૬ના નવેંબરની પંદરમી તારીખે લશ્કરમાં ભરતી થયા હતા. તેમાંથી હવે માત્ર ત્રણ જ જીવતા છે:

મિખાઇલ બેર્ચિકોવ
અલેક્સેઈ વોસ્ક્રેસેન્સ્કી
દ્મીત્રી લેઓન્સ્કી

> નીંદર માણો, લડવૈયા ગરુડો, શાંત મનની
> નીંદર માણો!
> પ્યારા ઇન્સાનો, સુખનો અને સનાતન
> શાંતિનો હક તમે હાંસલ કરી લીધો છે.
> કબરની ધરતી નીચે તમે તમારી
> કતારોની એકતા સાધી લીધી છે.
> નીંદર માણો, નાગરિકો!

માત્ર લશ્કરી ક્રાંતિકારી સમિતિનું કામ ચાલુ હતું, તેને નીંદરમાં પડવાનો વખત નહોતો. સ્ક્રીપનિક અંદરના ખંડમાંથી બહાર આવ્યો. તેણે કહ્યું કે ગોત્ઝ પકડાઈ ગયો છે પરંતુ ઉદ્ધાર સમિતિની ઘોષણા પર સહી કરી હોવાનો તેણે સાફ ઇનકાર કરી દીધો છે, અને આવ્ક્સેન્ત્યેવે પણ ઇનકાર કર્યો છે. ખુદ ઉદ્ધાર સમિતિએ ગેરિસનને સંબોધિત અપીલને રદિયો આપી દીધો છે. સ્ક્રીપનિકે ખબર આપી કે શહેરની રેજિમેન્ટોમાં નારાજીની લાગણી હજી બાકી છે, વોલીન્સ્કી રેજિમેન્ટે કેરેન્સ્કીની સામે લડવાની ના પાડી દીધી છે.

ચેર્નોવની આગેવાની હેઠળ "તટસ્થ" સિપાહીઓની કેટલીક ટુકડીઓ ગાતચિનામાં કેરેન્સ્કીને પેત્રોગ્રાદ પર હુમલો ન કરવા સમજાવી રહી છે.

સ્ક્રીપનિક હસી પડયો. "હવે કોઈ 'તટસ્થ' ગણાય જ નહિ," તેણે કહ્યું. "અમારી જીત થઈ છે!" તેનો સ્પષ્ટ રેખાઓવાળો તથા દાઢીવાળો ચહેરો જાણે ધાર્મિક ભાવનામય હર્ષોલ્લાસથી ઝળકી રહ્યો હતો. "મોરચેથી સાઠ કરતાં વધારે ડેલિગેટો આવ્યા છે. તેમણે રુમાનિયન મોરચાનાં સૈન્યો સિવાય બાકીનાં તમામ લશ્કરોના ટેકાની ખાતરી આપી છે. રુમાનિયન મોરચેથી કશી ખબર

મળી નથી. સેના સમિતિઓ પેત્રોગ્રાદની બધી ખબરોને દબાવી દે છે, પણ અમે હવે કાસદોનો પાકો બંદોબસ્ત કરી લીધો છે..."

નીચે આગળના હૉલમાં કામેનેવ દાખલ થઈ રહ્યો હતો. નવી સરકારની રચના માટેના સંમેલનના આખી રાત ચાલેલા અધિવેશનમાં ભાગ લીધો હોવાથી તે થાકી ગયેલો લાગતો હતો, પણ ખુશ દેખાતો હતો. "સમાજવાદી ક્રાંતિકારીઓ અમને નવી સરકારમાં સામેલ કરવાનું વલણ લેવા લાગ્યા છે," તેણે મને જણાવ્યું. "મવાળપંથી જૂથો ક્રાંતિકારી અદાલતોથી દહેશત ખાઈ ગયાં છે, તેઓ ભયભીત દશામાં માગણી કરી રહ્યાં છે કે અમે એ અદાલતોને વિખેરી નાખીએ ત્યાર પછી જ આગળ કંઈ થઈ શકે... એકરંગી સમાજવાદી પ્રધાનમંડળ રચવાની 'વિક્ઝેલ'ની દરખાસ્ત અમે સ્વીકારી લીધી છે અને તેમણે એ સંબંધમાં કાર્ય શરૂ કરી દીધું છે. આ બધું અમારા વિજયને લીધે થઈ રહ્યું છે. અમે સંકટમાં હતા ત્યારે તેઓ કોઈ રીતે અમારી સામુંયે જોવા તૈયાર નહોતા, હવે દરેકનું વલણ સોવિયેતોની જોડે કંઈ ને કંઈ સમજણની તરફેણમાં છે... અમને જરૂર તો ખરેખરા નિર્ણાયક વિજયની છે. કેરેન્સ્કીને વાટાઘાટો માટે લડાઈ બંધ રખાવવાનું મન છે, પણ તેને શરણે આવી જવું પડશે..."[2]

બોલ્શેવિકોનો જુસ્સો એવો હતો.* એક વિદેશી પત્રકારે ત્રોત્સ્કીને પૂછ્યું

*નવેંબર ક્રાંતિ પછી સોવિયેતવિરોધી પ્રવૃત્તિના એક મુખ્ય કેંદ્રમાં પલટાઈ ગયેલ 'વિક્ઝેલે' (રેલવે કામદારોના યુનિયનની અખિલ રશિયન કારોબારી સમિતિએ) નવેંબરની ૧૧મી તારીખે ઠરાવ પસાર કરીને "તમામ સમાજવાદી પાર્ટીઓની" સરકાર રચવાની માંગ ઉઠાવી. લેનિન અને કેંદ્રીય સમિતિના ખ્યાલ મુજબ, 'વિક્ઝેલ' સાથેની વાટાઘાટો "યુદ્ધ માટે મુત્સદ્દીગીરીરૂપી પડદા"ની કામગીરી બજાવવાની હતી. પરંતુ વાટાઘાટોમાં બોલ્શેવિકોનું પ્રતિનિધિત્વ કરી રહેલા કામેનેવ અને સોકોલનિકોવે લેનિન અને કેંદ્રીય સમિતિની સૂચનાઓની વિરુદ્ધ કદમ ઉઠાવીને 'વિક્ઝેલ'ની માગણીઓ સ્વીકારી લીધી અને પ્રતિક્રાંતિકારી મેન્શેવિક તથા સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીઓના પ્રતિનિધિઓને સરકારમાં સામેલ કરવાનું મંજૂર કરી લીધું.

નવેંબરની ૧૫મી તારીખે કેંદ્રીય સમિતિએ લેનિનના સૂચનને અનુસરીને એક ઠરાવ અપનાવ્યો અને તેમાં એ પાર્ટીઓ સાથેની સમજણને નકારી કાઢવામાં આવી. ઠરાવમાં ભારપૂર્વક જાહેર કરવામાં આવ્યું કે "નિર્ભેળ બોલ્શેવિક સરકારના



કે દુનિયાની સમક્ષ તમારું નિવેદન શું છે. ત્રોત્સ્કીએ જવાબ દીધો "આ ઘડીએ તો એકમાત્ર શક્ય નિવેદન અમે અમારી તોપોનાં મોં વાટે કરી રહ્યા છીએ તે જ છે!"

પરંતુ ફતેહની ભરતીની નીચે ખરી ફિકરનું વહેણ મોજૂદ હતું—નાણાંનો સવાલ. લશ્કરી ક્રાંતિકારી સમિતિના હુકમ મુજબ બૅંકો ખોલી નાખવાને બદલે, બૅંક કર્મચારી યુનિયન તરફથી સભા ભરીને સત્તાવાર રીતે હડતાલ જાહેર કરી દેવામાં આવી હતી. સ્મોલ્નીએ સ્ટેટ બૅંક પાસેથી સાડા ત્રણ કરોડ રૂબલની રકમ માગી હતી, પરંતુ કેશિયરે તિજોરીઓ બંધ કરાવી દીધી હતી. તે તો માત્ર કામચલાઉ સરકારના પ્રતિનિધિઓને જ નાણાં આપી રહ્યો હતો. પ્રત્યાઘાતીઓ સ્ટેટ બૅંકનો ઉપયોગ રાજકીય હથિયાર તરીકે કરી રહ્યા હતા. દાખલા તરીકે, 'વિક્ઝેલે' સરકારી રેલવે લાઇનોના કર્મચારીઓને પગાર ચૂકવવા માટે નાણાંની માગણી કરી ત્યારે તેને જણાવી દેવામાં આવ્યું કે સ્મોલ્નીને અરજી કરો...

હું સ્ટેટ બૅંકના નવા કમિસારને મળવા ત્યાં ગયો. કમિસાર તરીકે નીમવામાં આવેલા રાતા કેશવાળા ઉક્રાઈની બોલ્શેવિકનું નામ પેત્રોવિચ હતું. હડતાલિયા કારકુનોએ પેદા કરેલા અંધેરમાં તે વ્યવસ્થા સ્થાપવાના પ્રયત્નો કરી રહ્યો હતો. વિશાળ મકાનની અંદર સઘળી ઑફિસોમાં વાલંટિયર કામદારો, સિપાહીઓ, તથા ખલાસીઓ મોટા મોટા ચોપડાઓમાં નજર તાકીને બેઠેલા હતા, આકરી માનસિક જહેમતને લીધે તેમનાં કપાળે પરસેવો બાઝી ગયેલો હતો અને જીભ મોંમાંથી બહાર નીકળી પડતી હતી...

દૂમાની ઈમારત ખીચોખીચ ભરેલી હતી. નવી સરકારને પડકારવાના છૂટાછવાયા કિસ્સા હજુ બની રહ્યા હતા, પરંતુ એવા બનાવો વિરલ હતા. કેંદ્રીય જમીન સમિતિએ કિસાનોને અપીલ કરી હતી અને તેમાં સૂચના આપી

પરિત્યાગનું કૃત્ય સોવિયેત સત્તાનો દ્રોહ કર્યા વગર અશક્ય જ છે" કારણ કે સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસે દેશમાં સત્તા સંભાળવાની જવાબદારી આ સરકારને સોંપેલી છે. એટલે, રીડે અહીંયાં ટાંકેલા શબ્દો તમામ બોલ્શેવિકોની લાગણીઓને નહિ પરંતુ કેંદ્રીય સમિતિની અંદરના નાનકડા તકવાદી જૂથની લાગણીઓને જ વ્યકત કરે છે. એ જૂથ રશિયામાં સમાજવાદી ક્રાંતિને અશક્ય ગણતું હતું.—સં.

હતી કે સોવિયેતોની કોંગ્રેસમાં અપનાવવામાં આવેલી જમીન સંબંધી ડિક્રીને માન્ય કરશો નહિ કારણ કે એથી ગોટાળા તથા આંતરવિગ્રહની હાલત પેદા થશે. મેયર શ્રેઇદરે જાહેરાત કરી કે બોલ્શેવિકોના વિદ્રોહને લીધે બંધારણસભાની ચૂંટણીઓ અનિશ્ચિત સમય સુધી મુલતવી રાખી દેવી પડશે.

આંતરવિગ્રહની ભીષણતા જોઈને ડઘાઈ ગયેલા તમામ લોકોનાં મનમાં સૌથી વધારે ઘોળાઈ રહેલા સવાલો બે હતા: એક—ધિંગાણાં થંભાવીને ખૂનરેજી બંધ કરાવવી[3], અને બે—નવી સરકારની રચના. "બોલ્શેવિકોને ખતમ કરી નાખવાની" વાત તો હવે કોઈ કરતું જ નહોતું, અને તેમને સરકારમાંથી બાકાત રાખવાની વાતો પણ પ્રજાકીય સમાજવાદીઓ તથા કિસાનોની સોવિયેત સિવાય બીજી જગ્યાઓએ બહુ ઓછી સંભળાતી હતી. સ્મોલ્નીની ખૂબ જ મક્કમ દુશ્મનાવટ કરતી સ્તાવકાની કેંદ્રીય સેના સમિતિએ પણ મોગિલેવથી તાર મોકલ્યો હતો: "નવા પ્રધાનમંડળની રચના માટે બોલ્શેવિકોની જોડે સમજણ આવશ્યક બની જાય તો તેમને પ્રધાનમંડળમાં લઘુસંખ્યાના રૂપમાં સામેલ કરવા અમે કબૂલ છીએ."

'પ્રાવદા'એ કેરેન્સ્કીની "માનવતાભરી લાગણીઓ" પ્રત્યે વ્યંગભર્યો નિર્દેશ કરીને તેનો ઉદ્ધાર સમિતિને સંબોધિત સંદેશો પ્રગટ કર્યો:

"ઉદ્ધાર સમિતિ અને તેની ફરતે એક થઈ ગયેલાં તમામ લોકશાહીવાદી સંગઠનોની દરખાસ્તો અનુસાર મેં બંડખોરોની વિરુદ્ધ બધી લશ્કરી કારવાઈઓ થંભાવી દીધી છે. વાટાઘાટો શરૂ કરવા માટે સમિતિનો એક ડેલિગેટ મોકલવામાં આવ્યો છે. નિરર્થક ખૂનરેજી અટકાવવા માટે સઘળાં જરૂરી કદમો ઉઠાવો..."

'વિક્ઝેલ' તરફથી એક તારસંદેશો આખા રશિયામાં પ્રસારિત કરવામા આવ્યો:

"એક બીજાની સામે લડી રહેલા બેઉ પક્ષો સમજણ કરી લેવાની આવશ્યકતાને માન્ય કરે છે, અને તેમના તથા રેલવે કામદાર યુનિયનના પ્રતિનિધિઓનું સંમેલન આંતરવિગ્રહમાં રાજકીય ત્રાસના ઉપયોગનો—ખાસ કરીને ક્રાંતિકારી લોકશાહીનાં વિવિધ જૂથોની વચ્ચે થઈ રહેલા એવા ઉપયોગનો—જોરદાર વિરોધ કરે છે, અને જાહેર કરે છે કે રાજકીય ત્રાસ ગમે તેવા રૂપમાં ચલાવવામાં આવતો હોય તોયે તે નવી સરકારની રચના સંબંધી વાટાઘાટોના ખ્યાલની જ વિરુદ્ધ છે..."



સંમેલન*ના ડેલિગેટો મોરચે તેમ જ ગાતચિના મોકલવામાં આવ્યા. સંમેલનમાં બધું જાણે આખરી પતાવટના તબક્કામાં પહોંચી ગયેલું લાગતું હતું. લગભગ ચારસો સભ્યોની કામચલાઉ લોક પરિષદ ચૂંટવાનો ફેંસલો પણ થઈ ગયો હતો—તેમાં સ્મોલ્નીને પંચોતેર અને પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિને પંચોતેર સભ્યો ફાળવવામાં આવ્યા હતા, અને બાકીના નગર દૂમાઓ, ટ્રેડ યુનિયનો, જમીન સમિતિઓ, તથા રાજકીય પાર્ટીઓમાં વહેંચી નાખવામાં આવ્યા હતા. નવા વડા પ્રધાન તરીકે ચેર્નોવનો ઉલ્લેખ થઈ રહ્યો હતો. અફવા સાંભળવા મળતી હતી કે લેનિન અને ત્રોત્સ્કીને સરકારમાં સામેલ નહિ કરવામાં આવે...

બપોરે હું પાછો સ્મોલ્નીની સામે ઊભો ઊભો એક એમ્બ્યુલન્સના ડ્રાઈવર જોડે વાત કરી રહ્યો હતો. એમ્બ્યુલન્સ ક્રાંતિકારી મોરચે જઈ રહી હતી. મને ભેગો લઈ જશો? ચોક્કસ! ડ્રાઈવર વોલંટિયર હતો, યુનિવર્સિટીનો વિદ્યાર્થી હતો. એમ્બ્યુલન્સ રસ્તા પર દોડી રહી હતી અને ડ્રાઈવર જર્મન ભાષાનો દાટ વાળતો મોટા અવાજે મને કહી રહ્યો હતો: "Also, gut! Wir nach die Kasernen zu essen gehen!"** મને એટલું સમજાયું કે બપોરનું ખાણું ક્યાંક બૅરેકમાં ખાઈ લઈશું.

કીરોચનાયા માર્ગેથી અમે એક મોટા જબ્બર ચોગાનમાં દાખલ થઈ ગયા. તેની ચોતરફ લશ્કરી ઇમારતો હતી. અંધારો દાદરો ચડીને અમે નીચી છતવાળા એક ઓરડામાં પહોંચ્યા. તેની એક બારીમાંથી ઉજાસ આવી રહ્યો હતો. લાંબા ટેબલ ફરતે બેઠેલા લગભગ વીસ જેટલા સિપાહીઓ પતરાના મોટા ટબમાંથી લાકડાના ચમચા વડે **શ્ચી** (કોબીજનો સૂપ) ખાઈ રહ્યા હતા અને ખૂબ હસતા હસતા જોર જોરથી વાતોના તડાકા મારી રહ્યા હતા.

"છઠ્ઠી રિઝર્વ ઇજનેર બટેલિયનની બટેલિયન સમિતિનું સ્વાગત!" મારો મિત્ર બોલી ઊઠયો, અને તેણે મારી ઓળખાણ અમેરિકી સમાજવાદી તરીકે આપી. દરેક જણે ઊભા થઈને મારી જોડે હાથ મિલાવ્યા. એક જૂના સિપાહીએ

---

*આ નિર્દેશ "સમાધાન સંમેલન" પ્રત્યે છે, નવી સરકારની રચના માટે ભરવામાં આવેલા સંમેલન પ્રત્યે છે.—સં.

**વાક્યનો લગભગ અર્થ આવો છે: "ઠીક છે, ક્યાંક બૅરેકમાં જઈને ખાઈ લઈશું."—સં.

મને ભેટીને ઉમળકાથી બચી ભરી લીધી. મને લાકડાનો એક ચમચો આપવામાં આવ્યો અને હું પણ ટેબલ પાસે બેસી ગયો. બીજું એક ટબ લાવવામાં આવ્યું — કાશાથી (થૂલી જેવી એક વાનગીથી) ભરેલું. એક મોટી જબ્બર કાળી રોટી ટેબલ પર મૂકવામાં આવી, અને બેશક ચાની કીટલીઓ વગર તો ચાલે જ નહિ. તરત જ મને સૌ અમેરિકા વિશે સવાલો પૂછવા લાગ્યા: ખરી વાત છે કે આઝાદ દેશમાં લોકો પોતાના મત પૈસા લઈને વેચી નાખે છે? એમ બનતું હોય તો તેમના મનની મુરાદ કેવી રીતે સફળ થાય? અને આ "ટામાની"*નો મામલો શો છે? ખરી વાત છે કે આઝાદ દેશમાં લોકોના એક નાનકડા જૂથે આખા શહેર પર કબજો જમાવી દીધો અને તેમાંથી અંગત ફાયદા ઉઠાવ્યા? રશિયામાં ઝારના અમલ દરમિયાન પણ એવા બનાવો શક્ય જ નહોતા. એ ખરું કે અહીંયાં લાંચરુશ્વત હંમેશાં ચાલતી રહેતી, પણ ભરપૂર વસતિવાળા આખા શહેરને વેચી નાખવું અને ખરીદી લેવું! અને તે પણ આઝાદ દેશમાં! લોકોમાં ક્રાંતિકારી લાગણી જરાય નથી કે શું? મેં સમજાવવાની કોશિશ કરી કે મારા દેશમાં લોકો પરિવર્તન કાનૂન મારફત આણવાની કોશિશ કરે છે.

"બરાબર છે," બાક્લાનોવ નામના એક જુવાન સાર્જન્ટ હકારમાં માથું હલાવતો ફ્રેંચ ભાષામાં બોલ્યો. "પણ તમારે ત્યાં તો ખૂબ જ વિકાસ પામેલો મૂડીદાર વર્ગ છે, ખરું ને? એટલે વિધાન પરિષદો અને અદાલતો મૂડીદાર વર્ગના કાબૂમાં જ હોય. તો પછી લોકો પરિવર્તન કેવી રીતે આણી શકે? હું સમજવા તૈયાર છું, પણ મને તો માન્યામાં જ આવતું નથી..."

મેં કહ્યું કે હું ત્સાર્સ્કોયે સેલો જઈ રહ્યો છું. "હુંયે આવીશ," બાક્લાનોવ એકાએક બોલી ઊઠયો. પછી તો બધા "હું પણ... હું પણ" બોલવા લાગ્યા અને ત્યાં મોજૂદ બધા માણસો એકદમ ત્સાર્સ્કોયે સેલો જવા તૈયાર થઈ ગયા.

એટલામાં બારણું ખખડીને ખૂલી ગયું અને કર્નલની આકૃતિ નજરે પડી. કોઈ ઊભું ન થયું પણ સૌએ મોટેથી દુવાસલામ કર્યા. "અંદર આવી શકું?" કર્નલે પૂછ્યું. "પ્રોસીમ! પ્રોસીમ!" (જરૂર! જરૂર!) બધાએ ખુશાલ ભાવે જવાબ આપ્યો. તે અંદર આવ્યો. તેના હોઠ મલકી રહ્યા હતા અને બકરાની

---

*અમેરિકાની ડેમોક્રેટિક પાર્ટીનું ન્યુ યોર્કમાં આવેલું "ટામાની હૉલ" નામે ઓળખાતું વડું મથક એ વખતે ઉઘાડા પડી ગયેલા નામોશીભર્યા મામલાઓને કારણે ભ્રષ્ટાચાર તથા ગુનાઓના પ્રતીક સમું બની ગયું હતું. — સં.



ખાલના સોનેરી ગૂંથણવાળા ઢીલા ડગલામાં તેની ઊંચી કાયા જુદી તરી આવતી હતી. "સાથીઓ, મને લાગ્યું કે તમે સૌ હમણાં ત્સાર્સ્કોયે સેલો જવાની વાત કરી રહ્યા હતા, ખરું ને?" તેણે કહ્યું. "મને ભેગો લઈ જશો?"

બાક્લાનોવે જરાક વિચાર કરી જોયો. "આજે હવે અહીંયાં તો કશું કરવાનું બાકી નથી," તેણે કહ્યું. "જરૂર, સાથી, ખુશીથી ભેગા ચાલો." કર્નલ તેનો આભાર માનીને બેસી ગયો અને ગ્લાસમાં ચા રેડવા લાગ્યો.

કર્નલને માઠું ન લાગે એટલા માટે બાક્લાનોવે સાવ ધીમા અવાજે ખુલાસો કરતાં મને કહ્યું: "હું સમિતિનો અધ્યક્ષ છું. આખી બટેલિયન ઉપર અમારો પૂરો કાબૂ છે, પણ ખરેખર લડતી વેળા નહિ. એ વખતે અમે કર્નલને સરદારી સોંપીએ છીએ. લડાઈના મેદાનમાં તેના હુકમોનો બરાબર અમલ થવો જ જોઈએ, પણ તે ચોક્કસ રીતે અમને જ જવાબદાર છે. બેરેકોમાં કશું કદમ ઉઠાવતાં પહેલાં તેને અમારી પરવાનગી લેવી પડે... સમજો કે અમારો કાર્યવાહક અફસર છે..."

અમને હથિયારો આપવામાં આવ્યાં — રાઈફલો અને રિવોલ્વરો. ખુલાસો એવો હતો કે "કદાચ ક્યાંક કઝ્ઝાકો ભેટી જાય!" અમે સૌ એમ્બ્યુલન્સમાં ગોઠવાઈ ગયા. મોરચા માટે અખબારોનાં ત્રણ મોટાં બંડલ પણ ભેગાં લઈ લેવામાં આવ્યાં. અમારી ગાડી સીધી લિતેઈની માર્ગે થઈને પછી ઝાગોરોદ્ની તરુમાર્ગે ધડધડાટ દોડવા લાગી. મારી બાજુમાં બેઠેલા જુવાનના યુનિફોર્મમાં ખભે લેફ્ટેનન્ટની પટ્ટીઓ ટાંકેલી હતી. તે બટેલિયન સમિતિનો સભ્ય હતો અને યુરોપની બધી ભાષાઓ એકસરખી સહેલાઈથી બોલી શકતો હોય એમ લાગતું હતું.

"હું બોલ્શેવિક નથી," તેણે મને ભારપૂર્વક ખાતરી આપી. "મારું કુળ ખૂબ પુરાણું અને ઉમરાવ સ્તરનું છે. હું પોતે પણ સમજો કે કેડેટ છું..."

"પણ કેવી રીતે?.." મેં ગૂંચવણમાં પડી જઈને સવાલ શરૂ કર્યો પણ તે વચમાં જ બોલ્યો:

"હા, હું સમિતિનો સભ્ય છું, અને હું મારા રાજકીય વિચારોને છુપાવતો નથી, પણ આ લોકો વાંધો નથી ઉઠાવતા કારણ કે હું બહુસંખ્યાની મરજીનો વિરોધ કરવામાં નથી માનતો તેની તેમને બરાબર ખબર છે... પણ મેં આ આંતરવિગ્રહમાં કશી કામગીરી કરવાનો ઈનકાર કરી દીધો છે કારણ કે મારા બંધુ રશિયનોની સામે હથિયાર ઉઠાવવામાં હું નથી માનતો..."

"ઉશ્કેરણીખોર! કોર્નીલોવપંથી!" બીજો એક સિપાહી તેને ખભે ટપલી મારતો ખુશાલ ભાવે બોલ્યો.

અમારી એમ્બ્યુલન્સ મોસ્કોવ્સ્કી દરવાજાના વિશાળ ભૂખરા મહેરાબ નીચેથી નીકળીને પહોળા સીધા રાજમાર્ગ પર દોડવા લાગી. મહેરાબમાં સોનેરી ચિત્રાક્ષરો, મોટા ભારેખમ ગરુડો, અને ઝારોનાં નામ કંડારેલાં હતાં. પ્રથમ હળવી હિમવર્ષાને લીધે રાજમાર્ગ પર જાણે પાંખી ધવલ ચાદર પથરાઈ ગયેલી હતી. લાલ સંત્રીઓનાં પગપાળાં ટોળાં હાકોટા પાડતાં અને ગીત ગાતાં ધીરે ધીરે ક્રાંતિકારી મોરચા તરફ જઈ રહ્યાં હતાં, અને મોરચેથી પાછા ફરી રહેલા માણસો સામેથી આવતા નજરે પડતા હતા. તેમના ચહેરા કરમાઈ ગયેલા હતા અને તેમનાં શરીર કાદવથી ખરડાયેલાં હતાં. મોટા ભાગના તો હજી છોકરડા જેવા જ હતા. બાઈઓ—કેટલીકના હાથમાં પાવડા, કેટલીકના હાથમાં રાઈફલો તથા કારતૂસની પટ્ટીઓ, કેટલીકને કાંડે રેડ-ક્રોસની પટ્ટીઓ—કંગાલ ઝૂંપડપટ્ટીઓની કચડાયેલી અને મહેનતથી ઘસાઈ ગયેલી સ્ત્રીઓ. લાલ સંત્રીઓની હેતાળ મશ્કરી કરતા સિપાહીઓની અવ્યવસ્થિત કદમે કૂચ કરતી ટુકડીઓ. કરડા ચહેરાવાળા ખલાસીઓ. માબાપ સારુ ખોરાકનાં બંડલો ઉપાડીને જતાં બાળકો. રાજમાર્ગની ફરસબંધી પર છવાઈ ગયેલા સફેદ કીચડના કેટલાય ઈંચ જાડા થરમાં એવી આવજા થઈ રહી હતી, ઈન્સાનોના પગ ઘસડાતા ઘસડાતા પંથ કાપી રહ્યા હતા. રસ્તામાં અમને ઘંટડીઓ રણકાવતી તોપગાડીઓ મોરચા તરફ જતી નજરે પડી, ભેગી દારૂગોળાની પૈડાંવાળી પેટીઓ હતી. બન્ને દિશાઓમાં દોડતી ટ્રકો, હથિયારબંધ માણસોથી ખીચોખીચ ભરેલી. મોરચા તરફથી જખમી માણસોને લઈને આવતી એમ્બ્યુલન્સ ગાડીઓ. એક વાર તો અમને કોઈ કિસાનનું ગાડું કિચૂડ કિચૂડ કરતું ધીરે ધીરે સરકતું નજરે પડ્યું. તેમાં બેઠેલો ફિક્કા ચહેરાવાળો એક છોકરો પોતાના પીંખાઈ ગયેલા પેટ પર નમીને એકધારી ચીસો પાડી રહ્યો હતો. બન્ને તરફનાં ખેતરોમાં સ્ત્રીઓ અને ઘરડા પુરુષો ખાઈઓ ખોદવાના તથા કાંટાળા તારની વાડ બાંધવામાં મશગૂલ હતાં.

પાછળ ઉત્તર દિશામાં વાદળો એકાએક અજબ રીતે વિખેરાઈ ગયાં અને આસમાનમાં ઝાંખો સૂરજ નજરે પડ્યો. કાદવિયા સપાટ વિસ્તારની પાર પેત્રોગ્રાદ સૂર્યના પ્રકાશમાં ઝળકી રહ્યું હતું. જમણી તરફ—સફેદ અને સોનેરી અને રંગબેરંગી ઘુમ્મટો તથા મિનારાઓ, ડાબી તરફ—કારખાનાંનાં ઊંચાં ઊંચાં ધુમાડિયાં, તેમાંથી કેટલાંક કાળા ધુમાડાના ગોટા આસમાનમાં ફંગોળી રહ્યાં



હતાં. શહેરની પાર—ફિનલૅંડ પર નીચે ઢળતું ગગન. રસ્તાની બેઉ બાજુએ દેવળો અને મઠો નજરે પડતાં હતાં... ક્યારેક ક્યારેક કોઈ વૈરાગી દેખાતો—રસ્તા પર ધબકી રહેલી સર્વહારા લશ્કરની નાડીને નીરખતો.

પૂલ્કોવોમાં રસ્તાના બે ફાંટા પડતા હતા ત્યાં અમે થંભી ગયા. ત્રિભેટા પર લોકોનું જબ્બર ટોળું ભેગું થઈ ગયું હતું. ત્રણ દિશાઓમાંથી આવતા માનવ પ્રવાહોનો ત્યાં સંગમ થઈ રહ્યો હતો. દોસ્તો ઉત્તેજના અનુભવતા એકબીજાને મળતા, વધામણી આપતા, લડાઈનું બયાન કરતા. ત્રિભેટાની સામે કતારબંધ મકાનો પર ગોળીઓનાં નિશાનો નજરે પડતાં હતાં, ચોતરફ અરધા માઈલ જેટલા વિસ્તારમાં જમીન ખૂંદાઈને કીચડમાં પલટાઈ ગયેલી હતી. આ જગ્યાએ ખૂનખાર લડાઈ થઈ હતી... થોડાક અંતરે કઝ્ઝાકોના સવાર વગરના ઘોડા ભૂખ્યા ભૂખ્યા ચકરાવા લઈ રહ્યા હતા કારણ કે જમીન પર ઘાસ તો ક્યારનું કરમાઈને ખતમ થઈ ગયું હતું. અમારી નજર સામે જ કોઈ લાલ સંત્રી એક ઘોડાની ઉપર સવાર થવાની કઢંગી કોશિશો કરી રહ્યો હતો અને વારંવાર પડી જતો હતો. તેની વલે જોઈને હજાર હજાર સાધારણ ઈન્સાનો નાનાં છોકરાંની જેમ હસી રહ્યા હતા.

રસ્તાનો ડાબો ફાંટો એક નાનકડી ટેકરી પર વસેલા ગામમાં જતો હતો. કઝ્ઝાકો એ તરફ પીછેહઠ કરી ગયા હતા. ટેકરી પરથી શાંત સમુદ્ર જેવા ઘેરા અફાટ સપાટ વિસ્તારનું ભવ્ય દૃશ્ય નજરે પડતું હતું. ઉપર આસમાનમાં ભયંકર વાદળો ઘેરાયેલાં હતાં. શાહી શહેરમાંથી હજારો માણસો રસ્તાઓ પર નીકળી રહ્યા હતા. ડાબી તરફ દૂર ક્રાસ્નોયે સેલોનો નાનકડો ટેકરો હતો, શાહી સંત્રીઓની ઉનાળુ છાવણીનું કવાયત મેદાન, અને શાહી દૂધકેંદ્ર આવેલાં હતાં. વચલા અંતરમાં એકધારા સપાટ વિસ્તારમાં સાધુ સાધ્વીઓના વંડીઓથી ઘેરાયેલા થોડાક મઠ, છૂટાંછવાયાં કારખાનાં, અને અવડ ચોગાનોવાળી પાગલખાનાંની તથા અનાથાશ્રમોની કેટલીક મોટી ઈમારતો સિવાય બીજું કશું જ નજરે પડતું નહોતું...

અમે એક વેરાન ટેકરાને પાર કરી રહ્યા હતા ત્યારે ડ્રાઈવર બોલ્યો: "વેરા સ્લૂત્સ્કાયાનું મોત આ જગ્યાએ થયું હતું. હા, દૂમાની બોલ્શેવિક સભ્યા વેરા સ્લૂત્સ્કાયા. આજે જ વહેલી સવારની વાત છે. ઝાલકીન્દ અને બીજા એક આદમીની જોડે તે મોટરમાં જઈ રહી હતી. લડાઈ થંભાવી દેવાની સમજણ થઈ ચૂકી હતી. એ લોકો મોરચાની ખાઈઓ તરફ જવા નીકળ્યાં હતાં. હસતાં

હસતાં અને વાતો કરતાં જઈ રહ્યાં હતાં એટલામાં અચાનક જ કેરેન્સ્કીની બખતરબંધ રેલગાડીમાંથી કોઈએ મોટરને જોઈને તોપનો ધડાકો કર્યો. કેરેન્સ્કી ગાડીમાં મોજૂદ હતો. તોપનો ગોળો વેરા સ્લૂત્સ્કાયાને વાગ્યો અને તેની હત્યા થઈ ગઈ..."

અમે ત્સાર્સ્કોયે સેલો પહોંચ્યા. સર્વહારા ધાડાના ગર્વીલા બહાદુરોની હલચલ શહેરમાં બધે નજરે પડતી હતી. જ્યાં સોવિયેતની મિટિંગ થયેલી એ મહેલમાં તડામાર કામગીરી ચાલી રહી હતી. ચોગાન આખું લાલ સંત્રીઓ તથા ખલાસીઓથી ભરાઈ ગયેલું હતું. બારણે પહેરેગીરો ખડા હતા. કાસદો અને કમિસારોની આવજા લગાતાર ચાલુ હતી. સોવિયેતના ખંડમાં સમોવાર ગોઠવી દેવામાં આવ્યો હતો. લગભગ પચાસ કે વધારે કામદારો, સિપાહીઓ, ખલાસીઓ અને અફસરો તેની ફરતે ઊભા ઊભા ચા પી રહ્યા હતા અને ગળાં ફાડીને વાતોના તડાકા મારી રહ્યા હતા. ખૂણામાં બે કામદારો લખાણની નકલો છાપવાનું એક મશીન ચલાવવાની કઢંગી કોશિશો કરી રહ્યા હતા. વચમાં ગોઠવેલા ટેબલ પાસે ઊભેલો કદાવર દિબેન્કો મોટા નકશા પર વળીને લાલ તથા ભૂરી પેનસિલો વડે સિપાહીઓ જગ્યાઓ પર નિશાન કરી રહ્યો હતો. તેના બીજા હાથમાં હંમેશની જેમ નીલા પોલાદની મોટી જબ્બર રિવોલ્વર હતી. થોડી વાર પછી તે ટાઈપરાઈટર પાસે બેસી ગયો અને એક આંગળી વડે જોરથી અક્ષરો પાડવા લાગ્યો. તે થોડી થોડી વારે થંભી જતો અને રિવોલ્વર હાથમાં લઈને હેતથી ફેરવવા લાગતો.

એક સોફા દીવાલને અડીને ગોઠવેલો હતો. કોઈ જુવાન કામદારને તેની પર સુવડાવવામાં આવ્યો હતો. બે લાલ સંત્રીઓ તેની ઉપર વળીને ઊભા હતા, પરંતુ બાકીના માણસોનું ધ્યાન એ તરફ નહોતું. કામદારની છાતી વીંધાઈ ગયેલી હતી. હૈયાને દરેક ધબકારે નવું લોહી બહાર ધસીને કપડાંમાં ફેલાઈ જતું હતું. તેની આંખો બંધ હતી, અને તેનો દાઢીવાળો જુવાન ચહેરો લીલાશ પડતો ધોળો થઈ ગયેલો હતો. તેનો શ્વાસ હજી આછો આછો ધીરે ધીરે ચાલી રહ્યો હતો, અને દરેક ઉચ્છવાસની સાથે હળવા બોલ નીકળી પડતા હતા: **"મીર બૂદેત! મીર બૂદેત!"** (સુલેહ થઈ જશે! સુલેહ થઈ જશે!)

અમે અંદર દાખલ થયા એટલે દિબેન્કોએ માથું ઊંચું કરીને અમારી સામે જોયું અને પછી બાક્લાનોવને કહ્યું: "કોમરેડ, તમે કમાંડન્ટના વડા મથકમાં જઈને કામકાજ સંભાળી લો. ઊભા રહો, હું તમારે માટે અધિકારપત્ર લખી આપું." તે ટાઈપરાઈટરમાં કાગળ ભરાવીને ધીરે ધીરે અક્ષરો પાડવા લાગ્યો.



ત્સાર્સ્કોયે સેલોનો નવો કમાંડન્ટ અને હું યેકાતેરિના મહેલ તરફ ગયા. બાક્લાનોવ ખૂબ જ ઉત્તેજના અને મહત્તા અનુભવી રહ્યો હતો. એ જ સાજસજાવટથી શોભતા ખંડમાં કેટલાક લાલ સંત્રીઓ કુતૂહલથી ખાંખાંખોળાં કરી રહ્યા હતા. મારો જૂનો દોસ્ત કર્નલ બારી પાસે ઊભો ઊભો મૂછના વાળ ચાવી રહ્યો હતો. જાણે કેમ લાંબા વખતથી વિખૂટો પડી ગયેલો ભાઈ પાછો મળી ગયો હોય એવી રીતે તેણે મારી જોડે હેતપ્રીતથી દુવાસલામ કર્યા. બારણા નજીક એક ટેબલ પાસે ફ્રેંચ બેસારાબિયન બેઠો હતો. બોલ્શેવિકોએ તેને રોકાઈ જવાનો અને કામ ચાલુ રાખવાનો હુકમ આપ્યો હતો.

"શું કરું?" તે બબડયો. "મારા જેવા માણસો આવી લડાઈમાં બેમાંથી એકેય તરફથી લડી શકે જ નહિ, ધાડાની સરમુખત્યારી કુદરતી રીતે જ ભલે ગમે એટલી અણગમતી લાગતી હોય તોયે નહિ... મને તો એટલો જ અફસોસ છે કે મારી મા બેસારાબિયામાં છે અને હું અહીંયાં આટલે દૂર પડયો છું!"

બાક્લાનોવ કમાંડન્ટ પાસેથી ઑફિસની જવાબદારી સત્તાવાર રીતે પોતાને હસ્તક લઈ રહ્યો હતો. કર્નલ બેચેનીથી બોલ્યો: "આ લો, ટેબલની ચાવીઓ."

એક લાલ સંત્રી વચમાં બોલી ઊઠયો. "પૈસા ક્યાં છે?" તેણે તોછડાઈથી સવાલ કર્યો. કર્નલ અચરજમાં પડી ગયો હોય એમ લાગ્યું. "પૈસા! પૈસા! ઓહ! તમારો મતલબ છે ઈસ્કોતરો! આ રહ્યો," કર્નલ બોલ્યો, "મેં ત્રણ દિવસ પહેલાં કબજો લીધો ત્યારે જેમ હતો તેમ જ પડયો છે. ચાવીઓ?" કર્નલે ખભા ઉલાળ્યા. "ચાવીઓ તો મારી પાસે નથી."

લાલ સંત્રી જાણે બધું જાણતો હોય એમ ઉપહાસના ભાવે બોલ્યો: "બહુ સગવડિયો જવાબ છે!"

"ઈસ્કોતરો તોડી નાખીએ," બાક્લાનોવે કહ્યું. "કુહાડી લઈ આવો. આપણી ભેગા આ અમેરિકી સાથી છે. ઈસ્કોતરો તેમને જ તોડી નાખવા દો, પછી અંદરથી જે કંઈ નીકળે તેની યાદી પણ તેઓ જ બનાવી લે."

મેં કુહાડીનો ઘા ઝીંકી દીધો. લાકડાનો ઈસ્કોતરો સાવ ખાલી હતો.

"આને ગિરફતાર કરી લઈએ," લાલ સંત્રી ખારથી બોલ્યો. "કેરેન્સ્કીનો માણસ છે. પૈસા નક્કી તેણે જ ચોરી લીધા છે અને કેરેન્સ્કીને આપી દીધા છે."

બાક્લાનોવનો ઈરાદો ગિરફતારી કરવાનો નહોતો. તેણે કહ્યું: "ના, ના, આની પહેલાં કોર્નીલોવનો આદમી હતો. આનો વાંક નથી."

"શયતાન છે!" લાલ સંત્રી તડૂકી ઊઠયો. "હું કહું છું કે કેરેન્સ્કીનો માણસ છે. તમે ગિરફતાર નહિ કરો તો અમે કરીશું, પેત્રોગ્રાદ લઈ જઈશું, અને પિટર-પૉલ કિલ્લામાં પૂરી દઈશું. એ જગ્યાને જ લાયક છે!" બીજા લાલ સંત્રીઓએ ધુરકાટ કરીને ટેકો આપ્યો. કર્નલને લઈ જવામાં આવ્યો. તેણે જતાં જતાં અમારી તરફ દયાજનક નજર નાખી...

સોવિયેત મહેલની સામે એક ટ્રક મોરચે જવા તૈયાર ખડી હતી. લગભગ અરધો ડઝન લાલ સંત્રીઓ, થોડાક ખલાસીઓ, અને એકબે સિપાહીઓ ટ્રકમાં ચડી ગયા. તેમનો સરદાર હતો એક કદાવર કામદાર. તેમણે સાદ પાડીને મને ભેગો જવા બોલાવ્યો. વડા મથકમાંથી કેટલાક લાલ સંત્રીઓ બહાર નીકળ્યા. દરેકના હાથમાં વાટા પાડેલા લોખંડના **ગ્રુબિત** ભરેલા નાનકડા બૉંબના જથ્થા હતા. ભારને લીધે તેઓ લથડિયાં ખાતા ચાલી રહ્યા હતા. અમને સાંભળવા મળેલું તે મુજબ, **ગ્રુબિત** ડાઈનામાઈટ કરતાં દસ ગણું જોરદાર હોય છે અને પાંચ ગણી ઝડપથી ધડાકો કરે છે. લાલ સંત્રીઓએ બૉંબ ટ્રકમાં ખડકી દીધા. પછી ત્રણ ઈંચના મોંવાળી એક તોપ ટ્રકમાં ચડાવવામાં આવી અને દોરડા તથા તાર વડે ટ્રકને છેડે બાંધી લેવામાં આવી.

અમે હાકોટા પાડતા રવાના થઈ ગયા, અને બેશક પૂરઝડપે. ભારે ટ્રક આમથી તેમ ડોલી રહી હતી. તોપ આંચકા ખાતી ઘડીક આ પૈડા તરફ તો ઘડીક પેલા પૈડા તરફ સરકી જતી હતી. ગ્રુબિતના બૉંબ ટ્રકમાં એક છેડેથી બીજે છેડે અમારા પગ ઉપર થઈને દડતા રહેતા હતા અને બાજુનાં પાટિયાં જોડે ધડાધડ અફળાઈ રહ્યા હતા.

કદાવર લાલ સંત્રીનું નામ વ્લાદીમિર નિકોલાયેવિચ હતું. તેણે મારી ઉપર અમેરિકા વિશેના સવાલોની ઝડી વરસાવી દીધી. "અમેરિકા જંગમાં સામેલ કેમ થયું? અમેરિકી કામદારો મૂડીદારોને ઉથલાવી પાડવા તૈયાર થઈ ગયા છે કે? મૂની*ના મુકદ્દમાની બાબતમાં હવે શી હાલત છે?

* **ટોમ મૂની**—અમેરિકામાં કામદાર વર્ગીય આંદોલનમાં સક્રિય ભાગ લેનારો એક ધાતુ ગાળણ કામદાર. ૧૯૧૬ના જુલાઈની ૨૨મી તારીખે સાન ફ્રાન્સીસ્કોમાં કવાયત કૂચ દરમિયાન બૉંબ ફેંકવાનો ખોટો આરોપ તેની ઉપર મૂકીને તેને મોતની સજા કરવામાં આવી હતી. ખિજાઈ ગયેલી જનતાના દબાણને લીધે પ્રમુખ વિલ્સનને મામલામાં વચ્ચે પડવું પડયું, અને સજા ઘટાડીને જીવનકેદની



બર્કમાન*ને સાન ફ્રાન્સીસ્કો મોકલી દેવામાં આવશે કે?" અને એવા જ બીજા સવાલો કે જેના જવાબ દેવા બહુ મુશ્કેલ બની જાય. વળી બધા સવાલો ટ્રકના ધડધડાટમાં ઘાંટા પાડીને પૂછવામાં આવતા હતા, અને દડતા બૉંબની વચ્ચે અમે એકબીજાને વળગીને જાણે નાચ કરી રહ્યા હતા.

ક્યારેક ક્યારેક પહેરેગીરો અમને રોકવાની કોશિશ કરતા. સિપાહીઓ દોડતા રસ્તાની વચ્ચોવચ પહોંચી જતા અને બંદૂકો ઊંચી કરીને પડકાર કરતા: "સ્તોઈ!" (થંભી જાઓ!) પણ અમારી ટ્રક થંભતી નહિ. લાલ સંત્રીઓ બરાડા પાડતા: "દોજખમાં જાઓ! અમે કોઈના કહેવાથી થંભતા નથી! અમે લાલ સંત્રીઓ છીએ!" અમે શાહી અદાથી ધડધડાટ આગળ ધપતા રહ્યા, અને વ્લાદીમિર નિકોલાયેવિચ મારી સામે જોઈને પનામા નહેરના આંતરરાષ્ટ્રીયકરણ વિશે તેમ જ એવી બીજી બાબતો વિશે ઘાંટા પાડતો રહ્યો...

લગભગ પાંચ માઈલનું અંતર કાપ્યા પછી અમને સામેથી ખલાસીઓની એક ટુકડી કૂચ કરતી પાછી આવતી નજરે પડી.

"ભાઈઓ, મોરચો ક્યાં છે?"

સૌથી આગળ ચાલતો ખલાસી ઊભો રહી ગયો અને માથું ખજવાળવા લાગ્યો. તેણે જવાબ દીધો: "આજે સવારે મોરચો આ જ રસ્તે લગભગ અરધા માઈલ જેટલે આગળ હતો. પણ હવે તો કાળમુખો ક્યાંય જડતો જ નથી. અમે ચાલી ચાલીને થાકી ગયા પણ મોરચો અમને જોવા ન મળ્યો તે ન જ મળ્યો."

તેઓ ટ્રકમાં ચડી ગયા અને અમે ફરી આગળ રવાના થઈ ગયા. લગભગ એક માઈલ ગયા હોઈશું એટલામાં વ્લાદીમિર નિકોલાયેવિચે કાન સરવા કર્યા અને સાદ પાડીને ડ્રાઈવરને ટ્રક થંભાવવા કહ્યું.

"ગોળીબાર!" તે બોલ્યો. "સંભળાય છે?" એક પળ તદ્દન નીરવતા, અને પછી જરાક આગળ ડાબી તરફથી એક પછી એક ત્રણ ઝડપી ગોળીબાર

કરી નાખવામાં આવી. આગળ જતાં, મૂનીની નિર્દોષતા પૂરેપૂરી સાબિત થઈ ગઈ હોવા છતાં તેણે લગભગ વીસ વરસ કારાવાસમાં ગાળ્યાં, અને રૂઝવેલ્ટ અમેરિકાના પ્રમુખ બન્યા ત્યાં સુધી તેને છોડવામાં નહોતો આવ્યો.—સં.

***બર્કમાન**ની ઉપર પણ ટોમ મૂનીની જોડે જ મુકદ્દમો ચલાવવામાં આવ્યો હતો.—સં.

કાને પડયા. ત્યાં રસ્તાની એક તરફ ગીચ જંગલ હતું. અમે સૌ ખૂબ ઉત્તેજિત થઈ ગયા અને હોઠ ફફડાવીને વાતો કરવા લાગ્યા. ટ્રક ધીરે ધીરે આગળ સરકતી અવાજની જગ્યાની બરાબર સામે પહોંચીને ઊભી રહી ગઈ. અમે ટ્રકમાંથી ઊતરીને ચોતરફ ફેલાઈ ગયા. દરેક માણસ પોતાની રાઈફલ હાથમાં પકડીને લપાતો છુપાતો જંગલમાં દાખલ થઈ ગયો.

દરમિયાનમાં બે સાથીઓએ તોપને છોડીને ગોઠવી દીધી. તોપનું નિશાન બને એટલી ચોકસાઈથી અમારી પીઠ તરફ તકાયેલું હતું.

જંગલમાં નીરવતા છવાયેલી હતી. ઝાડવાંનાં પાંદડાં ખરી ગયાં હતાં, અને શરદના નીચા માંદલા સૂરજના અજવાળામાં બધાં થડ ફિક્કાં મ્લાન દેખાતાં હતાં. ક્યાંય કશુંયે હલતું નહોતું—સિવાય કે અમારા પગ નીચે થરકવા લાગતો જંગલનાં ખાબોચિયાંનો બરફ. દુશ્મનો છુપાઈને લાગ જોતા તો નહિ બેઠા હોય ને?

અમે આગળ વધતા રહ્યા પણ કંઈ બન્યું નહિ. ઝાડવાં પાંખાં પડવા લાગ્યાં એટલે અમે થંભી ગયા. આગળ નાનકડી ખુલ્લી જગ્યામાં ત્રણ સિપાહીઓ એક તાપણા ફરતે બેઠા હતા—તદ્દન બેખબર.

વ્લાદીમિર નિકોલાયેવિચે કદમ આગળ માંડીને દુવાસલામનો પોકાર કર્યો: "**ઝદ્રાસ્ત્વુઈતે**, સાથીઓ!" (કેમ છો, સાથીઓ!) પાછળ એક તોપ, વીસ રાઈફલો, અને ટ્રક ભરીને ગ્રુબિતના બૉંબ જાણે કાચા તાંતણે લટકી રહ્યાં હતાં. સિપાહીઓ એકદમ ઊભા થઈ ગયા.

"અહીંયાં ગોળીબાર શાના થયેલા?"

એક સિપાહી જવાબમાં બોલ્યો: "અરે, અમે તો એકબે સસલાં મારી રહ્યા હતા, કોમરેડ!" તેના ચહેરા ઉપર રાહતના ભાવ સાફ વરતાતા હતા...

ટ્રક ઝપાટાબંધ દોડતી રોમાનોવની દિશામાં આગળ ધપવા લાગી. સૂર્યનો પ્રકાશ ફેલાયેલો હતો, અને નિર્જન વિસ્તારમાં દિવસ ધીરે ધીરે વીતી રહ્યો હતો. પહેલે ચોભેટે બે સિપાહીઓ દોડતા આવીને સામે ઊભા રહી ગયા અને રાઈફલો હલાવવા લાગ્યા. અમે ટ્રકનો વેગ ધીમો કરીને પછી તેને થંભાવી દીધી.

"પાસ બતાવો, સાથીઓ!"

લાલ સંત્રીઓએ ભારે દેકારો કરી મૂક્યો. "અમે લાલ સંત્રીઓ છીએ. અમને પાસની જરૂર ન હોય... ચાલો, આગળ મારી મૂકો, આ લોકોની પરવા કરવાની નથી!"



પરંતુ એક ખલાસીએ વાંધો ઉઠાવ્યો. "ના, સાથીઓ, આ તો ખોટું ગણાય. આપણે ક્રાંતિકારી શિસ્ત પાળવી જ જોઈએ. ધારો કે પ્રતિક્રાંતિકારીઓનું ઝુંડ ટ્રકમાં આવી પહોંચે અને દેકારા કરવા લાગે કે 'અમને પાસની જરૂર ન હોય...' તો? આ સાથીઓ આપણને ઓળખતા નથી."

વિવાદ શરૂ થઈ ગયો. પરંતુ એક પછી એક ખલાસીઓ તથા સિપાહીઓ પહેલા ખલાસીને ટેકો આપતા ગયા. આખરે દરેક લાલ સંત્રીએ બબડાટ કરતાં કરતાં મેલો ચૂંથાઈ ગયેલો **બુમાગા** (કાગળ) કાઢીને બતાવ્યો. સૌના પાસ એકસરખા હતા, ફક્ત મારો જ જુદી જાતનો હતો—સ્મોલ્નીમાં ક્રાંતિકારી સ્ટાફ તરફથી મને આપવામાં આવેલો હતો. સિપાહીઓએ કહ્યું કે મારે તેમની ભેગા જ જવાનું છે. પરંતુ લાલ સંત્રીઓએ જોરશોરથી વાંધા ઉઠાવ્યા. સૌથી પહેલા બોલેલા ખલાસીએ કહ્યું: "આ સાથીને આપણે ખરા સાથી તરીકે જાણીએ છીએ. પણ સમિતિના હુકમો છે, અને એ હુકમોનું પાલન કરવાનું જ છે. ક્રાંતિકારી શિસ્ત એવી જ હોય..."

વધારે ધમાલ ટાળવાના આશયે હું ટ્રકમાંથી ઊતરી ગયો અને તેને આગળ વળાંક લઈને અદૃશ્ય થતી જોઈ રહ્યો. બધા સાથીઓ હાથ હલાવીને અલવિદા કહી રહ્યા હતા. સિપાહીઓ આપસમાં હળવા અવાજે સલાહમસલત કરીને મને એક દીવાલ પાસે લઈ ગયા અને ત્યાં ખડો કરી દીધો. અચાનક જ મારા મનમાં ઝબકારો થયો કે આ લોકો તો મને ગોળીએ ઉડાવી દેવાની તૈયારી કરી રહ્યા છે!

ત્રણેય દિશાઓમાં ક્યાંય કોઈ માનવી નજરે પડતો નહોતો. જિંદગીની માત્ર એક જ નિશાની દેખાતી હતી. એક તરફ જતી પગદંડીએ લગભગ પા માઈલના અંતરે આવેલા દાચાના—લાકડાના ખખળી ગયેલા મકાનના—ધુમાડિયામાંથી ધુમાડાની સેર નીકળી રહી હતી. બન્ને સિપાહીઓ રસ્તા તરફ કદમ માંડી રહ્યા હતા. હું તેમની પાછળ દોડી ગયો.

"પણ સાથીઓ! આ જુઓ! મારા પાસમાં લશ્કરી ક્રાંતિકારી સમિતિની મહોર છે!"

તેઓ મૂઢની જેમ પહેલાં મારા પાસને અને પછી એકબીજાને તાકતા ઊભા રહ્યા.

"પણ તમારો પાસ બીજાના કરતાં સાવ જુદો છે," એક સિપાહી બોલ્યો. તેના અવાજમાં ચીડ વરતાતી હતી. "અમને વાંચતાં નથી આવડતું, ભાઈ!"

ИСПОЛНИТЕЛЬНЫЙ КОМИТЕТ
ПЕТРОГРАДСКОГО СОВЕТА
РАБОЧИХЪ и СОЛДАТСКИХ
ДЕПУТАТОВЪ
Военный Отдѣлъ

28 Октября 191 г.

26/1485

УДОСТОВѢРЕНІЕ.

Настоящее удостовѣреніе дано представите Американской Соціалъ - демократіи Интернаціоналисту товарищу Д Ж О Н У Р И Д Ъ въ томъ, Военно - Революціонный Комитетъ Петербургскаг Совѣта Рабочихъ и Солдатскихъ Депутатовъ пред — ставляѣтъ имъ права свободнаго проѣзда по всѣм Сѣверному фронту въ цѣляхъ освѣдомленія нашихъ Американскихъ товарищей интернаціоналистовъ съ событіями въ Россіи.




Председатель:

Секретарь

ઉત્તારના મોરચે મુકત પ્રવાસ માટે
જૉન રીડને આપવામાં આવેલો પાસ

મેં તેનો હાથ પકડી લીધો. "ચાલો!" મેં કહ્યું. "પેલા મકાનમાં જઈએ. ત્યાં કોઈને તો વાંચતાં આવડતું જ હશે." તેઓ અચકાવા લાગ્યા. "ના," એક બોલ્યો. બીજાએ મારી ઉપર નજર ફેરવી. "કેમ નહિ?" તે બબડયો.



"આખર, કોઈ નિર્દોષ માણસને મારી નાખવો એ તો ભારે ગુનો ગણાય." અમે મકાનના આગલા બારણા પાસે પહોંચીને સાંકળ ખખડાવી. એક ઠીંગણી જાડી બાઈએ બારણું ખોલ્યું, પણ તે દહેશત ખાઈને પાછી ખસી જતી રોતલ અવાજે બબડવા લાગી: "મને કશી ખબર નથી! મને કશી ખબર નથી!" એક સિપાહીએ પાસ તેની સામે ધરી દીધો. બાઈ ચીસ પાડી ઊઠી. "ફકત વાંચવાનું જ છે, કોમરેડ!" સિપાહી બોલ્યો. બાઈએ અચકાતાં અચકાતાં કાગળ હાથમાં લઈને મોટા અવાજે ઝડપથી વાંચ્યું:

**"આ પાસ જેને આપવામાં આવ્યો છે તે માણસ અમેરિકી સામાજિક-લોકશાહીવાદી આંદોલનનો પ્રતિનિધિ છે, આંતરરાષ્ટ્રવાદી છે..."**

અમે પાછા રસ્તે પહોંચ્યા ત્યારે સિપાહીઓએ ફરી પાછી આપસમાં સલાહમસલત કરી. "અમારે તમને રેજિમેન્ટલ સમિતિમાં લઈ જવા પડશે," તેમણે કહ્યું. ઝડપથી ફેલાઈ રહેલા સાંજનાં અંધારાંમાં અમે કાદવિયા રસ્તા પર પગ ઘસડતા ચાલવા લાગ્યા. ક્યારેક ક્યારેક અમને સિપાહીઓની ટુકડીઓ ભેટી જતી. તેઓ ઊભા રહી જતા અને વિકરાળ નજરે મને જોતા મારો પાસ વારાફરતી એકબીજાના હાથમાં આપતા જોરદાર દલીલો કરવા લાગતા કે મને મારી નાખવો કે નહિ...

અમે બીજી ત્સાર્સ્કોયે સેલો રાઈફલ ટુકડીની બૅરેકોમાં પહોંચ્યા ત્યારે અંધારું થઈ ગયું હતું. નીચી છતનાં ખૂબ ફેલાયેલાં મકાનો સડકની એક કોરે જાણે અડોઅડ ખડકાયેલાં હતાં. બારણા પાસે લપાઈને ઊભેલા કેટલાય સિપાહીઓ આતુરતાથી સવાલો પૂછવા લાગ્યા: "જાસૂસ? ઉશ્કેરણીખોર!" અમે ગોળ સીડી ચડીને એક ભારે જબ્બર ઓરડામાં દાખલ થયા. બરાબર વચમાં મોટી સગડી બાંધેલી હતી. ભોંયપટ પર ખાટલાઓની કતારો હતી. લગભગ એક હજાર જેટલા સિપાહીઓ પત્તાં રમી રહ્યા હતા, વાતો કરી રહ્યા હતા, ગીત લલકારી રહ્યા હતા, અથવા નીંદરમાં પડયા હતા. કેરેન્સ્કીની તોપનો ગોળો પડવાથી છતમાં ખાંચાદાર બાકોરું પડી ગયું હતું...

હું બારણે ઊભો રહી ગયો. એકાએક તમામ જૂથોમાં ચુપકી છવાઈ ગઈ. સિપાહીઓ મારી તરફ ફરીને મને તાકવા લાગ્યા. અચાનક તેઓ મારી તરફ ખસવા લાગ્યા, પહેલાં ધીરે ધીરે અને પછી ધસારાબંધ. તેમના ચહેરાઓમાંથી નફરત ટપકી રહી હતી અને તેઓ દેકારા પડકારા કરી રહ્યા હતા. મને લઈને આવેલા સિપાહીઓમાંથી એકે ઘાંટો પાડયો: "સાથીઓ! સાથીઓ! સમિતિ!

સમિતિ!" ધાડું થંભી ગયું. સિપાહીઓ બબડાટ કરતા મને ઘેરીને ઊભા રહી ગયા. એક પાતળો જુવાન ધક્કા મારીને ટોળામાંથી માર્ગ કરતો આગળ આવ્યો. તેને કાંડે લાલ પટ્ટી બાંધેલી હતી.

"કોણ છે આ?" તેણે તોછડાઈથી પૂછ્યું. મારા પહેરેગીરોએ આખી વાત કહી સંભળાવી. "લાવો, પાસ આપો!" તેણે ચપળ નજર મારી ઉપર નાખતાં નાખતાં પાસ કાળજીથી વાંચી જોયો. પછી તેણે મોં મલકાવીને પાસ મને પાછો આપ્યો. "સાથીઓ, આ ભાઈ અમેરિકી કોમરેડ છે. હું સામિતિનો અધ્યક્ષ છું અને તમને રેજિમેન્ટમાં આવકારું છું..." એકાએક શરૂ થઈ ગયેલો સામાન્ય ગણગણાટ વધીને અભિવાદનની ગર્જનામાં પલટાઈ ગયો. સિપાહીઓ મારી જોડે હાથ મિલાવવા આગળ ધસવા લાગ્યા.

"જમ્યા નથી? અમે તો જમી લીધું છે. અફસરોની ક્લબમાં જઈએ, ત્યાં તમારી ભાષા બોલનારું કોઈ જરૂર મળી જશે..."

તે મને ચોગાન પાર કરાવીને બીજા મકાનને બારણે લઈ ગયો. ઉમરાવ કુળનો લાગતો એક યુવાન અંદર જઈ રહ્યો હતો. તેના યુનિફૉર્મમાં ખભે લેફ્ટેનન્ટની પટ્ટીઓ હતી. અધ્યક્ષે મારો પરિચય કરાવ્યો, અને પછી હાથ મિલાવીને તે ચાલ્યો ગયો.

"મારું નામ સ્તેપાન ગેઓર્ગિયેવિચ મોરોવ્સ્કી છે, આપની સેવામાં હાજર છું," તેણે ફ્રેંચ ભાષા સરસ રીતે બોલતાં કહ્યું.

સુંદર શણગારેલા પ્રવેશખંડમાંથી મઝાનો શોભિતો દાદરો ઉપર જઈ રહ્યો હતો. ઉપર છતમાં ટાંગેલાં ચળકતાં ઝુમ્મરો પ્રકાશ પાથરી રહ્યાં હતાં. ઉપલે માળે બિલિયર્ડ રમવાનો ખંડ હતો, પત્તાં રમવાનો ખંડ હતો, અને હૉલમાં થઈને ગ્રંથાલયમાં જવાતું હતુ. અમે ભોજનખંડમાં ગયા. ખંડની વચમાં ગોઠવેલા લાંબા ટેબલ ફરતે લગભગ વીસ અફસરો બેઠા હતા. દરેકે પૂરો યુનિફૉર્મ પહેર્યો હતો; સોનાની કે ચાંદીની મૂઠવાળી તલવાર લટકાવી હતી, છાતીએ શાહી ઈલકાબોનાં પ્રતીકો લટકાવ્યાં હતાં. હું દાખલ થયો એટલે સૌ ઊભા થઈ ગયા અને મને કર્નલની બાજુમાં જગ્યા કરી આપવામાં આવી. કર્નલ કદાવર બાંધાનો ધોળી દાઢીવાળો પ્રભાવક આદમી હતો. પાવરધા ઑર્ડરલીઓ રીતસર ખાવાનું પીરસી રહ્યા હતા. વાતાવરણ યુરોપના કોઈ પણ અફસર ભોજનાલય જેવું જ હતું. તો પછી ક્રાંતિ ક્યાં હતી?

"તમે બોલ્શેવિકો નથી?" મેં મોરોવ્સ્કીને પૂછ્યું.



ટેબલ ફરતે બેઠેલા બધા માણસોનાં મોં મલકી ગયાં. પરંતુ એકબે જણ ત્રાંસી નજર ઑર્ડરલી તરફ નાખતા મારા ધ્યાનમાં આવી ગયા.

"ના," મારા દોસ્તે જવાબ દીધો. "આ રેજિમેન્ટમાં માત્ર એક જ બોલ્શેવિક અફસર છે, અને તે આજે પેત્રોગ્રાદ ગયો છે. કર્નલ મેન્શેવિક છે, પેલા કૅપ્ટન ખેર્લોવ કૅડેટ છે. હું સમાજવાદી ક્રાંતિકારી છું પણ મવાળ પાંખનો... હું ધારું છું કે લશ્કરમાં મોટા ભાગના અફસરો બોલ્શેવિકો નથી, પણ મારી જેમ તેઓ લોકશાહીમાં માને છે; તેઓ માને છે કે તેમણે સિપાહી સમુદાયોને અનુસરવું જોઈએ..."

જમવાનું પતી ગયું એટલે નકશા આણવામાં આવ્યા. કર્નલે નકશા ટેબલ પર ફેલાવી દીધા. બધા અફસરો કર્નલની પાછળ ઊભા રહીને જોવા લાગ્યા.

કર્નલે પેનસિલનાં નિશાન બતાવતાં કહ્યું: "આજે સવારે આપણાં સૈન્યો આ સ્થળોએ હતાં. વ્લાદીમિર કિરીલ્લોવિચ, તમારી કંપની ક્યાં છે?"

કૅપ્ટન ખેર્લોવે નકશામાં જગ્યા બતાવી. "હુકમો મુજબ અમે આ રસ્તાની બાજુમાં ગોઠવાઈ ગયા હતા. પાંચ વાગ્યે મારી ફરજ પૂરી થઈ અને કર્સાવિને જવાબદારી સંભાળી લીધી."

કૅપ્ટન ખેર્લોવની વાત પૂરી થઈ એટલામાં ખંડનું બારણું ખૂલી ગયું અને રેજિમેન્ટલ સમિતિનો અધ્યક્ષ અંદર આવ્યો. તેની ભેગો એક સિપાહી હતો. તેઓ કર્નલની પાછળ ઊભેલા જૂથમાં જોડાઈ ગયા અને નકશા ઉપર નજર ફેરવવા લાગ્યા.

"સરસ," કર્નલ બોલ્યો, "આપણા વિભાગમાં કઝ્ઝાકો દસ કિલોમીટર પાછળ હઠી ગયા છે. મને આગળ ધપવાની જરૂર નથી લાગતી. સજ્જનો, આજે રાતે હાલની જગ્યાઓ પરનો કબજો જાળવી રાખો, કબજાને મજબૂત બનાવવા માટે..."

"માફ કરજો," રેજિમેન્ટલ સમિતિનો અધ્યક્ષ વચમાં બોલી ઊઠયો, "હુકમો પૂરઝડપે આગળ ધપવાના અને સવારે ગાતચિનાથી ઉત્તરે કઝ્ઝાકોને આંબી જઈને પડકારવાના છે. તેમને સખત હરાવવાનું તદ્દન આવશ્યક છે. તેને માટે જરૂરી બંદોબસ્ત કરો."

થોડી વાર ચુપકી છવાઈ ગઈ. કર્નલ ફરી નકશા તરફ ફર્યો. "ભલે," તેના અવાજમાં ફેર પડી ગયો હતો, "સ્તેપાન ગેઓર્ગેવિચ, તમે..." ભૂરી પેનસિલ વડે ઝડપથી રેખા દોરતાં દોરતાં તે હુકમો આપવા લાગ્યો અને સાર્જન્ટ

હુકમોને લઘુલિપિમાં નોંધી લેવા લાગ્યો. પછી સાર્જન્ટ બહાર ગયો અને દસ મિનિટમાં હુકમો ટાઈપ કરીને બે નકલ લઈ આવ્યો—મૂળ અને કાર્બનની નકલ. સમિતિના અધ્યક્ષે હુકમો સામે રાખીને નકશામાં સ્થળો બરાબર તપાસી જોયાં.

"બરાબર છે," તે ઊભો થતો બોલ્યો. તેણે કાર્બનની નકલ ગડી વાળીને ખીસામાં મૂકી દીધી. પછી તેણે મૂળ હુકમો પર સહી કરી, ખીસામાંથી ગોળ સીલ કાઢીને કાગળ પર છાપ લગાવી દીધી, અને હુકમોનો કાગળ કર્નલના હાથમાં મૂક્યો...

આ હતી ક્રાંતિ!

હું રેજિમેન્ટની સ્ટાફ મોટરગાડીમાં બેસીને ત્સાર્સ્કોયેના સોવિયેત મહેલમાં પાછો ફર્યો. હજી કામદારો, સિપાહીઓ, અને ખલાસીઓનાં ટોળાં અંદર જઈ રહ્યાં હતાં અને બહાર નીકળી રહ્યાં હતાં; હજી દરવાજે ટ્રકો, બખ્તરબંધ મોટરગાડીઓ, અને તોપોના જમેલાની ધમાલ ચાલુ હતી; હજી પણ અણધાર્યા, અસાધારણ વિજયના ઉલ્લાસના દેકારા પડકારા તથા હાસ્યના ફુવારા વાતાવરણમાં ગુંજી રહ્યા હતા. અરધો ડઝન જેટલા લાલ સંત્રીઓ એક પાદરીને ઘેરીને લઈ આવ્યા અને ધક્કા મારતા અંદર ગયા. લોકોએ કહ્યું કે પાદરી ફાધર ઈવાન હતો અને કઝ્ઝાકો શહેરમાં દાખલ થયા ત્યારે તેણે તેમને આશીર્વાદ આપ્યા હતા. આગળ જતાં મને ખબર પડી કે તેને ગોળીએ ઉડાવી દેવામાં આવ્યો હતો...[4]

દીબેન્કો ધડાધડ હુકમો છોડતો બહાર આવી રહ્યો હતો. મોટી રિવોલ્વર તેના હાથમાં જ હતી. એક મોટરગાડી રસ્તાની કોરે ઊભી હતી અને તેનું ઍન્જિન જોરથી ધમધમી રહ્યું હતું. દિબેન્કો એકલો જ પાછળની સીટમાં બેસી ગયો અને મોટર રવાના થઈ ગઈ—તે ગાતચિના જઈ રહ્યો હતો, કેરેન્સ્કીને જીતવા.

તે શહેરના પાદરમાં પહોંચ્યો ત્યારે રાત પડવા આવી હતી. ત્યાંથી તે પગપાળો આગળ ગયો. દિબેન્કોએ કઝ્ઝાકોને શું કહ્યું હશે તેની કોઈને ખબર નથી, પરંતુ હકીકત જાહેર છે કે જનરલ ક્રાસ્નોવ તથા તેનો સ્ટાફ તેમ જ કેટલાય હજાર કઝ્ઝાકો શરણે થઈ ગયા, અને તેમણે કેરેન્સ્કીને પણ શરણે થઈ જવાની સલાહ આપી.[5]



કેરેન્સ્કીની બાબતમાં—નવેંબરની ૧૪મી તારીખે સવારે જનરલ ક્રાસ્નોવે કરેલું નિવેદન હું નીચે આપું છું:

"ગાતચિના, ૧૪મી નવેંબર, ૧૯૧૭. આજે લગભગ ત્રણ વાગ્યે (સવારે) સર્વોચ્ચ સેનાધિપતિએ મને બોલાવ્યો. તે બહુ ઉત્તેજિત અને ખૂબ બેચેન હતો.

તેણે મને કહ્યું: 'જનરલ, તમે મારી જોડે દગો કર્યો છે. તમારા કઝ્ઝાકો સાફ કહી રહ્યા છે કે મને ગિરફતાર કરી લેશે અને ખલાસીઓને હવાલે કરી દેશે.'

મેં જવાબ આપ્યો: 'હા, એવી વાત સાંભળવામાં આવી છે, અને ક્યાંય કોઈને તમારા તરફ જરાય હમદર્દી નથી.'

'અફસરો પણ એવી જ વાતો કરી રહ્યા છે.'

'હા, તમારા સંબંધમાં સૌથી વધારે અસંતોષ તો અફસરોને જ છે.'

'તો મારે શું કરવું? આપઘાત કરી લેવો જોઈએ!'

'તમે નેક ઈન્સાન હો તો તમારે તત્કાળ સફેદ વાવટો લઈને પેત્રોગ્રાદ પહોંચી જવું જોઈએ, લશ્કરી ક્રાંતિકારી સમિતિ સમક્ષ હાજર થઈ જવું જોઈએ, અને કામચલાઉ સરકારના અધ્યક્ષ તરીકે વાટાઘાટો શરૂ કરી દેવી જોઈએ.'

'ભલે, જનરલ, હું એમ જ કરીશ.'

'હું તમારે માટે એક રક્ષક ટુકડીનો બંદોબસ્ત કરું છું, અને એ લોકોને કહીશ કે એક ખલાસીને તમારી ભેગો મોકલે.'

'ના, ના, ખલાસી નહિ! તમને ખબર છે—દિબેન્કો અહીંયાં આવ્યો છે એ વાત ખરી છે?'

'હું તો જાણતો જ નથી કે દિબેન્કો કોણ છે.'

'મારો દુશ્મન છે.'

'કોઈ ઉપાય નથી. મોટા દાવ લગાવનારાઓને મોકાનો ફાયદો ઉઠાવતાં પણ આવડવું જ જોઈએ.'

'હા, હા, હું રાતે નીકળી જઈશ!'

'રાતે કેમ? એ તો નાસી જવાનું કૃત્ય ગણાય. ખુલ્લંખુલ્લા અને સ્વસ્થતાથી નીકળો, સૌ જોઈ શકે કે તમે નાસી નથી જતા.'

'બહુ સારું. પણ મને એવી રક્ષક ટુકડી આપજો કે હું ભરોસો રાખી શકું.'

'ભલે.'

મેં બહાર નીકળીને દોનની દસમી રેજિમેન્ટના કઝ્ઝાક રૂસાકોવને બોલાવ્યો અને સર્વોચ્ચ સેનાધિપતિની સાથે મોકલવા માટે દસ ચુનંદા કઝ્ઝાકોને તૈયાર કરવાનો તેને હુકમ આપ્યો. અરધા કલાક પછી કઝ્ઝાકોએ આવીને મને જણાવ્યું કે કેરેન્સ્કી તેના નિવાસમાં નથી, પોબારા ગણી ગયો છે.

મેં સાવધાનીનું એલાન કરાવ્યું અને તેની તલાશ કરવાનો હુકમ આપ્યો. મારી ધારણા હતી કે તે ગાતચિનામાંથી બહાર નહિ જઈ શક્યો હોય, પણ બહુ તલાશ કરવા છતાં તે મળ્યો જ નહિ..."

તો કેરેન્સ્કી ભાગી ગયો, એકલો, વેશપલટા માટે ખલાસીના યુનિફૉર્મનો ઉપયોગ કરીને, અને એવું કૃત્ય કરીને તેણે રશિયન લોકસમુદાયોમાં તેના પ્રત્યેની જે કંઈ થોડીઘણી ચાહના બચી હતી તે પણ ગુમાવી દીધી...

હું એક ટ્રકની આગલી સીટમાં બેસીને પેત્રોગ્રાદ પાછો ફર્યો. ટ્રકનો ડ્રાઈવર કામદાર હતો, અને તેમાં લાલ સંત્રીઓ ખીચોખીચ ભરેલા હતા. અમારી પાસે ઘાસલેટ નહોતું, એટલે અમારી બત્તીઓ બંધ હતી. ઘેર પાછી ફરતી સર્વહારા સેનાની અને તેની જગ્યા લેવા ધસી રહેલી નવી રિઝર્વ ટુકડીઓની ભીડ સડક પર જામેલી હતી. અમારા જેવી જ મોટી ટ્રકો, તોપગાડીઓની કતારો, અને હારબંધ ગાડાં અમારી જેમ જ બત્તીઓ વગર રાતના અંધારામાં જાણે ઝળુંબી રહ્યાં હતાં. અમારી ટ્રક પૂરપાટ દોડી રહી હતી, અનિવાર્ય લાગતી અથડામણો ટાળવા ડાબે ને જમણે આંચકા ખાતી હતી, પૈડાં ચિત્કાર પાડી ઊઠતાં હતાં, અને પછી તરત જ પગપાળા મુસાફરોની ગાળો કાને પડતી.

ક્ષિતિજમાં પાટનગરની બત્તીઓનો ઝગમગાટ ફેલાયેલો હતો. શહેર રાતે દિવસ કરતાં અનેક ગણું સુંદર લાગતું હતું, વેરાન વિસ્તારમાં જાણે હીરામોતીના ગંજ ખડકી દેવામાં આવ્યા હોય એવું લાગતું હતું.

ટ્રક ચલાવતા ઘરડા કામદારે હર્ષોલ્લાસના જોશમાં સ્ટીયરિંગ વ્હીલ પર એક જ હાથ રહેવા દઈને બીજો હાથ દૂર ઝગમગતા પાટનગરની દિશામાં ફેલાવી દીધો.

"મારું!" તે બોલી ઊઠ્યો, તેનો ચહેરા પર આભા ઝળકી રહી હતી. "હવે આખેઆખું મારું! મારું પેત્રોગ્રાદ!"

## પ્રકરણ ૧૦

### મોસ્કો

લશ્કરી ક્રાંતિકારી સમિતિ વિજય હાંસલ કરી લીધા પછી ભયંકર જુસ્સાથી આગળનાં કદમો ઉઠાવવા લાગી:

"૧૪મી નવેંબર.

સેનાની તમામ ટુકડીઓને, ડિવિઝનો તથા રેજિમેન્ટોની બધી સમિતિઓને, કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની તમામ સોવિયેતોને.

સૌને, સૌને, સૌને.

કઝ્ઝાકો, યુંકરો, સિપાહીઓ, ખલાસીઓ, અને કામદારો વચ્ચે થયેલી સમજણ મુજબ નક્કી કરવામાં આવ્યું છે કે અલેક્સાંદર ફ્યોદોરોવિચ કેરેન્સ્કીની ઉપર લોક અદાલતમાં મુકદ્દમો ચલાવવામાં આવે. અમે માગણી કરીએ છીએ કે નીચે ઉલ્લેખિત સંગઠનોના નામે કેરેન્સ્કીને ગિરફતાર કરી લેવામાં આવે અને તેને તત્કાળ પેત્રોગ્રાદ પહોંચી જવાનો તથા અદાલત સમક્ષ હાજર થઈ જવાનો હુકમ આપવામાં આવે.

**સહીઓ** — ઉસ્સુરી હયદળની પહેલી
ડિવિઝનના કઝ્ઝાકો,
પેત્રોગ્રાદ છાપામાર ટુકડીના યુંકરોની સમિતિ,
પાંચમા લશ્કરનો પ્રતિનિધિ.
લોક કમિસાર **દિબેન્કો**."

ઉદ્ધાર સમિતિ, દૂમા, કેરેન્સ્કીને ગર્વથી પોતાનો સભ્ય ગણાવતી સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીની કેંદ્રીય સમિતિ — સૌએ જોરશોરથી વિરોધ કર્યો કે કેરેન્સ્કી તો માત્ર બંધારણસભાને જ જવાબદાર ગણાય.

૧૬મી નવેંબરની સાંજે મેં બે હજાર લાલ સંત્રીઓને ઝાગેરોદ્‌ની તરુમાર્ગે કૂચ કરતા નીરખ્યા. મોખરે ચાલતી વાદ્યમંડળી 'માર્સેઈયેઝ'ની ધૂન બજાવી રહી હતી—અને એ હકીકત ખૂબ જ સમુચિત લાગતી હતી. કામદારોની ઘેરી કતારોની ઉપર લોહી જેવા લાલ રંગના ઝંડા લહેરાઈ રહ્યા હતા. લાલ સંત્રીઓનું એ સરઘસ "લાલ પેત્રોગ્રાદ"નું રક્ષણ કરનારા બંધુઓના સ્વાગત માટે કાઢવામાં આવ્યું હતું. સાંજની આકરી ટાઢમાં નરનારીઓ ચીકણો કાદવ ખૂંદતાં કૂચ કરી રહ્યાં હતાં. તેમની બાયોનેટો જાણે હિલોળા લઈ રહી હતી. ઝાંખી બત્તીઓનું આછું અજવાળું રસ્તાઓ પર પથરાયેલું હતું. માર્ગની બન્ને તરફ ભેગાં થઈ ગયેલાં મૂડીવાદીઓનાં મૂંગાં ટોળાં નફરતની નજરે પણ ભયભીત દશામાં સરઘસને જોઈ રહ્યાં હતાં...

એ ટોળાંમાં સામેલ તમામ લોકો તેમની વિરુદ્ધ હતા—વેપારીઓ, સટ્ટાખોરો, વ્યાજખોરો, જમીનદારો, લશ્કરી અફસરો, રાજકારણીઓ, શિક્ષકો, વિદ્યાર્થીઓ, વ્યવસાયી માણસો, દુકાનદારો, કારકુનો, દલાલો. બીજી સમાજવાદી પાર્ટીઓ બોલ્શેવિકોની તરફ ભયંકર નફરત ધરાવતી હતી. સોવિયેતોના પક્ષે હતા સાધારણ કામદારો, ખલાસીઓ, હતાશ ન બની ગયેલા સિપાહીઓ, જમીન વગરના કિસાનો, અને થોડાક—બહુ જ થોડા—બુદ્ધિજીવીઓ...

વિશાળ રશિયાનાં દૂર દૂરનાં સ્થળોમાં જ્યાં રસ્તાઓ પર જીવનમરણની લડાઈઓ જ્વાળાની જેમ ફાટી નીકળી હતી ત્યાંથી કેરેન્સ્કીના પરાજયની ખબરના પડઘા સર્વહારા વિજયની જોરદાર ગર્જનાઓના રૂપમાં પાછા વળવા લાગ્યા.

કઝાન, સારાતોવ, નોવગોરદ, વીન્નિત્સા—જ્યાં રસ્તાઓ લોહીમાં તરબોળ બની ગયા હતા ત્યાંથી; મોસ્કો—જ્યાં બોલ્શેવિકોએ પોતાની તોપોનાં નિશાન મૂડીદાર વર્ગના આખરી અડ્ડા ઉપર, ક્રેમલિન ઉપર, તાકી દીધાં હતાં ત્યાંથી.

"ક્રેમલિન ઉપર તોપમારો!" પેત્રોગ્રાદમાં ખબર કાનોકાન ફેલાતી અને લોકોનાં મનમાં લગભગ ત્રાસની લાગણી પેદા કરતી શહેરને ખૂણે ખૂણે પહોંચી ગઈ. "ધવલ અને ઝળકતી નાનકડી માતા મોસ્કો નગરી"થી આવતા મુસાફરો ખોફનાક કહાણીઓ ફેલાવી રહ્યા હતા. હજારોની હત્યા, ત્વેર્સ્કાયા માર્ગ અને કુઝ્નેત્સ્કી પુલ આગની જ્વાળાઓમાં લપેટાઈ ગયાં છે, વસીલી બ્લાઝેન્નીનું દેવળ ધૂંધવાતા કોલસાના ઢગલામાં પલટાઈ ગયું છે, ઉસ્પેન્સ્કી કેથીડ્રલ ભાંગીને



ભુક્કા થઈ ગયું છે, ક્રેમલિનનો સ્પાસ્કાયા દરવાજો ભોંયભેગો થઈ રહ્યો છે, દૂમાની ઈમારત બળીને રાખ બની ગઈ છે.

બોલ્શેવિકોએ અગાઉ જે કંઈ કરેલું તેની સરખામણી પવિત્ર રશિયાના હાર્દમાં કરવામાં આવેલા આ ભયંકર પાપની સાથે કોઈ રીતે થઈ શકે જ નહિ. પવિત્ર રૂઢિગત ખ્રિસ્તી ધર્મસંસ્થાની ઉપર થઈ રહેલા અને રૂસી રાષ્ટ્રના અભય આશ્રયસ્થાનના ભુક્કા ઉડાવી દેનારા તોપમારાનો કારમો આઘાત ધર્મપરાયણ લોકોએ અનુભવ્યો...

નવેંબરની ૧૫મી તારીખે લોક કમિસાર પરિષદના અધિવેશનમાં કેળવણીના કમિસાર લુનાચાર્સ્કીની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં, અને તે એમ કહેતો ખંડમાંથી બહાર ધસી ગયો : "મારાથી આ સહન નથી થતું! સૌંદર્ય અને પરંપરાનો આવો ભયંકર વિનાશ મારાથી સહન નથી થતો..."

એ દિવસે બપોર પછીનાં અખબારોમાં તેના રાજીનામાનો પત્ર પ્રગટ થયો:

"મોસ્કોથી આવેલા માણસોએ મને હમણાં જ માહિતી આપી છે કે ત્યાં શું શું બની રહ્યું છે.

વસીલી બ્લાઝેનીના દેવળ ઉપર અને ઉસ્પેન્સ્કી કેથીડ્રલ ઉપર તોપમારો થઈ રહ્યો છે. પેત્રોગ્રાદ અને મોસ્કોના અત્યંત મહત્ત્વના કલા ખજાનાઓ હાલ જ્યાં એકત્રિત છે એ ક્રેમલિનની ઉપર તોપોના ગોળા વરસાવવામાં આવી રહ્યા છે. હજારો ઈન્સાનો તોપમારાના ભોગ બન્યા છે.

ત્યાં ભયાનક સંઘર્ષ પાશવી ક્રૂરતાના તબક્કામાં પહોંચી ગયો છે.

બાકી શું રહ્યું છે? આથી વધારે શું બની શકે?

મારાથી આ સહન નથી થતું. મારે માટે તો આખરી હદ આવી ગઈ છે. આવી ભયાનકતાઓને સહી લેવાનું મારે માટે શક્ય નથી. મને પાગલ બનાવી દે એવા વિચારોના દબાણ હેઠળ કામ કરવાનું અશક્ય છે!

એટલે હું લોક કમિસાર પરિષદમાંથી ખસી જાઉં છું.

હું મારા નિર્ણયની ગંભીરતા બરાબર સમજું છું. પરંતુ મારાથી વધારે સહન થાય એમ નથી..."

એ જ દિવસે ક્રેમલિનની અંદર ભરાઈને બેઠેલા વ્હાઇટગાર્ડો તથા યુંકરો શરણે થઈ ગયા. તેમને કશી ઈજા પહોંચાડયા વગર બહાર નીકળી જવા દેવામાં આવ્યા. સુલેહની સંધિ નીચે મુજબ હતી:

"૧. જાહેર સલામતી સમિતિને નાબૂદ કરી નાખવામાં આવશે.

૨. વ્હાઇટગાર્ડ દળ હથિયારો શરણે કરી દેશે અને પોતાનું સંગઠન વિખેરી નાખશે. અફસરો પોતાની તલવારો અને નિયમ મુજબનાં નાનાં હથિયારો રાખી શકશે. લશ્કરી શાળાઓમાં તાલીમ માટે જરૂરી હોય એટલાં જ હથિયારો રાખવામાં આવશે, બાકીનાં તમામ હથિયારો ચુંકરો શરણે કરી દેશે. લશ્કરી ક્રાંતિકારી સમિતિ વ્યકિતની આઝાદી અને સલામતીની ગૅરંટી આપે છે.

૩. બે નંબરની કલમમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ હથિયારો શરણે કરી દેવાની બાબતના અમલ માટે ખાસ પંચ નીમવામાં આવશે. સુલેહની વાટાઘાટોમાં ભાગ લેનારાં સઘળાં સંગઠનોના પ્રતિનિધિઓને એ પંચમાં સામેલ કરવામાં આવશે...

૪. આ સુલેહ સંધિ ઉપર સહીઓ થઈ જાય એ જ ઘડીએ બન્ને પક્ષો ગોળીબાર બંધ કરી દેવાના તથા તમામ લશ્કરી કારવાઈઓ થંભાવી દેવાના તાત્કાલિક હુકમો છોડશે, અને એ હુકમોનો વખતસર અમલ સુનિશ્ચિત બનાવવા માટે સઘળાં જરૂરી પગલાં લેશે.

૫. સંધિ ઉપર સહીઓ થઈ જાય કે તરત જ બન્ને પક્ષો તરફથી કેદીઓને છોડી મૂકવામાં આવશે..."

શહેર બે દિવસથી બોલ્શેવિકોના કબજામાં હતું. દહેશત ખાઈ ગયેલા નાગરિકો ભંડકિયાંમાંથી બહાર નીકળીને પોતાનાં મૃત્ત સ્વજનોની તલાશ કરવા લાગ્યા હતા. રસ્તાઓ પરની નાકાબંધી હઠાવવામાં આવી રહી હતી. પરંતુ મોસ્કોમાં ચાલતી વિનાશલીલાની કહાણીઓ ઘટવાને બદલે વધતી જ રહી... અને અમે મોસ્કો જવાનું નક્કી કર્યું તે એવી ખોફનાક ખબરોને લીધે જ.

પેત્રોગ્રાદ બે સદી સુધી રાજધાની રહ્યું હોવા છતાં આખર તો હજી કૃત્રિમ શહેર જ છે. મોસ્કો એટલે ખરું રશિયા—જેવું હતું અને જેવું બનશે એ રશિયા. મોસ્કોમાં અમને ક્રાંતિ વિશે રૂસી પ્રજાની ખરી લાગણી જોવા મળશે. ત્યાં જીવન વધારે ઉત્કટ છે.

પેત્રોગ્રાદની લશ્કરી ક્રાંતિકારી સમિતિએ સાધારણ રેલવે કામદારોના મદદ લઈને છેલ્લા એક અઠવાડિયાથી નિકોલાઈ રેલવે લાઇન કબજે કરી લીધી હતી, અને તે ગાડીઓ ભરી ભરીને લાલ સંત્રીઓને દક્ષિણ-પશ્ચિમ દિશામાં મોકલી રહી હતી... અમને સ્મોલ્નીમાંથી પાસ આપવામાં આવ્યા હતા કારણ કે પાસ વગર પાટનગરમાંથી બહાર નીકળવાનું કોઈને માટે શક્ય જ નહોતું... ગાડી



સ્ટેશનમાં આવી કે તરત જ મેલાઘેલા સિપાહીઓનું ધાડું અંદર ધૂસવા લાગ્યું. બધા સિપાહીઓના હાથમાં ખાવાપીવાની ચીજોના મોટા મોટા થેલા હતા. તેઓ બારણાં પર ધસારા કરીને અને બારીઓ તોડી નાખીને અંદર દાખલ થઈ ગયા. બધા ડબ્બાઓનાં તમામ ખાનાં તેમ જ હાલવાચાલવાની જગ્યા ખીચોખીચ ભરાઈ ગઈ. કેટલાક સિપાહીઓ તો ડબ્બાઓનાં છાપરાં પર ચડીને ગોઠવાઈ ગયા. અમે ત્રણે જેમતેમ કરીને માંડ માંડ એક ખાનામાં જગ્યા મેળવી લીધી, પરંતુ તરત જ લગભગ વીસ સિપાહીઓ તેમાં ધૂસી આવ્યા... ખાનામાં જગ્યા તો ફકત ચાર જ માણસોની હતી. અમે પુષ્કળ દલીલો કરી, સિપાહીઓને બહુ સમજાવ્યા, ગાડીના કંડકટરે પણ અમને સાથ આપ્યો—પરંતુ સિપાહીઓ તો બસ હસતા જ રહ્યા. બધાય બુર્ઝુઈ (મૂડીવાદીઓ)ની સગવડને આરામની ફિકર અમારે જ કરવાની? પછી અમે સ્મોલ્નીમાંથી મળેલા પાસ બતાવ્યા. સિપાહીઓનું વલણ તરત જ બદલાઈ ગયું.

"ચાલો, ચાલો, સાથીઓ," એક સિપાહી બોલી ઊઠયો, "આ તો અમેરિકી **તોવારિશ્ચી** (સાથીઓ) છે. બિચારા લગભગ ત્રીસ હજાર કિલોમીટર દૂરથી આપણી ક્રાંતિ જોવા આવ્યા છે, અને સાફ થાકી ગયેલા દેખાય છે..."

સિપાહીઓ વિનયથી અને દોસ્તીના ભાવે માફી માગતા જવા લાગ્યા. થોડી વાર પછી અમને કોઈ ખાનાનું બારણું તૂટવાનો અવાજ સંભળાયો. સરસ મઝાના પોશાક પહેરેલા બે જાડિયા રશિયનોએ કંડકટરને લાંચ આપીને એક ખાનું મેળવી લીધું હતું અને અંદર ભરાઈને બારણું વાસી દીધું હતું. પેલા સિપાહીઓ બારણું તોડીને એ ખાનામાં ધૂસી ગયા હતા.

સાંજે સાત વાગ્યે અમારી ગાડી સ્ટેશનમાંથી બહાર નીકળી. ગાડી બેહદ લાંબી હતી અને લાકડાંના બળતણ વડે ચાલતું નાનકડું કમજોર ઍંજિન તેને ખેંચી રહ્યું હતું. ધીરે ધીરે ઘસડાતી ગાડી વારે વારે ઊભી રહેતી હતી. છાપરાં પર ગોઠવાઈ ગયેલા સિપાહીઓ પગ પછાડી રહ્યા હતા અને વિલાપિયાં કિસાન ગીતો ગાઈ રહ્યા હતા. ચાલવાનું અશક્ય બની જાય એટલી ખીચોખીચ ભરાઈ ગયેલી કોરિડોરમાં જોરદાર રાજકીય ચર્ચાઓ આખી રાત ચાલતી રહી. ક્યારેક ક્યારેક કંડકટર આદતનો માર્યો ટિકિટો તપાસવા આવતો. અમારા સિવાય બીજા તો બહુ થોડા માણસો પાસે ટિકિટો મળતી. કંડકટર અરધા કલાકની જીભાજોડી પછી આખરે હાર માનીને હાથ ઊંચા કરી દેતો અને ચાલ્યો જતો. વાતાવરણ ગૂંગળાવી નાખે એવું હતું. બધે ધુમાડો ભરાઈ ગયેલો હતો અને ગંદી ગંધ

ફેલાઈ ગયેલી હતી. સિપાહીઓએ બારીઓ તોડી ન નાખી હોત તો અમે રાત દરમિયાન કદાચ ગૂંગળાઈને મરી ગયા હોત.

સવાર સુધીમાં ગાડી કેટલાય કલાક મોડી પડી ગઈ હતી. અમે બહાર નજર નાખી તો હિમથી છવાયેલું જગત નજરે પડ્યું. આકરી ટાઢ હતી. લગભગ બપોરે એક કિસાન બાઈ રોટીના ટૂકડા ભરેલી ટોપલી અને જરાતરા ઊના કૉફી જેવા કોઈ પીણાનું મોટું ડબલું લઈને ડબ્બામાં દાખલ થઈ. ત્યાર બાદ છેક અંધારું થતાં સુધી તો બસ ખીચોખીચ ભરેલી ગાડી, આંચકા ખાતી અને ઊભી રહેતી, અને ક્યારેક ક્યારેક આવતાં સ્ટેશનો. સ્ટેશન આવે કે તરત જ ભૂખ્યાં ધાડાં નીચે ઊતરીને હોટેલમાં ઘૂસી જતાં, અને ત્યાં રાખેલી થોડીઘણી ચીજોને જોતજોતામાં સાફ કરી નાખતાં... એક સ્ટેશને મને નોગીન અને રીકોવ મળી ગયા. લોક કમિસાર પરિષદમાંથી છૂટા થઈ ગયેલા બેઉ માજી કમિસારો પોતાની ફરિયાદો પોતાની જ સોવિયેતમાં રજૂ કરવા માટે મોસ્કો પાછા ફરી રહ્યા હતા. આગળ જતાં બીજા એક સ્ટેશને બુખારિન ભેટી ગયો — રાતી દાઢી અને ઝનૂન છલકાવતી આંખોવાળો ઠીંગણો આદમી. તેને વિશે કહેવાતું કે "લેનિન કરતાંયે વધારે ઉદ્દામપંથી" માણસ છે...

પછી ઘંટના ત્રણ રણકાર થયા અને અમે ગાડી તરફ ધસારો કર્યો અને ઘોંઘાટ કરતી ભયંકર ભીડમાંથી ધીરે ધીરે માર્ગ કરતા અમારી જગ્યાએ પહોંચ્યા... ટોળું મોજીલું હતું, બધી અગવડો વિનોદભરી ધીરજથી સહી લેતું હતું, પેત્રોગ્રાદની પરિસ્થિતિથી લઈને બ્રિટિશ ટ્રેડ યુનિયન પદ્ધતિ સુધીની તમામ બાબતો વિશે અંતહીન દલીલો કરતું રહેતું હતું, અને ગાડીમાં બેઠેલા થોડાક બુર્ઝુઈ (મૂડીવાદી) પેસેન્જરોની જોડે જોરદાર વાદવિવાદ ચલાવતું હતું. અમે મોસ્કો પહોંચ્યા તે પહેલાં લગભગ દરેક ડબ્બામાં ખોરાક મેળવવા તથા વહેંચવાના કામ માટે સમિતિ રચાઈ ગઈ હતી, એ સમિતિઓ રાજકીય જૂથોમાં વિભાજિત થઈ ગઈ હતી, અને એ જૂથો મૂળભૂત સિદ્ધાંતો વિશેના વિવાદોમાં મશગૂલ બની ગયાં હતાં...

મોસ્કોમાં સ્ટેશન સૂમસામ હતું. અમે લેનિનગ્રાદ પાછા ફરવાની ટિકિટોનો બંદોબસ્ત કરવા કમાંડન્ટની ઑફિસમાં ગયા. કમાંડન્ટ ચિડિયલ જુવાન હતો. તેના યુનિફૉર્મમાં ખભે લેફ્ટેનન્ટની પટ્ટીઓ ટાંકેલી હતી. સ્મોલ્નીમાંથી મળેલા પાસ અમે તેને બતાવ્યા એટલે તે ખિજાઈને કહેવા લાગ્યો કે હુ બોલ્શેવિક નથી, હું તો જાહેર સલામતી સમિતિનો પ્રતિનિધિ છું... ઘટના લાક્ષણિક હતી — શહેરની ફતેહની સામાન્ય ધાંધલમાં વિજેતાઓ મુખ્ય રેલવે સ્ટેશનને જ ભૂલી ગયા હતા...

એક પણ ઘોડાગાડી નજરે પડતી નહોતી. અમે ચાલવા લાગ્યા તો જરાક દૂર એક નાનકડી હિમગાડી દેખાઈ. ઇઝવોઝચિક (ગાડીવાન) આગલી સીટમાં ટટ્ટાર બેઠો બેઠો ઊંઘતો હતો. તેણે રૂ ભરેલું બેઢંગું જાકીટ પહેર્યું હતું.

"શહેરમાં પહોંચાડવાના કેટલા પૈસા?" અમે પૂછ્યું.

તેણે માથું ખજવાળતાં જવાબ દીધો: "હું તો પહોંચાડી દઈશ, પણ આપ સાહેબોને કોઈ હોટલમાં જગ્યા નહિ મળે. સો રૂબલ પડશે..." ક્રાંતિ પહેલાં બે રૂબલ લાગતા હતા. અમે વાંધો ઉઠાવ્યો પણ તેણે ખભા ઉલાળતાં કહ્યું: "આજકાલ હિમગાડી ચલાવવામાં ભારે હિંમતની જરૂર પડે છે." અમે બહુ રકઝક કરી પણ ભાડું પચાસ રૂબલથી ઓછું ન કરાવી શક્યા... હિમ છવાયેલા રસ્તાઓ પર અરધુંપરધું અજવાળું હતું. હિમગાડી ઝપાટાબંધ સરકવા લાગી અને ગાડીવાન છ દિવસની લડાઈ દરમિયાનની આપવીતીનું બયાન કરવા લાગ્યો: "ગાડી ચલાવતો હોઉં કે ઘરાકની વાટ જોતો ખૂણે ઊભો હોઉં એટલામાં ધડાક! તોપનો ગોળો એક તરફ ફાટે, વળી ધડાક! તોપનો ગોળો બીજી તરફ ફાટે! તડતડ... તડતડ... મશીનગનની તડતડાટી શરૂ થઈ જાય... હું ઘોડાને પૂરઝડપે દોડાવી મૂકું... શયતાનો ગોળીબાર કરતા જ રહે! હું કોઈ મઝાની શાંત શેરીમાં પહોંચીને ગાડી થંભાવું અને બેચાર ઝોકાં ખાઈ લઉં... એટલામાં ધડાક! વળી પાછો તોપનો ગોળો... વળી પાછું તડતડ... તડતડ... શયતાનો! શયતાનો! શયતાનો!"

શહેરના મધ્ય ભાગમાં હિમના થરવાળા રસ્તા સૂમસામ હતા, શહેર જાણે બીમારીના હુમલા પછી કમજોર હાલતમાં ચુપચાપ પડ્યું હોય એવી નીરવતા હતી. રસ્તાઓ પર છૂટીછવાઈ થોડીક જ બત્તીઓ બળી રહી હતી. રડયાખડયા કોઈ કોઈ રાહદારીઓ પગથીઓ પર વેગીલાં કદમ માંડતા જઈ રહ્યા હતા. અફાટ સપાટ વિસ્તારમાંથી ફૂંકાતો બરફ જેવો ટાઢો પવન હાડકાંનેય થિજાવી દેતો હતો. પહેલી હોટેલ નજરે પડી તેમાં અમે દાખલ થઈ ગયા. ઑફિસમાં બે મીણબત્તીઓ આછું અજવાળું પાથરી રહી હતી.

"હા, મઝાના સગવડદાર કમરા ખાલી છે, પણ બારીઓના કાચ ગોળીબારમાં તૂટી ગયા છે. ગોસ્પોદાને (શ્રીમાનોને) થોડીક તાજી હવાનો વાંધો ન હોય તો..."

ત્વેર્સ્કાયા માર્ગે દુકાનોની બારીઓ તૂટી ગયેલી હતી. રસ્તે તોપના ગોળાઓથી પડેલા ખાડા અને ફરસબંધીના ઊખડી ગયેલા પથ્થરો નજરે પડતા હતા. એક પછી એક હોટેલમાં કાં તો જગ્યા ન હોય અથવા માલિકો હજી એટલી બધી દહેશતની હાલતમાં હોય કે તરત જ કહેવા લાગે—"ના, ના, જગ્યા નથી! જગ્યા નથી!" મુખ્ય માર્ગો પર જ્યાં મોટી મોટી બૅંકો અને વેપારી પેઢીઓ આવેલી હતી ત્યાં બોલ્શેવિકોનો તોપમારો બહુ અસરકારક નીવડ્યો હતો, ઈમારતોને કશા ભેદભાવ વગર ભોંયભેગી કરી દેવામાં આવી હતી. એક સોવિયેત અમલદારે મને કહ્યું: "યુંકરો અને વ્હાઇટગાર્ડો ક્યાં છે તેની ચોક્કસ ભાળ અમને ન મળે ત્યારે અમે તેમની નાણાપોથીઓ ઉપર તોપમારો શરૂ કરી દેતા..."

આખરે અમને વિશાળ 'નૅશનલ' હોટેલમાં જગ્યા આપવામાં આવી કારણ કે અમે પરદેશીઓ હતા. લશ્કરી ક્રાંતિકારી સમિતિએ પરદેશીઓનાં રહેઠાણોના રક્ષણનું વચન આપ્યું હતું... તોપના ગોળાઓમાંથી ઊડતા ધાતુના ટુકડાઓથી તૂટી ગયેલી કેટલીય બારીઓ મૅનેજરે અમને સૌથી ઉપલે માળે બતાવી. કલ્પિત બોલ્શેવિકોની સામે મુક્કો ઉગામતો તે બોલ્યો: "જનાવરો! પણ જોઈ લેજો! એ લોકોનો વારોયે આવવાનો જ છે! તેમની બેહૂદી સરકાર ભાંગી પડવાની જ છે, અને પછી અમે એ બધાને બરાબર ખોખરા કરી નાખવાના!"

અમે એક શાકાહારી રેસ્તરાંમાં જમ્યા. રેસ્તરાંનું નામ બહુ લલચામણું હતું—'હું કોઈને ખાતો નથી!' ભીંતે તોલ્સ્તોયનું મોટું ચિત્ર ટાંગેલું હતું. જમીને અમે રસ્તાઓ પર નીકળી પડ્યા.

મોસ્કો સોવિયેતનું વડું મથક માજી ગવર્નર-જનરલના મહેલમાં હતું. એ ધવલરંગી ભવ્ય ઈમારત સ્કોબેલેવ ચોકમાં આવેલી હતી. બારણે લાલ સંત્રીઓ પહેરો ભરી રહ્યા હતા. અંદર પહોળા સજાવટદાર દાદરાની દીવાલો પર સમિતિની મિટિંગોની જાહેરાતો અને રાજકીય પાર્ટીઓની ઘોષણાઓ ચોડેલી હતી. દાદરો ચડીને અમે ઊંચી ઊંચી છતવાળા કેટલાય પ્રવેશખંડોને પાર કરતા આગળ જવા લાગ્યા. એ ખંડોમાં સોનેરી ફ્રેમ જડેલાં અને લાલ કપડા વડે ઢાંકેલાં ચિત્રો ટાંગેલાં હતાં. પ્રવેશખંડોને પાર કરીને અમે ભભકાદાર સ્વાગત ભવનમાં પહોંચ્યા. તેમાં બિલોરી કાચનાં ઝુમ્મરો ટાંગેલાં હતાં અને દીવાલોમાં ઊંચે સોનેરી કાંગરીઓની સજાવટ હતી. વાતોના હળવા ગણગણાટનો અને લગભગ વીસ જેટલા સીવણ સંચાઓના ઘરઘરાટનો અવાજ હવામાં ભરાઈ ગયેલો હતો. રાતા અને કાળા



સુતરાઉ કાપડના મોટા મોટા તાકા ખોલી નાખવામાં આવ્યા હતા અને કાપડ લાકડાના ભોંયપટ ઉપર તેમ જ ટેબલોની ઉપર સર્પાકારે પડ્યું હતું. લગભગ પચાસ જેટલી બાઈઓ બેઠી બેઠી ક્રાંતિકારી શહીદોની શબયાત્રા માટે ધજાપતાકાઓ વેતરવામાં અને સીવવામાં મશગૂલ હતી. બાઈઓના ચહેરા બેહદ મુશ્કેલ જિંદગીના ઘા ઝીલી ઝીલીને જાણે કઠોર બની ગયેલા હતા. તેઓ કરડા ગંભીર ભાવે કામ કરી રહી હતી. ઘણીની આંખો રડવાથી રાતી થઈ ગયેલી હતી... લાલ સેનાને ભોગવવી પડેલી જાનહાનિ બહુ ભારે હતી.

ખૂણામાં ટેબલ પાસે બેઠેલો બુદ્ધિશાળી દેખાતો આદમી રોગોવ હતો. તેણે દાઢી રાખી હતી, આંખે ચશ્માં હતાં, અને કામદારો પહેરતા હોય છે એવું કાળું જાકીટ પહેર્યું હતું. તેણે અમને બીજે દિવસે સવારે કેંદ્રીય કારોબારીની જોડે શબયાત્રામાં સામેલ થવાનું આમંત્રણ આપ્યું...

"આ સમાજવાદી ક્રાંતિકારીઓ અને મેન્શેવિકોને કંઈ પણ શીખવવાનું તદ્દન અશક્ય જ છે!" તે બોલી ઊઠ્યો. "એ લોકો તો આદતને વશ બની જઈને તડજોડની વાતો કરવા લાગી જાય છે. કલ્પના તો કરો! તેમણે દરખાસ્ત કરી કે યુંકરોની સાથે મળીને સંયુક્ત શબયાત્રાનો કાર્યક્રમ બનાવવો!"

સિપાહીનો ચીંથરેહાલ કોટ પહેરેલો એક માણસ સામેથી આવ્યો. તેને માથે **શાપકા** (ટોપી) હતી. નામ મેલનિચાન્સ્કી. ચહેરો પરિચિત લાગ્યો. મને યાદ આવ્યું—'સ્ટૅન્ડર્ડ ઓઇલ' કંપનીની જબ્બર હડતાલ દરમિયાન ન્યુ જર્સીમાં (અમેરિકા) બેયોન્ન શહેરનો ઘડિયાળ કારીગર જ્યોર્જ મેલચેર. તેની પાસેથી મને જાણવા મળ્યું કે તે હવે મોસ્કો ધાતુ કામદાર યુનિયનનો સેક્રેટરી અને લડાઈ દરમિયાન લશ્કરી ક્રાંતિકારી સમિતિનો કમિસાર હતો...

"જુઓ છો ને?" તે જોશમાં આવી જતો બોલ્યો. "યુંકરો પહેલી વાર આવ્યા ત્યારે હું સાથીઓ ભેગો ક્રેમલિનમાં હતો. તેમણે મને ભંડકિયામાં પૂરી દીધો અને મારી બધી ચીજો તફડાવી લીધી—ઓવરકોટ, પૈસા, ઘડિયાળ, અને આંગળીએથી વીંટી પણ ઉતારી લીધી. હવે મારી પાસે પહેરવા ફક્ત આ જ કપડાં બચ્યાં છે!"

મોસ્કોને બે ભાગલામાં વહેંચી નાખનારી છ દિવસની ખૂનખાર લડાઈની ઘણી વિગતો મને તેની પાસેથી જાણવા મળી. પેત્રોગ્રાદથી ઊલટું, મોસ્કોમાં નગર દૂમાએ જ યુંકરો અને વ્હાઇટગાર્ડોની સરદારી પોતાને હસ્તક લઈ લીધી હતી. મેયર રૂદનેવ અને દૂમાના અધ્યક્ષ મિનોરે જાહેર સલામતી સમિતિની

પ્રવૃત્તિઓનું તેમ જ સિપાહીઓની કામગીરીનું સંચાલન કર્યું હતું. શહેરનો કમાંડન્ટ રિયાબ્ત્સેવ લોકશાહીવાદી વૃત્તિઓ ધરાવતો આદમી હતો. લશ્કરી ક્રાંતિકારી સમિતિનો સામનો કરવામાં તે અચકાયો હતો પણ દૂમાના દબાણને લીધે લાચાર બની ગયો હતો... ક્રેમલિન કબજે કરી લેવાનું ધોરણ મેયરે લીધું હતું. તેણે કહેલું : "એ લોકોને ક્રેમલિન ઉપર તોપમારો કરવાની હિંમત જ નહિ પડે..."

લાંબા વખતની નિષ્ક્રિયતાથી સાવ હતોત્સાહ બની ગયેલી એક રેજિમેન્ટમાં પહોંચી જઈને બન્ને પક્ષોએ મદદની માગણી કરી. ફેંસલો કરવા માટે રેજિમેન્ટની મિટિંગ ભરવામાં આવી. નક્કી થયું કે રેજિમેન્ટ તટસ્થ રહેશે અને પોતાની હાલની પ્રવૃત્તિઓ ચાલુ રાખશે—એ પ્રવૃત્તિઓ હતી રબ્બર અને સૂરજમુખીનાં બીજ વેચવાની!

"પણ સૌથી મોટી પરેશાની તો એ હતી કે અમારે લડતાં લડતાં જ ભેગું સંઘટન પણ કરવું પડ્યું," મેલનિચાન્સ્કીએ કહ્યું. "સામા પક્ષને પોતાની નેમની બરાબર ખબર હતી, પણ અમારા પક્ષમાં સિપાહીઓની એક સોવિયેત અને કામદારોની જુદી સોવિયેત... મુખ્ય સેનાપતિ નીમવાની બાબતમાં ભયંકર વાદવિવાદ થયો. કેટલીક રેજિમેન્ટોએ તો ફેંસલો કરતાં પહેલાં વાતોમાં જ દિવસોના દિવસો વિતાવી દીધા, અને અફસરો અચાનક અમારા પક્ષમાંથી ભાગી ગયા ત્યારે હુકમો આપવા માટે અમારી પાસે લડાઈના સંચાલકો જ ન રહ્યા..."

તેણે મને કેટલાંય નાનકડાં જીવંત ઘટનાચિત્રો વર્ણવી બતાવ્યાં. એક વાર તે નિકીત્સ્કાયા માર્ગને ખૂણે ઊભો હતો. આસમાન ઘેરાયેલું હતું અને સખત ટાઢ હતી. રસ્તા પર મશીનગનની ગોળીઓ લગાતાર વરસી રહી હતી. એક તરફ નાનકડા છોકરાઓનું ટોળું ભેગું થઈ ગયું હતું—અગાઉ છાપાના ફેરિયાનું કામ કરતા અને હવે રસ્તે ભટકતા અનાથ છોકરા. તેમણે નવી રમત ખોળી કાઢી હતી અને તેઓ જોશમાં રાડારાડી કરી રહ્યા હતા. વાટ જોઈને ઊભા રહે, અને ગોળીબાર જરાક ઢીલો પડે કે તરત જ દોડીને રસ્તો પાર કરવાની કોશિશ કરે... કેટલાય બિચારા વીંધાઈને ઢળી પડે, પરંતુ બાકીના હસતા હસતા અને એકબીજાને પાનો ચડાવતા આગળ ને પાછળ ધસારા કરતા રહે...

મોડી સાંજે હું દ્વોર્યાન્સ્કોયે સાબ્રાનિયેમાં (ઉમરાવોની ક્લબમાં) ગયો. ત્યાં મોસ્કોના બોલ્શેવિકોની મિટિંગ ભરાવાની હતી અને લોક કમિસાર પરિષદમાંથી



છૂટા થઈ ગયેલા નોગીન, રીકોવ, તથા બીજા માણસોના રિપોર્ટ વિશે ચર્ચાવિચારણા થવાની હતી.

મિટિંગ રંગભવનમાં થઈ રહી હતી. પુરાણા શાસન દરમિયાન ત્યાં અફસરો અને ભભકાદાર મહિલાઓના પ્રેક્ષકગણ સમક્ષ બિનધંધાદારી નાટ્યમંડળીઓ નવીનતમ ફ્રેંચ હાસ્યનાટિકાઓ રજૂ કરતી.

શરૂઆતમાં તો શહેરના મધ્ય ભાગની નજીક રહેતા બુદ્ધિજીવીઓ એકઠા થયા. નોગીને ભાષણ કર્યું. મોટા ભાગના શ્રોતાઓ સાફ સાફ તેની તરફેણમાં હતા. કામદારો બહુ મોડા પહોંચ્યા. કામદાર વિસ્તારો શહેરની સીમમાં હતા અને ટ્રામગાડીઓ બંધ હતી. પરંતુ લગભગ મધરાતે તેઓ દસ દસ કે વીસ વીસનાં જૂથોમાં દાદરો ચડતા પહોંચવા લાગ્યા—કદાવર ખડતલ આદમીઓ, બરછટ કપડાં, મોરચેથી તાજા જ પાછા ફરેલા. તેઓ મોરચે એક અઠવાડિયા સુધી મરણિયા થઈને લડ્યા હતા, તેમણે પોતાની આસપાસ અનેક સાથીઓને ઢળી પડતા જોયા હતા.

મિટિંગ સત્તાવાર રીતે શરૂ થઈ કે તરત જ નોગીનની ઉપર હાંસી અને ખીજભર્યા દેકારાઓનું તોફાન ત્રાટકી પડ્યું. તેણે દલીલો અને ખુલાસા કરવાની બહુ મહેનત કરી, પણ વ્યર્થ. કામદારો સાંભળવા તૈયાર જ નહોતા. તે લોક કમિસાર પરિષદમાંથી છૂટો થઈ ગયો હતો, લડાઈ ચાલુ હતી ત્યારે તે પોતાની જવાબદારી પડતી મૂકીને ભાગી ગયો હતો. મૂડીવાદી અખબારોની બાબતમાં—અહીંયાં મોસ્કોમાં હવે મૂડીવાદી અખબારો છે જ નહિ, નગર દૂમાને પણ વિખેરી નાખવામાં આવી છે. બુખારિન ઊભો થયો—ઝનૂની, તર્કસંગત, અને અવાજ એવો કે ભોંકાય અને ફટકો લગાવે, ભોંકાય અને ફટકો લગાવે... કામદારો તેની વાત સાંભળતા રહ્યા, તેમની આંખો ઝળકી રહી હતી. ઠરાવ—લોક કમિસાર પરિષદના કદમને પૂરો ટેકો. ઠરાવને ભારે બહુમતીથી અપનાવી લેવામાં આવ્યો. મોસ્કોનો ફેંસલો એવો હતો...

બહુ મોડી રાતે અમે ખાલી રસ્તાઓને ખૂંદતા ઈબેરિયાન દરવાજે થઈને ક્રેમલિનની સામે વિશાળ લાલ ચોકમાં પહોંચ્યા. વસીલી બ્લાઝેન્નીનું દેવળ અદ્ભુત લાગતું હતું. ઝળકતા રંગો વડે રંગેલા, લહેરોની ભાતવાળા, અને ધર્મસંકેતો અંકિત કરેલા તેના ઘુમ્મટોની આછી રેખાઓ અંધારામાં કળાતી હતી. દેવળને કશું નુકસાન થયું હોવાની કશી નિશાનીઓ દેખાતી નહોતી... ચોકની એક તરફ ક્રેમલિનના અંધારઘેરા મિનારા દેખાતા હતા અને દીવાલો ખડી હતી.

ઊંચી દીવાલો પાછળથી જવાળાઓના રાતા અજવાળાના ઝબકારા નજરે પડતા હતા. વિશાળ ચોકની સામી બાજુએથી અમને બોલવાના તેમ જ કોદાળીઓ તથા પાવડાના અવાજો સંભળાયા. અમે ચોક પાર કરતા એ તરફ ગયા.

દીવાલ નજીક ધૂળમાટી અને પથ્થરોના ગંજ ખડકાઈ ગયેલા હતા. અમે તેની ઉપર ચડીને જોયું તો બે મોટા જબ્બર ખાડા નજરે પડયા—દસથી પંદર ફૂટ ઊંડા અને લગભગ પચાસ વાર જેટલા લાંબા. મોટાં મોટાં તાપણાંના અજવાળામાં સેંકડો સિપાહીઓ અને કામદારો જમીન ખોદવામાં મશગૂલ બની ગયેલા હતા. એક તરુણ વિદ્યાર્થીએ અમારી સાથે જર્મન ભાષામાં વાત કરી. "બાંધવોની સહિયારી કબર," તેણે ખુલાસો કર્યો. "ક્રાંતિને ખાતર જાન કુરબાન કરી દેનારા પાંચસો સર્વહારાઓને કાલે અહીંયાં દફનાવવામાં આવશે."

તે અમને નીચે ખાડામાં લઈ ગયો. કોદાળીઓ અને પાવડા જોસભેર વીંઝાઈ રહ્યાં હતાં, માટીના ગંજ વધારે ને વધારે મોટા બની રહ્યા હતા. સૌ ચુપચાપ કામ કરી રહ્યા હતા. ઉપર આસમાનમાં અગણિત તારાઓ ટમટમી રહ્યા હતા. પ્રાચીન શાહી ક્રેમલિનની દીવાલો જાણે આભને આંબી રહી હતી.

"અહીંયાં આ પવિત્ર સ્થળમાં, આખા રશિયાના સૌથી પવિત્ર સ્થળમાં, અમે અમારા સૌથી પુનિત શહીદોને દફનાવીશું." વિદ્યાર્થી બોલ્યો. "અહીંયાં જ્યાં ઝારોની કબરો છે ત્યાં જ અમારો ઝાર—જનતારૂપી ઝાર—નીંદરમાં પોઢશે..." લડાઈ દરમિયાન ગોળીથી ઘવાયેલો તેનો હાથ ઝોળીમાં લટકાવેલો હતો. તેણે એ હાથ ઉપર નજર નાખી. "તમે વિદેશીઓ અમને રશિયનોને તુચ્છ ગણો છો કારણ કે અમે મધ્યકાલીન રાજશાહીને લાંબા વખત સુધી સહન કરતા રહ્યા," તેણે કહ્યું. "પરંતુ અમને ખબર પડી કે દુનિયામાં ઝાર જ એકલો જુલમશાહ નહોતો, મૂડીવાદ એનાથી બદતર જુલમશાહ છે, અને જગતના બધા દેશોમાં મૂડીવાદ જ શહેનશાહ છે... રશિયન ક્રાંતિકારી વ્યૂહ જ ઉત્તમ છે..."

અમે ત્યાંથી નીકળ્યા ત્યારે ખાડામાં કામ કરતા કામદારો પણ ધીરે ધીરે બહાર નીકળવા લાગ્યા. તેઓ બેહદ થાકી ગયેલા હતા અને સખત ટાઢ છતાં પરસેવાથી રેબઝેબ થઈ ગયા હતા. લાલ ચોકની પેલી પારથી આદમીઓનું મોટું જૂથ અંધારામાં ઉતાવળાં કદમો માંડતું ત્યાં પહોંચી ગયું. સૌ તરત જ ખાડાઓમાં ઊતરી પડયા અને ઓજારો હાથમાં લઈને ચુપચાપ ખોદવા લાગ્યા, ખોદવા લાગ્યા...



એવી રીતે આખી રાત જનતાના સ્વયંસેવકોની નવી નવી ટુકડીઓ આવતી ગઈ, થાકેલા માણસોને છૂટા કરીને કામે વળગતી ગઈ, વેગીલા કામને એક પળ પણ થંભાવ્યા વગર ચાલુ રાખતી રહી. પરોઢનો ટાઢો ઉજાસ પથરાવા લાગ્યો ત્યારે ખાલી પડેલા વિશાળ ચોકમાં સફેદ હિમ છવાઈ ગયેલું હતું અને મોટા ભૂખરા ખાડા બગાસાં ખાઈ રહ્યા હતા—બાંધવોની સહિયારી કબર તૈયાર થઈ ગઈ હતી.

અમે સૂર્યોદય પહેલાં ઊઠી ગયા અને ઉતાવળા ઉતાવળા અંધારી શેરીઓ વટાવતા સ્કોબેલેવ ચોકમાં પહોંચ્યા. આખા વિશાળ શહેરમાં ક્યાંય માણસો નજરે પડતાં નહોતાં, પરંતુ ભારે પવનની આગાહી કરતી હવાની લહેરીઓના અવાજ જેવો સળવળાટનો આછો અવાજ દૂરથી અને નજીકથી કાને પડતો હતો. ઝાંખા અરધાપરધા અજવાળામાં સ્ત્રીઓ અને પુરુષોનું નાનકડું જૂથ લાલ પતાકાઓ લઈને ઊભું હતું. પતાકાઓમાં સોનેરી અક્ષરો અંકિત હતા. એ સૌ માણસો મોસ્કો સોવિયેતોની કેંદ્રીય કારોબારી સમિતિના સભ્યો હતા. ધીરે ધીરે પ્રભાતનું અજવાળું ફેલાઈ ગયું. દૂરથી સંભળાતો સળવળાટનો આછો અવાજ ઘેરો બનતો ગયો અને ધીરે ધીરે જોર પકડતો એકધારા ઘોઘરા નાદમાં પલટાઈ ગયો. શહેર જાગી રહ્યું હતું. અમે ત્વેસ્કર્યા માર્ગે ચાલવા લાગ્યા. ઉપર લાલ ધજાપતાકાઓ લહેરાઈ રહી હતી. રસ્તામાં પડતાં નાનાં દેવળો અંધકારભર્યાં બંધ ખડાં હતાં. ઈબેરિયન કુંવારી દેવીના દેવળનાં બારણાં પણ વાસેલાં હતાં અને અંદર રોશનીની કોઈ નિશાની વરતાતી નહોતી. દરેક નવો ઝાર રાજ્યાભિષક માટે ક્રેમલિન જતાં પહેલાં એ દેવળમાં દેવીને નમન કરવા જતો. તેનાં બારણાં હંમેશાં દિનરાત ખુલ્લાં રહેતાં અને અંદર ખીચોખીચ ભીડ રહેતી. ધર્મપરાયણ માણસોની મીણબત્તીઓનો ઝળહળાટ દેવપ્રતિમાઓના સોના, ચાંદી, તથા હીરામોતીને નિરંતર ઝગમગાવતો રહેતો. અમને સાંભળવા મળ્યું કે નેપોલિયન મોસ્કોમાં હતો ત્યાર પછી પહેલી જ વાર હવે એ દેવળની મીણબત્તીઓ બુઝાઈ ગઈ હતી.

ક્રેમલિન ઉપર તોપમારો કરનારા પાપી ઝેરી સર્પોનો અડ્ડો બની ગયેલા મોસ્કો પરથી પવિત્ર રૂઢિગત ખ્રિસ્તી ધર્મસંસ્થાએ પોતાની દયામય પ્રભા હઠાવી દીધી હતી. દેવળો અંધારાં, મૂંગાં, અને ટાઢાં ખડાં હતાં. પાદરીઓ ગાયબ થઈ ગયા હતા. લાલ શહીદોના દફનમાં ધાર્મિક વિધિઓ કરવા કોઈ પાદરીઓ નહોતા આવ્યા. મૃત્યુ પામેલાઓના કશા ધાર્મિક અંતિમ સંસ્કાર ન કરવામાં

આવ્યા. ઈશ્વરના નિંદકોની કબરે કશી પ્રાર્થનાઓ ન થઈ. મોસ્કોનો ધર્માધ્યક્ષ તીખોન થોડા વખતમાં જ સોવિયેતોનો ધર્મબહિષ્કાર ઘોષિત કરવાનો હતો...

દુકાનો પણ બંધ હતી. મિલકતદાર વર્ગોના માણસો ઘરમાં બેસી રહ્યા— પરંતુ તેનાં કારણો જુદાં હતાં. આજે તો લોક દિન હતો, અને તેના આગમનની અફવા સાગરનાં મોજાં જેવી ગર્જના કરી રહી હતી...

ઈબેરિયાન દરવાજામાંથી જાણે પ્રચંડ માનવ પ્રવાહ વહેવા લાગ્યો હતો, વિશાળ લાલ ચોકમાં મેદની ભરાઈ રહી હતી, હજારો માણસો જમા થઈ ગયા હતા. મેં વાત કરી કે અગાઉ રાહદારીઓ ઈબેરિયાન દેવળ પાસેથી નીકળે ત્યારે ઊભા રહીને ક્રૉસની નિશાની કરતા, પરંતુ આજે તો લોકોને એ દેવળ જાણે ધ્યાનમાં જ નથી આવતું...

ક્રેમલિનની દીવાલ પાસે નામી ગયેલી સખત ભીડમાંથી ધક્કા મારીને માર્ગ કરતા અમે આગળ પહોંચી ગયા અને માટીના એક ઢગલા ઉપર ઊભા રહી ગયા. કેટલાય માણસો ત્યાં પહેલેથી જ ઊભા હતા. તેમાં મોસ્કોના કમાંડન્ટ તરીકે ચૂંટાયેલો સિપાહી મુરાલોવ સામેલ હતો—ઊંચો, દેખાવમાં સીધોસાદો, મોં પર દાઢી, માયાળુ ચહેરો.

લાલ ચોકમાં પડતા તમામ રસ્તાઓ પરથી માનવીઓના જાણે ધોધ વહેતા આવી રહ્યા હતા—હજારો ને હજારો ઈન્સાનો, સૌ ગરીબી અને મહેનતના રંગે રંગાયેલા. લશ્કરી વાદ્યમંડળી કૂચ કરતી અને 'ઈન્ટરનેશનલ' ગીતના સૂર રેલાવતી આવી રહી હતી. મેદનીએ આપોઆપ ગીત ઝીલી લીધું. સરોવરના જળમાં પવનથી પેદા થઈને ફેલાતી લહેરોની જેમ હજારો કંઠમાંથી ધીમા ગંભીર સૂરોની લહેરો ફેલાવા લાગી. ક્રેમલિનની દીવાલ પરથી લાંબી લાંબી ધજાઓના છેડા નીચે સરકતા જમીનને આંબી ગયા. લાલ ધજાઓમાં મોટા મોટા સોનેરી અને ધવલ અક્ષરો અંકિત હતા—'વિશ્વ સામાજિક ક્રાંતિના આરંભના શહીદો' અને 'દુનિયાના કામદારોની બિરાદરી ઝિંદાબાદ!'

ચોકમાં આકરો ઠંડો પવન ફૂંકાઈ રહ્યો હતો અને ધજાપતાકાઓને ફફડાવી રહ્યો હતો. શહેરના દૂર દૂરના વિસ્તારોમાંથી જુદાં જુદાં કારખાનાંના કામદારો પોતાના શહીદોનાં શબ લઈને આવી રહ્યા હતા. તેઓ દરવાજો પાર કરી રહ્યા હતા, તેમના ઝંડાઓનો ફફડાટ સંભળાઈ રહ્યો હતો, તેમણે ઉપાડેલી કફનપેટીઓનો લોહી જેવો ઘેરો લાલ રંગ નજરે પડતો હતો. ખરબચડાં લાકડાંની એ કફનપેટીઓ અણઘડ બનાવટની હતી અને લાલ રંગે રંગી લેવામાં આવી



હતી. તેને ખભે ઊંચકીને ચાલતા ખડતલ આદમીઓના ચહેરાઓ પર આંસુની ધારાઓ વહી રહી હતી. પાછળ સ્ત્રીઓ ચાલી રહી હતી. કેટલીક ધ્રૂસકે ધ્રૂસકે રડી રહી હતી અને હૈયાફાટ વિલાપ કરી રહી હતી. કેટલીક સૂનમૂન ચાલી રહી હતી, તેમના ચહેરા ધોળા પડી ગયેલા હતા અને નિષ્પ્રાણ લાગતા હતા. કેટલીક કફનપેટીઓ ખુલ્લી હતી અને તેનાં ઢાંકણ પાછળ ચાલતા માણસો લાવી રહ્યા હતા. બાકીની કફનપેટીઓ પર સોનેરી કે રૂપેરી કાપડનાં આવરણ લગાવવામાં આવ્યાં હતાં અથવા ઉપર સિપાહીનો ટોપો જડી દેવામાં આવ્યો હતો. બદરૂપ નકલી ફૂલોના કેટલાય તોરા નજરે પડતા હતા.

વારે વારે ભરાઈ જતા અને ખાલી થઈ જતા અવ્યવસ્થિત માર્ગે થઈને સરઘસ ધીરે ધીરે અમારી તરફ આવી રહ્યું હતું. હવે દરવાજામાંથી ઝંડાઓનો અંતહીન પ્રવાહ વહેતો આવી રહ્યો હતો. દરેક છાયાના લાલ રંગના ઝંડાઓમાં સોનેરી અને રૂપેરી અક્ષરો અંકિત હતા, છેક ઉપર બાંધેલી કાળી પટ્ટીઓ નીચે લટકી રહી હતી. કેટલાક ઝંડા અરાજકતાવાદીઓના હતા—કાળો રંગ અને સફેદ અક્ષરો. વાદ્યમંડળી ક્રાંતિકારી શબયાત્રા ગીતના સૂર રેલાવી રહી હતી. માથેથી ટોપીઓ ઉતારીને ઊભેલા લોકોની વિશાળ મેદનીના પ્રચંડ ગાનમાં શબયાત્રાના લોકોનું ડૂસકાંથી રૂંધાઈ ગયેલું ઘોઘરું ગાન જુદું તરી આવતું હતું...

કામદારોનાં જૂથોની વચ્ચે સિપાહીઓની કંપનીઓ પણ પોતાના શહીદોની કફનપેટીઓ લઈને આવતી નજરે પડતી હતી—અને સલામીની અદામાં હયદળની ટુકડીઓ, તોપટુકડીઓ, લાલ તથા કાળા કાપડમાં લપેટી લેવામાં આવેલી તોપ— જાણે કાયમને માટે લપેટી લેવામાં આવેલી! તેમના ઝંડાઓમાં અંકિત અક્ષરો કહી રહ્યા હતા—'ત્રીજી ઈન્ટરનેશનલ ઝિંદાબાદ!' અથવા 'અમને જોઈએ પ્રમાણિક, સામાન્ય, લોકશાહીવાદી સુલેહ!'

શબયાત્રામાં કૂચ કરનારાઓ કફનપેટીઓ લઈને ધીરે ધીરે કબર નજીક પહોંચ્યા. કફનપેટીઓ ઉપાડીને ચાલનારા માણસો બોજા સાથે હળવે હળવે માટીના ઢગલાઓ પર ચડયા અને પછી ખાડામાં ઊતર્યા. તેમાં ઘણી સ્ત્રીઓ હતી—મજબૂત બાંધાની જોરાવર સર્વહારા બાઈઓ. શહીદોનાં શબની પાછળ પાછળ બીજી સ્ત્રીઓ આવી—જુવાન અને ભાંગી પડેલી બાઈઓ, અથવા કરચલીઓવાળી કાયાઓ ધરાવતી અને ઈજા પામેલાં જનાવરો જેવા અવાજો કરતી ઘરડી બાઈઓ. તેઓ પોતાનાં પુત્રો અને પતિઓ ભેગી બાંધવોની સહિયારી કબરમાં જવાની કોશિશ કરી રહી હતી, અને અનુકંપા નીતરતા હાથ તેમને

અટકાવતા ત્યારે ચિત્કાર કરવા લાગતી. ગરીબો એકબીજાને કેટલું હેત કરતાં હોય છે!

શબયાત્રાનું સરઘસ આખો દિવસ ચાલુ રહ્યું. તે ઇબેરિયાન દરવાજેથી દાખલ થતું અને નિકોલ્સ્કાયા માર્ગે થઈને ચોકમાંથી બહાર નીકળી જતું. પચાસ હજાર માણસોની મેદનીની પૃષ્ઠભૂમિમાં લાલ ઝંડાઓની નદી વહી રહી હતી — ઝંડાઓ પર આશા અને બંધુભાવના તેમ જ જ્વલંત આગાહીઓના શબ્દો અંકિત હતા. દુનિયાના કામદારોની નજર તેની ઉપર મંડાયેલી હતી અને તેમના વંશજોની નજર સદા તેની ઉપર મંડાયેલી રહેવાની હતી...

એક એક કરીને પાંચસો કફનપેટીઓ ખાડાઓમાં ગોઠવવામાં આવી. સંધ્યાનાં અંધારાં પથરાવા લાગ્યા પરંતુ ઝૂકી જતા અને ફફડતા ઝંડા હજુ આવી રહ્યા હતા, વાદ્યમંડળી શબયાત્રા ગીતના સૂર હજુ રેલાવી રહી હતી, વિશાળ મેદનીમાં હજુ એ ગાન ગુંજી રહ્યું હતું. કબરની ઉપર ઝળુંબી રહેલાં પાંદડાં વગરનાં વૃક્ષો પર લટકાવી દેવામાં આવતા તોરા જાણે અજબ બહુરંગી મોરનાં ઝૂમખાં જેવા લાગતા હતા. બસો માણસો ખાડાઓમાં માટી પૂરવા લાગ્યા. કફનપેટીઓ પર એકધારી પડતી માટીનો ઠપ ઠપ આવાજ મેદનીના ગાનને વીંધીને કાને પડતો હતો...

મશાલો જલાવવામાં આવી. આખરી ઝંડાઓ પસાર થઈ ગયા. ઊંડકારા ભરતી છેલ્લી બાઈઓ તીવ્ર વ્યાકુળતાભરી નજર પાછળ નાખતી હળવે હળવે ચાલી ગઈ. વિશાળ ચોકમાં આવેલી સર્વહારા ભરતી ધીરે ધીરે ઓસરી ગઈ...

મને એકાએક ખ્યાલ આવ્યો કે ધર્મપરાયણ લોકોને સ્વર્ગની પ્રાપ્તિ માટે પાદરીઓની પ્રાર્થનાની જરૂર હવે નહોતી રહી. કોઈ પણ સ્વર્ગમાં મળવાનું હોય એથી ઘણા વધારે તેજસ્વી રાજનું ઘડતર તેઓ પૃથ્વી પર જ કરી રહ્યા હતા, અને એવા રાજના ઘડતર માટે મોતને ભેટવામાં ગૌરવ હતું...

## પ્રકરણ ૧૧

## સત્તા કબજે[1]

### રશિયાની પ્રજાઓના અધિકારોની ઘોષણા[2]

...ચાલુ વર્ષના જૂન મહિનામાં સોવિયેતોની પ્રથમ કોંગ્રેસે રશિયાની પ્રજાઓનો આત્મનિર્ણયનો અધિકાર ઘોષિત કર્યો હતો.

ગયા નવેંબરમાં સોવિયેતોની બીજી કોંગ્રેસે રશિયાની પ્રજાઓના એ અહાર્ય અધિકારને વધારે નિર્ણાયક તથા વધારે નિશ્ચિત રૂપે ફરી ઘોષિત કર્યો હતો.

એ કોંગ્રેસોના નિર્ધારને અમલી બનાવવા માટે લોક કમિસાર પરિષદે પ્રજાઓના સવાલ સંબંધી પોતાની કામગીરીમાં નીચેના સિદ્ધાંતોને આધાર બનાવવાનો નિર્ણય લીધો છે:

૧. રશિયાની પ્રજાઓની સમાનતા અને સાર્વભૌમત્વ.

૨. રશિયાની પ્રજાઓનો મુક્ત આત્મનિર્ણયનો અધિકાર — અલગ થઈ જવાની અને સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની હદ સુધી.

૩. કોઈ પણ અને તમામ રાષ્ટ્રીય અને રાષ્ટ્રીય-ધાર્મિક વિશેષાધિકારો તેમ જ નિર્યોગ્યતાઓની નાબૂદી.

૪. રશિયાના પ્રદેશમાં વસતી રાષ્ટ્રીય લઘુસંખ્યાઓ તેમ જ નૃજાતીય સમૂહોનો મુક્ત વિકાસ.

પ્રજાઓ સંબંધી પંચની રચના પછી તરત જ ડિક્રીઓ તૈયાર કરવામાં આવશે.

રશિયન પ્રજાસત્તાકના નામે

પ્રજાઓ સંબંધી લોક કમિસાર
**જોસ્સેફ જુગાશ્વિલી-સ્તાલિન**
લોક કમિસાર પરિષદના અધ્યક્ષ
**ઉલ્યાનોવ (લેનિન)**

કીયેવમાં કેંદ્રીય રાદાએ ઉકાઈનાને તત્કાળ સ્વતંત્ર પ્રજાસત્તાક જાહેર કરી દીધું. ફિનલૅંડની સરકારે હેલસિંગફોર્સમાં સેનેટ મારફત એવી જ જાહેરાત કરી. સાઈબિરિયામાં અને કોકેસસમાં સ્વતંત્ર "સરકારો" ફૂટી નીકળી. પોલિશ મુખ્ય લશ્કરી સમિતિએ રશિયન સેનામાંની પોલિશ ટુકડીઓને ઝડપથી એકત્રિત કરી દીધી, તેમની સમિતિઓને વિખેરી નાખી, અને લોખંડી શિસ્ત જમાવી દીધી...

એ બધી "સરકારો" અને "હિલચાલો"માં બે લક્ષણો સમાન હતાં — તેમાં કાબૂ મિલકતદાર વર્ગોના હાથમાં હતો અને બોલ્શેવિઝમના સંબંધમાં ડર તથા ધિક્કારની લાગણી ઓતપ્રોત હતી...

પ્રચંડ આમૂલ પરિવર્તનના અંધેરમાં લોક કમિસાર પરિષદ સમાજવાદી વ્યવસ્થાનું માળખું ઘડવા લાગી. સામાજિક સુરક્ષાની ડિક્રી, નિયંત્રણ કામદારોને હસ્તક સુપરત કરવાની ડિક્રી, વોલોસ્ત જમીન સમિતિઓ માટે નિયમાવલિ, દરજ્જાઓ તથા પદવીઓની નાબૂદી, ઇન્સાફની જૂની કચેરીઓની નાબૂદી અને લોક અદાલતોની રચના ...[3]

લશ્કર પછી લશ્કર અને કાફલા પછી કાફલો "જનતાની નવી સરકારનું ઉલ્લાસભર્યું અભિવાદન કરવા" પ્રતિનિધિમંડળો મોકલી રહ્યાં હતાં.

એક દિવસે સ્મોલ્નીની સામે મને ખાઈઓમાંથી તાજી જ આવી પહોંચેલી ચીંથરેહાલ રેજિમેન્ટ જોવા મળી. મોટા મોટા દરવાજાઓની સામે કતારબંધ ખડા કરી દેવામાં આવેલા ફિક્કા ચહેરાવાળા અને સુક્કલકડી સિપાહીઓ ઈમારતને એવી નજરે તાકી રહ્યા હતા કે જાણે તેમાં ભગવાન બેઠો હોય. કેટલાક સિપાહીઓ દરવાજે જડેલા શાહી ગરુડો તરફ આંગળી ચીંધતા હસી રહ્યા હતા... લાલ સંત્રીઓ પહેરાની ફરજ સંભાળી લેવા આવ્યા. સિપાહીઓ કુતૂહલથી તેમને નીરખવા લાગ્યા, જાણે કેમ તેમને વિશે સાંભળ્યું બહુ હોય પણ જોયા ક્યારેય ન હોય. સૌ મોજથી હસી રહ્યા હતા, કતારમાંથી ખસીને લાલ સંત્રીઓના ખભા થાબડતા હતા, અને અરધા ટોળના તથા અરધા વખાણના બોલ તેમને કહી રહ્યા હતા...

કામચલાઉ સરકારની હયાતી ખતમ થઈ ગઈ હતી. નવેંબરની ૧૫મી તારીખે પાટનગરનાં તમામ દેવળોમાં પાદરીઓએ તેને માટે પ્રાર્થના કરવાનું બંધ કરી દીધું. પરંતુ ખુદ લેનિને કેંદ્રીય કારોબારી સમિતિમાં જણાવેલું તેમ "એ તો સત્તા કબજે લેવાની ફકત શરૂઆત જ હતી." વિરોધીઓના હથિયારો છીનવી લેવામાં આવ્યાં હતાં, પરંતુ દેશના આર્થિક જીવન ઉપર હજુ તેમનો



જ કાબૂ હતો. તેઓ પરસ્પર સહકારમાં કદમ ઉઠાવવાની રશિયન કાબેલિયતને પૂરેપૂરી અજમાવીને વિઘટનનું સંઘટન કરવામાં લાગી ગયા — સોવિયેતોના માર્ગમાં અવરોધો ઊભા કરવામાં, સોવિયેતોના હાથપગ ભાંગી નાખવામાં, અને સોવિયેતોની ઈજ્જત આબરૂ ખતમ કરી નાખવામાં લાગી ગયા.

સરકારી કર્મચારીઓની હડતાલ સરસ રીતે સંગઠિત હતી, તેને બૅંકો તથા વેપારી પેઢીઓનું નાણાકીય પીઠબળ હતું. સરકાર તંત્ર હસ્તગત કરી લેવાના બોલ્શેવિકોના દરેક કદમનો સામનો કરવામાં આવતો હતો.

ત્રોત્સ્કી વિદેશ મંત્રાલયમાં ગયો: કાર્યવાહકોએ તેની સત્તા માનવાનો ઈનકાર કરી દીધો, ઑફિસોનાં બારણાં અંદરથી વાસી દીધાં, અને બારણાં તોડી નાખવામાં આવ્યાં ત્યારે રાજીનામાં પેશ કરી દીધાં. તેણે દફતરખાનાની ચાવીઓ માગી. તાળાં તોડી નાખવા માટે કારીગરોને બોલાવવામાં આવ્યા ત્યારે જ ચાવીઓ હવાલે કરવામાં આવી. પછી જ ખબર પડી કે માજી સહાયક વિદેશ પ્રધાન નેરાતોવ ગુપ્ત સંધિઓ લઈને ગાયબ થઈ ગયો હતો...

શ્લ્યાપ્નિકોવે શ્રમ મંત્રાલયનું સંચાલન સંભાળી લેવાની કોશિશ કરી. આકરી ટાઢ હતી પણ સગડીઓ સળગાવનારું કોઈ નહોતું. સેંકડો કર્મચારીઓમાંથી કોઈએ તેને પ્રધાનની ઑફિસ બતાવી નહિ...

નવેંબરની ૧૩મી તારીખે સાર્વજનિક કલ્યાણના — સખાવતો અને સાર્વજનિક રાહત સંસ્થાઓના ખાતાના — લોક કમિસાર તરીકે નીમવામાં આવેલાં અલેક્સાંદ્રા કોલ્લોન્તાઈનું સ્વાગત મંત્રાલયના ચાળીસ સિવાય બાકીના તમામ કાર્યવાહકોની હડતાલ વડે કરવામાં આવ્યું. મોટાં શહેરોના ગરીબો, સાર્વજનિક રાહત સંસ્થાઓના આધારે નભતા લોકો, તરત જ ભયંકર કંગાલિયતની દશામાં ધકેલાઈ ગયા. ભૂખે મરતા અપંગોના અને કરમાઈ ગયેલા ચહેરાવાળા ગમગીન અનાથોના પ્રતિનિધિમંડળોએ ઈમારતને ઘેરી લીધી. કોલ્લોન્તાઈની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. તેણે તમામ હડતાલિયાઓને ગિરફતાર કરાવી દીધા અને સાફ જણાવી દીધું કે ઑફિસની તેમ જ તિજોરીની ચાવીઓ હવાલે નહિ કરવામાં આવે ત્યાં સુધી કોઈને છોડવામાં નહિ આવે. આખરે ચાવીઓ તેને મળી. પરંતુ ત્યારે જ ખબર પડી કે માજી પ્રધાન કાઉન્ટેસ પાનિના તમામ નાણાં લઈને ચાલી ગઈ હતી, અને બંધારણસભાના હુકમ વગર નાણાં હવાલે કરવાનો તેણે સાફ ઈનકાર કરી દીધો.[4]

ખેતીવાડી મંત્રાલયમાં, પુરવઠા મંત્રાલયમાં, નાણા મંત્રાલયમાં, બધે એવા જ બનાવો બન્યા. કર્મચારીઓને જણાવવામાં આવ્યું કે તરત જ કામે ચડી જાઓ નહિતર તમને બરતરફ કરી દેવામાં આવશે અને તમારાં પેન્શન રદ કરી નાખવામાં આવશે. પરંતુ તેઓ કાં તો કામે આવ્યા જ નહિ અથવા આવીને ભાંગફોડ કરવા લાગ્યા... લગભગ તમામ બુદ્ધિજીવીઓ બોલ્શેવિકોના વિરોધીઓ હતા એટલે સોવિયેત સરકાર પાસે નવો સ્ટાફ ભરતી કરવાનો કોઈ ઉપાય નહોતો...

ખાનગી બૅંકો મચક આપ્યા વગર બંધ જ રહી, પરંતુ પાછલું બારણું સટ્ટાખોરો માટે ખુલ્લું રાખવામાં આવતું. બોલ્શેવિક કમિસારો દાખલ થાય કે તરત જ કારકુનો ચોપડા છુપાવી દઈને અને નાણાં લઈને છૂ થઈ જતા. સ્ટેટ બૅંકમાં તિજોરીઓ અને ટંકશાળ સંભાળનારા કારકુનો સિવાય બાકીના બધા કર્મચારીઓ હડતાલ પર ઊતરી ગયા. તિજોરીઓ તથા ટંકશાળના કારકુનો સ્મોલ્નીની બધી માગણીઓ નકારી કાઢતા પરંતુ ઉદ્ધાર સમિતિને અને નગર દૂમાને વિશાળ રકમો ખાનગી રીતે આપી દેતા.

સ્મોલ્નીનો કમિસાર લાલ સંત્રીઓની ટુકડી લઈને બે વાર સ્ટેટ બૅંકમાં ગયેલો અને તેણે સરકારી ખર્ચ માટે મોટી રકમોની માગણી કરેલી. તે પહેલી વાર ગયો ત્યારે નગર દૂમાના સભ્યો અને મેન્શેવિક તથા સમાજવાદી ક્રાંતિકારી આગેવાનો ભારે મોટી સંખ્યામાં હાજર હતા. તેમણે એટલી ગંભીરતાથી પરિણામોની વાત કરી કે કમિસાર ધાક ખાઈને પાછો ચાલ્યો ગયો. બીજી વાર તે વૉરંટ લઈને ગયેલો અને તેણે વૉરંટ ધોરણસર વાંચવાનું શરૂ કર્યું. પરંતુ કોઈએ તેનું ધ્યાન ખેંચ્યું કે વૉરંટમાં નથી તારીખ કે નથી મહોર. "દસ્તાવેજો" બરાબર રીતસર હોવા જ જોઈએ એવી પરંપરાગત રશિયન માન્યતાને લીધે તેને પાછા વળી જવું પડ્યું...

ક્રેડિટ ચાન્સરીના અમલદારોએ તમામ ચોપડા નષ્ટ કરી નાખ્યા એટલે વિદેશો જોડે રશિયાના નાણાકીય સંબંધો અંગેની બધી નોંધો કાયમને માટે ખતમ થઈ ગઈ.

પુરવઠા સમિતિઓ તરફથી, મ્યુનિસિપાલિટીની માલિકીની લોકોપયોગી સેવાઓના વહીવટો તરફથી, કાં તો કશું કામકાજ કરવામાં જ નહોતું આવતું અથવા ભાંગફોડ કરવામાં આવતી. શહેરની વસતિની સખત પરેશાનીઓને લીધે લાચાર બનીને બોલ્શેવિકોએ લોકોપયોગી સેવાઓના કામમાં મદદ કરવાના અથવા



કામનું નિયંત્રણ કરવાના પ્રયાસો કર્યા ત્યારે તમામ કર્મચારીઓ તરત જ હડતાલ પર ઊતરી ગયા, અને દૂમાએ "મ્યુનિસિપલ સ્વાયત્તતાના ભંગ"નો આરોપ બોલ્શેવિકોની ઉપર લગાવતા તારસંદેશાઓનું પૂર આખા રશિયામાં ફેલાવી દીધું.

લશ્કરી વડા મથકમાં તેમ જ યુદ્ધ તથા નૌસેના મંત્રાલયોમાં પુરાણા અમલદારો કામ ચાલુ રાખવા સહમત થઈ ગયા હતા, પરંતુ સેના સમિતિઓ તથા હાઈ કમાંડના અફસરો બને એટલી બધી રીતો અજમાવીને સોવિયેતોનો માર્ગ અવરોધી રહ્યાં હતાં, એટલી હદ સુધી કે મોરચાના સિપાહીઓના સંબંધમાં પણ લાપરવાઈ કરવામાં આવતી હતી. 'વિક્ઝેલ' તરફથી સતત દુશ્મનાવટ ચાલુ હતી. સોવિયેત સિપાહીઓ માટે રેલગાડીઓ પૂરી પાડવાનો સાફ ઇનકાર કરવામાં આવતો. પેત્રોગ્રાદથી સિપાહીઓને લઈને નીકળતી દરેક રેલગાડી બળજબરીથી કબજે લઈને રવાના કરવામાં આવતી. દરેક વખતે રેલવે અમલદારોને ગિરફતાર કરી લેવા પડતા—અને એમ બને એટલે તરત જ 'વિક્ઝેલ' તરફથી ધમકી આપવામાં આવતી કે ગિરફતાર અમલદારોને છોડી મૂકો નહિતર તત્કાળ સામાન્ય હડતાલ જાહેર કરવામાં આવશે...

સ્મોલ્નીની સત્તા સાફ સાફ લાચારીની હાલતમાં હતી. અખબારો દેકારા કરી રહ્યા હતા કે પેત્રોગ્રાદમાં તમામ કારખાનાં બળતણ ખતમ થઈ જવાથી ત્રણ દિવસમાં બંધ થઈ જશે. 'વિક્ઝેલ' તરફથી જાહેરાત કરવામાં આવી કે ડિસેંબરની પહેલી તારીખ સુધીમાં રેલગાડીઓ દોડતી બંધ થઈ જશે. પેત્રોગ્રાદમાં ફક્ત ત્રણ દિવસનો ખોરાક બાકી હતો અને નવા પુરવઠા આવતા નહોતા. મોરચે લશ્કર ભૂખમરાની હાલતમાં ધકેલાઈ ગયું હતું... ઉદ્ધાર સમિતિ તેમ જ જુદી જુદી કેંદ્રીય સમિતિઓ આખા દેશમાં સંદેશાઓ મોકલીને વસતિને સરકારી ડિક્રીઓની અવગણના કરવા ઉત્તેજી રહી હતી. મિત્રરાજ્યોના દૂતાવાસો કાં તો ટાઢી ઉદાસીનતા બતાવી રહ્યા હતા અથવા ઉઘાડી દુશ્મનાવટ કરી રહ્યા હતા...

એક દિવસે બંધ થઈ જાય એટલે બીજે દિવસે સવારે નવાં નામે ફરી પ્રગટ થતાં વિરોધી અખબારો નવા શાસનની ઉપર આકરા ઉપહાસની ઝડી વરસાવી રહ્યાં હતાં[6]. 'નોવાયા ઝીઝ્ન' સુદ્ધાંએ તેને "ભાષણખોરી અને નમાલાપણાની ભેળસેળ" જેવું ગણાવ્યું હતું.

તેણે લખ્યું : "લોક કમિસારોની સરકાર એક પછી એક દિવસે ઉપરછલ્લી ઉતાવળના કળણમાં વધારે ને વધારે ઊંડી ડૂબતી જાય છે. બોલ્શેવિકોએ સત્તા

તો સહેલાઈથી કબજે કરી લીધી છે... પરંતુ તેનો ઉપયોગ તેઓ નથી કરી શકતા.

હયાત સરકારી તંત્રનું સંચાલન તેઓ નથી કરી શકતા, અને સામાજિક અખતરાઓના સિદ્ધાંતો મુજબ સહેલાઈથી તથા મુકત રીતે કામગીરી કરે એવા નવા તંત્રનું સર્જન કરવાની શકિત પણ તેઓ નથી ધરાવતા.

હજી તો થોડાક જ વખત અગાઉ બોલ્શેવિકો પાસે પોતાની વિસ્તરતી પાર્ટીનું કામ—મુખ્યત્વે વકતાઓ તથા લેખકોએ કરવાનું કામ—સંભાળવા માટે પણ પૂરતા માણસો નહોતા; તો પછી સરકારની અનેકવિધ તથા અટપટી કામગીરીઓ પાર પાડવા માટે કેળવાયેલા માણસો તેમને ક્યાંથી મળવાના છે?

નવી સરકાર કદમ ઉઠાવે છે અને ધમકી આપે છે, તે આખા દેશમાં ડિક્રીઓના ફુવારા ઉડાડે છે, દરેક નવી ડિક્રી છેલ્લી ડિક્રી કરતાં 'વધારે જહાલ અને વધારે સમાજવાદી' હોય છે. પરંતુ કાગળ ઉપર સમાજવાદના આ પ્રદર્શનમાં—તેમાં આપણા વંશજોને વિમૂઢ બનાવી દેવાનો આશય વધારે લાગે છે—આજના તાકીદના સવાલો ઉકેલવાની નથી મુરાદ દેખાતી કે નથી શકિત દેખાતી!"

દરમિયાનમાં નવી સરકારની રચના માટે 'વિક્ઝેલ'નું સંમેલન દિનરાત ચાલુ હતું. સરકારની રચનાના આધાર વિશે બેઉ પક્ષો સિદ્ધાંતની દૃષ્ટિએ સહમત થઈ ગયા હતા. લોક પરિષદની સંઘટના સંબંધી ચર્ચાઓ ચાલી રહી હતી. પ્રધાનમંડળની વરણીની રૂપરેખા નક્કી થઈ ગઈ હતી. ચેર્નોવને વડો પ્રધાન બનાવવાનો હતો. બોલ્શેવિકોને મોટી લઘુસંખ્યાના રૂપમાં સામેલ કરવાના હતા, પરંતુ લેનિન તથા ત્રોત્સ્કીને બકાત રાખવાના હતા. મેન્શેવિક તથા સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીઓની કેંદ્રીય સમિતિઓ તેમ જ કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિએ ઠરાવો અપનાવ્યા હતા કે અમે બોલ્શેવિકોના "ગુનાહિત રાજકારણ"ના અફર-વિરોધી હોવા છતાં "બાંધવો વચ્ચેની ખૂનરેજી અટકાવવાના આશયે" લોક પરિષદમાં બોલ્શેવિકોની સામેલગીરીનો વિરોધ નહિ કરીએ.

પરંતુ કેરેન્સ્કીના પલાયન અને દરેક ઠેકાણે સોવિયેતોની વિસ્મયકારક સફળતાથી પરિસ્થિતિમાં પલટો આવી ગયો. ૧૬ની તારીખે કેંદ્રીય કારોબારી સમિતિની મિટિંગમાં ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓએ મક્કમ જાહેરાત કરી કે બોલ્શેવિકો બીજી સમાજવાદી પાર્ટીઓની જોડે મિશ્ર સરકારની રચના કરે, નહિતર અમે લશ્કરી ક્રાંતિકારી સમિતિ તેમ જ કેંદ્રીય કારોબારી સમિતિમાંથી



હઠી જઈશું. માલકિને કહ્યું: "મોસ્કોમાં અમારા સાથીઓ નાકાબંધીઓની બન્ને તરફ મોતના શિકાર બની રહ્યા છે. ત્યાંથી આવતી ખબરો અમને સત્તાની સંઘટનનો સવાલ ફરી એક વાર ઊભો કરવા મજબૂર બનાવી દે છે. એવો સવાલ ઉઠાવવાનો અમને અધિકાર હોવા ઉપરાંત તેમ કરવાની અમારી ફરજ પણ છે... અહીંયાં સ્મોલ્ની વિદ્યાલયની દીવાલોની ભીતર બોલ્શેવિકોની ભેગા બેસવાનો અને આ મંચ પરથી બોલવાનો અધિકાર અમે હાંસલ કર્યો છે. આકરા આંતરિક સંઘર્ષ પછી તમે સમાધાનનો ઈનકાર કરશો તો અમારે બહાર નીકળીને ખુલ્લી લડાઈ લડી લેવી પડશે... આપણે લોકશાહી સમક્ષ સ્વીકાર્ય સમાધાનની શરતો રજૂ કરવી જ જોઈએ..."

અલ્ટીમેટમ અંગે વિચારણા કરવા માટે મિટિંગ થોડો વખત મોકૂફ રાખવામાં આવી. ત્યાર બાદ બોલ્શેવિકોએ ઠરાવ રજૂ કર્યો અને કામેનેવે તે વાંચી સંભળાવ્યો:

"કેંદ્રીય કારોબારી સમિતિ જરૂરી ગણે છે કે કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોમાં ભાગ લેનારી અને સાતમી નવેંબરની ક્રાંતિની ફતેહોને માન્ય કરનારી—એટલે કે સોવિયેતોની સત્તાની સ્થાપનાને તેમ જ શાંતિ, જમીન, તથા ઉદ્યોગ પર કામદારોના નિયંત્રણ સંબંધી ડિક્રીઓને અને કામદાર વર્ગના હાથમાં હથિયારો આપવાના કદમને માન્ય કરનારી—બધી સમાજવાદી પાર્ટીઓના પ્રતિનિધિઓ સરકારમાં સામેલ થાય. એટલે કેંદ્રીય કારોબારી સમિતિ નિર્ણય અપનાવે છે કે સોવિયેતમાંની બધી પાર્ટીઓ સમક્ષ સરકારની સંઘટના સંબંધી વાટાઘાટોની દરખાસ્ત મૂકવામાં આવે, અને કેંદ્રીય કારોબારી સમિતિ વાટાઘાટોના આધાર તરીકે આવશ્યક ગણે છે:

સરકાર કેંદ્રીય કારોબારી સમિતિને જવાબદાર છે. કેંદ્રીય કારોબારી સમિતિને વિસ્તારીને તેના સભ્યોની સંખ્યા ૧૫૦ની કરી દેવામાં આવશે. કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોના એ ૧૫૦ ડેલિગેટોમાં કિસાનોના પ્રતિનિધિઓની પ્રાંતિક સોવિયેતોના ૭૫ ડેલિગેટો, લશ્કર અને નૌસેનાનાં મોરચાનાં સંગઠનોના ૮૦ ડેલિગેટો, ટ્રેડ યુનિયનોના ૪૦ ડેલિગેટો (જુદાં જુદાં અખિલ રશિયન યુનિયનોમાંથી દરેકના મહત્ત્વના પ્રમાણ મુજબ ફાળવણી કરીને તેમના સૌના કુલ ૨૫, 'વિક્ઝેલ'ના ૧૦, અને તારટપાલ કામદારોના ૫), અને પેત્રોગ્રાદ નગર દૂમાનાં સમાજવાદી જૂથોના ૫૦ ડેલિગેટો ઉમેરવામાં આવશે. પ્રધાનમંડળમાં ઓછામાં ઓછી અરધી સંખ્યાનાં મંત્રાલયો બોલ્શેવિકો

માટે આરક્ષિત રાખવામાં આવશે. શ્રમ, ગૃહ, અને વિદેશ મંત્રાલયો બોલ્શેવિકોને જ સોંપવામાં આવે. પેત્રોગ્રાદ અને મોસ્કોની ગૅરિસનોનું સુકાન પેત્રોગ્રાદ અને મોસ્કોની સોવિયેતોના પ્રતિનિધિઓના હાથમાં જ રહે.

સરકાર આખા રશિયાના કામદારોને હથિયારો પૂરાં પાડવાની જવાબદારી ઉપાડી લે છે.

પ્રધાનમંડળમાં સામેલગીરી માટે કોમરેડ લેનિન અને કોમરેડ ત્રોત્સ્કીની ઉમેદવારીને મક્કમપણે વળગી રહેવાનો નિર્ણય લેવામાં આવે છે."

કામેનેવે ખુલાસો કરતાં કહ્યું: "સંમેલન તરફથી સૂચિત કહેવાતી 'લોક પરિષદ'માં ૪૨૦ સભ્યો હશે. તેમાંથી ૧૫૦ બોલ્શેવિકો હશે. એ ઉપરાંત, તેમાં પ્રતિક્રાંતિકારી પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિના પ્રતિનિધિઓ હશે, મ્યુનિસિપલ દૂમાઓ તરફથી પસંદ કરવામાં આવેલા ૧૦૦ સભ્યો હશે — એ બધા તો કોર્નીલોવપંથી જ હોય, કિસાનોની સોવિયેતોના ૧૦૦ પ્રતિનિધિઓ હશે — એ બધાની નિમણૂક આવ્ક્સેન્ત્યેવ કરવાનો, અને પુરાણી સેના સમિતિઓના ૮૦ પ્રતિનિધિઓ હશે — પરંતુ એ સમિતિઓ તો હવે સિપાહી સમુદાયોનું પ્રતિનિધિત્વ કરતી જ નથી.

અમે પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિને તેમ જ મ્યુનિસિપલ દૂમાઓના પ્રતિનિધિઓને સામેલ કરવાનો ઇનકાર કરીએ છીએ. અમે કિસાનોની કૉંગ્રેસ ભરવાનો બંદોબસ્ત કર્યો છે. એ કૉંગ્રેસ જ કિસાનોની સોવિયેતોના પ્રતિનિધિઓને તેમ જ સાથે સાથે નવી કારોબારી સમિતિને ચૂંટી કાઢશે. લેનિન અને ત્રોત્સ્કીને બકાત રાખવાની દરખાસ્ત તો અમારી પાર્ટીને પંગુ બનાવી દેવાની તરકીબ છે અને અમે તેને સ્વીકારતા નથી. છેલ્લે — અમને 'લોક પરિષદ'ની કશી જરૂર દેખાતી જ નથી. સોવિયેતો તમામ સમાજવાદી પાર્ટીઓ માટે ખુલ્લી છે, અને લોકસમુદાયોમાં તેમની અસરના ખરા પ્રમાણ મુજબ તેમનું પ્રતિનિધિત્વ કેંદ્રીય કારોબારી સમિતિ કરે છે..."

ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ વતી કારેલિને જાહેર કર્યું કે મારી પાર્ટી બોલ્શેવિક ઠરાવની તરફેણમાં મત આપશે, પરંતુ અમુક વિગતોમાં — દાખલા તરીકે કિસાનોના પ્રતિનિધિત્વની બાબતમાં — ફેરફાર કરવાનો અમારો અધિકાર અમે આરક્ષિત રાખીએ છીએ અને માગણી કરીએ છીએ કે ખેતીવાડી મંત્રાલય ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓને જ સોંપવામાં આવે. તેમની માગણી માની લેવામાં આવી...



આગળ જતાં, પેત્રોગ્રાદ સોવિયેતની મિટિંગમાં ત્રોત્સ્કીએ નવી સરકારની રચના વિશેના એક સવાલનો જવાબ આપતાં કહ્યું:

"મને એ બાબતની જરાય ખબર નથી. હું વાટાઘાટોમાં સામેલ નથી... પરંતુ હું એ વાટાઘાટોને બહુ મહત્ત્વની નથી ગણતો..."

એ રાતે સંમેલનમાં ભારે બેચેની ફેલાઈ ગઈ. નગર દૂમાના ડેલિગેટો સંમેલન છોડીને જતા રહ્યા...

પરંતુ સ્મોલ્નીમાં જ, બોલ્શેવિક પાર્ટીના સભ્યોની અંદર, લેનિનની નીતિ સામે જોરદાર વિરોધનાં વાદળો ઘેરાઈ રહ્યાં હતાં. નવેંબરની ૧૭મી તારીખની રાતે કેંદ્રીય કારોબારી સમિતિની મિટિંગ માટે ખીચોખીચ ભરાઈ ગયેલો વિશાળ હૉલ જાણે કશાક અમંગળની આગાહી કરી રહ્યો હતો.

બોલ્શેવિક લારિને ધોરણ લીધું કે બંધારણસભાની ચૂંટણીઓનો સમય નજીક આવી રહ્યો છે, અને "રાજકીય ત્રાસ"ની નીતિ તજી દેવાની વેળા હવે પાકી ગઈ છે.

"અખબારી આઝાદીની સામે ઉઠાવવામાં આવેલાં પગલાંમાં હવે ફેરફાર કરવા જોઈએ. સંઘર્ષ દરમિયાન એવાં પગલાં ઉઠાવવાનું સબળ કારણ હતું, પરંતુ હવે તેને માટે કશો આધાર રહ્યો નથી. અખબારો આઝાદ હોવાં જોઈએ — દંગા અને વિદ્રોહની અપીલો સિવાય."

તેની પોતાની પાર્ટીના સભ્યો તરફથી ફિટકાર અને હુરિયાની ઝડીના વાતાવરણમાં લારિને નીચે મુજબનો ઠરાવ રજૂ કર્યો:

"અખબારોના સંબંધમાં લોક કમિસાર પરિષદની ડિક્રીને આ ઘડીથી રદ જાહેર કરવામાં આવે છે.

રાજકીય દમનનાં પગલાં માત્ર ખાસ અદાલતના નિર્ણય મુજબ જ લઈ શકાય. એવી અદાલત કેંદ્રીય કારોબારી સમિતિ તરફથી ચૂંટાયેલી હોવી જોઈએ (કેંદ્રીય કારોબારી સમિતિમાં સામેલ જુદી જુદી પાર્ટીઓની તાકાતના પ્રમાણ મુજબ તેમને અદાલતમાં પ્રતિનિધિત્વ મળવું જોઈએ*), અને એ અદાલતને અગાઉ લેવામાં આવેલાં દમનનાં પગલાંની નવેસરથી વિચારણા કરવાનો અધિકાર હોવો જોઈએ."

ઠરાવને તાળીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવ્યો. તાળીઓ

* કૌંસમાં આપેલા શબ્દો કેંદ્રીય કારોબારી સમિતિની કાર્યનોંધોમાં નથી. — સં.

પાડનારાઓમાં કેવળ ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ જ નહિ પરંતુ બોલ્શેવિકોનો એક હિસ્સો પણ સામેલ હતો.

લેનિનપંથીઓ તરફથી આવાનેસોવે ઉતાવળમાં દરખાસ્ત કરી કે સમાજવાદી પાર્ટીઓ વચ્ચે કશુંક સમાધાન થઈ જાય ત્યાં સુધી અખબારોના સવાલને મુલતવી રાખવામાં આવે. દરખાસ્તને ભારે બહુમતીથી નકારી કાઢવામાં આવી.

આવાનેસોવે વધુમાં કહ્યું: "હાલ સિદ્ધ થઈ રહેલી ક્રાંતિ ખાનગી મિલકત ઉપર પ્રહારો કરવામાં અચકાઈ નથી, અને આપણે અખબારોને ખાનગી મિલકત ગણીને જ આ સવાલનું પરીક્ષણ કરવું જોઈએ..."

ત્યાર પછી તેણે સત્તાવાર બોલ્શેવિક ઠરાવ રજૂ કર્યો:

"મૂડીવાદી અખબારોને દબાવી દેવાનું કદમ આવશ્યક બનાવી દેનારી બાબતો વિદ્રોહ દરમિયાન કેવળ નિર્ભેળ લશ્કરી કારણો પૂરતી અને પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓને અટકાવી દેવા પૂરતી જ સીમિત નહોતી. અખબારોના સંબંધમાં એક નવી નિયંત્રણ પદ્ધતિની સ્થાપનાની દિશામાં સંક્રમણના કદમ તરીકે પણ તે આવશ્યક છે. એ નિયંત્રણ પદ્ધતિ એવી હોવી જોઈએ કે જેમાં છાપખાનાં તથા કાગળના મૂડીદાર માલિકો એકલા જ પોતે પ્રજામતના સર્વશક્તિમાન સર્જકો ન બની શકે.

એ ઉપરાંત આપણે ખાનગી છાપખાનાં તથા કાગળના પુરવઠા જપ્ત કરી લેવાની કામગીરી શરૂ કરી દેવી જોઈએ. પાટનગરમાં તેમ જ પ્રાંતોમાં ખાનગી છાપખાનાં તથા કાગળના પુરવઠાઓને સોવિયેતોની મિલકતમાં પલટાવી નાખવાં જોઈએ, જેથી રાજકીય પાર્ટીઓ તથા જૂથો જે વિચારોનું પ્રતિનિધિત્વ કરતાં હોય તેની વાસ્તવિક અસરના પ્રમાણમાં—બીજા શબ્દોમાં કહીએ તો તેમના મતદારોની સંખ્યાના પ્રમાણમાં—મુદ્રણની સગવડોનો ઉપયોગ કરી શકે.

કહેવાતી 'અખબારોની આઝાદી'ની પુનઃસ્થાપનાનો, છાપખાનાં તથા કાગળના પુરવઠા મૂડીદારોને—લોકોનાં માનસોમાં ઝેર રેડનારાઓને—પાછાં સુપરત કરી દેવાનો, અર્થ તો મૂડીની મરજીને શરણે થઈ જવાના વર્જિત કદમ જેવો જ થાય, ક્રાંતિની અત્યંત મહત્ત્વની ફતેહોને તજી દેવાનો જ થાય, બીજા શબ્દોમાં કહીએ તો એવું કદમ નિઃશંક પ્રતિક્રાંતિકારી સ્વરૂપનું જ ગણાય.

ઉપર ઉલ્લેખિત મુદ્દાઓના આધારે કેંદ્રીય કારોબારી સમિતિ અખબારોના ક્ષેત્રમાં પુરાણી નિયંત્રણ પદ્ધતિની પુનઃસ્થાપનાનું લક્ષ્ય ધરાવતી તમામ દરખાસ્તોને સાફ નકારી કાઢે છે અને આ સવાલની બાબતમાં, નિમ્ન-મૂડીવાદી



પૂર્વગ્રહોમાંથી અથવા પ્રતિક્રાંતિકારી મૂડીદાર વર્ગના હિતોના શરણમાં પહોંચી જવાની સ્પષ્ટ મનોવૃત્તિમાંથી ઉદ્ભવ પામતા દાવાઓ તથા અલ્ટીમેટમોની વિરુદ્ધ, લોક કમિસાર પરિષદના દૃષ્ટિબિંદુને અસંદિગ્ધ ટેકો આપે છે."

ઠરાવના વાચન દરમિયાન ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓએ વ્યંગભર્યા દેકારા કરીને અને બંડખોર બોલ્શેવિકોએ ખીજભર્યા પોકારો કરીને અંતરાયો પાડ્યા. કારેલિન ઊભો થઈને વિરોધ કરવા લાગ્યો: "ત્રણ અઠવાડિયાં પહેલાં બોલ્શેવિકો અખબારોની આઝાદીના બેશક જોશીલા સમર્થકો હતા... અજબ વાત છે કે આ ઠરાવની દલીલોમાં પુરાણા યમદૂતો અને ઝારશાહીના સેન્સર અમલદારોનું દૃષ્ટિબિંદુ જ સૂચિત છે—તેઓ પણ 'લોકોનાં માનસોમાં ઝેર રેડનારાઓ'ની જ વાતો કરતા."

ત્રોત્સ્કીએ ઠરાવની તરફેણમાં લાંબું પ્રવચન કર્યું. તેણે આંતરવિગ્રહના સમયમાં અખબારો અને વિજય પછીના સમયમાં અખબારો વચ્ચેના તફાવતની છણાવટ કરી. "આંતરવિગ્રહ દરમિયાન જોર વાપરવાનો અધિકાર કેવળ પીડિતોને જ હોય..." (પોકારો—"અત્યારે પીડિત કોણ છે? માણસખાઉ ક્યાંનો!")

"હજુ દુશ્મનોની ઉપર વિજય હાંસલ નથી થયો, અને અખબારો તેમના હાથમાં હથિયારો જેવાં છે. એવા સંજોગોમાં અખબારોને બંધ કરાવી દેવાનું કદમ બચાવનું વાજબી કદમ છે..." વિજય પછીના સમયમાં અખબારોના સવાલ વિશે બોલતાં તેણે કહ્યું:

"અખબારોની આઝાદીના સવાલ પ્રત્યે સમાજવાદીઓનું વલણ વેપારની આઝાદી પ્રત્યેના તેમના વલણ જેવું જ હોવું જોઈએ. રશિયામાં સ્થાપવામાં આવી રહેલું લોકશાહીનું શાસન તકાદો કરે છે કે જેવી રીતે ઉદ્યોગમાં ખાનગી મિલકતના વર્ચસ્વને નાબૂદ કરી નાખવામાં આવે એવી જ રીતે અખબારોની દુનિયામાં પણ ખાનગી મિલકતના વર્ચસ્વને ખતમ કરી નાખવું જ જોઈએ... સોવિયેતોની સત્તાએ તમામ છાપખાનાં જપ્ત કરી લેવાં જોઈએ." (પોકારો—"'પ્રાવદા'નું છાપખાનું જપ્ત કરી લો!")

"મૂડીદાર વર્ગની અખબારોની ઇજારદારીને નાબૂદ કરી નાખવી જ જોઈએ. નહિતર આપણને સત્તા હાથમાં લેવાથી કશો ફાયદો ન જ થાય! છાપખાનાં અને કાગળના જથ્થા નાગરિકોના દરેક જૂથની પહોંચમાં હોવાં જોઈએ... છાપવાનાં બીબાં અને કાગળના જથ્થા સૌપ્રથમ તો કામદારો તથા કિસાનોની માલિકીનાં જ છે, એટલો તેનો ઉપયોગ પહેલાં તેઓ જ કરે... દેશમાં લઘુમતી

**ધરાવતી મૂડીવાદી** પાર્ટીઓને તો એ બધું ત્યાર બાદ જ મળે... સત્તા સોવિયેતોના હાથમાં આવી જવાથી અસ્તિત્વના તાત્ત્વિક સંજોગોનું મૂળગામી રૂપાંતર થવાનું જ છે, અને અખબારોની દુનિયામાં પણ એ રૂપાંતર ચોક્કસ નજરે પડે જ... આપણે બૅંકોનું રાષ્ટ્રીયકરણ કરી નાખવાના હોઈએ તો પછી શું નાણાપતિઓનાં અખબારોને ચલાવી લેવાના? પુરાણી શાસન પદ્ધતિને તદ્દન ખતમ કરી નાખવાની જ છે, આ વાત કાયમને માટે બરાબર સમજી લેવી જ જોઈએ..." તાળીઓ અને ખીજના પોકારો.

કારેલિને દલીલ કરી કે કેંદ્રીય કારોબારી સમિતિને આવા મહત્ત્વના સવાલ વિશે ફેંસલો કરવાનો હક જ નથી, આ બાબત ખાસ સમિતિને સોંપી દેવી જોઈએ. તેણે ફરી વાર અખબારોની આઝાદીની આવેશભરી માગણી કરી.

પછી લેનિન બોલવા ઊભા થયા--સ્વસ્થ, ભાવાવેશની કોઈ નિશાની નહિ, કપાળે કરચલીઓ. તે એક એક શબ્દ ચોકસાઈથી પસંદ કરીને ધીરે ધીરે બોલવા લાગ્યા, તેમનું દરેક વાક્ય જાણે હથોડાના ઘા જેવું હતું. "આંતરવિગ્રહ હજી ખતમ નથી થયો, દુશ્મન હજી આપણી સામે મોજૂદ છે, એટલે અખબારોની વિરુદ્ધ ઉઠાવવામાં આવેલાં દમનનાં પગલાં રદ કરી નાખવાનું અશક્ય છે.

અમે બોલ્શેવિકોએ હંમેશાં કહ્યું છે કે અમે સત્તાસ્થાને પહોંચી જઈશું ત્યારે મૂડીવાદી અખબારો બંધ કરાવી દઈશું. મૂડીવાદી અખબારોને સાંખી લેવાં એટલે સમાજવાદી મટી જવું. ક્રાંતિ કરીએ ત્યારે પછી હાથ જોડીને બેસી ન રહેવાય, નિરંતર આગળ ધપવું જ જોઈએ—કે પછી પીછેહઠ કરવી પડે. અત્યારે જે કોઈ માણસ 'અખબારોની આઝાદી'ની વાતો કરે છે તે પીછેહઠ કરી રહ્યો છે, સમાજવાદની દિશામાં આપણા જોરદાર ધસારાને રોકી રહ્યો છે.

આપણે મૂડીવાદની ધૂંસરી ફગાવી દીધી છે, જેવી રીતે પહેલી ક્રાંતિએ ઝારશાહીની ધૂંસરી ફગાવી દીધી હતી એવી જ રીતે. **જો પહેલી ક્રાંતિ રાજશાહી અખબારોને દબાવી દેવાનો** હક **ધરાવતી હતી** તો આપણે પણ મૂડીવાદી અખબારોને દબાવી દેવાનો હક ધરાવીએ છીએ. અખબારોની આઝાદીના સવાલને વર્ગસંઘર્ષના બીજા સવાલોથી અળગો પાડવાનું અશક્ય જ છે. અમે એ અખબારોને બંધ કરાવી દેવાનું વચન આપેલું છે અને અમારું વચન અમે પાળીશું જ, જનતાની ભારે મોટી બહુસંખ્યા અમારા સાથમાં છે!

હવે વિદ્રોહ પરિસમાપ્ત થઈ ગયો છે એટલે બીજી સમાજવાદી પાર્ટીઓનાં અખબારોને દબાવી દેવાની મુરાદ અમને બિલકુલ નથી જ, સિવાય કે



હથિયારબંધ બળવાની અથવા સોવિયેત સરકારની અવજ્ઞાની હાકલો કરવામાં આવે એવા દાખલાઓમાં. પરંતુ અમે એવું તો કોઈ કાળે નહિ જ બનવા દઈએ કે તેઓ સમાજવાદી અખબારોની આઝાદીનું બહાનું કાઢીને અને મૂડીદાર વર્ગની છૂપી મદદ લઈને છાપખાનાં, શાહી, તથા કાગળની ઈજારદારી જમાવી દે... એ બધી આવશ્યક સાધનસામગ્રી સોવિયેત સરકારની મિલકત બની રહેવી જ જોઈએ અને તેની ફાળવણી સૌપ્રથમ સમાજવાદી પાર્ટીઓને તેમના મતદારોની સંખ્યાના ચોકસાઈભર્યા પ્રમાણમાં થવી જોઈએ..."

પછી મત લેવાયા. લારિન અને ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓનો ઠરાવ ૨૨ની વિરુદ્ધ ૩૧* મતે ઊડી ગયો, અને લેનિનનો ઠરાવ ૩૪ની વિરુદ્ધ ૨૪ મતે પાસ થઈ ગયો. લઘુમતીમાં બોલ્શેવિકો રિયાઝાનોવ અને લોઝોવ્સ્કી સામેલ હતા. તેમણે જણાવ્યું કે અખબારોની આઝાદી ઉપર પ્રતિબંધ લગાવવાની તરફેણમાં મત આપવાનું અમારે માટે અશક્ય છે.

એ વખતે ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓએ જાહેરાત કરી કે જે કંઈ બની રહ્યું છે તેની જવાબદારી લેવા હવે અમે તૈયાર નથી, અને લશ્કરી ક્રાંતિકારી સમિતિમાંથી તેમ જ કાર્યવાહક જવાબદારીનાં બીજાં બધાં સ્થાનો પરથી અમે તત્કાળ હઠી જઈએ છીએ.

લોક કમિસાર પરિષદમાંથી પાંચ સભ્યોએ—નોગીન, રીકોવ, મિલ્યૂતિન, તેઓદોરોવિચ, અને શ્લ્યાપ્નિકોવે—રાજીનામાં આપી દીધાં અને જાહેરાત કરી:

"અમે સોવિયેતોની અંદરની તમામ પાર્ટીઓની સમાજવાદી સરકારની રચનાની તરફેણમાં છીએ. અમને લાગે છે કે એવી સરકારની રચના કરવામાં આવે તો જ કામદાર વર્ગ અને ક્રાંતિકારી સેનાના પરાક્રમી સંઘર્ષનાં સુફળોની સલામતીની ગૅરંટી મળી શકે. એ સિવાય તો બીજો એક જ માર્ગ છે: રાજકીય ત્રાસના આધારે નિર્ભેળ બોલ્શેવિક સરકારની રચના. લોક કમિસાર પરિષદે એ બીજો માર્ગ લીધો છે. અમે એ માર્ગ અપનાવી શકીએ નહિ અને અપનાવીશું નહિ. અમને સાફ દેખાય છે કે તેના સીધા પરિણામે ઘણાં સર્વહારા સંગઠનોને રાજકીય જીવનથી અળગાં કરી દેવામાં આવશે, ગેરજવાબદાર શાસન સ્થાપવામાં આવશે, અને ક્રાંતિ તથા દેશ બરબાદ થઈ જશે. એવી નીતિની જવાબદારી

---

*આ માહિતી બરાબર નથી. લારિન અને ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓનો ઠરાવ ૨૦ની વિરુદ્ધ ૨૫ મતે ઊડી ગયો હતો.—સં.

અમે લઈ શકીએ એમ નથી, એટલે અમે લોક કમિસારો તરીકેની અમારી કામગીરી કેંદ્રીય કારોબારી સમિતિ સમક્ષ તજી દઈએ છીએ."

કેટલાક કમિસારોએ પોતાનાં પદોનાં રાજીનામાં આપ્યાં વગર જાહેરાત પર સહીઓ કરી — રિયાઝાનોવ, અખબારી વિભાગનો દેર્બિચેવ, સરકારી છાપખાનાનો આર્બુઝોવ, લાલ સંત્રીઓનો યુરેનેવ, શ્રમ મંત્રાલયનો ફ્યોદોરોવ, અને ડિક્રીઓ ઘડવાના વિભાગનો મંત્રી લારિન.

એ જ વખતે કામેનેવ, રીકોવ, મિલ્યૂતિન, ઝિનોવિયેવ, અને નોગીને બોલ્શેવિક પાર્ટીની કેંદ્રીય સમિતિમાંથી રાજીનામાં આપી દીધાં અને તેનાં કારણો જાહેર કર્યાં:

"...નવી ખૂનરેજી અટકાવવા માટે, દુકાળની આફતને ત્રાટકતી રોકવા માટે, કાલેદિનપંથીઓના હાથે ક્રાંતિના ખાતમાને અટકાવવા માટે, ઉચિત સમયે બંધારણસભા ભરવાની ખાત્રી ઊભી કરવા માટે, અને સોવિયેતોની બીજી કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલા કાર્યક્રમને અસરકારક રીતે અમલી બનાવવા માટે એવી (સોવિયેતોમાં સામેલ તમામ પાર્ટીઓની) સરકારની રચના અનિવાર્ય છે...

કેંદ્રીય સમિતિની સર્વનાશ નોતરતી નીતિની જવાબદારી અમે લઈ શકીએ એમ નથી. એ નીતિ સર્વહારાઓ તથા સિપાહીઓની જબ્બર બહુસંખ્યાની મરજી વિરુદ્ધ ચલાવવામાં આવી રહી છે. સર્વહારાઓ તથા સિપાહીઓના વ્યાપક સમુદાયો લોકશાહીની વિવિધ રાજકીય પાર્ટીઓ વચ્ચેની ખૂનરેજીનો ઝડપી અંત જોવા આતુર છે... અમે કેંદ્રીય સમિતિના સભ્યો તરીકેનાં અમારાં પદો એટલા માટે તજી રહ્યા છીએ કે અમારો અભિપ્રાય કામદારો તથા સિપાહીઓના સમુદાયો સમક્ષ મુક્ત રીતે રજૂ કરી શકીએ...

અમે કેંદ્રીય સમિતિમાંથી વિજયની વેળાએ છૂટા થઈ રહ્યા છીએ. કેંદ્રીય સમિતિના મોવડીઓની નીતિ આંધળા વેગે એવી દિશામાં ધસી રહી છે કે વિજયનાં સુફળો ગુમાવી દેવાં પડે અને સર્વહારા વર્ગ કચડાઈ જાય. એવી ઘડીએ અમે હાથ જોડીને મૂંગા મૂંગા બેસી ન જ રહી શકીએ..."

કામદાર સમુદાયો અને ગૅરિસનના સિપાહીઓ બેચેનીથી સળવળી રહ્યા હતા. તેઓ પોતાનાં પ્રતિનિધિમંડળો સ્મોલ્નીમાં તેમ જ નવી સરકારની રચનાના સંમેલનમાં મોકલી રહ્યા હતા. બોલ્શેવિકોની કતારોમાં પડેલા ભંગાણથી સંમેલનમાં ભારે ખુશાલી ફેલાઈ ગઈ હતી.



પરંતુ લેનિનપંથીઓનો વળતો જવાબ વેગીલો અને બેરહમ સાબિત થયો. શ્લ્યાપ્નિકોવ અને તેઓદોરોવિચે પાર્ટીની શિસ્તને આધીન બની જઈને પોતપોતાનાં પદ પાછાં સંભાળી લીધાં. કેંદ્રીય કારોબારી સમિતિના અધ્યક્ષ તરીકેના કામેનેવના અખત્યારો રદ કરી નાખવામાં આવ્યા અને તેની જગ્યાએ સ્વેર્દલોવને ચૂંટવામાં આવ્યો. ઝિનોવિયેવને પેત્રોગ્રાદ સોવિયેતના અધ્યક્ષપદેથી બરતરફ કરી દેવામાં આવ્યો. પાંચમી તારીખે 'પ્રાવદા'માં રશિયાની જનતાને સંબોધિત ઘોષણા પ્રગટ થઈ. એ જુસ્સાદાર ઘોષણા લેનિને લખેલી હતી. તેની લાખો નકલો છાપવામાં આવી, દરેક ઠેકાણે દીવાલો પર ચોડી દેવામાં આવી, આખા રશિયામાં વહેંચવામાં આવી:*

"સોવિયેતોની બીજી અખિલ રશિયન કૉંગ્રેસમાં બોલ્શેવિકોને બહુમતી મળી હતી. એટલે બોલ્શેવિક પાર્ટી તરફથી રચવામાં આવતી સરકાર જ સોવિયેત સરકાર ગણાય. સૌ વાકેફ છે કે બોલ્શેવિક પાર્ટીની કેંદ્રીય સમિતિએ, નવી સરકારની રચનાથી થોડાક કલાકો પહેલાં અને સરકારના સભ્યોની યાદી સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસમાં રજૂ કરતાં પહેલાં, ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારી જૂથના સૌથી જાણીતા ત્રણ આગેવાનોને — સાથીઓ કામકોવ, સ્પિરો, તથા કારેલિનને — સમિતિની મિટિંગમાં ભાગ લેવાનું આમંત્રણ આપ્યું હતું અને તેમને નવી સરકારમાં સામેલ થવાની દરખાસ્ત કરી હતી. અમને બેહદ અફસોસ છે કે આમંત્રિત સાથીઓએ ઇનકાર કરી દીધો. ક્રાંતિપંથીઓ અને કામદાર વર્ગના સમર્થકો માટે એવો ઇનકાર વર્જિત હતો. અમે ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓને ગમે તે વેળાએ સરકારમાં સામેલ કરવા તૈયાર છીએ. પરંતુ અમે જાહેર કરીએ છીએ કે સોવિયેતોની બીજી અખિલ રશિયન કૉંગ્રેસમાં બહુમતી હાંસલ કરનારી પાર્ટી તરીકે અમને સરકારની રચના કરવાનો હક છે અને જનતા સમક્ષ અમે સરકારની રચના કરવાની ફરજથી બંધાયેલા છીએ...

---

*આ નિર્દેશ લેનિને ૧૯૧૭ના નવેંબરની ૧૮-૧૯ તારીખે લખેલી અને ૨૦મી તારીખના 'પ્રાવદા'માં પ્રગટ થયેલી અપીલ પ્રત્યે છે. અપીલનું શીર્ષક આ મુજબ હતું — 'રશિયન સામાજિક લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો)ની કેંદ્રીય સમિતિ તરફથી પાર્ટીના તમામ સભ્યોને અને રશિયાના બધા કામગાર વર્ગોને.' — સં.

...સાથીઓ! અમારી પાર્ટીની કેંદ્રીય સમિતિના અને લોક કમિસાર પરિષદના કેટલાક સભ્યો—કામેનેવ, ઝિનોવિયેવ, રીકોવ, મિલ્યૂતિન, અને બીજા થોડાક ગઈકાલે નવેંબરની ચોથી તારીખે અમારી પાર્ટીની કેંદ્રીય સમિતિમાંથી છૂટા થઈ ગયા છે, તેમાંથી છેલ્લા ત્રણ લોક કમિસાર પરિષદમાંથી પણ છૂટા થઈ ગયા છે...

અમારાથી અળગા થઈ ગયેલા સાથીઓનું વર્તન ભાગેડુઓ જેવું છે કારણ કે તેમણે તેમને સોંપવામાં આવેલાં જવાબદારીનાં પદો રેઢાં મૂકી દીધાં છે એટલું જ નહિ પરંતુ અમારી પાર્ટીની કેંદ્રીય સમિતિની સાફ સૂચનાઓનો ભંગ પણ કર્યો છે. કેંદ્રીય સમિતિએ તેમને એવાં સૂચનાઓ આપી હતી કે તેમણે પદો તજી દેતાં પહેલાં પેત્રોગ્રાદ અને મોસ્કોનાં પાર્ટી સંગઠનોના નિર્ણયોની વાટ જોવી. ભાગેડુપણાના આ કદમને અમે દૃઢતાથી વખોડી કાઢીએ છીએ. અમને ખાતરી છે કે અમારી પાર્ટીના અથવા અમારી પાર્ટી તરફ હમદર્દી ધરાવના તમામ જાગ્રત કામદારો, સિપાહીઓ, અને કિસાનો પણ ભાગેડુઓના વર્તનને વખોડી કાઢશે...

સાથીઓ, યાદ કરો કે આ ભાગેડુઓમાંથી બે જણા—કામેનેવ અને ઝિનોવિયેવ—તો પેત્રોગ્રાદમાં વિદ્રોહ પહેલાં જ ભાગેડુઓ અને હડતાલતોડુઓ તરીકે ઉઘાડા પડી ગયા હતા. ૧૯૧૭ના ઑક્ટોબરની ૧૦મી તારીખે કેંદ્રીય સમિતિની નિર્ણાયક મિટિંગમાં તેમણે વિદ્રોહની વિરુદ્ધ મત આપ્યા હતા, અને કેંદ્રીય સમિતિમાં ઠરાવ અપનાવી લેવામાં આવ્યો ત્યાર પછી પણ તેમણે પાર્ટી કાર્યકરોની મિટિંગમાં પોતાની ઝુંબેશ ચાલુ રાખી હતી... પરંતુ રેલગાડી જેવી રીતે લાકડાના વહેરને બાજુ પર ખસેડતી આગળ દોડતી રહે એવી જ રીતે મોસ્કોમાં, પેત્રોગ્રાદમાં, મોરચે, ખાઈઓમાં, અને ગામોમાં ભારે જોમથી આગળ ધપી રહેલા લોકસમુદાયો, પ્રચંડ પરાક્રમ દાખવી રહેલા લાખો કામદારો, સિપાહીઓ, અને કિસાનો ભાગેડુઓને બાજુ પર ધકેલી દઈને આગેકૂચ કરતા રહ્યા હતા...

નિષ્ઠા વગરના, દુવિધાઓમાં અટવાઈ જનારા, શંકાઓના વમળમાં સપડાઈ જનારા, મૂડીદાર વર્ગથી ધાક ખાઈ જનારા, અથવા મૂડીદાર વર્ગના સીધા કે આડકતરા મળતિયાઓના બરાડા સાંભળીને મોંમાં તરણું લઈ લેનારાઓની ઉપર લ્યાનત વરસો! પેત્રોગ્રાદ, મોસ્કો, તેમ જ બાકીના રશિયાના લોકસમુદાયોમાં દુવિધાની છાયા સરખી ક્યાંય નથી જ...



બુદ્ધિજીવીઓનાં નાનકડાં જૂથોનાં અલ્ટીમેટમો સાંભળીને અમે માથું નમાવી દેવાના નથી—તેમને લોકસમુદાયોનો મુદ્દલ ટેકો નથી, તેમને વાસ્તવમાં કેવળ કોર્નીલોવપંથીઓ, સાવિન્કોવપંથીઓ, યુંકરો, વગેરેનો જ ટેકો છે..."

આખા દેશમાંથી પડેલો પડઘો તપેલા પવનના તોફાનના ઝપાટા જેવો હતો. બંડખોરોને પોતાનો "અભિપ્રાય કામદારો તથા સિપાહીઓના સમુદાયો સમક્ષ મુક્ત રીતે રજૂ કરવાનો" મોકો ન મળ્યો. "ભાગેડુઓ"ને વખોડી કાઢતી આકરી લોકવ્યાપી ટીકાનો જુવાળ કેંદ્રીય કારોબારી સમિતિની ઉપર ફરી વળ્યો. મોરચેથી, વોલ્ગા પ્રદેશમાંથી, પેત્રોગ્રાદનાં કારખાનાંમાંથી આવતાં ક્રોધિત પ્રતિનિધિમંડળો તથા સમિતિઓનાં ટોળાં સ્મોલ્નીમાં કેટલાય દિવસ સુધી નજરે પડતાં રહ્યાં. "એ લોકોએ સરકારમાંથી નીકળી જવાની હિંમત જ કેમ કરી? ક્રાંતિને ખતમ કરી નાખવા માટે મૂડીદારોના પૈસા ખાધા છે કે શું? તરત જ પાછા આવી જાય અને કેંદ્રીય સમિતિના નિર્ણયોને આધીન બની જાય!"

માત્ર પેત્રોગ્રાદ ગૅરિસનમાં હજુ અનિશ્ચિતતા વરતાતી હતી. નવેંબરની ૨૪મી તારીખે સિપાહીઓની વિશાળ સભા થઈ. તેમાં બધી રાજકીય પાર્ટીઓના પ્રતિનિધિઓએ પ્રવચનો કર્યાં. લેનિનની નીતિને ભારે બહુમતીથી બહાલી આપવામાં આવી. ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓને જણાવી દેવામાં આવ્યું કે "સરકારમાં સામેલ થઈ જાઓ"...[6]

મેન્શેવિકોએ આખરી અલ્ટીમેટમ આપ્યું કે બધા પ્રધાનો તથા યુંકરોને છોડી મૂકવામાં આવે, તમામ અખબારોને પૂરી આઝાદી આપવામાં આવે, લાલ સંત્રીઓનાં હથિયારો ઉતારી લેવામાં આવે, અને ગૅરિસનને હુકમો આપવાનો અખત્યાર દૂમાને સુપરત કરી દેવામાં આવે. તેના જવાબમાં સ્મોલ્ની તરફથી જણાવવામાં આવ્યું કે બધા સમાજવાદી પ્રધાનોને અને સાવ થોડાક સિવાય બધા યુંકરોને ક્યારના છોડી મૂકવામાં આવ્યા છે, મૂડીવાદી અખબારો સિવાયનાં તમામ અખબારો આઝાદી ધરાવે છે, અને હથિયારબંધ દળોની સરદારી તો સોવિયેતને હસ્તક જ રહેશે. નવી સરકારની રચના માટેનું સંમેલન ૧૯મી તારીખે વિસર્જિત થઈ ગયું, અને વિરોધીઓ એક પછી એક સરકીને મોગિલેવ પહોંચી ગયા. ત્યાં લશ્કરી જનરલ સ્ટાફના પડખામાં લપાઈને તેઓ એક પછી એક સરકાર રચવા લાગ્યા, આખર સુધી રચતા રહ્યા...

દરમિયાનમાં બોલ્શેવિકો 'વિક્ઝેલ'ની તાકાતમાં ગાબડાં પાડી રહ્યા હતા. પેત્રોગ્રાદ સોવિયેત તરફથી તમામ રેલવે કામદારોને સંબોધીને કરવામાં આવેલી

અપીલમાં કામદારોને હાકલ કરવામાં આવી કે 'વિક્ઝેલને' તેના બધા અખત્યારો છોડી દેવાની ફરજ પાડો. કિસાનોના સંબંધમાં અપનાવવામાં આવેલી રીત ફરી અજમાવીને કેંદ્રીય કારોબારી સમિતિએ ૧૫મી તારીખે જાહેરાત કરી કે રેલવે કામદારોની અખિલ રશિયન કૉંગ્રેસ ડિસેંબરની પહેલી તારીખે ભરવામાં આવશે. 'વિક્ઝેલે' તરત જ પોતાની જુદી કૉંગ્રેસ ત્યાર પછી બે અઠવાડિયે ભરવાનું એલાન કર્યું. ૧૬મી તારીખે 'વિક્ઝેલ'ના સભ્યો કેંદ્રીય કારોબારી સમિતિની મિટિંગમાં ભાગ લેવા હાજર થઈ ગયા. ડિસેંબરની બીજી તારીખે રાતે રેલવે કામદારોની અખિલ રશિયન કૉંગ્રેસના ઉદ્‌ઘાટન અધિવેશનમાં કેંદ્રીય કારોબારી સમિતિએ માર્ગો અને સંદેશવ્યવહારના કમિસારનું પદ 'વિક્ઝેલ'ને આપવાની સત્તાવાર દરખાસ્ત કરી—દરખાસ્ત સ્વીકારી લેવામાં આવી...

સત્તાનો સવાલ પતાવી લીધા પછી બોલ્શેવિકોએ વાસ્તવિક વહીવટની સમસ્યાઓ તરફ ધ્યાન વાળ્યું. સૌથી પહેલું કર્તવ્ય શહેરને, દેશને, સેનાને, ખોરાક પૂરો પાડવાનું હતું. સિપાહીઓ અને લાલ સંત્રીઓની ટુકડીઓ ખૂણે ખૂણે ફરીને વખારો તથા રેલવેનાં ગોદામોની તલાશી લેવા લાગી. તેમણે નદીનહેરોમાં તરતાં માલજહાજોનીયે તલાશી લીધી. ખાનગી સટ્ટાખોરોની માલિકીનો હજારો પૂદ* ખોરાક જપ્ત કરી લેવામાં આવ્યો. જાસૂસોને પ્રાંતોમાં રવાના કરી દેવામાં આવ્યા. ત્યાં તેમણે જમીન સમિતિઓની મદદ લઈને મોટા મોટા અનાજ વેપારીઓની વખારો કબજે કરી લીધી. ખલાસીઓનાં પાંચ પાંચ હજારનાં દળોને ખૂબ હથિયારો આપીને દક્ષિણમાં, સાઈબિરિયામાં મોકલવામાં આવ્યાં. તેમને વ્હાઇટગાર્ડોના હાથમાંથી શહેરો કબજે કરી લેવાની, વ્યવસ્થા સ્થાપવાની, અને ખોરાક લઈ આવવાની કામગીરી સોંપવામાં આવી. ટ્રાન્સ-સાઈબિરિયન રેલવે લાઈનમાં મુસાફરોની અવરજવર બે અઠવાડિયાં માટે બંધ કરી દેવામાં આવી, અને કારખાના વિભાગ સમિતિઓએ તૈયાર કરાવેલા કાપડના તાકા તથા લોખંડની પાટોથી ભરેલી તેર રેલગાડીઓ પૂર્વ તરફ રવાના કરી દેવામાં આવી. દરેક રેલગાડીની જવાબદારી એક કમિસારને સોંપવામાં આવી હતી. તેમનું કામ એ માલના બદલામાં સાઈબિરિયન કિસાનો પાસેથી અનાજ અને બટાકા મેળવવાનું હતું.

દોન પ્રદેશની કોલસાની ખાણો કાલેદિનના કબજામાં હતી એટલે ઈંધણનો સવાલ તાકીદનો બની ગયો. સ્મોલ્નીના હુકમો મુજબ થિયેટરો, દુકાનો, અને રેસ્તરાંની વીજળી બંધ કરી દેવામાં આવી, ટ્રામગાડીઓની સંખ્યા ઘટાડી નાખવામાં આવી, અને બળતણના વેપારીઓના લાકડાંના ખાનગી સંઘરાઓ જપ્ત કરી લેવામાં આવ્યા... અને પેત્રોગ્રાદનાં કારખાનાં કોલસા વગર બંધ થઈ જવાની અણી પર હતાં ત્યારે બાલ્ટિક કાફલાના ખલાસીઓએ જંગજહાજોના કોઠારોમાંથી બે લાખ પૂદ કોલસા કામદારોને હવાલે કરી દીધા...

નવેંબરના છેલ્લા દિવસોમાં "દારૂનાં તોફાનો"[7] થયાં, દારૂના ભંડારો લૂંટવાનાં આવ્યા. તેની શરૂઆત વિન્ટર પેલેસના ભંડકિયામાં લૂંટ ચલાવવાથી થઈ. કેટલાય દિવસો સુધી દારૂના ઘેનમાં ચકચૂર સિપાહીઓ રસ્તાઓ પર નજરે પડતા હતા... એ બધા બનાવોમાં પ્રતિક્રાંતિકારીઓનો હાથ સાફ નજરે પડતો હતો. તેમણે દારૂના ભંડારોના નકશા બનાવીને રેજિમેન્ટોમાં વહેંચ્યા હતા. સ્મોલ્નીના કમિસારોએ દલીલો અને વિનવણીથી શરૂઆત કરી, પરંતુ તેની કશી અસર ન થઈ, ધાંધલ ધમાલ વધતાં જ રહ્યાં. ત્યાર બાદ સિપાહીઓ અને લાલ સંત્રીઓની વચ્ચે ભયંકર લડાઈઓ થઈ... આખરે લશ્કરી ક્રાંતિકારી સમિતિએ ખલાસીઓની ટુકડીઓને મશીનગનો લઈને મોકલી. તેમણે દંગાખોરોની ઉપર જરાય દયા બતાવ્યા વગર ગોળીઓ વરસાવી. કેટલાય માણસો મોતના શિકાર બની ગયા. સત્તાવાર હુકમ જાહેર કરીને દારૂનાં ભંડકિયામાં સમિતિઓ મોકલવામાં આવી. સમિતિઓના માણસોએ કુહાડીઓ વડે બોટલોને ફોડી નાખી, અથવા સુરંગો ગોઠવીને દારૂના ભંડારોને ઉડાવી દીધા...

વૉર્ડ સોવિયેતોનાં વડાં મથકોએ પુરાણા મિલિશિયાની જગ્યાએ લાલ સંત્રીઓની શિસ્તબદ્ધ અને સારો પગાર પામતી ટુકડીઓ ફરજ બજાવી રહી હતી. શહેરના સઘળા વિસ્તારોમાં છોટા ગુનાઓ સંબંધી કારવાઈ માટે નાનકડી ચૂંટાયેલી ક્રાંતિકારી અદાલતો સ્થપાઈ ગઈ હતી...

મોટી મોટી હોટેલોમાં સટ્ટાખોરો હજી લગાતાર વેપાર ચલાવી રહ્યા હતા. લાલ સંત્રીઓએ એવી હોટેલોને ઘેરી લીધી અને સટ્ટાખોરોને જેલ ભેગા કરી દીધા[8]...

શહેરના સાવચેત અને શંકાશીલ કામદાર વર્ગે પોતાને વ્યાપક જાસૂસ પદ્ધતિમાં પલટાવી નાખ્યો. મૂડીદારોનાં ઘરોમાંથી નોકરો બધી બાતમી લશ્કરી ક્રાંતિકારી સમિતિને પહોંચાડી દેતા. સમિતિ લોખંડી હાથના ફટકા અણથંભ લગાવતી રહેતી. માજી દૂમા સભ્ય પુરિશ્કેવિચ અને ઉમરાવો તથા અફસરોના એક જૂથે ઘડી કાઢેલા રાજશાહીવાદી કાવતરાની ખબર સમિતિને એ રીતે જ

*એક પૂદ એટલે ૩૬ રતલ.—સં.

પડી. એ લોકોએ અફસરોના બંડનું કારસ્તાન કર્યું હતું અને કાલેદિનને પેત્રોગ્રાદ પહોંચી જવાનું આમંત્રણ મોકલ્યું હતું[9]... કાલેદિનને પૈસા અને માણસો મોકલતા પેત્રોગ્રાદના કેડેટોનું કાવતરું પણ એવી રીતે જ જાણમાં આવ્યું હતું...

નેરાતોવ પોતાના પલાયનથી ભભૂકી ઊઠેલા જનતાના પ્રકોપથી ગભરાઈ જઈને પાછો આવી ગયો અને તેણે ગુપ્ત સંધિઓ ત્રોત્સ્કીને હવાલે કરી દીધી. ત્રોત્સ્કીએ એ સંધિઓને 'પ્રાવદા'માં પ્રગટ કરવાનું શરૂ કરી દીધું. આખું જગત અચરજથી આભું બની ગયું...

સત્તાવાર સરકારી અખબારને જાહેરખબરોનો ઇજારો આપી દેતી ડિક્રી[10] જાહેર કરીને અખબારો પરના પ્રતિબંધોમાં વધારો કરવામાં આવ્યો. તેના જવાબમાં બાકીનાં બધાં અખબારોએ વિરોધ જાહેર કરવા કાં તો આપમેળે પ્રકાશન બંધ કરી દીધું, અથવા કાનૂનનો ભંગ કર્યો એટલે તેમને બંધ કરાવી દેવામાં આવ્યાં... ત્રણ અઠવાડિયાં પછી જ તેઓ આખરે ડિક્રીનું પાલન કરવા તૈયાર થયાં.

મંત્રાલયોમાં હડતાલ હજી ચાલુ હતી, પુરાણા અમલદારો તરફથી ભાંગફોડ હજી ચાલુ હતી, સામાન્ય આર્થિક જીવનને ખોરવી નાખવાનાં કરતૂતો હજી ચાલુ હતાં. સ્મોલ્નીને તો વિશાળ બિનસંગઠિત પ્રજાકીય સમુદાયોના નિર્ધારનું જ પીઠબળ હતું. લોક કમિસાર પરિષદે તેમનો જ સીધો સાથ લઈને કામગીરી ચલાવી અને દુશ્મનોની સામે ક્રાંતિકારી લોકવ્યાપી કદમો સંચાલિત કર્યાં.[11] સરળ શબ્દો વડે ઘડવામાં આવેલી અને આખા રશિયામાં ફેલાવી દેવામાં આવતી ઘોષણાઓ[12]માં લેનિને ક્રાંતિની છણાવટ કરી અને જનતાને સત્તા પોતાના હાથમાં લઈ લેવાની, મિલકતદાર વર્ગોના પ્રતિકારને તાકાતના ઉપયોગ વડે તોડી નાખવાની, તથા સરકારી સંસ્થાઓ બળજબરીથી કબજે કરી લેવાની હાકલ કરી. ક્રાંતિકારી બંદોબસ્ત, ક્રાંતિકારી શિસ્ત! કડક હિસાબ અને નિયંત્રણ! હડતાલો નહિ! નકામી રખડપાટ બંધ!

નવેંબરની ૨૦મી તારીખે લશ્કરી ક્રાંતિકારી સમિતિએ ચેતવણી જાહેર કરી:

"ધનવાન વર્ગો સોવિયેતોની સત્તાનો—કામદારો, સિપાહીઓ, તથા કિસાનોની સરકારનો—વિરોધ કરી રહ્યા છે. તેમના હમદર્દો સરકારના તથા દૂમાના કર્મચારીઓનું કામ અટકાવી રહ્યા છે, બેંકોમાં હડતાલો ઉશ્કેરી રહ્યા છે, અને રેલગાડીઓની આવજાને તેમ જ તારટપાલના સંદેશવ્યવહારને ખોરવી નાખવાની કોશિશ કરી રહ્યા છે...



**અમે તેમને ચેતવણી આપીએ છીએ કે તેઓ ભયંકર જોખમનો ખેલ ખેલી રહ્યા છે.** દેશ અને સેનાની ઉપર દુકાળનો ભય તોળાઈ રહ્યો છે. તેનો સામનો કરવા માટે તમામ સેવાઓની નિયમિત કામગીરી આવશ્યક છે. દેશને અને સેનાને બધી જરૂરી સામગ્રી મળે તેની ખાતરી ઊભી કરવાની દિશામાં કામદાર કિસાન સરકાર દરેક શક્ય કદમ ઉઠાવી રહી છે.

**એ કદમોનો વિરોધ એટલે જનતાની વિરુદ્ધ ગુનો.** અમે ધનવાન વર્ગોને અને તેમના હમદર્દોને ચેતવણી આપીએ છીએ કે તેઓ ભાંગફોડનાં કરતૂતો તથા ખોરાકની હેરફેર અટકાવી દેવાની ઉશ્કેરણી બંધ નહિ કરી દે તો **સૌથી પહેલાં તેમને જ વિપદાઓ વેઠવી પડશે. ખોરાક મેળવવાનો તેમનો અધિકાર** રદ કરી **નાખવામાં આવશે. તેમની પાસે જે કંઈ જથ્થાઓ પડયા હશે** તે **કબજે કરી લેવામાં આવશે. મુખ્ય ગુનેગારોની સઘળી મિલકત જપ્ત કરી લેવામાં આવશે.**

ભયંકર જોખમનો ખેલ ખેલનારાઓને ચેતવણી આપવાની અમારી ફરજ અમે બજાવી છે.

અમને ખાતરી છે કે નિર્ણાયક કદમો જરૂરી બની જશે તો અમને તમામ કામદારો[13], સિપાહીઓ, અને કિસાનો મક્કમ ટેકો ચોક્કસ આપશે જ."

નવેંબરની ૨૨મી તારીખે આખા શહેરમાં બધે ઠેકાણે દીવાલો પર એક ચોપાનિયાની નકલો ચોડી દેવામાં આવી હતી. તેનું મથાળું હતું—'**અસાધારણ સૂચના**', અને તેમાં નીચે મુજબ જણાવવામાં આવ્યું હતું:

"લોક કમિસાર પરિષદને ઉત્તર મોરચાના સ્ટાફ તરફથી તાકીદનો તારસંદેશો મળ્યો છે: 'હવે વધારે ઢીલ ન જ થવી જોઈએ, સેનાને ભૂખી મરી જવા દેશો નહિ, ઉત્તર મોરચાનાં લશ્કરોને કેટલાય દિવસોથી રોટીનો એક ટુકડો પણ મળ્યો નથી, અને અલગ રાખી મૂકવામાં આવેલા પુરવઠામાંથી થોડાં થોડાં રોજ આપવામાં આવતાં બિસ્કિટ પણ બે કે ત્રણ દિવસમાં ખતમ થઈ જશે... મોરચાના બધા વિભાગોના પ્રતિનિધિઓ કહેવા લાગ્યા છે કે સેનાના એક હિસ્સાને પાછળ ખસેડીને દેશના અંદરના ભાગમાં મોકલી દેવાનું જરૂરી બની ગયું છે; ભાવિનો વિચાર કરતાં તેમને લાગે છે કે ભૂખને લીધે મોતના શિકાર બની રહેલા, ખાઈઓમાં સબડતા સબડતા ત્રણ વરસ લડીને બેહાલ બની ગયેલા, માંદા, પૂરતાં કપડાં વગરના, ઉઘાડપગા, માનવી સહન ન કરી શકે એવી હાડમારીઓથી પાગલ બની રહેલા સિપાહીઓ થોડા દિવસોની અંદર જ ધસારા કરીને ભાગી જવા લાગશે...'

લશ્કરી ક્રાંતિકારી સમિતિ પેત્રોગ્રાદની ગૅરિસન અને પેત્રોગ્રાદના કામદારોનું ધ્યાન આ હકીકત તરફ ખેંચે છે. મોરચાના સંજોગો ખૂબ તાકીદનાં અને નિર્ણાયક કદમોનો તકાદો કરે છે... દરમિયાનમાં સરકારી સંસ્થાઓ, બૅંકો, રેલવે, તથા તારટપાલ ખાતાના ઉપલી કક્ષાના કાર્યવાહકો હડતાલ ચલાવી રહ્યા છે અને ખોરાકની ચીજો મોરચે પહોંચાડવાની સરકારની કામગીરીને અવરોધી રહ્યા છે. ઢીલના દરેક કલાકનું પરિણામ હજારો સિપાહીઓના મોતમાં આવે એવી હાલત છે. મોરચે ભૂખમરો વેઠી રહેલા અને મોતના શિકાર બની રહેલા બાંધવોના સંબંધમાં પ્રતિક્રાંતિકારી કાર્યવાહકોનું વર્તન તદ્દન બેઈમાન ગુનેગારો જેવું છે...

લશ્કરી ક્રાંતિકારી સમિતિ એ ગુનેગારોને આખરી ચેતવણી આપે છે. તેઓ જરા સરખોયે પ્રતિકાર કે વિરોધ કરશે તો તેમના ગુના જેટલા ગંભીર છે એટલી જ આકરી સજાનાં પગલાં તેમની વિરુદ્ધ લેવામાં આવશે."

કામદારો અને સિપાહીઓના સમુદાયોનો જવાબ રોષના ઝનૂની જુવાળના રૂપમાં આવ્યો, અને એ જુવાળ આખા રશિયામાં ફેલાઈ ગયો. પાટનગરમાં સરકારી તથા બૅંક કર્મચારીએ વિરોધ કરતી અને પોતાનો બચાવ કરતી સેંકડો ઘોષણાઓ તથા અપીલો[14] જાહેર કરી. તેનું એક ઉદાહરણ નીચે આપવામાં આવ્યું છે:

**તમામ નાગરિકોની જાણકારી માટે**

**સ્ટેટ બૅંક બંધ છે!**

**કેમ?**

કારણ કે બોલ્શેવિકોએ સ્ટેટ બૅંકની ઉપર જુલમ વરસાવીને અમારે માટે કામ કરવાનું અશક્ય બનાવી દીધું છે. લોક કમિસારોનું પહેલું કદમ દસ મિલિયન રૂબલની માગણી કરવાનું હતું, પછી નવેંબરની ૧૪મી તારીખે તેમણે પચીસ મિલિયન રૂબલની માગણી કરી, પરંતુ નાણાં ક્યાં જવાનાં છે તેનો કશો અણસારોયે ન આપ્યો.

અમે કાર્યવાહકો જનતાની મિલકતની લૂંટમાં ભાગ ન જ લઈ શકીએ. એટલે અમે કામ બંધ કરી દીધું.



નાગરિકો! સ્ટેટ બૅંકમાં પડેલાં નાણાં તમારાં છે, જનતાનાં છે, તમારી મહેનત અને તમારા પરસેવા તથા લોહી વડે હાંસલ કરવામાં આવેલાં છે. નાગરિકો! જનતાની મિલકતને લૂંટફાટથી બચાવી લો, અને અમને જુલમથી બચાવી લો, પછી અમે તરત જ કામ શરૂ કરી દઈશું.

**સ્ટેટ બૅંકના કર્મચારીઓ**

પુરવઠા મંત્રાલય, નાણા મંત્રાલય, અને ખાસ પુરવઠા સમિતિના માણસો તરફથી જાહેરાત કરવામાં આવી કે લશ્કરી ક્રાંતિકારી સમિતિએ કર્મચારીઓ માટે કામ કરવાનું અશક્ય બનાવી દીધું છે, સ્મોલ્નીની વિરુદ્ધ તેમને ટેકો આપવાની વસતિને અપીલો કરવામાં આવી... પરંતુ ભારે મોટા ભાગના કામદારો તથા સિપાહીઓએ તેમની વાત ખરી માની જ નહિ. એક વાત લોકોનાં મનમાં બરાબર ઊતરી ગઈ હતી કે કર્મચારીઓ કામકાજને ખરાબે ચડાવી રહ્યા છે, સેનાને અને જનતાને ભૂખમરાની હાલતમાં ધકેલી રહ્યા છે... અગાઉની જેમ જ રસ્તાઓ પર શિયાળાની આકરી ટાઢમાં રોટીની લાંબી લાંબી કતારો રચાઈ જતી, પરંતુ કૅરેન્સ્કીના જમાનામાં કતારોના લોકો વાંક **સરકાર**નો કાઢતા તેને બદલે હવે **ચિનોવનિકોનો** (અમલદારોનો), ભાંગફોડ કરનારાઓનો, વાંક કાઢવામાં આવતો કારણ કે સરકાર તો લોકોની **પોતાની જ** હતી, **તેમની પોતાની** સોવિયેતોની હતી—અને મંત્રાલયોના કાર્યવાહકો એ સરકારની વિરુદ્ધ હતા...

એ પૂરા વિરોધના કેંદ્રસ્થાને દૂમા હતી, અને તેના જોશીલા સંઘટન સમી ઉદ્ધાર સમિતિ લોક કમિસાર પરિષદની તમામ ડિક્રીઓનો વિરોધ કરતી હતી, સોવિયેત સરકારને માન્યતા ન આપવાના ઠરાવો ફરી ફરીને અપનાવતી હતી, અને મોગિલ્યોવમાં સ્થાપવામાં આવતી પ્રતિક્રાંતિકારી "સરકારો"ને ખુલ્લંખુલ્લા સહકાર આપતી હતી. દાખલા તરીકે, નવેંબરની ૧૭મી તારીખે ઉદ્ધાર સમિતિએ "તમામ મ્યુનિસિપલ સરકારોને, ઝેમ્સ્ત્વો સંસ્થાઓને, અને કિસાનો, કામદારો, સિપાહીઓ, તથા બીજા નાગરિકોનાં સઘળાં લોકશાહીવાદી તથા ક્રાંતિકારી સંગઠનોને" આવા શબ્દોમાં સંબોધન કર્યું હતું:

"...બોલ્શેવિકોની સરકારને માન્ય કરવાનો ઇનકાર કરી દો અને તેની વિરુદ્ધ સંઘર્ષ ચલાવો.

દેશ અને ક્રાંતિના ઉદ્ધારની સ્થાનિક સમિતિઓ સ્થાપો, એ સમિતિઓ મારફત લોકશાહીવાદી બળોની એકતા સાધો, જેથી અખિલ રશિયન ઉદ્ધાર

સમિતિએ પોતાને માટે નિર્ધારિત કરેલાં કર્તવ્યો પાર પાડવામાં તેને મદદ કરી શકાય..."

દરમિયાનમાં પેત્રોગ્રાદ[15] ખાતે બંધારણસભાની ચૂંટણીમાં બોલ્શેવિકોને પ્રચંડ બહુમતી હાંસલ થઈ. તેના પરિણામે મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓને પણ કહેવું પડ્યું કે પુરાણી દૂમા પેત્રોગ્રાદની વસતિની રાજકીય સંઘટનાનું પ્રતિનિધિત્વ હવે નથી કરતી એટલે દૂમાની નવી ચૂંટણીઓ થવી જોઈએ... તેની સાથે સાથે જ, કામદારોનાં સંગઠનો તરફથી, લશ્કરી ટુકડીઓ તરફથી, અને આસપાસના ગ્રામવિસ્તારના કિસાનો તરફથી પણ ઠરાવોનો ધોધ દૂમામાં વહેવા લાગ્યો. એ ઠરાવોમાં દૂમાને "પ્રતિક્રાંતિકારી, કોર્નીલોવપંથી" જાહેર કરવામાં આવી અને તેના રાજીનામાની માંગ ઉઠાવવામાં આવી. દૂમાના આખરી દિવસો ઝંઝાવાતી બની ગયા — મ્યુનિસિપલ કામદારો સરખા ગુજરા લાયક વેતનની જોરદાર માંગ ઉઠાવવા લાગ્યા અને હડતાલની ધમકી આપવા લાગ્યા...

૨૩મી તારીખે લશ્કરી ક્રાંતિકારી સમિતિએ સત્તાવાર ડિક્રી જાહેર કરીને ઉદ્ધાર સમિતિને વિખેરી નાખી. ૨૯મી તારીખે લોક કમિસાર પરિષદે પેત્રોગ્રાદ શહેરની પુરાણી દૂમાના વિસર્જનનો અને નવી દૂમાની ચૂંટણીનો હુકમ જાહેર કર્યો:

"એ હકીકતમાં લક્ષમાં લેતાં કે સપ્ટેંબરની બીજી તારીખે ચૂંટાયેલી પેત્રોગ્રાદની કેંદ્રીય દૂમા... પેત્રોગ્રાદની વસતિનાં મન તથા આકાંક્ષાઓથી તદ્દન વિસંગત બની ગઈ હોવાથી નાગરિકોનું પ્રતિનિધિત્વ કરવાનો અધિકાર તેણે ચોક્કસ રૂપે ગુમાવી દીધો છે... અને એ હકીકતને લક્ષમાં લેતાં કે દૂમાની અંદર બહુમતી ધરાવતા માણસોની રાજકીય અસર જનતામાં તદ્દન ઓસરી ગઈ હોવા છતાં તેઓ તેમને મળતી સવલતોનો ઉપયોગ કામદારો, સિપાહીઓ, અને કિસાનોના નિર્ધારનો પ્રતિક્રાંતિકારી રીતે સામનો કરવા માટે, ભાંગફોડ કરવા માટે, અને સરકારની રોજિંદી ધોરણસર કામગીરીને અવરોધવા માટે કરી રહ્યા છે — લોક કમિસાર પરિષદ પોતાની ફરજ તરીકે પાટનગરની વસતિને હાકલ કરે છે કે મ્યુનિસિપલ સ્વયત્તતાના સંઘટનની નીતિ વિશે તમામ નાગરિકો પોતાનો ચુકાદો જાહેર કરે.

એ દિશામાં લોક કમિસાર પરિષદે નિર્ણય લીધો છે કે:

૧. મ્યુનિસિપલ દૂમાનું વિસર્જન કરી નાખવામાં આવે છે. વિસર્જન ૧૯૧૭ના નવેંબરની ૩૦મી તારીખથી અમલમાં આવશે.



૨. હાલની દૂમાના ચૂંટાયેલા તથા નીમવામાં આવેલા તમામ કાર્યવાહકોની જગ્યાઓ નવી દૂમાના પ્રતિનિધિઓ સંભાળી ન લે ત્યાં સુધી હાલના માણસોએ તેમનાં પદો પર મોજૂદ રહેવાનું છે અને તેમની ફરજો બજાવતા રહેવાનું છે.

૩. તમામ મ્યુનિસિપલ કર્મચારીઓએ તેમની ફરજો બજાવવાનું ચાલુ રાખવાનું છે. કોઈ પણ કર્મચારી પોતાની મરજીથી કામ છોડી દેશે તો તેને બરતરફ ગણવામાં આવશે.

૪. પેત્રોગ્રાદની મ્યુનિસિપલ દૂમાની નવી ચૂંટણીઓ માટે ૧૯૧૭ના ડિસેંબરની ૯મી તારીખ નક્કી કરવામાં આવી છે.

૫. પેત્રોગ્રાદની મ્યુનિસિપલ દૂમાનું અધિવેશન ૧૯૧૭ના ડિસેંબરની ૧૧મી તારીખે બપોરે બે વાગ્યે ભરવામાં આવશે.

૬. આ ડિક્રીની અવજ્ઞા કરનારાઓને તેમ જ મ્યુનિસિપાલિટીની મિલકતને ઈરાદાપૂર્વક હાનિ કરનારાઓ અથવા નષ્ટ કરનારાઓને તત્કાળ ગિરફતાર કરીને ક્રાંતિકારી અદાલતોમાં પેશ કરી દેવામાં આવશે..."

ડિક્રીનો અનાદર કરીને દૂમાનું અધિવેશન ભરવામાં આવ્યું અને એવા મતલબના ઠરાવો અપનાવવામાં આવ્યા કે "અમે અમારા અખત્યારની રક્ષા લોહીના આખરી ટીપા સુધી કરીશું," અને વસતિને આકુળતાભરી અપીલ કરવામાં આવી કે તમારી "પોતાની ચૂંટાયેલી શહેર સરકાર"ને બચાવી લો. પરંતુ વસતિનું વલણ કાં તો ઉદાસીનતાનું અથવા વિરોધનું રહ્યું. ૩૦મી તારીખે મેયર શ્રેઈદેરને તેમ જ કેટલાક સભ્યોને ગિરફતાર કરી લેવામાં આવ્યા અને સવાલજવાબ પછી છોડી મૂકવામાં આવ્યા. તે દિવસે અને બીજે દિવસે દૂમાનાં અધિવેશનો ચાલુ રહ્યાં. તેમાં લાલ સંત્રીઓ તથા ખલાસીઓ વારંવાર અંતરાયો પાડીને વિનયથી સૌને વિખેરાઈ જવાની વિનંતિ કરતા. બીજી ડિસેંબરના અધિવેશન દરમિયાન કોઈ સભ્યનું ભાષણ ચાલતું હતું ત્યારે એક અફસર અને કેટલાક ખલાસીઓ નિકોલાઈ હૉલમાં દાખલ થયા. તેમણે સભ્યોને બહાર નીકળી જવાનો હુકમ આપ્યો અને સાફ જણાવી દીધું કે હુકમનું પાલન નહિ થાય તો તાકાતનો ઉપયોગ કરવો પડશે. સભ્યો છેલ્લી ઘડી સુધી વિરોધ કરતા કરતા પરંતુ આખરે "જુલમની સામે લાચાર બની જઈને" જતા રહ્યા.

દસ દિવસ પછી નવી ચૂંટણીઓ થઈ. "નરમપંથી" સમાજવાદીઓએ તેમાં ભાગ ન લીધો. નવી દૂમા લગભગ પૂરેપૂરી બોલ્શેવિક હતી ...[16]

ઉક્રાઈના તથા ફિનલૅંડનાં "પ્રજાસત્તાકો" જેવાં જોખમી વિરોધનાં કેટલાંય કેંદ્રો હજી બાકી હતાં. બન્ને પ્રજાસત્તાકો ચોક્કસ સોવિયેત-વિરોધી વલણ બતાવી રહ્યાં હતાં. હેલસિંગફોર્સની અને કીએવની — બેઉ સરકારો ભરોસેદાર લશ્કરો એકઠાં કરી રહી હતી, અને બોલ્શેવિઝમને કચડી નાખવાની તેમ જ રશિયન સિપાહીઓનાં હથિયારો ઉતરાવી લઈને તેમની હકાલપટ્ટી કરવાની કારવાઈ આરંભી રહી હતી. ઉક્રાઈનિયન રાદાએ આખા દક્ષિણ રશિયા પર કાબૂ જમાવી દીધો હતો અને તે કાલેદિનને સિપાહીઓ તથા પુરવઠા મોકલી રહી હતી. ફિનલૅંડ તેમ જ ઉક્રાઈનાની સરકારોએ જર્મની સાથે ગુપ્ત વાટાઘાટો શરૂ કરી દીધી હતી. બેઉ સરકારોને મિત્રરાજ્યોની સરકારોએ તત્કાળ માન્યતા આપી હતી, અને સોવિયેત રશિયાની ઉપર હુમલાનાં પ્રતિક્રાંતિકારી કેંદ્રો સ્થાપવા માટે મિલકતદાર વર્ગોની સાથે મળી જઈને નાણાંની મોટી જબ્બર લોનો બન્ને સરકારોને આપી હતી. અંતમાં બન્ને દેશોની અંદર બોલ્શેવિઝમની ફતેહ થઈ ત્યારે પરાજિત મૂડીદાર વર્ગે સત્તા પાછી કબજે કરી લેવામાં મદદ માટે જર્મનોને બોલાવ્યા...

પરંતુ સોવિયેત સરકારની ઉપર તોળાઈ રહેલો સૌથી ભયંકર ખતરો તો આંતરિક અને દ્વિમુખી હતો — કાલેદિન ચળવળ અને મોગિલ્યોવમાં ભરાઈને બેઠેલો લશ્કરી સ્ટાફ. મોગિલ્યોવમાં જનરલ દુખોનિને સરદારી પોતાને હસ્તક લઈ લીધી હતી.

સર્વત્ર વિદ્યમાન મુરાવ્યોવને કઝ્ઝાકો સામેની લડાઈનો કમાંડર નીમવામાં આવ્યો, અને કારખાનાંના કામદારોની ભરતી કરીને લાલ સેનાની રચના કરવામાં આવી. સેંકડો પ્રચારકોને દોન પ્રદેશમાં મોકલવામાં આવ્યા. લોક કમિસાર પરિષદે કઝ્ઝાકોને સંબોધીને[17] એક ઘોષણા જાહેર કરી. તેમાં સોવિયેત સરકારનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું અને વિગતવાર બતાવવામાં આવ્યું કે મિલકતદાર વર્ગો, **ચિનોવનિકો**, જમીનદારો, બૅંકરો, અને એ સૌના સંગાથીઓ — કઝ્ઝાક ઠાકોરો, જમીનદારો, તથા જનરલો — ક્રાંતિને ખતમ કરી નાખવાની અને પોતાની ધનદોલત જનતાને હાથ જપ્ત થઈ જતી અટકાવવાની કોશિશો કેવી રીતે કરી રહ્યા છે.

નવેંબરની ૨૭મી તારીખે કઝ્ઝાકોની એક સમિતિ લેનિન અને ત્રોત્સ્કીને મળવા સ્મોલ્ની પહોંચી. તેમણે ખુલાસો માગ્યો કે કઝ્ઝાકોની જમીન આખા રશિયાના કિસાનોમાં વહેંચી નાખવાનો ઈરાદો સોવિયેત સરકાર નથી ધરાવતી



એ વાત ખરી છે? ત્રોત્સ્કીએ જવાબ આપ્યો કે સોવિયેત સરકાર એવો કોઈ ઈરાદો નથી ધરાવતી. કઝ્ઝાકોએ થોડી વાર આપસમાં સલાહમસલત કરીને ફરી સવાલ પૂછ્યો: "સોવિયેત સરકાર અમારા મોટા મોટા કઝ્ઝાક જમીનદારોની જમીન જપ્ત કરી લઈને મહેનતકશ કઝ્ઝાકોમાં વહેંચી નાખવાની મુરાદ ધરાવે છે ખરી?" એ સવાલનો જવાબ લેનિને આપ્યો. તેમણે કહ્યું: "એ તો **તમારે** જ નક્કી કરવાનું છે. અમે મહેનતકશ કઝ્ઝાકોનાં તમામ કદમોને ટેકો આપીશું... સૌથી સારી વાત એ છે કે તમે કઝ્ઝાકોની સોવિયેતો સ્થાપવાનું શરૂ કરી દો, તમને કેંદ્રીય કારોબારી સમિતિમાં પ્રતિનિધિત્વ આપવામાં આવશે, એટલે પછી સરકાર **તમારી** પણ બની જશે..."

કઝ્ઝાકો ગયા ત્યારે ઊંડા વિચારમાં ડૂબી ગયેલા હતા. બે અઠવાડિયાં પછી જનરલ કાલેદિનના સિપાહીઓનું એક પ્રતિનિધિમંડળ પોતાના જનરલને મળવા ગયું. તેમણે સવાલ કર્યો: "કઝ્ઝાક જમીનદારોની મોટી મોટી જાગીરો જપ્ત કરી લઈને બધી જમીન મહેનતકશ કઝ્ઝાકોમાં વહેંચી નાખવાનો વાયદો કરવા તમે તૈયાર છો?" "એમ તો મારી લાશ ઢળી પડે ત્યાર પછી જ બને," કાલેદિને જવાબ દીધો. એક મહિના પછી પોતાના લશ્કરને પોતાની નજર સામે જ ઓગળી જતું જોઈને કાલેદિને પોતાનું માથું ગોળીએ ઉડાવી દીધું. કઝ્ઝાક ચળવળ ખતમ થઈ ગઈ...

દરમિયાનમાં મોગિલ્યોવ ખાતે પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિના સભ્યો, નરમપંથી સમાજવાદી આગેવાનો — આવ્કસેન્ત્યેવથી લઈને ચેર્નોવ સુધીના સૌ — અને પુરાણી સેના સમિતિઓના સક્રિય મોવડીઓ તથા પ્રત્યાઘાતી અફસરો એકઠા થઈ ગયા હતા. લોક કમિસાર પરિષદને માન્યતા આપવાનો લશ્કરી કમાંડરોનો ઈનકાર સતત ચાલુ હતો. તેમણે પોતાની આસપાસ મોત બટૅલિયનો, સેંટ જ્યોર્જના શૂરવીરો, અને મોરચાના કઝ્ઝાકોની જમાવટ કરી હતી, અને તેઓ મિત્રરાજ્યોના લશ્કરી પ્રતિનિધિઓ તેમ જ કાલેદિન ચળવળ તથા ઉક્રાઈનિયન રાદા જોડે ગાઢ અને ગુપ્ત સંપર્ક રાખી રહ્યા હતા.

મિત્રરાજ્યોની સરકારોએ આઠમી નવેંબરની શાંતિ સંબંધી ડિક્રીનો કશો જવાબ નહોતો આપ્યો. એ ડિક્રીમાં સોવિયેતોની કૉંગ્રેસે સર્વસામાન્ય જંગ-મોકૂફીની માગણી કરી હતી.

૨૦મી નવેંબરે ત્રોત્સ્કીએ મિત્રરાજ્યોના એલચીઓને એક યાદી મોકલી:[18]

"એલચી મહોદય, તમને જણાવવામાં હું સંમાન અનુભવું છું કે સોવિયેતોની

અખિલ રશિયન કોંગ્રેસે... નવેંબરની આઠમી તારીખે રશિયન પ્રજાસત્તાકની નવી સરકારની રચના લોક કમિસાર પરિષદના રૂપમાં કરી છે. નવી સરકારના અધ્યક્ષ વ્લાદીમિર ઇલ્યીચ લેનિન છે. વિદેશો સંબંધી મામલાઓના સંચાલનની જવાબદારી વિદેશ મંત્રાલયના લોક કમિસાર તરીકે મને સોંપવામાં આવી છે.

જંગમોકૂફીની તેમ જ ઇજાફતો તથા નુકસાનીના દંડ વગરની અને પ્રજાઓના આત્મનિર્ણયના અધિકાર ઉપર આધારિત લોકશાહીવાદી સુલેહની દરખાસ્તની અખિલ રશિયન કોંગ્રેસે બહાલ કરેલી વાચના પ્રત્યે તમારું ધ્યાન ખેંચતી વેળા તમને વિનંતિ કરવામાં હું સંમાન અનુભવું છું કે એ દસ્તાવેજને તમામ મોરચે તાત્કાલિક જંગમોકૂફીની તેમ જ સુલેહની વાટાઘાટો તત્કાળ શરૂ કરવાની સત્તાવાર દરખાસ્ત ગણશો. રશિયન પ્રજાસત્તાકની અધિકૃત સરકાર એ દરખાસ્ત તમામ યુદ્ધગ્રસ્ત પ્રજાઓને તથા તેમની સરકારોને એકીવેળાએ મોકલી રહી છે.

એલચી મહોદય, આ અજોડ સંહારલીલાથી શોષાઈ અને ચુસાઈ ગયેલી બીજી બધી પ્રજાઓની જેમ જ સુલેહની ઝંખના નિ:શંક ધરાવતી તમારી પ્રજા પ્રત્યે સોવિયેત સરકારના આદરની પૂરી ખાતરી સ્વીકારશો."

એ જ રાતે લોક કમિસાર પરિષદે જનરલ દુખોનિનને તાર મોકલ્યો:

"...લોક કમિસાર પરિષદ તમામ સત્તાઓને—દુશ્મનોની તેમ જ મિત્રરાજ્યોની સત્તાઓને—જંગમોકૂફીની સત્તાવાર દરખાસ્ત વિના વિલંબે કરવાનું અનિવાર્ય ગણે છે. આ નિર્ણયને અનુરૂપ જાહેરાત વિદેશ મંત્રાલય તરફથી મિત્રસત્તાઓના પેત્રોગ્રાદ ખાતેના પ્રતિનિધિઓને મોકલી દેવામાં આવી છે.

નાગરિક કમાંડર, લોક કમિસાર પરિષદ તમને હુકમ આપે છે કે... તમે દુશ્મન સત્તાધારીઓને ઝપાઝપીઓ તત્કાળ બંધ કરી દેવાની અને સુલેહની વાટાઘાટો શરૂ કરી દેવાની દરખાસ્ત કરો. આ સંબંધમાં બિનસત્તાવાર પ્રારંભિક મંત્રણાઓ ચલાવવાની જવાબદારી તમને સોંપતી વેળા લોક કમિસાર પરિષદ તમને હુકમ આપે છે કે—

૧. દુશ્મન લશ્કરોના પ્રતિનિધિઓ જોડે બિનસત્તાવાર પ્રારંભિક મંત્રણાઓના કોઈ પણ અને તમામ પગલાંની માહિતી સીધા તારસંદેશા વડે તત્કાળ પરિષદને આપવી.

૨. જંગમોકૂફીના નિર્ણયને જ્યાં સુધી લોક કમિસાર પરિષદની બહાલી ન મળે ત્યાં સુધી તેની ઉપર સહી ન કરવી."



ત્રોત્સ્કીની યાદીના જવાબમાં મિત્રરાજ્યોના એલચીઓએ ધૃણાભરી ચુપકી સેવી, અને અખબારોને દ્વેષ તથા ઉપહાસથી છલકાતી અનામી મુલાકાતો આપી. દુખોનિનને મોકલવામાં આવેલા હુકમને ખુલ્લંખુલ્લા દેશદ્રોહના કૃત્ય તરીકે ગણાવવામાં આવ્યો...

અને દુખોનિને કશો જ સંકેત આપ્યો નહિ. નવેંબરની ૨૨મી તારીખે તેની જોડે ટેલિફોન સંપર્ક સાધીને પૂછવામાં આવ્યું કે તમારો ઇરાદો હુકમનું પાલન કરવાનો છે કે નહિ. દુખોનિને જવાબ દીધો કે "સેના તથા દેશનો ટેકો ધરાવતી સરકાર" તરફથી હુકમ ન મળે ત્યાં સુધી હું કોઈ હુકમનું પાલન કરી શકું નહિ.

તેને તારસંદેશો મોકલીને સર્વોચ્ચ કમાંડરના પદેથી તત્કાળ બરતરફ કરી દેવામાં આવ્યો અને તેની જગ્યાએ ક્રિલેન્કોની નિમણૂક કરવામાં આવી. લેનિને લોકસમુદાયોને અપીલ કરવાની પોતાની કાર્યનીતિને અનુસરીને તમામ રેજિમેન્ટલ, ડિવિઝનલ, તથા કોર્પ્સ સમિતિઓને રેડિયો સંદેશો મોકલ્યો, તેમને દુખોનિનના ઇનકારની જાણકારી આપી, અને હુકમ આપ્યો કે "મોરચાની રેજિમેન્ટો તેમની સામે ખડી દુશ્મન ટુકડીઓની સાથે વાટાઘાટો શરૂ કરી દેવા માટે તત્કાળ ડેલિગેટોની ચૂંટણી કરે..."

૨૩મી તારીખે મિત્રરાષ્ટ્રોના લશ્કરી પ્રતિનિધિઓએ પોતપોતાની સરકારો તરફથી મળેલી સૂચનાઓ મુજબ દુખોનિન સમક્ષ એક યાદી રજૂ કરી. યાદીમાં જનરલને "સમહિત જૂથની સત્તાઓ વચ્ચે થયેલી સંધિઓની શરતોનો ભંગ" ન કરવાની ગંભીર ચેતવણી આપવામાં આવી હતી. યાદીમાં વધુમાં જણાવવામાં આવ્યું હતું કે જર્મની સાથે અલગ જંગમોકૂફી કરી લેવામાં આવશે તો એવા કૃત્યનો અંજામ રશિયા માટે "અત્યંત ગંભીર પરિણામોમાં આવશે." એ સંદેશો દુખોનિને તત્કાળ બધી સિપાહી સમિતિઓને મોકલી દીધો...

બીજે દિવસે સવારે ત્રોત્સ્કીએ સિપાહીઓને નવી અપીલ કરી. તેમાં તેણે મિત્રરાજ્યોના પ્રતિનિધિઓની યાદીને રશિયાના આંતરિક મામલાઓમાં નિર્લજ્જ દખલબાજી તરીકે અને "ઝારે કરેલી સંધિઓ મુજબ જંગ ચાલુ રાખવા માટે રશિયન સેનાને અને રશિયન જનતાને ધમકીઓ વડે મજબૂર બનાવી દેવાના" બેશરમ પ્રયાસ તરીકે ગણાવી...

સ્મોલ્નીમાંથી એક પછી એક ઘોષણાનો[19] પ્રવાહ વહેવા લાગ્યો. તેમાં દુખોનિનને અને તેની ફરતે એકઠા થયેલા પ્રતિક્રાંતિકારી અફસરો તથા મોગિલ્યોવમાં

એકઠા થયેલા રાજકારણીઓને ધુતકારી કાઢવામાં આવ્યા, અને હજાર માઈલ લાંબા મોરચાને એક છેડેથી બીજા છેડા સુધી દરેક ઠેકાણે લાખો ખિજાયેલા તથા શંકાશીલ સિપાહીઓને હાકલ કરવામાં આવી. તેની સાથે સાથે જ, ક્રિલેન્કો ઝનૂની ખલાસીઓની ત્રણ ટુકડીઓને ભેગી લઈને વેરની ધમકીઓ વરસાવતો સ્તાવકા તરફ રવાના થઈ ગયો.[20] દરેક ઠેકાણે સિપાહીઓએ તેને તાળીઓના પ્રચંડ ગડગડાટથી વધાવી લીધો. તેની કૂચ વિજયી આગેકૂચ હતી. કેંદ્રીય સેના સમિતિએ દુખોનિનની તરફેણમાં ઘોષણા કરી. તરત જ દસ હજાર સિપાહીઓ મોગિલ્યોવ પર ચડાઈ કરવા ધસવા લાગ્યા...

ડિસેંબરની બીજી તારીખે મોગિલ્યોવની ગૅરિસને વિદ્રોહ કર્યો, શહેર કબજે કરી લીધું, દુખોનિન તથા સેના સમિતિના સભ્યોને ગિરફતાર કરી લીધા, અને પછી નવા સર્વોચ્ચ સેનાધિપતિના સ્વાગત માટે તે વિજયી લાલ ઝંડા લહેરાવતી શહેરની બહાર નીકળી. ક્રિલેન્કો બીજે દિવસે સવારે મોગિલ્યોવમાં દાખલ થયો ત્યારે રેલગાડીના જે ડબ્બામાં દુખોનિનને કેદ રાખવામાં આવ્યો હતો તેની આસપાસ મોટું ધાડું જમા થઈ ગયું હતું અને લોકો દેકારા પડકારા કરી રહ્યા હતા. ક્રિલેન્કોએ પ્રવચન કરીને સિપાહીઓને વિનવણી કરી કે દુખોનિનને કશી ઈજા પહોંચાડશો નહિ કારણ કે તેને પેત્રોગ્રાદ લઈ જવાનો છે અને ત્યાં ક્રાંતિકારી અદાલતમાં પેશ કરવાનો છે. તેનું પ્રવચન પૂરું થયું એટલામાં એકાએક દુખોનિન ડબ્બાની બારી પાસે આવીને ઊભો રહ્યો, જાણે કેમ ટોળા સમક્ષ ભાષણ કરવા માગતો હોય. પરંતુ લોકો ઝનૂની ગર્જના કરતા ડબ્બામાં ધસી ગયા અને બુઢ્ઢા જનરલની ઉપર તૂટી પડયા. તેને બહાર ઘસડી લાવવામાં આવ્યો અને બેહદ માર મારીને પ્લેટફૉર્મ ઉપર જ ઠાર કરી નાખવામાં આવ્યો...

સ્તાવકાના બંડનો અંજામ એવો આવ્યો...

રશિયામાં વિરોધી લશ્કરી તાકાતના આખરી મહત્ત્વના ગઢના પતનથી ખૂબ મજબૂત બની ગયેલી સોવિયેત સરકાર રાજ્યની સંઘટનાનું કાર્ય આત્મવિશ્વાસથી કરવા લાગી. અનેક પુરાણા કાર્યવાહકો તેના ઝંડા નીચે એકત્રિત થઈ ગયા, અને બીજી પાર્ટીઓના ઘણા સભ્યો સરકારી કામગીરીમાં જોડાઈ ગયા. પરંતુ નાણાકીય મહત્ત્વાકાંક્ષા ધરાવનારાઓની ઉપર સરકારી કર્મચારીઓની પગાર સંબંધી ડિક્રી મારફત અંકુશ લગાવી દેવામાં આવ્યો. સૌથી મોટો પગાર લોક કમિસારો માટે નક્કી કરવામાં આવ્યો — માસિક પાંચસો રૂબલ (લગભગ પચાસ ડૉલર)... યુનિયનોના સંઘની આગેવાની હેઠળ ચાલતી



સરકારી કર્મચારીઓની હડતાલને પીઠબળ પૂરું પાડનારાં નાણાકીય તથા વાણિજ્ય વર્તુળો પોબારા ગણી ગયાં એટલે હડતાલ ભાંગી પડી. બૅંક કર્મચારીઓ પણ હડતાલ પડતી મૂકીને પોતપોતાને કામે વળગી ગયા...

બૅંકોના રાષ્ટ્રીયકરણની ડિક્રી જાહેર કરવામાં આવી, સર્વોચ્ચ લોક અર્થતંત્ર પરિષદની રચના કરવામાં આવી, ગામોમાં જમીન સંબંધી ડિક્રીનો વાસ્તવિક અમલ શરૂ કરી દેવામાં આવ્યો, સેનાની લોકશાહીના ધોરણે પુનર્ઘટના કરવામાં આવી, સરકારી તંત્રની અને જીવનની બધી શાખાઓમાં વ્યાપક પરિવર્તનો કરવામાં આવ્યાં — કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના સમુદાયોના દૃઢ નિર્ધારને કારણે જ અમલી બની રહેલાં એ બધાં કદમોના સુફળ રૂપે સર્વહારા રશિયા, ઘણી ભૂલો અને અડચણોને પાર કરતું, ધીરે ધીરે ઘડાવા લાગ્યું.

મિલકતદાર વર્ગોની સાથે અથવા બીજા રાજકીય આગેવાનોની સાથે કશી તડજોડ કર્યા વગર, પુરાણા સરકારી તંત્રના કાર્યવાહકોને સમજાવવા પટાવવાની પરવા કર્યા વગર, બોલ્શેવિકોએ સત્તા કબજે કરી લીધી. વળી તેમણે નાનકડી ટોળકીની સંગઠિત બળજોરીની રીત પણ નહોતી અજમાવી. આખા રશિયામાં દરેક ઠેકાણે લોકસમુદાયો વિદ્રોહ માટે તૈયાર ન હોત તો વિદ્રોહ ચોક્કસ નાકામયાબ બની જ ગયો હોત. બોલ્શેવિકોની સફળતામાં એક જ બાબત કારણભૂત હતી — તેમણે જનતાના ઊંડામાં ઊંડા સ્તરોના વ્યાપક અને સાદા મનોરથોને મૂર્ત રૂપ આપ્યું, પુરાતનને તોડી પાડીને ખતમ કરી નાખવાની તેમને હાકલ કરી, અને પછી બળતા ખંડેરોના વાતાવરણમાં નૂતનનું માળખું ખડું કરવામાં તેમને સહકાર આપ્યો...

પ્રકરણ ૧૨

## કિસાન કૉંગ્રેસ

નવેંબરની ૧૮મી તારીખે હિમવર્ષા થઈ. અમે સવારે ઊઠયા ત્યારે બારીઓની પાળ પાર સફેદ હિમના થર છવાઈ ગયેલા હતા. જોર જોરથી ઘૂમરીઓ ખાતા હિમકણોની આરપાર દસ ફૂટથી આગળ કશું જોઈ શકાતું જ નહોતું. કાદવકીચડનું નામનિશાન બાકી નહોતું રહ્યું. ગમગીન શહેર આંખના પલકારામાં ઝળકતું ધવલ બની ગયું હતું. રૂ ભરેલાં જાકીટોવાળા ગાડીવાનોની દ્રોઝકીઓ (ઘોડાગાડીઓ) હિમગાડીઓમાં પલટાઈ ગઈ હતી અને ખાબડખૂબડ રસ્તા પર પૂરઝડપે સરકી રહી હતી. ગાડીવાનોની દાઢીઓ સખત ઠારમાં અક્કડ બની ગઈ હતી... ક્રાંતિ છતાં, આખું રશિયા તમ્મર ખાતું અજાણ્યા તથા ભયંકર ભાવિમાં ધસી રહ્યું હોવા છતાં, હિમવર્ષાથી શહેરમાં ઉલ્લાસ ફેલાઈ ગયો. દરેક માણસના હોઠ મલકી રહ્યા હતા. લોકો રસ્તાઓમાં દોડી જતા અને વરસી રહેલા મુલાયમ હિમકણોને પકડવા હાથ લાંબા કરીને હસવા લાગતા. બધી ઘેરી ગમગીની જાણે ક્યાંક છુપાઈ ગઈ હતી. સર્વત્ર છવાઈ ગયેલા ધવલ હિમના આવરણમાં, વધારે પડતી રુક્ષ ભવ્યતા ધરાવતા સોનેરી તથા બહુરંગી મિનારાઓ અને ઘુમ્મટો જ એકલા ઝગારા મારી રહ્યા હતા.

બપોરે સૂરજ પણ નીકળ્યો—ફિક્કો અને બેરોનક. વરસાદના દિવસોની શરદી અને સંધિવા અદૃશ્ય થઈ ગયાં. શહેરની જિંદગીમાં જાણે ખુશીનો રંગ રેડાઈ ગયો, અને ખુદ ક્રાંતિ પણ વધારે વેગે આગેકૂચ કરવા લાગી...

એક દિવસે સાંજે હું સ્મોલ્નીના દરવાજાની સામે રસ્તાની પેલી પાર ત્રાકતીરમાં—નીચા ધોરણની એક જાતની સરાઈમાં—બેઠો હતો. 'ટોમકાકાની કુટિર' નામે ઓળખાતી એ નીચી છતની ધમાલભરી જગ્યામાં લાલ સંત્રીઓ



બહુ આવતા. એ વખતે પણ મેલાં મેજપોશ બિછાવેલાં નાનકડાં ટેબલ ફરતે અડોઅડ બેઠેલા લાલ સંત્રીઓની ભીડ જામેલી હતી. ટેબલોની ઉપર ચિનાઈ માટીની મોટી મોટી કીટલીઓ પડી હતી. હવામાં સિગરેટના ધુમાડાની ગંધ ભરાઈ ગયેલી હતી. પરેશાન વેઇટરો "**સીચાસ! સીચાસ!** (હમણાં! હમણાં!)" બોલતા આમથી તેમ દોડતા રહેતા હતા.

કૅપ્ટનનો યુનિફૉર્મ પહેરેલો કોઈ આદમી એક ખૂણેથી ભીડને સંબોધીને બોલી રહ્યો હતો પરંતુ લોકો થોડી થોડી વારે તેમાં અંતરાય પાડતા હતા.

"તમે બધાય હત્યારા છો!" એ માણસ ઘાંટો પાડતો બોલ્યો. "તમારા રશિયન ભાઈઓને રસ્તાઓ પર ગોળીએ વીંધી નાખો છો!"

"ક્યારે વીંધી નાખ્યા?" એક કામદારે સવાલ કર્યો.

"ગયા રવિવારે, યુંકરોને..."

"અને એ લોકોએ અમને નહોતા વીંધી નાખ્યા?" એક માણસે પોતાનો ઝોળીમાં લટકતો હાથ સૌને બતાવ્યો. "મારી પાસે તો એ લોકોની યાદ તાજી રખાવે એવી નિશાની આ રહી! શયતાનો ક્યાંના!"

કૅપ્ટન ગળું ફાડીને ગરજવા લાગ્યો: "તમારે તટસ્થ રહેવું જોઈએ! તટસ્થ રહેવું જોઈએ! કાનૂની સરકારને ખતમ કરી નાખનારા તમે કોણ? લેનિન કોણ છે? જર્મન..."

"અને તું કોણ છે? પ્રતિક્રાંતિકારી! ઉશ્કેરણીખોર!" સૌ તેની સામે દેકારા કરવા લાગ્યા.

કોલાહલ જરાક ઓછો થયો અને અવાજ સંભળાય એવી હાલત થઈ એટલે કૅપ્ટન પાછો ઊભો થઈ ગયો. "તમે પોતાને રશિયાની જનતા ગણાવો છો," તે બોલ્યો. "પણ રશિયાની જનતા **તમે નથી**. રશિયાની જનતા તો કિસાનો છે. જોઈ લેજો, કિસાનો જ્યારે..."

"હા, હા," પોકારો થવા લાગ્યા, "જોઈ લેજો, કિસાનો જ્યારે બોલવાનું શરૂ કરશે ત્યારે... અમને ખબર છે કે કિસાનો શું કહેવાના છે... કિસાનો પણ અમારા જેવા જ કામગાર માણસો નથી શું?"

લાંબે ગાળે બધો મદાર કિસાનોની ઉપર જ હતો. કિસાનો રાજકીય દૃષ્ટિએ પછાત હતા, પરંતુ તોયે તેઓ પોતાના વિશિષ્ટ વિચારો ધરાવતા હતા, અને રશિયામાં એંશી ટકાથી વધારે લોકો કિસાનો હતા. કિસાનોની અંદર બોલ્શેવિકોની અસર પ્રમાણમાં ઓછી હતી, અને રશિયામાં ઔદ્યોગિક કામદારોની કાયમી

સરમુખત્યારી અશક્ય હતી... સમાજવાદી ક્રાંતિકારી પાર્ટી કિસાનોની પરંપરાગત પાર્ટી હતી. સોવિયેત સરકારને ટેકો આપી રહેલી બધી પાર્ટીઓમાંથી ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ જ કિસાનોની આગેવાનીના યથાર્થ વારસદારો હતા, અને સંગઠિત શહેરી સર્વહારાઓની દયાના આધારે હયાતી ટકાવી રહેલા ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓને કિસાનોના પીઠબળની સખત જરૂર હતી...

દરમિયાનમાં સ્મોલ્ની તરફથી કિસાનોની જરાય અવગણના નહોતી કરવામાં આવી. જમીન સંબંધી ડિક્રી જાહેર કરી દીધા પછી નવી કેંદ્રીય કારોબારી સમિતિનાં પ્રથમ કદમોમાં કિસાનોની કૉંગ્રેસનું આયોજન સામેલ હતું. કિસાનોની કૉંગ્રેસ ભરવાનો નિર્ણય કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિની ઉપરવટ થઈને લેવામાં આવ્યો હતો. થોડા દિવસ પછી વોલોસ્ત (તાલુકો) જમીન સમિતિઓ માટે વિગતવાર નિયમો પ્રગટ કરવામાં આવ્યા. ત્યાર બાદ લેનિનનો 'કિસાનોના સવાલોનો જવાબ'[1] પ્રકાશિત થયો. તેમાં બોલ્શેવિક ક્રાંતિ અને નવી સરકારનું સ્વરૂપ સાદી ભાષામાં સમજાવવામાં આવ્યું હતું. નવેંબરની સોળમી તારીખે લેનિન અને મિલ્યૂતિનની 'પ્રાંતોમાં જનારા પ્રતિનિધિઓને સૂચનાઓ' પ્રકાશિત કરવામાં આવી. સોવિયેત સરકારે તેની હજારો નકલો ગામોમાં મોકલી.

"૧. પ્રતિનિધિને જે પ્રાંત માટે નીમવામાં આવ્યો હોય ત્યાં પહોંચીને તરત જ તેણે કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની કેંદ્રીય કારોબારી સમિતિઓની સંયુક્ત મિટિંગ ભરવી જોઈએ, તેમાં જમીન સંબંધી કાનૂનોની છણાવટ કરવી જોઈએ, અને પછી માગણી કરવી જોઈએ, કે સોવિયેતોનું સંયુક્ત સંપૂર્ણ અધિવેશન ભરવામાં આવે...

૨. તેણે પ્રાંતમાં જમીનની સમસ્યાનાં વિવિધ પાસાંનો અભ્યાસ કરવો જોઈએ.

ક. જમીનદારોની મિલકત કબજે કરી લેવામાં આવી છે? કરી લેવામાં આવી હોય તો — ક્યા ક્યા જિલ્લાઓમાં?

ખ. જપ્ત કરી લેવામાં આવેલી જમીનનો વહીવટ કોણ કરે છે? અગાઉનો માલિક કે જમીન સમિતિઓ?

ગ. ખેતીવાડીનાં યંત્રો અને ખેતરનાં ઢોરઢાંખરની બાબતમાં શું કરવામાં આવ્યું છે?

૩. કિસાનો તરફથી વાસ્તવમાં ખેતી થઈ રહી હોય એવી જમીન વધી છે ખરી?



૪. હાલ જેમાં ખેતી થઈ રહી હોય તે જમીન અને સરકાર તરફથી સરેરાશ ન્યૂનતમ તરીકે નક્કી કરવામાં આવેલી જમીન વચ્ચે કેટલો અને કઈ દૃષ્ટિએ તફાવત છે?

૫. પ્રતિનિધિએ મક્કમ માગણી કરવી જોઈએ કે કિસાનોને જમીન મળી જાય ત્યાર પછી તેઓ ખેડની જમીનમાં બને એટલી ઝડપથી અચૂક વધારો કરે અને અનાજ વધારે ઝડપથી શહેરોમાં મોકલવા લાગે — દુકાળથી બચવાનો એકમાત્ર ઉપાય એ જ છે.

૬. જમીનદારોની જમીનની સોંપણી જમીન સમિતિઓને તથા સોવિયેતો તરફથી નિયુક્ત એવાં સંઘટનોને કરી દેવા માટે કયાં કયાં પગલાં આયોજવામાં આવ્યાં છે અથવા અમલમાં મુકાઈ ગયાં છે?

૭. બહેતર છે કે સારા સ્થળસંજોગોમાં આવેલી અને સુઘટિત ખેતીવાડી મિલકતોનો વહીવટ એ મિલકતોના નિયમિત કર્મચારીઓની સોવિયેતો પોતે જ કાબેલ ખેતીવાડી વિજ્ઞાનીઓના માર્ગદર્શન હેઠળ ચલાવે."

દરેક ઠેકાણે ગામોમાં પરિવર્તનનું જોમ છલકાઈ રહ્યું હતું. તેના કારણમાં જમીન સંબંધી ડિક્રીની ચેતન રેડતી અસર તો હતી જ, પરંતુ એ ઉપરાંત મોરચેથી પાછા ફરી રહેલા ક્રાંતિકારી માનસ ધરાવતા હજારો કિસાન-સિપાહીઓ પણ તેમાં કારણભૂત હતા... ખાસ કરીને એ આદમીઓએ કિસાનોની કૉંગ્રેસ ભરવાની હાકલને ઉમળકાથી વધાવી લીધી.

કામદારો અને સિપાહીઓની સોવિયેતોની બીજી કૉંગ્રેસની બાબતમાં પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિએ કર્યું હતું એવી જ રીતે કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિએ પણ સ્મોલ્ની તરફથી આયોજવામાં આવેલી કિસાન કૉંગ્રેસને ભરાતી અટકાવવાની કોશિશ કરી. અને પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિની જેમ જ, કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિને પોતાના પ્રતિકારની વ્યર્થતા સમજાઈ ગઈ ત્યારે તે વ્યાકુળતાભર્યા તારસંદેશાઓ મોકલીને રૂઢિચુસ્ત ડેલિગેટો ચૂંટવાનાં ફરમાનો છોડવા લાગી. કિસાનોની અંદર એવી વાત પણ ફેલાવી દેવામાં આવી કે કૉંગ્રેસ મોગિલ્યોવમાં ભરાવાની છે. કેટલાક ડેલિગેટો બિચારા ત્યાં પહોંચી ગયા. પરંતુ નવેંબરની ૨૩મી તારીખ સુધીમાં લગભગ ચારસો ડેલિગેટો પેત્રોગ્રાદમાં ભેગા થઈ ગયા અને અલગ અલગ પાર્ટીઓનાં જૂથોની મિટિંગો શરૂ થઈ ગઈ...

પહેલું અધિવેશન દૂમાની ઈમારતના અલેક્સાંદર હૉલમાં ભરાયું, અને પ્રથમ મતદાનમાં સ્પષ્ટ થઈ ગયું કે અરધાથી વધારે ડેલિગેટો ઉદ્દામ સમાજવાદી

ક્રાંતિકારીઓ હતા, ફક્ત પાંચમા ભાગ જેટલા જ ડેલિગેટો બોલ્શેવિકોના પ્રભાવમાં હતા, ચોથા ભાગના ડેલિગેટો ઉપર રૂઢિચુસ્ત સમાજવાદી ક્રાંતિકારીઓનો કાબૂ હતો, અને બાકીના ડેલિગેટોને પરસ્પર સાંકળી લેનારી બાબત એક જ હતી—એ સૌ આવક્સેન્ત્યેવ, ચાઇકોવ્સ્કી, અને પેશેખોનોવના વર્ચસ્વમાં જકડાયેલી પુરાણી કારોબારી સમિતિના વિરોધીઓ હતા...

વિશાળ હૉલ ખીચોખીચ ભરાઈ ગયો હતો અને સતત થઈ રહેલા દેકારાથી જાણે કંપી રહ્યો હતો. ઊંડી સજ્જડ કટુતાએ ડેલિગેટોને ખીજભર્યાં જૂથોમાં વહેંચી નાખ્યા હતા. જમણી તરફ અફસરોના યુનિફૉર્મની પટ્ટીઓ છૂટીછવાઈ નજરે પડતી હતી અને મોટી ઉંમરના ખાધેપીધે સુખી કિસાનોના વડીલાઈ નીતરતા દાઢીવાળા ચહેરા દેખાતા હતા. મધ્ય ભાગમાં થોડાક કિસાનો, થોડાક નીચલા દરજ્જાના અફસરો, અને કેટલાક સિપાહીઓ હતા. ડાબી તરફના લગભગ બધા જ ડેલિગેટો સાધારણ સિપાહીઓના યુનિફૉર્મ પહેરેલા હતા. એ સિપાહીઓ લશ્કરમાં સેવા બજાવી ચૂકેલા નવી પેઢીના જુવાનો હતા... પ્રેક્ષકોની ગૅલરીઓમાં કામદારોની ભીડ જામેલી હતી—રશિયામાં કામદારો હજી ભૂલ્યા નથી કે પોતે મૂળ તો કિસાન કુટુંબોમાંથી આવેલા છે...

પુરાણી કેંદ્રીય કારોબારી સમિતિથી ઊલટું, કિસાન સોવિયેતોની કારોબારી સમિતિએ કૉંગ્રેસને સત્તાવાર કૉંગ્રેસ તરીકે માન્યતા ન આપી. સત્તાવાર કૉંગ્રેસ તો ડિસેંબરની ૧૩મી તારીખે ભરાવાની હતી. તાળીઓના ગડગડાટ અને ખીજભર્યા પોકારોના ઝંઝાવાતી વાતાવરણમાં વક્તાએ જાહેર કર્યું કે આ અધિવેશન તો ખાલી "અસાધારણ સંમેલન"નું જ છે... પરંતુ "અસાધારણ સંમેલને" થોડી વારમાં જ ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓની આગેવાન મારીયા સ્પિરિદોનોવાને અધ્યક્ષપદે ચૂંટી કાઢીને કારોબારી સમિતિ તરફનું પોતાનું વલણ સાફ બતાવી આપ્યું.

પહેલે દિવસે મોટા ભાગનો સમય તો એવા મુદ્દાના ઉગ્ર વાદવિવાદમાં જ વીતી ગયો કે કૉંગ્રેસને માત્ર પ્રાંતીય સંઘટનોના ડેલિગેટો પૂરતી જ મર્યાદિત રાખવી યા વોલોસ્ત સોવિયેતોના પ્રતિનિધિઓને પણ ડેલિગેટો તરીકે ભાગ લેવા દેવો. કામદારો અને સિપાહીઓની કૉંગ્રેસની જેમ જ આ કૉંગ્રેસમાં પણ ભારે મોટી બહુસંખ્યાએ વધારેમાં વધારે બહોળા પ્રતિનિધિત્વની તરફેણ કરી. એવો ફેંસલો થયો કે તરત જ પુરાણી કારોબારી સમિતિના સભ્યો હૉલમાંથી બહાર નીકળી ગયા...



લગભગ તરત જ જણાઈ આવેલું કે મોટા ભાગના ડેલિગેટો લોક કમિસારોની સરકારના વિરોધી હતા. ઝિનોવિયેવે બોલ્શેવિકો વતી બોલવાની કોશિશ કરી પણ તેનો હુરિયો બોલાવવામાં આવ્યો. તે મંચ પરથી પાછો જઈ રહ્યો હતો ત્યારે હસાહસ ફેલાઈ ગઈ અને પોકારો સંભળાયા: "જુઓ! જુઓ! લોક કમિસાર ખાબોચિયામાં ખાબકે!"

પ્રાંતોના એક ડેલિગેટ નાઝાર્યેવે પડકાર કર્યો: "આ કહેવાતી કામદાર કિસાન સરકારમાં જ્યાં સુધી કિસાનોના પ્રતિનિધિઓને સામેલ કરવામાં નહિ આવે ત્યાં સુધી અમે ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ તેને માન્યતા આપવાનો સાફ ઇનકાર કરીએ છીએ. અત્યારે તો આ સરકારમાં કામદારોની સરમુખત્યારી સિવાય બીજું કશું જ નથી... અમે મક્કમ ધોરણ લઈએ છીએ કે સમગ્ર લોકશાહીનું પ્રતિનિધિત્વ કરતી હોય એવી નવી સરકારની રચના કરવામાં આવે!"

પ્રત્યાઘાતી ડેલિગેટોએ એવી લાગણીને ખંધાઈથી પુષ્ટિ આપી. બોલ્શેવિક ડેલિગેટો તરફથી વિરોધના દેકારાના વાતાવરણમાં તેમણે જાહેર કર્યું કે લોક કમિસાર પરિષદની મુરાદ કાં તો કૉંગ્રેસમાં વર્ચસ્વ જમાવી દેવાની અથવા હથિયારોની તાકાત વડે તેને વિખેરી નાખવાની છે—એવી જાહેરાત સાંભળીને કિસાનોની અંદર ભયંકર ક્રોધ ભભૂકી ઊઠ્યો...

ત્રીજે દિવસે એકાએક લેનિન મંચ પર આવ્યા. આખા હૉલમાં જાણે પાગલપણાનો જુવાળ ફેલાઈ ગયો હોય એવું વાતાવરણ દસ મિનિટ સુધી ચાલુ રહ્યું. ડેલિગેટોના બરાડા ગાજવા લાગ્યા: "મુર્દાબાદ! તમારા લોક કમિસારોને સાંભળવા જ અમે તૈયાર નથી! તમારી સરકારને અમે માન્ય કરતા જ નથી!"

લેનિન બેઉ હાથ ટેબલ પર ગોઠવીને સાવ સ્વસ્થ ઊભા રહ્યા. નીચે ચાલતી ધાંધલને તેમની નાનકડી ચિંતનસભર આંખો નીરખતી રહી. આખરે, જમણી તરફના ડેલિગેટો સિવાય બાકીના જાણે થાકીને થોડાઘણા શાંત પડી ગયા.

"હું અહીંયાં લોક કમિસાર પરિષદના સભ્ય તરીકે નથી આવ્યો," લેનિન બોલ્યા, અને વળી પાછા કોલાહલ શમી જવાની વાટ જોતા ઊભા રહ્યા, "પરંતુ આ કૉંગ્રેસ માટે ધોરણસર ચૂંટાયેલા બોલ્શેવિક જૂથના સભ્ય તરીકે આવ્યો છું." તેમણે પોતાનો ડેલિગેટ તરીકેનો અધિકારપત્ર ઊંચો કરીને સૌ જોઈ શકે એવી રીતે બતાવ્યો.

"પરંતુ," તેઓ આવેશ વગર સ્વસ્થ અવાજે આગળ બોલ્યા, "કોઈ ઇનકાર નહિ કરે કે રશિયાની હાલની સરકાર બોલ્શેવિક પાર્ટી તરફથી સ્થાપવામાં

આવી છે...” તેમને ફરી વાર થોડીક વાટ જોવી પડી, “એટલે વાસ્તવમાં તો વાત એકની એક જ છે...” જમણી તરફ ભારે કોલાહલ મચી ગયો, પરંતુ મધ્ય ભાગના તથા ડાબી તરફના ડેલિગેટોની કુતૂહલભરી ચુપકીને લીધે થોડી વારમાં શાંતિ છવાઈ ગઈ.

લેનિનની દલીલ સાદી હતી: “તમે કિસાનો મને સાફ દિલે જણાવી દો—**પોમેશ્ચિકો**ની જમીન અમે તમારે હવાલે કરી દીધી છે, હવે તમે શું ઉદ્યોગ પર કામદારોનું નિયંત્રણ અટકાવવા માગો છો? આ તો વર્ગોનો જંગ છે. **પોમેશ્ચિકો** બેશક કિસાનોનો વિરોધ કરે છે, અને કારખાનદારો કામદારોનો વિરોધ કરે છે. તમે સર્વહારાઓની કતારોમાં ભાગલા પડવા દેશો? તમારે કોના પક્ષે રહેવું છે?

અમારી બોલ્શેવિકોની પાર્ટી સર્વહારાઓની પાર્ટી છે—કિસાન સર્વહારાઓની તેમ જ ઔદ્યોગિક સર્વહારાઓની. અમે બોલ્શેવિકો સોવિયેતોના રખેવાળો છીએ—કિસાનોની સોવિયેતોના તેમ જ કામદારોની તથા સિપાહીઓની સોવિયેતોના. હાલની સરકાર સોવિયેતોની સરકાર છે. અમે કિસાનોની સોવિયેતોને સરકારમાં ભાગ લેવાનું આમંત્રણ આપ્યું છે એટલું જ નહિ પરંતુ ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓના પ્રતિનિધિઓને પણ લોક કમિસાર પરિષદમાં સામેલ થવાનું આમંત્રણ આપ્યું છે...

સોવિયેતો જનતાનું અત્યંત પરિપૂર્ણ પ્રતિનિધિત્વ કરે છે—કારખાનાં તથા ખાણોમાં કામ કરતા કામદારોનું તેમ જ ખેતરોમાં મહેનત કરતા કામદારોનું. સોવિયેતોને ખતમ કરી નાખવાનો પ્રયાસ કરનારો કોઈ પણ માણસ લોકશાહી-વિરોધી તથા પ્રતિક્રાંતિકારી કૃત્યનો ગુનેગાર છે. અને મવાળપંથી સમાજવાદી ક્રાંતિકારી સાથીઓ તમને, તેમ જ કેડેટ સજ્જનો તમને પણ, હું અહીંયાં સાફ જણાવી દઉં છું કે બંધારણસભા સોવિયેતોને ખતમ કરી નાખવાની કોશિશ કરશે તો અમે બંધારણસભાને તેમાં કોઈ રીતે કામયાબ નહિ જ થવા દઈએ!”

નવેંબરની ૨૫મી તારીખે બપોર પછી ચેર્નોવ મોગિલ્યોવથી બહુ ઉતાવળો આવી પહોંચ્યો. તેને કારોબારી સમિતિએ તાકીદે બોલાવ્યો હતો. બે મહિના પહેલાં ઉગ્ર ક્રાંતિપંથી ગણાતા અને કિસાનોમાં ખૂબ જ લોકપ્રિય ચેર્નોવને હવે કૉંગ્રેસને જોખમી ઉદ્દામ વલણ તરફ ઢળતી અટકાવવા માટે બોલાવવામાં આવ્યો હતો. ચેર્નોવ પહોંચ્યો કે તરત તેને ગિરફતાર કરીને સ્મોલ્ની લઈ જવામાં આવ્યો, પરંતુ ત્યાં થોડીક વાતચીત પછી છોડી મૂકવામાં આવ્યો.



તેણે પહેલું કામ કારોબારી સમિતિને કૉંગ્રેસમાંથી નીકળી જવા બદલ સખત ધધડાવી નાખવાનું કર્યું. સમિતિના સભ્યો પાછા કૉંગ્રેસમાં સામેલ થવા કબૂલ થઈ ગયા. ચેર્નોવ હૉલમાં દાખલ થયો ત્યારે મોટા ભાગના ડેલિગેટોએ તેને તાળીઓના ભારે ગડગડાટથી વધાવી લીધો અને બોલ્શેવિકોએ હુરિયા તથા હાંસીના પોકારો કર્યા.

“સાથીઓ! મારે કામસર બીજે ઠેકાણે જવું પડેલું. પશ્ચિમ મોરચાનાં સૈન્યોના કિસાન ડેલિગેટોની કૉંગ્રેસ ભરવાના સવાલ વિશે બારમા લશ્કરના સંમેલનમાં હું ભાગ લઈ રહ્યો હતો. અહીંયાં થઈ ગયેલા વિદ્રોહ વિશે મને બહુ ઓછી ખબર છે...”

ઝિનોવિયેવ તરત જ ઊભો થઈ ગયો અને ઘાંટો પાડીને બોલ્યો: “હા, હા, તમે તો જરાક અમથા થોડીક મિનિટો માટે જ ગયેલા!” ભયંકર કોલાહલ. પોકારો—“બોલ્શેવિકો મુર્દાબાદ!”

ચેર્નોવ આગળ બોલ્યો: “મારી ઉપર આક્ષેપ મૂકવામાં આવ્યો છે કે પેત્રોગ્રાદ પર ચડાઈ કરવા માટે લશ્કર લઈ આવવામાં મેં મદદ કરી છે. આ આક્ષેપ તદ્દન બિનપાયાદાર અને જૂઠો છે. આવા આક્ષેપનું મૂળ ક્યાં છે? મૂળ હોય તો બતાવી દો!”

ઝિનોવિયેવ: “‘ઇઝવેસ્તિયા’ અને ‘દેલો નરોદા’—તમારું પોતાનું જ અખબાર—બધી માહિતી એમાં જ ભરેલી છે!”

નાનકડી આંખો, વાંકડિયા વાળ, અને ધોળાશ પડતી દાઢીવાળો ચેર્નોવનો ચહેરો ભયંકર ગુસ્સાથી લાલચોળ થઈ ગયો. પરંતુ તે મનનો કાબૂ જાળવી રાખીને આગળ બોલ્યો: “હું ફરી વાર કહું છું કે અહીંયાં શું બની ગયું છે તેની મને લગભગ મુદ્દલ ખબર નથી, અને આ એક લશ્કર સિવાય (તેણે કિસાન ડેલિગેટો તરફ હાથ લંબાવ્યો) બીજા કોઈ લશ્કરની આગેવાની મેં કરી જ નથી, અને આ લશ્કરને અહીં લઈ આવવાની મોટા ભાગની જવાબદારી મારી છે!” હસાહસ અને “શાબાશ!”ના પોકારો.

“અહીંયાં પહોંચીને તરત હું સ્મોલ્નીમાં ગયેલો. ત્યાં મારી ઉપર આવો કોઈ આક્ષેપ નહોતો મૂકવામાં આવ્યો... થોડીક વાતચીત પછી હું ત્યાંથી નીકળી ગયો—બસ! અહીંયાં હાજર માણસોમાંથી કોઈ મારી ઉપર આવો આક્ષેપ મૂકે તો ખબર પડે!”

ભારે ધાંધલ મચી ગઈ. બોલ્શેવિકો અને કેટલાક ઉદ્દામ સમાજવાદી

ક્રાંતિકારીઓ તરત ઊભા થઈ ગયા અને મુક્કા હલાવતા હાકોટા પાડવા લાગ્યા, બાકીના ડેલિગેટો તેમની સામે જોર જોરથી દેકારા કરવા લાગ્યા.

"આ તો જુલમ છે, અધિવેશન નથી!" ચેર્નોવ બરાડી ઊઠ્યો અને હૉલમાંથી ધડધડાટ બહાર નીકળી ગયો. કોલાહલ અને ધાંધલને લીધે અધિવેશન મુલતવી રાખી દેવામાં આવ્યું...

દરમિયાનમાં, કારોબારી સમિતિના દરજ્જાનો સવાલ સૌનાં મનમાં ઘોળાઈ રહ્યો હતો. ડેલિગેટોના જમાવને "અસાધારણ સંમેલન" જાહેર કરવામાં નેમ કારોબારી સમિતિની નવી ચૂંટણી અટકાવી દેવાની હતી. પરંતુ તેના પડઘા બન્ને તરફથી પડયા. ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓએ નક્કી કર્યું કે કૉંગ્રેસને કારોબારી સમિતિની ઉપર કશો અખત્યાર ન હોય તો કારોબારી સમિતિને પણ કૉંગ્રેસની ઉપર કશો અખત્યાર નથી. નવેંબરની ૨૫મી તારીખે અધિવેશનમાં નિર્ણય લેવામાં આવ્યો કે કારોબારી સમિતિના તમામ અખત્યારો અસાધારણ સંમેલન પોતાને હસ્તક લઈ લે, અને સંમેલનમાં મત આપવાનો અધિકાર કારોબારીના માત્ર એવા સભ્યોને જ આપવામાં આવે કે જે ડેલિગેટો તરીકે ચૂંટાયા હોય...

બીજે દિવસે બોલ્શેવિકોના સખત વિરોધ છતાં ઠરાવમાં સુધારો અપનાવીને કારોબારી સમિતિના તમામ સભ્યોને—ડેલિગેટો તરીકે ચૂંટાયેલા હોય કે ન હોય તોપણ—સંમેલનમાં બોલવાનો અને મત આપવાનો અધિકાર બક્ષવામાં આવ્યો.

૨૭મી તારીખે જમીનના સવાલ વિશે ચર્ચાઓ થઈ. તેમાં બોલ્શેવિકોના અને ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓના જમીન સંબંધી કાર્યક્રમો વચ્ચેના તફાવતો જાહેર થયા.

ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ વતી કોલચીન્સ્કીએ ક્રાંતિ દરમિયાન જમીનનો સવાલના ઇતિહાસની રૂપરેખા રજૂ કરી. તેણે કહ્યું કે જમીનદારોની જમીન તત્કાળ જમીન સમિતિઓને હવાલે કરી દેવાની તરફેણ કરતો ચોક્સાઈભર્યો અને સત્તાવાર ઠરાવ કિસાનોની સોવિયેતોની પહેલી કૉંગ્રેસમાં અપનાવવામાં આવ્યો હતો. પરંતુ ક્રાંતિના મોવડીઓએ અને સરકારમાં સામેલ મૂડીવાદીઓએ મક્કમ વલણ લીધું કે બંધારણસભા ભરાય નહિ ત્યાં સુધી જમીનનો સવાલ ઉકેલી શકાય નહિ... ક્રાંતિનો બીજો તબક્કો, "તડજોડ"નો તબક્કો, પ્રધાનમંડળમાં ચેર્નોવના પ્રવેશથી શરૂ થયો. કિસાનોને ખાતરી હતી કે જમીનના



સવાલનો અમલી ઉકેલ હવે શરૂ થઈ જશે, પરંતુ પ્રથમ કિસાન કૉંગ્રેસના આદેશાત્મક નિર્ણય છતાં કારોબારી સમિતિમાંના પ્રત્યાઘાતીઓ તથા તડજોડિયાઓએ કશી જ કામગીરી થવા ન દીધી. એવી નીતિના પરિણામે સંખ્યાબંધ કિસાન વિદ્રોહો થયા, જેમાં કિસાનોની અધીરાઈની લાગણી અને રૂંધાયેલી શક્તિનું સ્વાભાવિક મૂર્ત રૂપ વ્યક્ત થયું હતું. કિસાનો ક્રાંતિનો અર્થ બરાબર સમજી ગયા—અને તેમણે શબ્દોને કૃત્યોનું રૂપ આપવાની કોશિશ કરી...

વક્તાએ આગળ બોલતાં જણાવ્યું: "તાજેતરના બનાવો સાદાં તોફાનો અથવા 'બોલ્શેવિક આંધળિયાં' સૂચિત નથી કરતા પરંતુ એથી ઊલટું ખરેખરો પ્રજાકીય વિદ્રોહ સૂચિત કરે છે, અને તેને આખા દેશમાંથી હમદર્દીભર્યો આવકાર સાંપડયો છે...

બોલ્શેવિકોએ જમીનના સવાલ પરત્વે સામાન્ય રીતે ખરું વલણ લીધું, પરંતુ કિસાનોને બળજબરીથી જમીન કબજે લઈ લેવાનું સૂચન કરવામાં તેમણે ગંભીર ભૂલ કરી... બોલ્શેવિકોએ આરંભના દિવસોથી જ જાહેર ધોરણ અપનાવ્યું હતું કે કિસાનોએ 'વ્યાપક ક્રાંતિકારી કદમ' ઉઠાવીને જમીન કબજે લઈ લેવી જોઈએ, તેમાં તો અરાજકતા સિવાય બીજું કશું જ નથી, જમીન સંગઠિત રીતે કબજે લઈ શકાય... બોલ્શેવિકો માટે મહત્ત્વની વાત એ હતી કે ક્રાંતિની સમસ્યાઓને બને એટલી ઝડપી રીતે ઉકેલી લેવામાં આવે—પરંતુ એ સમસ્યાઓને કેવી રીતે ઉકેલવી એ વાતની બોલ્શેવિકોને પરવા નહોતી...

સોવિયેતોની કૉંગ્રેસની જમીન સંબંધી ડિક્રી પ્રથમ કિસાન કૉંગ્રેસના નિર્ણયોનાં મૂળતત્ત્વોને અનુરૂપ છે. તો પછી એ કૉંગ્રેસમાં ઘડી કાઢવામાં આવેલી કાર્યનીતિ નવી સરકારે કેમ અમલમાં ન મૂકી? કારણ કે લોક કમિસાર પરિષદ જમીનના સવાલને ઝડપથી પતાવી દેવા માગતી હતી, જેથી બંધારણસભાને કશું કરવાપણું ન રહે...

પરંતુ સરકારને એ પણ સમજાઈ ગયું કે અમલી કદમો ઉઠાવવાનું જરૂરી છે, એટલે તેણે ઝાઝો વિચાર કર્યા વગર જમીન સમિતિઓ માટેના નિયમો અપનાવી લીધા અને વિચિત્ર પરિસ્થિતિ ઊભી કરી. લોક કમિસાર પરિષદે જમીનના સંબંધમાં ખાનગી મિલકત નાબૂદ કરી નાખી છે, પરંતુ જમીન સમિતિઓએ ઘડી કાઢેલા નિયમો ખાનગી મિલકત ઉપર આધારિત છે... પરંતુ એથી કશું ખાસ નુકસાન નથી થયું કારણ કે જમીન સમિતિઓ સરકારી ડિક્રીઓને જરાય લક્ષમાં લેતી જ નથી, તેઓ તો ખુદ પોતાના જ વ્યવહારુ

નિર્ણયોને—કિસાનોની વ્યાપક બહુસંખ્યાના મનોરથો ઉપર આધારિત નિર્ણયોને—અમલમાં મૂકી રહી છે...

આ જમીન સમિતિઓ જમીનના સવાલના વૈધાનિક ઉકેલના પ્રયાસો નથી કરી રહી. એ કામ તો બંધારણસભાનું જ છે... પરંતુ બંધારણસભા રશિયન કિસાનોના મનોરથોને સાકાર કરવા તૈયાર થશે ખરી? તેની ખાતરી ન રાખી શકાય... આપણે તો એટલી જ ખાતરી ધરાવી શકીએ કે કિસાનોએ જાગ્રત થઈને ક્રાંતિકારી નિર્ધાર ઘડી લીધો છે, અને બંધારણસભાને જમીનના સવાલની પતાવટ કિસાનો ઇચ્છે છે એવી રીતે કરવી જ **પડશે**... બંધારણસભા જનતાના નિર્ધારનું ઉલ્લંઘન નહિ કરી શકે..."

ત્યાર બાદ લેનિન બોલવા ઊભા થયા અને ડેલિગેટો તેમને એકાગ્ર ઉત્સુકતાથી સાંભળવા લાગ્યા: "આ ઘડીએ આપણે કેવળ જમીનના સવાલને જ નહિ પરંતુ સામાજિક ક્રાંતિના સવાલને પણ ઉકેલવાની કોશિશ કરી રહ્યા છીએ—અને તે પણ કેવળ રશિયામાં જ નહિ પરંતુ આખી દુનિયામાં. જમીનના સવાલને સામાજિક ક્રાંતિની બીજી સમસ્યાઓથી અળગો પાડીને સ્વતંત્ર રીતે ન જ ઉકેલી શકાય... દાખલા તરીકે, જમીનદારોની જમીન જપ્ત કરી લેવામાં આવે છે તેનો સામનો કેવળ રશિયન જમીનદારો જ નહિ પરંતુ પરદેશી મૂડી પણ કરશે જ—કારણ કે વિશાળ જમીન મિલકતો બેંકો મારફત પરદેશી મૂડી જોડે સંકળાયેલી છે...

રશિયામાં જમીનની માલિકી પારાવાર શોષણનો આધાર બની રહેલી છે, અને જમીન જપ્ત કરી લેવાનું કિસાનોનું કદમ આપણી ક્રાંતિનું અત્યંત મહત્ત્વનું કદમ છે. પરંતુ ક્રાંતિને જે જે તબક્કાઓમાંથી પસાર થવું પડ્યું છે તે સાફ સાફ બતાવે છે કે એ કદમને બીજાં કદમોથી અળગું ન જ પાડી શકાય. ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓની ગલતી એ હકીકતમાં જોવા મળે છે કે એ વખતે તેમણે તડજોડની નીતિનો વિરોધ ન કર્યો કારણ કે તેમના સિદ્ધાંત મુજબ લોકસમુદાયોની જાગૃતિ હજુ પૂરી વિકસિત નહોતી...

**જો સમાજવાદની સિદ્ધિ સમગ્ર જનતાના બૌદ્ધિક વિકાસ પછી જ શક્ય હોય તો આપણને ઓછામાં ઓછાં પાંચસો વરસ સુધી સમાજવાદ જોવા નહિ મળે...** સમાજવાદી રાજકીય પાર્ટી—એવી પાર્ટી કામદાર વર્ગની મોખરાની હરોળ હોય છે. સરેરાશ લોકસમુદાયોમાં કેળવણીના અભાવને લીધે તેનાથી કદી અટકી ન જ જવાય, તેણે તો સોવિયેતોનો ઉપયોગ ક્રાંતિકારી પહેલકદમીનાં સંઘટનો તરીકે કરીને લોકસમુદાયોની આગેવાની કરવી જોઈએ... પરંતુ દુવિધામાં સપડાયેલાઓને દોરવણી આપવી હોય તો ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારી સાથીઓએ સૌપ્રથમ પોતે જ દુવિધા તજી દેવી જોઈએ...

ગત જુલાઈ માસમાં વ્યાપક લોકસમુદાયો અને તડજોડિયાઓ વચ્ચે ઉઘાડા વિખવાદના સિલસિલાબંધ બનાવો શરૂ થઈ ગયા હતા, પરંતુ અત્યારે નવેંબરમાં ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ હજુ આવ્ક્સેન્ત્યેવની સામે હાથ લંબાવીને ઊભા છે, અને આવ્ક્સેન્ત્યેવ પોતાની ટચલી આંગળી હલાવીને લોકોને ખેંચી રહ્યો છે... તડજોડ ચાલુ રહી તો ક્રાંતિને ખતમ સમજી લેવી. મૂડીદાર વર્ગની જોડે કોઈ જાતનું સમાધાન શક્ય જ નથી, તેના જોરને કચડીને તદ્દન ખતમ કરી નાખવાનું જ છે...

અમે બોલ્શેવિકોએ જમીન સંબંધી અમારા કાર્યક્રમમાં કશા ફેરફાર નથી કર્યા. જમીનના સંબંધમાં ખાનગી મિલકત નાબૂદ કરી નાખવાનું ધોરણ અમે તજી નથી દીધું અને તજી દેવાના પણ નથી. અમે 'જમીન સમિતિઓ માટેના નિયમો'—એ નિયમો ખાનગી મિલકત ઉપર મુદ્દલ આધારિત **નથી**—અપનાવ્યા છે કારણ કે લોકોના મનોરથોને અમે લોકોના પોતાના ફેંસલા મુજબ સાકાર કરવા માગીએ છીએ, જેથી સામાજિક ક્રાંતિ સારુ લડનારાં સઘળાં તત્ત્વોની એકસંપીને વધારે ગાઢ બનાવી શકાય.

અમે ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓને એ એકસંપીમાં સામેલ થઈ જવાનું આમંત્રણ આપીએ છીએ, પરંતુ સાથે મક્કમ માગણી કરીએ છીએ કે તેઓ પાછળ ને પાછળ જોતા રહેવાનું બંધ કરી દે અને ખુદ પોતાની પાર્ટીની અંદરના તડજોડિયાઓ સાથેનો સંબંધ તોડી નાખે...

બંધારણસભાની બાબતમાં તો મારી પહેલાંના વક્તાએ કહ્યું તે ખરું જ છે કે બંધારણસભાના કાર્યનો આધાર લોકસમુદાયોના ક્રાંતિકારી નિર્ધાર ઉપર રહેશે. હું કહું છું કે 'એ ક્રાંતિકારી નિર્ધાર ઉપર મદાર રાખજો, પણ તમારી બંદૂક ભૂલી જતા નહિ!'"

પછી લેનિને બોલ્શેવિક ઠરાવ વાંચી સંભળાવ્યો:

"કિસાનોની કૉંગ્રેસ નવેંબરની આઠમી તારીખની જમીન સંબંધી ડિક્રીને પૂરો ટેકો આપે છે અને... કામદારોના અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોની બીજી અખિલ રશિયન કૉંગ્રેસે સ્થાપેલી રશિયન પ્રજાસત્તાકની કામચલાઉ કામદાર કિસાન સરકારને બહાલી આપે છે.

કિસાનોની કૉંગ્રેસ તમામ કિસાનોને એ કાનૂનનું સર્વાનુમતે સમર્થન કરવાની અને આપમેળે જ તત્કાળ તેને લાગુ કરવાની હાકલ કરે છે, અને તેની સાથે સાથે કિસાનોને જવાબદારીનાં પદો તથા સ્થાનોમાં માત્ર એવા માણસોને જ નીમવાની હાકલ કરે છે કે જેમણે શોષિત કિસાન-કામદારોનાં હિતો પ્રત્યેની પોતાની પૂરી વફાદારી, તેમ જ મોટા જમીનદારો તથા મૂડીદારો અને તેમના તરફદારો તથા મળતિયાઓના બધી જાતના પ્રતિકારની સામે એ હિતોની રક્ષા કરવાની પોતાની તત્પરતા તથા શકિત, કેવળ શબ્દોમાં નહિ પરંતુ કૃત્યોમાં સાબિત કરી દીધી હોય...

કિસાનોની કૉંગ્રેસ વધુમાં પ્રતીતિ વ્યકત કરે છે કે જમીન સંબંધી ડિક્રીમાં સામેલ કરવામાં આવેલાં સઘળાં પગલાંને પૂરેપૂરાં અમલી બનાવવાની કામગીરી, ૧૯૧૭ના નવેંબરની સાતમી તારીખે શરૂ થયેલી કામદારોની સામાજિક ક્રાંતિના વિજય મારફત જ, સફળ બની શકે કારણ કે કિસાન-કામદારોને જમીન પાછી ન લઈ શકાય એવી પાકી રીતે સુપરત કરી દેવાની, નમૂનેદાર ખેતરો જપ્ત કરી લઈને કિસાન બિરાદરીઓના હાથમાં સોંપી દેવાની, મોટા જમીનદારોની ખેતીવાડીની યંત્રસામગ્રી જપ્ત કરી લેવાની, રોજી-ગુલામી સદંતર નાબૂદ કરી નાખીને ખેતમજૂરોનાં હિતો સલામત બનાવી દેવાની, ખેતીવાડી તથા ઉદ્યોગની પેદાશોની રશિયાના સઘળા પ્રદેશોમાં નિયમિત તથા પદ્ધતિસર વહેંચણી કરવાની, બૅંકો કબજે કરી લેવાની (નહિતર તો ખાનગી મિલકતની નાબૂદી પછી જમીન ઉપર સમગ્ર જનતાનો કબજો અશકય બની જાય), અને રાજ્ય તરફથી કામદારોને જાતજાતની સહાયતા પૂરી પાડવાની કામગીરી માત્ર સામાજિક ક્રાંતિ જ પાર પાડી શકે...

કિસાનોની કૉંગ્રેસ એ કારણોસર નવેંબરની સાતમી તારીખની ક્રાંતિને... સામાજિક ક્રાંતિ તરીકે પૂરો ટેકો આપે છે અને રશિયન પ્રજાસત્તાકના સામાજિક રૂપાંતરને જરૂરી ફેરફારો સાથે પરંતુ કશી જ આનાકાની વગર અમલી બનાવવાનો પોતાનો અફર નિર્ધાર જાહેર કરે છે.

એકમાત્ર સામાજિક ક્રાંતિ જ જમીન સંબંધી ડિક્રીની કાયમી સફળતા અને પરિપૂર્ણ અમલ સાધી શકે એમ છે, અને સામાજિક ક્રાંતિના વિજયની અનિવાર્ય શરત ઔદ્યોગિક કામદાર વર્ગની જોડે, તમામ ઉન્નત દેશોના સર્વહારા વર્ગની જોડે, કિસાન-કામદારોની ગાઢ એકતાની છે. આજથી રશિયન પ્રજાસત્તાકમાં રાજ્યનું સમગ્ર સંઘટન તથા વહીવટ ટોચથી તળિયા સુધી એવી



એકતા ઉપર જ આધારિત રહેવાં જોઈએ. મૂડીદાર વર્ગની સાથે સમાધાનની — અનુભવે નામોશીમાં ધકેલી દીધેલી મૂડીવાદી રાજકારણના મોવડીઓ સાથે તડજોડની — નીતિ પાછી પકડી લેવાના સીધા કે આડકતરા અને ઉઘાડા કે છાનાછપના તમામ પ્રયાસોને કચડી નાખતી એવી એકતા જ આખા જગતમાં સમાજવાદનો વિજય સુનિશ્ચિત બનાવી શકે."

કારોબારી સમિતિના પ્રત્યાઘાતીઓમાં ઉઘાડી રીતે આગળ આવવાની હામ હવે રહી જ નહોતી. પરંતુ ચેર્નોવ વિનમ્ર તથા મોહક બિનપક્ષપાતનો ઢોંગ કરતો કેટલીય વાર બોલ્યો. તેને મંચ પર બેસવાનું આમંત્રણ આપવામાં આવ્યું... કૉંગ્રેસને બીજે દિવસે રાતે એક અનામી ચિઠ્ઠી અધ્યક્ષને પહોંચાડવામાં આવી. તેમાં ચેર્નોવને માનદ અધ્યક્ષ બનાવવાની વિનંતિ કરવામાં આવી હતી. ઉસ્તીનોવે ચિઠ્ઠી ખોલીને સૌની સામે મોટેથી વાંચી સંભળાવી. તરત ઝિનોવિયેવ ઊભો થઈ ગયો અને જોરથી બોલી ઊઠયો કે આ તો પુરાણી કારોબારી સમિતિની સંમેલનમાં કાબૂ જમાવી દેવાની તરકીબ છે. એક પળમાં આખો હૉલ જાણે ભયંકર ધાંધલના મેદાનમાં પલટાઈ ગયો, બન્ને પક્ષોના ડેલિગેટો ધૂંવાંપૂવાં થઈને હાથ હલાવતા ધમાચકડી કરવા લાગ્યા... તેમ છતાં, ચેર્નોવની ભારે લોકપ્રિયતા કાયમ રહી.

જમીનના સવાલ વિશે અને લેનિનના ઠરાવ વિશે તુમુલ વાદવિવાદ દરમિયાન બે વાર બોલ્શેવિકો કૉંગ્રેસ છોડીને જતા રહેવા લગભગ તૈયાર થઈ ગયા, પરંતુ બન્ને વાર તેમના આગેવાનોએ તેમને સમજાવીને રોકી રાખ્યા... મને તો લાગ્યું કે કૉંગ્રેસ સખત મડાગાંઠમાં જકડાઈ ગઈ છે અને હવે કોઈ ઉપાય બાકી નથી.

પરંતુ અમને કોઈને ખબર નહોતી કે સ્મોલ્નીમાં ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ અને બોલ્શેવિકો વચ્ચે ગુપ્ત મંત્રણાઓ ક્યારની ચાલી રહી હતી. ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓએ શરૂઆતમાં માંગ ઉઠાવેલી કે સોવિયેતોની અંદરની તેમ જ બહારની તમામ સમાજવાદી પાર્ટીઓની સંયુકત સરકાર રચવામાં આવે, એ સરકાર લોક પરિષદને જવાબદાર હોય, અને લોક પરિષદમાં કામદારો તથા સિપાહીઓના સંગઠનના ડેલિગેટોની તેમ જ કિસાનોના સંગઠનના ડેલિગેટોની સંખ્યા એકસરખી હોવા ઉપરાંત તેમાં નગર દૂમાઓ તથા ઝેમ્સ્ત્વો સંસ્થાઓના પ્રતિનિધિઓને સામેલ કરવામાં આવે; લેનિન તથા ત્રોત્સ્કીને પ્રધાનમંડળમાંથી બકાત રાખવામાં આવે, અને લશ્કરી ક્રાંતિકારી સમિતિને તેમ જ દમનનાં બીજાં સંઘટનોને વિખેરી નાખવામાં આવે.

નવેંબરની ૨૮મી તારીખે બુધવારે આખી રાત ચાલેલા ભયંકર સંઘર્ષ પછી આખરે એકમતી થઈ ગઈ. ૧૦૮ સભ્યોની કેંદ્રીય કારોબારી સમિતિમાં કિસાનોની કૉંગ્રેસમાંથી યથાપ્રમાણ ચૂંટવામાં આવેલા ૧૦૮ સભ્યો, સેના તથા કાફલામાંથી સીધા ચૂંટવામાં આવેલા ૧૦૦ સભ્યો, અને ટ્રેડ યુનિયનોના ૫૦ પ્રતિનિધિઓ (સામાન્ય યુનિયનોના ૩૫, રેલવે કામદારોના ૧૦, અને તારટપાલ કર્મચારીઓના ૫) ઉમેરવાનું નક્કી કરવામાં આવ્યું. દૂમાઓ તથા ઝેમ્સ્ત્વોને પડતાં મૂકવામાં આવ્યાં. લેનિન અને ત્રોત્સ્કી સરકારમાં ચાલુ રહ્યા. લશ્કરી ક્રાંતિકારી સમિતિની કામગીરી ચાલુ રહી.

હવે કૉંગ્રેસનાં અધિવેશનો ફોન્તાન્કા માર્ગના ૬૭ નંબરના મકાનમાં આવેલા શાહી કાનૂન વિદ્યાલયમાં થઈ રહ્યાં હતાં. કિસાનોની સોવિયેતનું વડું મથક ત્યાં સ્થાપવામાં આવ્યું હતું. બુધવારે બપોર પછી બધા ડેલિગેટો વિશાળ સંમેલન ભવનમાં એકત્રિત થયા. પુરાણી કારોબારી સમિતિ કૉંગ્રેસ છોડીને જતી રહી હતી અને એ જ ઇમારતના બીજા એક ખંડમાં પોતાની અલગ પુચ્છ પરિષદ ભરી રહી હતી. તેમાં કૉંગ્રેસના ભાગેડુ ડેલિગેટો અને સેના સમિતિઓના પ્રતિનિધિઓ ભાગ લઈ રહ્યા હતા.

ચેર્નોવ બન્ને અધિવેશનોમાં આંટાફેરા કરતો રહેતો હતો અને કારવાઈનું બારીક ધ્યાન રાખી રહ્યો હતો. તે જાણતો હતો કે બોલ્શેવિકોની જોડે સમજણ કરી લેવાની વાટાઘાટો ચાલી રહી હતી પરંતુ તેને ખબર નહોતી કે સમજણ થઈ ચૂકી છે.

તેણે પુચ્છ પરિષદમાં બોલતાં કહ્યું: "હવે જ્યારે બધા લોકો સર્વ-સમાજવાદી સરકારની રચનાની તરફેણ કરી રહ્યા છે ત્યારે ઘણા માણસો પ્રથમ પ્રધાનમંડળને ભૂલી જાય છે—એ સરકાર મિશ્ર સરકાર નહોતી, અને તેમાં માત્ર એક જ સમાજવાદી સામેલ હતો—કેરેન્સ્કી. એ સરકાર પોતાના જમાનામાં ખૂબ જ લોકપ્રિય હતી. હવે લોકો કેરેન્સ્કીની ઉપર આક્ષેપો મૂકી રહ્યા છે. તેઓ ભૂલી જાય છે કે તેને કેવળ સોવિયેતોએ જ નહિ પરંતુ વ્યાપક લોકસમુદાયોએ પણ સત્તાસ્થાને બેસાડયો હતો...

કેરેન્સ્કીની તરફ જનતાનું વલણ પલટાઈ કેમ ગયું? જંગલી લોકો પહેલાં તો દેવતાઓની સ્થાપના કરીને પૂજાપ્રાર્થના કરવા લાગે છે, પરંતુ એકાદ પ્રાર્થના ફળે નહિ તો એ જ દેવતાઓને સજા કરે છે... અત્યારે એમ જ બની રહ્યું છે... ગઈકાલે કેરેન્સ્કી, આજે લેનિન અને ત્રોત્સ્કી, આવતીકાલે વળી બીજું કોઈ...



અમે કેરેન્સ્કીને તેમ જ બોલ્શેવિકોને સત્તાના ક્ષેત્રમાંથી નિવૃત્તિ લઈ લેવાની દરખાસ્ત કરી છે. કેરેન્સ્કી માની ગયો છે—તેણે પોતાના ગુપ્ત આવાસમાંથી આજે જ જાહેરાત કરી છે કે હું વડા પ્રધાનના પદેથી રાજીનામું આપું છું, પરંતુ બોલ્શેવિકો સત્તાને વળગી રહેવા માગે છે અને સત્તાનો ઉપયોગ કરતાં તેમને આવડતું નથી...

બોલ્શેવિકો સફળ થાય કે નિષ્ફળ જાય એથી રશિયાનું ભાવિ જરાય બદલાઈ જવાનું નથી. રશિયાનાં ગામો બરાબર જાણે છે કે તેમને શું જોઈએ છે, અને તેઓ અત્યારે ખુદ પોતાનાં જ પગલાં અમલી બનાવી રહ્યાં છે... અંતમાં તો ગામો જ આપણને બચાવી લેવાનાં છે..."

દરમિયાનમાં, કિસાનોની કૉંગ્રેસ અને સ્મોલ્ની વચ્ચે થઈ ગયેલી સમજણની જાહેરાત ઉસ્તીનોવે વિશાળ સંમેલન ભવનમાં કરી દીધી. ડેલિગેટોએ સમજણને ખુશીના જોરદાર ઉછાળાથી વધાવી લીધી. એકાએક ચેર્નોવ આવી પહોંચ્યો અને તેણે બોલવાની રજા માગી.

"મને જાણવા મળ્યું છે કે..." તેણે બોલવાનું શરૂ કર્યું, "કિસાનોની કૉંગ્રેસ અને સ્મોલ્ની વચ્ચે કશીક સમજણ થઈ રહી છે. એવી સમજણ ગેરકાનૂની ગણાશે કારણ કે કિસાનોની ખરી કૉંગ્રેસ તો હજી એક અઠવાડિયા પછી ભરાવાની છે...

એ ઉપરાંત, હું તમને આ વેળાએ ચેતવણી આપવા માગું છું કે બોલ્શેવિકો તમારી માગણીઓ કદી નહિ સ્વીકારે..."

ચોમેર ફૂટી પડતા ખડખડાટ હાસ્યથી તેના ભાષણમાં અંતરાય પડયો. તે પરિસ્થિતિ કળી ગયો એટલે મંચ પરથી ઊતરી જઈને ભવનમાંથી બહાર જતો રહ્યો, અને પોતાની લોકપ્રિયતા ભેગી લેતો ગયો.

નવેંબરની ૧૯મી તારીખે ગુરુવારે ત્રીજો પહોર વીતી ગયા પછી કૉંગ્રેસનું અસાધારણ અધિવેશન ભરાયું. વાતાવરણમાં જાણે ઉત્સવનો ઉમંગ હતો, દરેક મુખડું મલકી રહ્યું હતું... કૉંગ્રેસની બાકીની કામગીરી ઝટપટ પતાવી દેવામાં આવી. પછી જઈફ નાતાન્સોને, સમાજવાદી ક્રાંતિકારીઓની ઉદ્દામ પાંખના ધોળી દાઢીવાળા ગુરુએ, કામદારો તથા સિપાહીઓની સોવિયેતો જોડે કિસાનોની સોવિયેતોના "લગ્નબંધન"નો રિપોર્ટ વાંચી સંભળાવ્યો. તેનો અવાજ કંપી રહ્યો હતો અને તેની આંખોમાં આંસુ છલકાઈ રહ્યાં હતાં. જ્યારે જ્યારે "એકતા"

શબ્દ આવતો ત્યારે ત્યારે તાળીઓનો ઉન્માદી ગડગડાટ થવા લાગતો... અંતમાં ઉસ્તીનોવે સ્મોલ્નીના પ્રતિનિધિમંડળના આગમનની જાહેરાત કરી. તેના સંગાથમાં લાલ સેનાના પ્રતિનિધિઓ પણ આવ્યા હતા. તમામ ડેલિગેટોએ ઊભા થઈને તાળીઓથી સ્વાગત કર્યું. એક કામદાર, એક સિપાહી, અને એક ખલાસીએ વારાફરતી પ્રવચન કરીને કિસાનોના પ્રતિનિધિઓને અભિનંદન આપ્યાં.

ત્યાર બાદ અમેરિકી સમાજવાદી કામદાર પાર્ટીના ડેલિગેટ બોરીસ રેઈનસ્ટેઈને પ્રવચન કર્યું: "કિસાનોની કોંગ્રેસ અને કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો વચ્ચેની એક્તાનો દિન ક્રાંતિના મહાન દિનોમાંનો એક છે. તેના રણકારના ધ્વનિના પડઘા આખા જગતમાં—પેરિસમાં, લંડનમાં, અને મહાસાગર પાર ન્યુ યોર્કમાં—ગુંજી ઊઠશે. આ એકતાના સમાચાર સાંભળીને તમામ મહેનતકશોનાં દિલોમાં ખુશી છલકાવા લાગશે.

એક મહાન વિચાર વિજયી બની ગયો છે. પશ્ચિમને, અમેરિકાને, રશિયા પાસેથી, રશિયન સર્વહારા વર્ગ પાસેથી, કશાક પ્રચંડની અપેક્ષા હતી.... જગતનો સર્વહારા વર્ગ રશિયન ક્રાંતિનો રાહ નીરખી રહ્યો છે. રશિયન ક્રાંતિ જે સિદ્ધિઓ હાંસલ કરી રહી છે તેનો પંથ આતુરતાથી નીરખી રહ્યો છે..."

કેંદ્રીય કારોબારી સમિતિના અધ્યક્ષ સ્વેર્દલોવે તેમનું અભિવાદન કર્યું. પછી 'આંતરવિગ્રહનો અંત ઝિંદાબાદ! સંયુક્ત લોકશાહી ઝિંદાબાદ!'નાં સૂત્રો પોકારતા કિસાનો ઇમારતમાંથી બહાર નીકળવા લાગ્યા.

અંધારું થઈ ગયું હતું. હિમ ઉપર જામી ગયેલા બરફના પડમાં ચંદ્ર અને તારલિયાઓનો ઝાંખો પ્રકાશ ઝળકી રહ્યો હતો. નહેરને કિનારે પાવલોવ્સ્કી રેજિમેન્ટના સિપાહીઓ કૂચકદમની પૂરી ગોઠવણીમાં ખડા હતા. તેમની વાદ્યમંડળી 'માર્સેઈયેઝ' ગીતના સૂર રેલાવવા લાગી. સિપાહીઓના પૂરજોસ હર્ષનાદના વાતાવરણમાં કિસાનો કતારમાં ગોઠવાઈ ગયા અને તેમણે અખિલ રશિયન કિસાન સોવિયેતોની કારોબારી સમિતિનો મોટો લાલ ઝંડો આસમાનમાં લહેરાવ્યો. ઝંડામાં સોનેરી અક્ષરો વડે તાજું જ ગૂંથેલું સૂત્ર હતું—'ક્રાંતિકારી અને મહેનતકશ લોકસમુદાયોની એકતા ઝિંદાબાદ!' મુખ્ય ઝંડાની પાછળ બીજા ઝંડા હતા, જિલ્લા સોવિયેતોના ઝંડા, પુતીલોવ કારખાનાનો ઝંડો, જેમાં લખેલું હતું: "અમે તમામ પ્રજાઓની બિરાદરીનું સર્જન કરવા માટે આ ઝંડાને વંદન કરીએ છીએ!"



ક્યાંકથી મશાલો આવી ગઈ, રાતના અંધારામાં કેસરી જ્વાળાઓ. તેનાં હજાર હજાર પ્રતિબિંબો બરફના પડમાં પડી રહ્યાં હતાં. ફોન્તાન્કા માર્ગે નહેરને કિનારે કિનારે વિસ્મિત ચુપકી સાધીને ઊભેલાં ટોળાં વચ્ચેથી ગીત લલકારતી આગળ ધપતી મેદનીની ઉપર મશાલો ધૂમ્રપટ ફેલાવી રહી હતી.

"ક્રાંતિકારી સેના ઝિંદાબાદ! લાલ સંત્રી દળ ઝિંદાબાદ! કિસાનો ઝિંદાબાદ!"

વિશાળ સરઘસ શહેરમાં ઘૂમતું રહ્યું, વધારે ને વધારે મોટું બનતું ગયું, સોનેરી અક્ષરો ગૂંથેલા નવા નવા ઝંડા નિરંતર લહેરાવતું રહ્યું. આખી જિંદગીની સખત મહેનતથી બેવડ વળી ગયેલા બે ઘરડા કિસાનો હાથમાં હાથ મિલાવીને ચાલી રહ્યા હતા. તેમના ચહેરાઓ પર બાળકોના જેવો હરખ ઝળકી રહ્યો હતો.

"ઠીક છે," એક બોલ્યો, "આપણી જમીન છીનવી લેવાની કોશિશ કરે તો ખબર પડે, હવે ભલે કોશિશ કરી જુએ!"

સ્મોલ્ની નજીક રસ્તાની બન્ને કોરે કતારબંધ ગોઠવાઈ ગયેલા લાલ સંત્રીઓ ખુશીથી જાણે ઘેલા બની ગયેલા હતા. બીજા ઘરડા કિસાને સંગાથીને કહ્યું: "મને જરાય થાક નથી લાગ્યો, મેં તો આખો રસ્તો જાણે પવન ઉપર સવાર થઈને પાર કરી નાખ્યો છે!"

સ્મોલ્નીનાં પગથિયાં પર કામદારો અને સિપાહીઓના લગભગ એકસો જેટલા પ્રતિનિધિઓ ઝંડો લઈને ઊભા હતા. મશાલોની વચ્ચે ફેલાતા પ્રકાશના ઝળહળાટમાં તેમનો ઝંડો ઘેરા રંગનો લાગતો હતો. તેઓ સાગરનાં મોજાંની જેમ નીચે ધસી આવ્યા અને કિસાનોને ભેટી પડીને બચીઓ ભરવા લાગ્યા. સરઘસ મોટા દરવાજાને પાર કરીને દાદરો ચડવા લાગ્યું. જાણે ગાજવીજ થઈ રહી હોય એવો ભયંકર શોર મચી ગયો.

વિશાળ ધવલ સંમેલન ભવનમાં કેંદ્રીય કારોબારી સમિતિ વાટ જોઈ રહી હતી. એ ઉપરાંત, આખી પેત્રોગ્રાદ સોવિયેત અને હજાર જેટલા દર્શકો મોજૂદ હતા. ઈતિહાસની મહાન જાગ્રત પળોએ છવાઈ જતી હોય છે એવી ગંભીરતાનું વાતાવરણ હતું.

ઝિનોવિયેવે કિસાનોની કોંગ્રેસ જોડે થયેલી સમજણની જાહેરાત કરી. કંપનભરી ગર્જના ફેલાતી ફેલાતી જાણે ભયંકર તોફાનમાં પલટાઈ ગઈ. તેની સાથે સાથે જ, પરસાળમાંથી સંગીતના સૂર રેલાવા લાગ્યા. સરઘસનો મોખરાનો ભાગ સંમેલન ભવનમાં દાખલ થયો. મંચ પર અધ્યક્ષમંડળના સભ્યો ઊભા

થઈ ગયા અને તેમણે કિસાનોના અધ્યક્ષમંડળ માટે જગ્યા કરી આપી. બેઉ અધ્યક્ષમંડળોના સભ્યો પરસ્પર ભેટી પડ્યા. તેમની પાછળ ઝારનું ચિત્ર જેમાંથી કાઢી નાખવામાં આવ્યું હતું એ ખાલી ફ્રેમની ઉપર બેઉ ઝંડા જાણે દીવાલને ટેકે પરસ્પર ભેટતા હોય એમ એકબીજામાં અટવાઈ ગયા...

પછી "વિજયનું અધિવેશન" શરૂ થયું. સ્વેર્દલોવે સ્વાગતનું ટૂંકું પ્રવચન કર્યું. ત્યાર બાદ મારીયા સ્પિરિદોનોવા બોલવા ઊભી થઈ—પાતળી દેહલતા, ચંપકવર્ણો ચહેરો, ચશ્માં નાકની દાંડી પર નીચે સરકી ગયેલાં, કેશકલાપ ગરદન પર સીધો ફેલાઈ ગયેલો, ન્યુ ઈંગ્લૅન્ડની શાળા શિક્ષિકા જેવી અદા, આખા રશિયામાં સૌથી વધારે ચાહના પામેલી અને સૌથી પ્રબળ મહિલા.

"...ઇતિહાસે કદી ન જાણેલી નવી ક્ષિતિજો રશિયાના કામદારો સમક્ષ ઊઘડી રહી છે... ભૂતકાળમાં તમામ કામદાર આંદોલનો પરાજિત થઈ ગયાં હતાં... પરંતુ વર્તમાન આંદોલન આંતરરાષ્ટ્રીય છે અને એટલે જ તે અજેય છે. ક્રાંતિની જ્વાળાને બુઝાવી દે એવી તાકાત આખા જગતમાં ક્યાંય નથી! પુરાણી દુનિયા ધરાશાયી થઈ રહી છે, નવી દુનિયાનો આરંભ થઈ રહ્યો છે..."

ત્યાર પછી ત્રોત્સ્કી, આગ વરસાવતો: "કિસાન સાથીઓ, હું તમારું સ્વાગત કરું છું! તમે અહીંયાં મહેમાનો તરીકે નહિ પરંતુ માલિકો તરીકે આવો છો. રશિયન ક્રાંતિનું હાર્દ અહીંયાં છે. લાખો કામદારોનો નિર્ધાર આ ભવનમાં કેંદ્રિત છે... હવે રશિયન ભૂમિનો એક જ માલિક છે—કામદારો, સિપાહીઓ, અને કિસાનોનો એકતાબદ્ધ સમુદાય..."

તેણે વેધક વ્યંગભરી વાણીમાં મિત્રરાજ્યોના મુત્સદ્દીઓની વાત કરી. એ લોકોએ રશિયાની જંગમોકૂફીની દરખાસ્ત તરફ ઘૃણાભર્યું વલણ લીધું હતું, પરંતુ હવે એ દરખાસ્તને કેંદ્રીય સત્તાઓએ સ્વીકારી લીધી હતી.

"આ જંગમાંથી નવી માનવતાનો ઉદય થશે... આ ભવનમાં અમે તમામ દેશોના કામદારો સમક્ષ પ્રતિજ્ઞા લઈએ છીએ કે અમે અમારા ક્રાંતિકારી સ્થાને મક્કમપણે ખડા રહીશું. અમે ઢળી પડીએ તો અમારા ઝંડાની રખેવાળી કરતા કરતા જ ઢળી પડીશું..."

ત્રોત્સ્કીના પ્રવચન પછી ક્રિલેન્કોએ મોરચાની પરિસ્થિતિની છણાવટ કરી. ત્યાં દુખોનિન લોક કમિસાર પરિષદના સામનો કરવાની તૈયારીઓમાં મશગૂલ હતો. "દુખોનિન અને તેના સંગાથીઓ બરાબર સમજી લે કે સુલેહના માર્ગમાં અવરોધો ઊભા કરનારાઓની જોડે અમે નરમાશથી વર્તન નહિ જ કરીએ!"



દિબેન્કોએ મેદનીને કાફલા વતી સલામી આપી. 'વિક્ઝેલ'ના સભ્ય કુશીન્સ્કીએ કહ્યું: "જ્યારે તમામ ખરા સમાજવાદીઓની એકતા સિદ્ધ થઈ છે એવી આ ઘડીએ રેલવે કામદારોની આખી સેના ક્રાંતિકારી લોકશાહીની સેવામાં એકદમ તત્પર ખડી છે!"

લુનાચાર્સ્કી ગળગળો થઈને લગભગ રડતો રડતો બોલ્યો. ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ વતી પ્રોશ્યાને પ્રવચન કર્યું. અને છેલ્લે, માર્તોવ તથા ગોર્કીનાં જૂથોના સભ્યોને સમાવી લેતા સંયુક્ત સામાજિક લોકશાહીવાદી આંતરરાષ્ટ્રવાદીઓ વતી સાહારાશવીલીએ જાહેર કર્યું:

"અમે બોલ્શેવિકોની સમાધાન ન કરવાની કટ્ટર નીતિને કારણે કેંદ્રીય કારોબારી સમિતિમાંથી બહાર નીકળી ગયા હતા. અમારો ઇરાદો સમગ્ર ક્રાંતિકારી લોકશાહીની એકતા સાધવા માટે છૂટછાટ મૂકવાની તેમને ફરજ પાડવાનો હતો. હવે એવી એકતા સાધી લેવામાં આવી છે એટલે અમે ફરી કેંદ્રીય કારોબારી સમિતિમાં અમારાં સ્થાનો લેવાની બાબતને અમારી પુનિત ફરજ ગણીએ છીએ.. અમે હાકલ કરીએ છીએ કે કેંદ્રીય કારોબારી સમિતિમાંથી જતા રહેલા સૌ એકદમ પાછા આવી જાય."

કિસાનોની કૉંગ્રેસના અધ્યક્ષમંડળના સભ્ય ગૌરવમય જઈફ કિસાન સ્તાશ્કોવે ભવનને ચારેય ખૂણે નમીને કહ્યું: "હું નૂતન રશિયન જીવન અને સ્વતંત્રતાની દિક્ષાના પ્રસંગે તમારું સૌનું અભિવાદન કરું છું!"

પોલૅન્ડના સામાજિક લોકશાહીવાદી આંદોલન વતી બ્રોન્સ્કી, કારખાના વિભાગ સમિતિઓ વતી સ્ક્રીપનિક, સાલોનિકા ખાતેના રૂસી સિપાહીઓ વતી ત્રીફોનોવ, અને અંતહીન અન્ય વકતાઓએ સફળ થયેલી આશાઓની ખુશીથી છલકાતાં સુખદ છટાદાર પ્રવચનો કર્યાં...

નીચેનો ઠરાવ રજૂ કરવામાં આવ્યો અને સર્વાનુમતે અપનાવી લેવામાં આવ્યો ત્યારે મોડી રાત થઈ ગઈ હતી:

"અસાધારણ અધિવેશનમાં પેત્રોગ્રાદ સોવિયેત અને કિસાનોની કૉંગ્રેસ જોડે એકતાબદ્ધ થઈ ગયેલી કેંદ્રીય કારોબારી સમિતિ, કામદારોના અને સિપાહીઓના પ્રતિનિધિઓની બીજી કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલી જમીન સંબંધી તથા શાંતિ સંબંધી ડિક્રીઓને, તેમ જ કેંદ્રીય કારોબારી સમિતિએ અપનાવેલી કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી ડિક્રીને, પુષ્ટિ આપે છે.

કેંદ્રીય કારોબારી સમિતિ અને કિસાનોની કૉંગ્રેસનું સંયુક્ત અધિવેશન દૃઢ પ્રતીતિ વ્યક્ત કરે છે કે કામદારો, સિપાહીઓ, અને કિસાનોની એકતા, તમામ કામદારો અને તમામ શોષિતોની આ બંધુભાવી એકતા, તેમણે જીતી લીધેલી સત્તાને મજબૂત બનાવશે, બીજા દેશોમાં સત્તા કામદાર વર્ગના હાથમાં આવી જવાની પ્રક્રિયાને પ્રવેગ આપવાનાં તમામ કદમો ઉઠાવશે, અને એ રીતે ઈનસાફી સુલેહની કાયમી સિદ્ધિ તથા સમાજવાદનો વિજય સુનિશ્ચિત બનાવશે."

## પરિશિષ્ટો

### જ્હોન રીડ દ્વારા સંકલિત*

*જ્હોન રીડ દ્વારા સંકલિત તથા અનૂદિત પરિશિષ્ટો આ પુસ્તકની ખૂબ જ મહત્ત્વની પુરવણી સમાં છે. આ પરિશિષ્ટોને મૂળ રશિયન વાચના જોડે સરખાવી લેવામાં આવ્યાં છે, અને જ્યાં જ્યાં ગલત અનુવાદો સાફ નજરે પડયા છે ત્યાં ત્યાં ભૂલો સુધારી લેવામાં આવી છે.—સં.

## પ્રકરણ ૧

### ૧

**ઓબોરોન્ત્સી** — "રક્ષકો." બધાં "નરમપંથી" સમાજવાદી જૂથોએ આ નામ કાં તો પોતે અપનાવી લીધું હતું અથવા તેમને આપવામાં આવ્યું હતું કારણ કે તેઓ યુદ્ધને રાષ્ટ્રીય રક્ષણનું યુદ્ધ ગણાવીને મિત્રરાજ્યોની આગેવાની હેઠળ ચાલુ રાખવા સહમત થઈ ગયાં હતાં. બોલ્શેવિકો, ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ, મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ (માર્તોવનું જૂથ), અને સામાજિક લોકશાહીવાદી આંતરરાષ્ટ્રવાદીઓ (ગોર્કીનું જૂથ) મિત્રરાજ્યોને લોકશાહીવાદી યુદ્ધ-લક્ષ્યો જાહેર કરવાની તથા એવી શરતોએ જર્મનીને સુલેહની દરખાસ્ત કરવાની ફરજ પાડવાની હિમાયત કરતા હતા.

### ૨

### ક્રાંતિ પહેલાં અને ક્રાંતિ દરમિયાન રોજી તથા જીવનખર્ચ

મોસ્કો વેપારી મંડળ અને શ્રમ મંત્રાલયના મોસ્કો વિભાગની સંયુક્ત સમિતિએ ૧૯૧૭ના ઑક્ટોબરમાં રોજી અને ખર્ચ સંબંધી નીચેના કોઠા સંકલિત કર્યા હતા, અને તેને ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૬મી તારીખે 'નોવાયા ઝીઝ્ન'માં પ્રગટ કરવામાં આવ્યા હતા:

રોજી — એક દિવસનું મહેનતાણું (રૂબલ અને કોપેકમાં)

| કામધંધો | જુલાઈ ૧૯૧૪ | જુલાઈ ૧૯૧૬ | ઑગસ્ટ ૧૯૧૭ |
|---|---|---|---|
| સુથાર, ફર્નિચર બનાવનાર . . . | ૧.૬૦ — ૨.૦૦ | ૪.૦૦ — ૬.૦૦ | ૮.૫૦ |
| મજૂર . . . . . . . . . . | ૧.૩૦ — ૧.૫૦ | ૩.૦૦ — ૩.૫૦ | — |
| કડિયો, ચૂનો મારનાર . . . . | ૧.૭૦ — ૨.૩૫ | ૪.૦૦ — ૬.૦૦ | ૮.૦૦ |
| રંગરોગાન કારીગર, ગાદીતકિયા ભરનાર . . . . . . . . . . | ૧.૮૦ — ૨.૨૦ | ૩.૦૦ — ૫.૫૦ | ૮.૦૦ |
| લુહાર . . . . . . . . . . | ૧.૦૦ — ૨.૨૫ | ૪.૦૦ — ૫.૦૦ | ૮.૫૦ |
| ધુમાડિયાં સાફ કરનાર . . . . . | ૧.૫૦ — ૨.૦૦ | ૪.૦૦ — ૫.૫૦ | ૭.૫૦ |
| તાળાગર . . . . . . . . . | ૦.૯૦ — ૨.૦૦ | ૩.૫૦ — ૬.૦૦ | ૯.૦૦ |
| મદદનીશ મજૂર | ૧.૦૦ — ૧.૫૦ | ૨.૫૦ — ૪.૫૦ | ૮.૦૦ |

૧૯૧૭ના માર્ચની ક્રાંતિ પછી તરત જ રોજીમાં જબ્બર વધારાઓની સંખ્યાબંધ કહાણીઓ છતાં, શ્રમ મંત્રાલય તરફથી પ્રગટ કરવામાં આવેલા ઉપરોક્ત આંકડાઓ, સમગ્ર રશિયાની પરિસ્થિતિના લાક્ષણિક આંકડાઓ તરીકે, બતાવે છે કે રોજીમાં વધારો ક્રાંતિ પછી તરત નહોતો થયો, પરંતુ ધીરે ધીરે થતો રહ્યો હતો. રોજીમાં સરેરાશ વધારો ૫૦૦ ટકાથી જરાક વધારે હતો...

પરંતુ તેની સાથે સાથે રૂબલના મૂલ્યમાં ઘટાડો થઈ ગયો અને તેની ખરીદશકિત અગાઉની સરખામણીએ ત્રીજા ભાગ કરતાંયે ઓછી થઈ ગઈ, અને જીવનમાં જરૂરી ચીજોની કિંમતો બેહદ વધી ગઈ.

નીચેનો કોઠો મોસ્કોની મ્યુનિસિપલ દૂમા તરફથી સંકલિત કરવામાં આવ્યો હતો. એક વાત લક્ષમાં રાખવી ઘટે કે મોસ્કોમાં ખોરાક પેત્રોગ્રાદની સરખામણીએ સસ્તો હતો અને વધારે સહેલાઈથી મળી શકતો હતો:

**ખોરાકનું ખર્ચ (રૂબલ અને કોપેકમાં)**

| | ઑગસ્ટ ૧૯૧૪ | ઑગસ્ટ ૧૯૧૭ | વધારો ટકાવારીમાં |
|---|---|---|---|
| કાળી રોટી (એક રતલ) | ૦.૦૨$\frac{૧}{૨}$ | ૦.૧૨ | ૩૩૦ |
| ધોળી રોટી » » | ૦.૦૫ | ૦.૨૦ | ૩૦૦ |
| ગાયનું માંસ » » | ૦.૨૨ | ૧.૧૦ | ૪૦૦ |
| વાછડાનું માંસ » » | ૦.૨૬ | ૨.૧૫ | ૭૨૭ |
| ડુક્કરનું માંસ » » | ૦.૨૩ | ૨.૦૦ | ૭૭૦ |
| હેરિંગ મચ્છી » » | ૦.૦૬ | ૦.૫૨ | ૭૬૭ |
| પનીર » » | ૦.૪૦ | ૩.૫૦ | ૭૫૪ |
| માખણ » » | ૦.૪૮ | ૩.૨૦ | ૫૫૭ |
| ઈંડાં (એક ડઝન) | ૦.૩૦ | ૧.૬૦ | ૪૪૩ |
| દૂધ (અરધો લીટર) | ૦.૦૭ | ૦.૪૦ | ૪૭૧ |

ખોરાકની કિંમતમાં સરેરાશ વધારો ૫૫૬ ટકાનો હતો, અથવા રોજીના સરેરાશ વધારાથી ૫૧ ટકા અધિક હતો.



બીજી જરૂરી વસ્તુઓની કિંમતો બેહદ વધી ગઈ હતી.

નીચેનો કોઠો કામદારોના પ્રતિનિધિઓની મોસ્કો સોવિયેતના આર્થિક વિભાગ તરફથી સંકલિત કરવામાં આવ્યો હતો, અને કામચલાઉ સરકારના પુરવઠા મંત્રાલય તરફથી તેને ખરી માહિતી આપતા કોઠા તરીકે સ્વીકારવામાં આવ્યો હતો:

**બીજી જરૂરી વસ્તુઓની કિંમતો**

(રૂબલ અને કોપેકમાં)

| | ઑગસ્ટ ૧૯૧૪ | ઑગસ્ટ ૧૯૧૭ | વધારો ટકાવારીમાં |
|---|---|---|---|
| સફેદ સુતરાઉ કાપડ (એક અર્શીન*) | ૦.૧૧ | ૧.૪૦ | ૧૧૭૩ |
| બીજું સુતરાઉ કાપડ » » | ૦.૧૫ | ૨.૦૦ | ૧૨૩૩ |
| સ્ત્રીઓનાં વસ્ત્રોનું કાપડ » » | ૨.૦૦ | ૪૦.૦૦ | ૧૯૩૩ |
| ગરમ કાપડ » » | ૬.૦૦ | ૮૦.૦૦ | ૧૨૩૩ |
| પુરુષોનાં ગરખાં (એક જોડી) | ૧૨.૦૦ | ૧૪૪.૦૦ | ૧૦૯૭ |
| સોલનું ચામડું (એક અર્શીન) | ૨૦.૦૦ | ૪૦૦.૦૦ | ૧૯૦૦ |
| રબરના બૂટ (એક જોડી) | ૨.૫૦ | ૧૫.૦૦ | ૫૦૦ |
| પુરુષોનાં કપડાં (એક સૂટ) | ૪૦.૦૦ | ૪૦૦-૪૫૫.૦૦ | ૯૦૦-૧૧૦૯ |
| ચા (એક રતલ) | ૪.૫૦ | ૧૮.૦૦ | ૩૦૦ |
| દીવાસળી (એક ખોખું) | ૦.૧૦ | ૦.૫૦ | ૪૦૦ |
| સાબુ (એક પૂદ) | ૪.૫૦ | ૪૦.૦૦ | ૭૮૦ |
| પેટ્રોલ (૧૦ લીટર) | ૧.૭૦ | ૧૧.૦૦ | ૫૪૭ |
| મીણબત્તી (એક પૂદ) | ૮.૫૦ | ૧૦૦.૦૦ | ૧૦૭૬ |
| ખાટીમીઠી (એક રતલ) | ૦.૩૦ | ૪.૫૦ | ૧૪૦૦ |
| બળતણનાં લાકડાં | ૧૦.૦૦ | ૧૨૦.૦૦ | ૧૧૦૦ |
| લાકડાના કોલસા | ૦.૮૦ | ૧૩.૦૦ | ૧૫૨૫ |
| ધાતુની વસ્તુઓ | ૧.૦૦ | ૨૦.૦૦ | ૧૯૦૦ |

*એક અર્શીન—૭૧.૧૨ સેન્ટીમીટર, એક પૂદ—૧૬.૩૮ કિલોગ્રામ.—સં.

ઉપરોક્ત જરૂરી વસ્તુઓની કિંમતમાં સરેરાશ વધારો ૧૧૦૯ ટકાનો હતો, અથવા રોજીમાં થયેલા વધારાથી બમણો હતો. તફાવત બેશક સટ્ટાખોરો અને વેપારીઓનાં ખીસાંમાં જતો.

૧૯૧૭ના સપ્ટેંબરમાં હું પેત્રોગ્રાદ પહોંચ્યો ત્યારે કાબેલ ઔદ્યોગિક કામદારનું — સમજો કે પુતીલોવ કારખાનામાં પોલાદ કામદારનું — રોજનું મહેનતાણું આઠ રૂબલ હતું. તેની સાથે સાથે, નફાઓનું પ્રમાણ પણ જબ્બર હતું... પેત્રોગ્રાદ વિસ્તારમાં શહેર નજીક આવેલી થોર્ન્ટન વૂલન મિલ્સ નામની અંગ્રેજ પેઢીના માલિકોમાંથી એક માણસે મને જણાવ્યું કે તેમની મિલમાં રોજી લગભગ ૩૦૦ ટકા વધી હતી પરંતુ નફા ૯૦૦ ટકા વધી ગયા હતા.

## ૩

### સમાજવાદી પ્રધાનો

જુલાઈની કામચલાઉ સરકારમાં સામેલ થયેલા સમાજવાદીઓએ પોતાના કાર્યક્રમને અમલમાં મૂકવા માટે મૂડીવાદી પ્રધાનો સાથે એકસંપી સાધીને કરેલા પ્રયાસોનો ઇતિહાસ રાજકારણમાં વર્ગસંઘર્ષનું બોધપ્રદ ઉદાહરણ પૂરું પાડે છે. એ પરિઘટનાની છણાવટ કરતાં લેનિને કહ્યું છે:

"મૂડીદારોએ... સરકારની હાલત કફોડી જોઈને એવી રીત અજમાવી કે જેનો ઉપયોગ મૂડીદારો કામદાર વર્ગને ગૂંચવાડામાં નાખી દેવા, ફાટફૂટનો ભોગ બનાવી દેવા, અને આખરે કાબૂમાં જકડી લેવા માટે છેક ૧૮૪૮થી દાયકાઓ દરમિયાન કરતા રહ્યા છે. એ રીત મૂડીવાદીઓ તથા સમાજવાદી છાવણીના ભાગેડુઓની કહેવાતી 'મિશ્ર સરકાર' રચી લેવાની છે.

જ્યાં કામદારોના ક્રાંતિકારી આંદોલનની જોડાજોડ રાજકીય આઝાદી અને લોકશાહી અસ્તિત્વમાં રહી છે એવા દેશોમાં — દાખલા તરીકે ઇંગ્લૅંડ અને ફ્રાંસમાં — મૂડીદારો એવી હિકમત કરે છે, અને બહુ સફળતાથી કરે છે. 'સમાજવાદી' આગેવાનો સરકારમાં સામેલ થાય કે તરત જ ખાલી નામ પૂરતા મોવડીઓ, ઢીંગલાઓ, મૂડીદારો માટે નરી ઓથ, અને કામદારોને છેતરવાના સાધન તરીકે અચૂક સાબિત થઈ જાય છે. રશિયામાં 'લોકશાહીવાદી' અને



'પ્રજાસત્તાકીય' મૂડીદારોએ એ જ હિકમત ચાલુ કરી દીધી. સમાજવાદી ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો એ ચાલાકીના ભોગ બની ગયા, અને મે માસની છઠ્ઠી તારીખે ચેર્નોવ, ત્સેરેતેલી, સ્કોબેલેવ, આવ્ક્સેન્ત્યેવ, સાવિન્કોવ, ઝારૂદની, તથા નિકીતિન*ની સામેલગીરીવાળી 'મિશ્ર સરકાર' વાસ્તવિક હકીકત બની ગઈ..." — ક્રાંતિની સમસ્યાઓ.

## ૪

### મોસ્કોમાં સપ્ટેંબરની મ્યુનિસિપલ ચૂંટણીઓ

ચૂંટણીઓનાં પરિણામોનો નીચેનો તુલના દર્શક કોઠો ૧૯૧૭ના ઑક્ટોબરના પહેલા અઠવાડિયામાં 'નોવાયા ઝીઝ્ન'માં પ્રગટ થયો હતો, અને સાથે સાથે નિર્દેશ કરવામાં આવ્યો હતો કે મિલકતદાર વર્ગો જોડે એકસંપીની નીતિની નાદારી પરિણામોમાંથી સૂચિત થાય છે. "આંતરવિગ્રહથી હજુ પણ બચી શકાય એમ હોય તો તેનો એકમાત્ર ઉપાય સમગ્ર ક્રાંતિકારી લોકશાહીના સંયુક્ત મોરચાનો છે..."

**મોસ્કોની કેંદ્રીય અને વૉર્ડ દૂમાઓની ચૂંટણીઓ**

| | જૂન, ૧૯૧૭ | સપ્ટેંબર, ૧૯૧૭ |
|---|---|---|
| સમાજવાદી ક્રાંતિકારીઓ | ૫૮ સભ્યો | ૧૪ સભ્યો |
| કેડેટો . . . . . . . . . . . | ૧૭ » » | ૩૦ સભ્યો » » |
| મેન્શેવિકો . . . . . . . . . | ૧૨ » » | ૪ સભ્યો » » |
| બોલ્શેવિકો . . . . . . . . | ૧૧ » » | ૪૭ સભ્યો » » |

*મૂળ રશિયન વાચનામાં માત્ર ચેર્નોવ અને ત્સેરેતેલીનો ઉલ્લેખ છે. — સં.

24—1290

૧૧

## પ્રત્યાઘાતીઓનો વધતો જતો ઘમંડ

૧૮મી સપ્ટેંબર. કેડેટ શુલગીને કીયેવના એક અખબારમાં લખતાં જણાવ્યું કે કામચલાઉ સરકારે રશિયા પ્રજાસત્તાક હોવાની જાહેરાત કરીને પોતાની સત્તાઓનો ઘોર દુરુપયોગ કર્યો છે. "અમે પ્રજાસત્તાકને પણ ન સ્વીકારી શકીએ અને વર્તમાન પ્રજાસત્તાકીય સરકારને પણ ન સ્વીકારી શકીએ... અને અમને ખાતરી નથી કે અમને રશિયામાં પ્રજાસત્તાક જોઈએ છે..."

૨૩મી ઑક્ટોબર. રિયાઝાન ખાતે કેડેટ પાર્ટીની એક મિટિંગમાં દુખોનિને જાહેર કર્યું: "આપણે માર્ચની પહેલી તારીખ સુધીમાં બંધારણીય રાજશાહીની સ્થાપના કરી દેવાની છે. આપણે રાજગાદીના ન્યાયસંગત વારસદાર મિખાઈલ અલેક્ષાંદ્રોવિચને નામંજૂર ન જ કરવો જોઈએ..."

૨૭મી ઑક્ટોબર. મોસ્કો ખાતે વેપારીઓના સંમેલનમાં અપનાવવામાં આવેલો ઠરાવ:

"સંમેલન... મક્કમ માગણી કરે છે કે કામચલાઉ સરકાર સેનાના સંબંધમાં નીચે મુજબનાં તાત્કાલિક પગલાં ઉઠાવે*:

૧. કોઈ પણ જાતના રાજકીય પ્રચારની સખત મનાઈ; સેનાને રાજકારણથી અળગી રાખવી જ જોઈએ.

૨. રાષ્ટ્ર-વિરોધી અને આંતરરાષ્ટ્રીય વિચારો તથા સિધાંતોનો પ્રચાર સેનાઓની આવશ્યકતાને નકારે છે અને શિસ્ત ઢીલી પાડી નાખે છે, એટલે એવા પ્રચારની મનાઈ કરી દેવામાં આવે અને તમામ પ્રચારકોને સજા કરવામાં આવે.

૩. સેના સમિતિઓની કામગીરી માત્ર આર્થિક સવાલો પૂરતી મર્યાદિત રાખવામાં આવે. તેઓના સઘળા નિર્ણયો માટે ઉપલા અફસરોની બહાલી આવશ્યક બનાવવામાં આવે, અને ઉપલા અફસરોને ગમે તે વખતે સમિતિઓનું વિસર્જન કરી નાખવાનો અધિકાર આપવામાં આવે.

*ઠરાવના જોન રીતે આપેલા મુદ્દા વધારે પડતા ટૂંકાવી નાખેલા છે અને ભાષાંતર પણ બરાબર નથી. એ ઉપરાંત, ઠરાવ વેપારીઓના સંમેલનમાં નહિ પરંતુ જાહેર કાર્યકરોના સંમેલનમાં અપનાવવામાં આવ્યો હતો.—સં.



૪. સલામનો નિયમ ફરી લાગુ કરી દેવામાં આવે અને ફરજિયાત બનાવી દેવામાં આવે. અફસરોના શિસ્ત સંબંધી અખત્યારો ફરી પૂરેપૂરા અમલી બનાવવામાં આવે, અને તેમને સજાની ફેરતપાસનો હક આપવામાં આવે.

૫. સિપાહી સમુદાયોના આંદોલનમાં ભાગ લેવાથી અફસરો હુકમોનું ઉલ્લંઘન કરતાં શીખે છે, એટલે જે કોઈ અફસરો તેમાં સામેલ થઈને અફસરોના સંઘટન ઉપર કલંક લગાવે તેમને સંઘટનમાંથી હાંકી કાઢવામાં આવે. એવી કારવાઈ માટે ગૌરવ અદાલતો ફરી સ્થાપવામાં આવે.

૬. સમિતિઓ અને બીજાં ગેરજવાબદાર સંગઠનોના પ્રભાવને લીધે ગેરઈનસાફી રીતે બરતરફ કરી દેવામાં આવેલા જનરલો તથા અફસરોને સેનામાં ફરી સામેલ કરી દેવાનું શક્ય બનાવવા માટે તમામ જરૂરી કદમો કામચલાઉ સરકાર ઉઠાવે."

## પ્રકરણ ૨

### ૧

'કોર્નીલોવથી બ્રેસ્ત-લિતોવ્સ્ક સુધી' નામે મારા આગામી પુસ્તકમાં કોર્નીલોવ બંડની વિગતવાર છણાવટ કરવામાં આવી છે. કોર્નીલોવનો પ્રયાસ શક્ય બનાવે એવા સંજોગો ઊભા કરવામાં કેરેન્સ્કીની જવાબદારી તો હવે ખૂબ સ્પષ્ટ રૂપે સાબિત થઈ ચૂકી છે. કેરેન્સ્કીનો બચાવ કરનારા ઘણા માણસો દલીલ કરે છે કે તેને કોર્નીલોવની યોજનાઓની ખબર હતી એટલે તેણે ચાલાકી કરીને કોર્નીલોવને કવેળાએ કદમ ઉઠાવવા મજબૂર બનાવી દીધો અને પછી કચડી નાખ્યો. મિસ્ટર એ.જે.સૅકે પણ 'રશિયન લોકશાહીનો ઉદય' નામે પોતાના પુસ્તકમાં લખ્યું છે:

"કેટલીય બાબતો... લગભગ ચોક્કસ છે. પહેલી તો એ કે મોરચેથી કેટલીય ટુકડીઓની પેત્રોગ્રાદ તરફ કૂચ વિશે કેરેન્સ્કીને ખબર હતી, અને શક્ય છે કે વડા પ્રધાન તથા યુદ્ધ પ્રધાન તરીકે તેણે વધતા જતા બોલ્શેવિક જોખમને પારખી લઈને એ ટુકડીઓને તેડાવી હોય..."

આ દલીલમાં ખામી એટલી જ છે કે એ વખતે "બોલ્શેવિક જોખમ" જેવું કશું હતું જ નહિ, બોલ્શેવિકો તો સોવિયેતોની અંદર શકિતહીન લઘુસંખ્યાની હાલતમાં હતા, અને તેમના આગેવાનો કાં તો કારાવાસમાં અથવા ભોમભીતર હતા.

૨

## લોકશાહીવાદી સંમેલન

કેરેન્સ્કી સમક્ષ લોકશાહીવાદી સંમેલનની દરખાસ્ત પહેલી વાર મૂકવામાં આવી ત્યારે તેણે બૅંકરો, કારખાનદારો, જમીનદારો, અને કેડેટ પાર્ટીઓના પ્રતિનિધિઓ સમેત રાષ્ટ્રનાં સઘળાં તત્ત્વોનું — તેના શબ્દોમાં "જીવંત પરિબળો"નું — સંમેલન ભરવાનું સૂચન કર્યું. સોવિયેતે ઇનકાર કર્યો અને નીચે મુજબની પ્રતિનિધિત્વ સૂચિ ઘડી કાઢી. કેરેન્સ્કીએ સૂચિ સ્વીકારી લીધી:

| | | |
|---|---|---|
| ૧૦૦ | ડેલિગેટો | કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની અખિલ રશિયન સોવિયેતો |
| ૧૦૦ | » | કિસાનોના પ્રતિનિધિઓની અખિલ રશિયન સોવિયેતો |
| ૫૦ | » | કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પ્રાંતીય સોવિયેતો |
| ૫૦ | » | કિસાનોની જિલ્લા જમીન સમિતિઓ |
| ૧૦૦ | » | ટ્રેડ યુનિયનો |
| ૮૪ | » | મોરચાની સેના સમિતિઓ |
| ૧૫૦ | » | કામદારો અને કિસાનોનાં સહકારી મંડળો |
| ૨૦ | » | રેલવે કામદાર યુનિયન |
| ૧૦ | » | તારટપાલ કર્મચારી યુનિયન |
| ૨૦ | » | વેપારી પેઢીઓના કારકુનો |
| ૧૫ | » | ડૉક્ટરો, વકીલો, પત્રકારો, વગેરે વ્યવસાયો |
| ૫૦ | » | પ્રાંતીય ઝેમ્સ્ત્વો સંસ્થાઓ |
| ૫૦ | » | પ્રજાઓનાં સંગઠનો — પોલીશ, ઉક્રાઈની, વગેરે |

આ પ્રમાણોમાં બે કે ત્રણ વાર ફેરફાર કરવામાં આવ્યા હતા. ડેલિગેટોની આખરી સૂચિ નીચે મુજબ હતી:

| | | |
|---|---|---|
| ૩૦૦ | ડેલિગેટો | કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની અખિલ રશિયન સોવિયેતો |
| ૩૦૦ | " | સહકારી મંડળો |
| ૩૦૦ | » | મ્યુનિસિપાલિટીઓ |
| ૧૫૦ | » | મોરચાની સેના સમિતિઓ |
| ૧૫૦ | » | પ્રાંતીય ઝેમ્સ્ત્વો સંસ્થાઓ |
| ૨૦૦ | » | ટ્રેડ યુનિયનો |
| ૧૦૦ | » | પ્રજાઓનાં સંગઠનો |
| ૨૦૦ | » | કેટલાંય નાનકડાં જૂથો |



૩

## સોવિયેતોની કામગીરીનો અંત આવી ગયો છે

૧૯૧૭ના સપ્ટેંબરની ૨૮મી તારીખે, કેંદ્રીય કારોબારી સમિતિના મુખપત્ર 'ઇઝવેસ્તિયા'માં એક લેખ પ્રગટ થયો હતો, અને તેમાં છેલ્લા કામચલાઉ પ્રધાનમંડળની છણાવટ કરતાં લખવામાં આવ્યું હતું:

"રશિયન જનતાના સઘળા વર્ગોના મનોરથોમાંથી ઉદય પામેલી અને ભાવિ લિબરલ પાર્લમેન્ટરી શાસનનું પ્રથમ કાચુંપાકું રૂપ અંકિત કરતી ખરેખરી લોકશાહીવાદી સરકાર આખરે સ્થાપવામાં આવી છે. હવે આપણી નજર બંધારણસભા ઉપર મંડાયેલી છે. મૂળભૂત કાનૂનના બધા સવાલો તેમાં ઉકેલી લેવામાં આવશે, અને તેની સંઘટના આવશ્યક રૂપે લોકશાહીવાદી હશે. સોવિયેતોની કામગીરીનો હવે અંત આવી ગયો છે, અને આઝાદ તથા વિજયી જનતાના મંચ પરથી તેઓએ બાકીના ક્રાંતિતંત્રની સાથે સાથે જ વિદાય લઈ લેવાની વેળા નજીક આવી રહી છે. આઝાદ અને વિજયી જનતા હવેથી રાજકીય કદમોનાં શાંતિમય હથિયારો અપનાવશે".

ઑક્ટોબરની ૨૫મી તારીખના 'ઇઝવેસ્તિયા'ના મુખ્ય લેખનું મથાળું હતું — 'સોવિયેત સંઘટનોમાં કટોકટી'. લેખના આરંભમાં ઉલ્લેખ કરવામાં આવ્યો હતો કે મુસાફરો પાસેથી મળતી ખબરો મુજબ દરેક ઠેકાણે સ્થાનિક સોવિયેતોની પ્રવૃત્તિઓમાં ઓટ આવી રહી છે. "એમ બનવું તદ્દન સ્વાભાવિક છે," લેખકે જણાવ્યું હતું, "કારણ કે લોકો હવે વધારે કાયમી વૈધાનિક સંઘટનોમાં — મ્યુનિસિપલ દૂમાઓ તથા ઝેમ્સ્ત્વો સંસ્થાઓમાં — રસ લેવા લાગ્યા છે...

મહત્ત્વનાં કેંદ્રો પેત્રોગ્રાદ અને મોસ્કોમાં સોવિયેતો ઉત્તમ રીતે સંગઠિત છે પરંતુ તેમાં સઘળાં લોકશાહીવાદી તત્ત્વો સામેલ નથી... મોટા ભાગના બુદ્ધિજીવીઓ અને ઘણા કામદારો પણ સોવિયેતોમાં સામેલ ન થયા — કેટલાક કામદારો રાજકીય દૃષ્ટિએ પછાત હતા એટલે, અને બાકીનાને માટે ગુરુત્વકેંદ્ર તેમનાં યુનિયનોમાં હતું એટલે... આપણે ઈનકાર ન કરી શકીએ કે એ સંગઠનો લોકસમુદાયો જોડે દૃઢતાથી સંકળાયેલાં છે અને તેમની રોજિંદી જરૂરિયાતો સંતોષવાની કામગીરી બહેતર બજાવે છે...

સ્થાનિક લોકશાહીવાદી વહીવટોની સંઘટના જોમથી કરવામાં આવી રહી છે એ વાત ખૂબ જ મહત્ત્વની છે. નગર દૂમાઓની ચૂંટણી સાર્વજનીન મતાધિકારના આધારે થાય છે, અને નિર્ભેળ સ્થાનિક બાબતોમાં તેઓ સોવિયેતો કરતાં વધારે અખત્યાર ધરાવે છે. એક પણ લોકશાહીવાદીને તેમાં કશું જ ખોટું નહિ લાગે.

સોવિયેતોની ચૂંટણીઓ કરતાં મ્યુનિસિપાલિટીઓની ચૂંટણી બહેતર અને વધારે લોકશાહીવાદી રીતે કરવામાં આવે છે... મ્યુનિસિપાલિટીઓમાં તમામ વર્ગોનું પ્રતિનિધિત્વ હોય છે... અને સ્થાનિક સ્વશાસનો તરફથી મ્યુનિસિ-પાલિટીઓની અંદર જીવનનું સંઘટન શરૂ થઈ જાય કે તરત સ્થાનિક સોવિયેતોની ભૂમિકા સ્વાભાવિક રીતે જ ખતમ થઈ જાય છે.

સોવિયેતોમાં લોકોનો રસ ઓસરી જવાનાં બે કારણો છે. પહેલું કારણ આપણે એ ગણી શકીએ કે લોકસમુદાયોની રાજકીય ઉત્સુકતા ઘટી ગઈ છે, અને બીજું કારણ એ છે કે પ્રાંતીય તથા સ્થાનિક શાસન ઘટકો તરફથી નૂતન રશિયાના ઘડતરનું સંઘટન કરવાના પ્રયાસો વધી રહ્યા છે... તેમાંથી બીજી દિશાની વૃત્તિ જેટલી વધારે જોરદાર બને છે એટલી વધારે ઝડપથી સોવિયેતોનું મહત્ત્વ ઘટતું જાય છે...

અમારે વિશે કહેવામાં આવે છે કે અમે અમારા પોતાના જ સંગઠનની 'અંતિમ ક્રિયા' કરી રહ્યા છીએ. વાસ્તવમાં અમે જ નૂતન રશિયાના ઘડતરના ક્ષેત્રમાં સૌથી મહેનતી કાર્યકરો છીએ...

આપખુદશાહી અને આખું નોકરશાહી શાસન ભોંયભેગાં થઈ ગયાં ત્યારે સમગ્ર લોકશાહી જેમાં થોડા વખત પૂરતો આશરો લઈ શકે એવી બૅરેકો તરીકે સોવિયેતોની સ્થાપના અમે જ કરી હતી. હવે અમે બૅરેકોને બદલે નવી પદ્ધતિની કાયમી ઈમારત ખડી કરી રહ્યા છીએ, અને જનતા ધીરે ધીરે બૅરેકો તજી દઈને વધારે સગવડદાર રહેઠાણોમાં રહેવા ચાલી જશે."



## ૪

## 'રશિયન પ્રજાસત્તાક પરિષદમાં' ત્રોત્સ્કીનું પ્રવચન *

"કેંદ્રીય કારોબારી સમિતિ તરફથી ભરવામાં આવેલા લોકશાહીવાદી સંમેલનનો ઉદ્દેશ કોર્નીલોવને પેદા કરનારી ગેરજવાબદાર વૈયક્તિક સરકારને ખતમ કરી નાખવાનો અને યુદ્ધનો અંત આણી શકે તથા નિયત સમયે બંધારણસભા ભરવાની ખાતરી ઊભી કરી શકે એવી જવાબદાર સરકાર સ્થાપવાનો હતો. દરમિયાનમાં, લોકશાહીવાદી સંમેલનની પીઠ પાછળ ચાલાકી મારફત અને નાગરિક કેરેન્સ્કી, કેડેટો, તેમ જ મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીઓના આગેવાનો વચ્ચે સોદાઓ મારફત, આપણાં માથાં ઉપર સત્તાવાર ઘોષિત ઉદ્દેશથી સાવ ઊલટું પરિણામ લાદી દેવામાં આવ્યું. એવી સત્તાનું સર્જન કરવામાં આવ્યું છે કે જેની આસપાસ અને જેની અંદર ઉઘાડા અને છૂપા કોર્નીલોવો મુખ્ય ભૂમિકાઓ ભજવી રહ્યા છે. 'રશિયન પ્રજાસત્તાક પરિષદ' વિધાનસભા નહિ પરંતુ સલાહકારી સંસ્થા બની રહેશે — એવી જાહેરાત કરીને સરકારની ગેરજવાબદારી સત્તાવાર રીતે ઘોષિત કરવામાં આવી છે. ક્રાંતિના આઠમા મહિનામાં ગેરજવાબદાર સરકારે બુલીગિન દૂમાની આ નવી આવૃત્તિના રૂપમાં પોતાને માટે પડદો તૈયાર કર્યો છે.

મિલકતદાર વર્ગો આ કામચલાઉ સરકારમાં જેટલા પ્રમાણમાં ઘૂસી ગયા છે તે, આખા દેશમાં થયેલી ચૂંટણીઓને લક્ષમાં લેતાં, સાફ બતાવી આપે છે કે તેમાંથી ઘણાને અહીંયાં ઉપસ્થિત રહેવાનો મુદ્દલ હક નથી. તેમ છતાં કેડેટ પાર્ટીએ — કામચલાઉ સરકાર રાજ્ય દૂમાને જવાબદાર હોવી જોઈએ એવી માગણી ગઈકાલ સુધી કરતી રહેલી એ જ કેડેટ પાર્ટીએ — સરકારને પ્રજાસત્તાક પરિષદથી સ્વતંત્ર બનાવી દીધી. બંધારણસભામાં મિલકતદાર વર્ગોની સ્થિતિ પરિષદમાં તેમની સ્થિતિ કરતાં નિ:શંક ઓછી અનુકૂળ હશે, અને તેઓ બંધારણસભા પ્રત્યે ગેરજવાબદાર નહિ રહી શકે.

---

*આ ત્રોત્સ્કીનું પ્રવચન નથી પરંતુ બોલ્શેવિક જૂથની ઘોષણા છે — તેને પ્રજાસત્તાક પરિષદમાં ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૦મી તારીખે ત્રોત્સ્કીએ વાંચી સંભળાવી હતી. — સં.

છ અઠવાડિયાં પછી ભરાનારી બંધારણસભા માટે મિલકતદાર વર્ગો ખરેખર તૈયારી કરી રહ્યા હોય તો આ સમયે સરકારની ગેરજવાબદારી સાબિત કરવાનું કશું કારણ ન હોઈ શકે. પરંતુ ખરી હકીકત તો એવી છે કે કામચલાઉ સરકારની નીતિઓનું સંચાલન કરતા મૂડીદાર વર્ગનું લક્ષ્ય બંધારણસભાને તોડી નાખવાનું છે. આપણી સમગ્ર રાષ્ટ્રીય નીતિ ઉપર – વિદેશ નીતિ તેમ જ ગૃહ નીતિ ઉપર – કાબૂ ધરાવતા મિલકતદાર વર્ગોનો મુખ્ય ઉદ્દેશ વર્તમાન સમયે એવો જ છે. ઉદ્યોગ, કૃષિ, અને પુરવઠા ખાતાંઓમાં યુદ્ધને કારણે ઊભા થયેલા સ્વાભાવિક વિઘટનમાં, સરકારની જોડે મળીને પ્રવૃત્તિ કરતા મિલકતદાર વર્ગોના રાજકારણથી, વધારો થાય છે. મિલકતદાર વર્ગો – જે કિસાનોનું બંડ ઉશ્કેરી રહ્યા છે! મિલકતદાર વર્ગો – જે આંતરવિગ્રહ ઉશ્કેરી રહ્યા છે અને ખુલ્લંખુલ્લા પોતાની નીતિ "ભૂખની તાંડવલીલા"ના આધારે ઘડી રહ્યા છે, તેનો ઉપયોગ કરીને ક્રાંતિને ઉથલાવી પાડવાના તથા બંધારણસભાને ખતમ કરી નાખવાના મનસૂબા સેવી રહ્યા છે!

મૂડીદાર વર્ગ અને તેની સરકારની આંતરરાષ્ટ્રીય નીતિ પણ જરાય ઓછી ગુનાહિત નથી. જંગના ચાળીસ ચાળીસ મહિનાઓ પછી પાટનગરની ઉપર વિનાશનું જોખમ તોળાઈ રહ્યું છે. તેના જવાબમાં, સરકારને મોસ્કો ખસેડવાની યોજના ઘડવામાં આવે છે. પાટનગરને રેઢું મૂકી દેવાના ખ્યાલથી મૂડીદાર વર્ગને જરાય ખીજ નથી ચડતી. એથી ઊલટું જ બને છે. તેને તો પ્રતિક્રાંતિકારી કાવતરું ઊભું કરવાનું લક્ષ્ય ધરાવતી સામાન્ય નીતિના સ્વાભાવિક અંગ તરીકે સ્વીકારી લેવામાં આવે છે... દેશનો ઉદ્ધાર સુલેહ કરી લેવામાં છે એ હકીકતનો સ્વીકાર કરી લેવાને બદલે, મુત્સદ્દીઓ અને સામ્રાજ્યવાદીઓને અવગણીને તાત્કાલિક સુલેહનો ખ્યાલ બધી થાકેલી પ્રજાઓ સમક્ષ સીધો ખુલ્લંખુલ્લા રજૂ કરી દેવાને બદલે, કામચલાઉ સરકાર કેડેટો અને પ્રતિક્રાંતિપંથીઓ અને મિત્રરાજ્યોના સામ્રાજ્યવાદીઓના હુકમોનું પાલન કરીને અક્કલ વગર, હેતુ વગર, અને યોજના વગર હત્યારા જંગને ચાલુ રાખે છે, લાખો નવા સિપાહીઓ તથા ખલાસીઓને નિરર્થક મોતના મોંમાં ધકેલી દે છે, પેત્રોગ્રાદને રેઢું મૂકીને ભાગી જવાની તેમ જ ક્રાંતિને પરાબે ચડાવી દેવાની તૈયારી કરે છે. બીજાઓની ગલતીઓ અને ગુનાઓના પરિણામે બોલ્શેવિક સિપાહીઓ તથા ખલાસીઓ અન્ય સિપાહીઓ તથા ખલાસીઓની ભેગા મોતના શિકાર બની રહ્યા છે એવે સમયે સર્વોચ્ચ સેનાધિપતિ (કેરેન્સ્કી) બોલ્શેવિક અખબારોને દબાવી દેવાનું



ચાલુ રાખે છે. પરિષદની મુખ્ય પાર્ટીઓ એવી નીતિઓના પડદાની કામગીરી સ્વેચ્છાએ બજાવી રહી છે.

અમે, સામાજિક લોકશાહીવાદી બોલ્શેવિકોનું જૂથ, જાહેર કરીએ છીએ કે જનતાનો દ્રોહ કરનારી આ સરકાર જોડે અમારે કશો જ સંબંધ નથી*. સત્તાવાર પડદાઓની પાછળ ચાલી રહેલા જનતાના આ હત્યારાઓના કામ જોડે અમારે કશો જ સંબંધ નથી. તેમનાં કરતૂતોના એક પણ દિવસ ઉપર સીધો કે આડકતરો પડદો ઢાંકી દેવાનો અમે સાફ ઇનકાર કરીએ છીએ. વિલ્હેલ્મનાં લશ્કરોના ધસારાનું જોખમ પેત્રોગ્રાદની ઉપર તોળાઈ રહ્યું છે ત્યારે કેરેન્સ્કી અને કોર્નોલોવની સરકાર પેત્રોગ્રાદમાંથી ભાગી જવાની અને મોસ્કોને પ્રતિક્રાંતિના અડ્ડામાં પલટાવી નાખવાની તૈયારી કરી રહી છે!

અમે મોસ્કોના કામદારો તથા સિપાહીઓને સાવચેત રહેવાની હાકલ કરીએ છીએ. આ પરિષદને છોડીને જતા રહેવાની વેળાએ અમે આખા રશિયાના કામદારો, કિસાનો, તથા સિપાહીઓની મર્દાનગી તથા શાણપણને અપીલ કરીએ છીએ. પેત્રોગ્રાદ જોખમમાં છે! ક્રાંતિ જોખમમાં છે! સરકારે જોખમને વધારી દીધું છે – શાસક વર્ગો જોખમને તીવ્ર બનાવી રહ્યા છે. માત્ર જનતા જ ખુદ પોતાને અને દેશને બચાવી શકે એમ છે.

અમે જનતાને અપીલ કરીએ છીએ. તાત્કાલિક, પ્રમાણિક, લોકશાહીવાદી સુલેહ ઝિંદાબાદ! પૂરી સત્તા સોવિયેતોના હાથમાં! બધી જમીન જનતાને હવાલે! બંધારણસભા ઝિંદાબાદ!"

## ૫

## સ્કોબેલેવને આપવામાં આવેલી 'નકાઝ'
(સંક્ષેપ)

(કેંદ્રીય કારોબારી સમિતિએ અપનાવેલી અને પૅરિસ સંમેલનમાં રશિયન ક્રાંતિકારી લોકશાહીના પ્રતિનિધિ માટે સૂચના તરીકે સ્કોબેલેવને આપવામાં આવેલી.)**

---

*અહીંયાં જોન રીડે આટલા શબ્દો છોડી દીધા છે: "**પ્રતિક્રાંતિકારી આંખમિચામણાંની આ પરિષદ જોડે...**" – સં.

**અહીંયાં જોન રીડે આ શબ્દો છોડી દીધા છે: "યુદ્ધના હેતુઓની બાબતમાં નવી સંધિનું જાહેર પ્રકાશન થવું જ જોઈએ." – સં.

સુલેહની સંધિ આવા સિદ્ધાંત પર આધારિત હોવી જોઈએ — "ઇજાફતો નહિ, નુકસાનીના દંડ નહિ, પ્રજાઓને આત્મનિર્ણયનો અધિકાર."

### પ્રાદેશિક સમસ્યાઓ

૧. ચડાઈના ભોગ બનેલા રશિયન પ્રદેશોને ખાલી કરીને જર્મન લશ્કરો ચાલ્યાં જાય. પોલૅંડ, લિથુઆનિયા, અને લિવોનિયાને આત્મનિર્ણયનો પૂરો અધિકાર આપવામાં આવે.

૨. તુર્કી આર્મેનિયાને આરંભમાં સ્વાયત્તતા આપવામાં આવે, અને આગળ જતાં સ્થાનિક સરકારો સ્થપાઈ જાય કે તરત જ આત્મનિર્ણયનો પૂરો અધિકાર આપવામાં આવે.

૩. આલ્સેસ-લોરેનનો સવાલ, ત્યાંથી તમામ પરદેશી લશ્કરો ખસેડી લીધા બાદ, લોકમતથી ઉકેલવામાં આવે.

૪. બેલ્જિયમને પાછું સ્વાધીન કરી દેવામાં આવે. તેને થયેલી ખુવારીનું વળતર આંતરરાષ્ટ્રીય ભંડોળમાંથી આપવામાં આવે.

૫. સર્બિયા અને મોન્ટેનેગ્રોને પાછાં સ્વાધીન કરી દેવામાં આવે, અને તેઓને આંતરરાષ્ટ્રીય સહાય ભંડોળમાંથી મદદ આપવામાં આવે. સર્બિયાને આડ્રિયાટિક સાગર કિનારે બંદરની સગવડ આપવામાં આવે. બોસ્નિયા અને હેર્ઝેગોવિનાને સ્વાયત્તતા આપવામાં આવે.

૬. બાલ્કનપ્રદેશના વિવાદગ્રસ્ત પ્રાંતોને કામચલાઉ સ્વાયત્તતા આપવામાં આવે, અને આખરી ફેંસલા લોકમતથી કરવામાં આવે.

૭. રુમાનિયાને પાછું સ્વાધીન કરી દેવામાં આવે, પરંતુ દોબ્રુજાને આત્મનિર્ણયનો પૂરો અધિકાર આપવાની તેને ફરજ પાડવામાં આવે... રુમાનિયાને ફરજ પાડવામાં આવે કે બર્લિન સંધિની યહૂદીઓ સંબંધી કલમોને તે અમલમાં મૂકે અને તેમને રુમાનિયન નાગરિકો તરીકે માન્ય કરે.

૮. ઑસ્ટ્રિયાના ઇટાલિયન પ્રદેશોમાં કામચલાઉ સ્વાયત્તતા સ્થાપવામાં આવે, અને તેણે કયા રાજ્યનો આધાર લેવો એ બાબતના નિર્ધારણ માટે લોકમત કરવામાં આવે.

૯. જર્મન સંસ્થાનો પરત કરી દેવામાં આવે.

૧૦. ગ્રીસ તથા ઈરાનને પાછાં સ્વાધીન કરી દેવામાં આવે.



### સાગરો ખેડવાની આઝાદી

અંતઃસ્થલીય સાગરોમાં પડતી તમામ સામુદ્રધુનીઓને તેમ જ સુએઝ તથા પનામા નહેરોને તટસ્થ જાહેર કરી દેવામાં આવે. મુક્ત વેપારી વહાણવટાની જાહેરાત કરવામાં આવે. લડાઈનાં ખાનગી જહાજો ચલાવવાનો અધિકાર નાબૂદ કરી નાખવામાં આવે. વેપારી વહાણોને ટોરપીડોથી ઉડાવી દેવાની મનાઈ જાહેર કરવામાં આવે.

### નુકસાનીના દંડ

યુદ્ધમાં સંડોવાયેલા તમામ દેશો કોઈ પણ જાતના સીધા કે આડકતરા નુકસાનીના દંડની માગણીઓ તજી દે — દાખલા તરીકે, કેદીઓના નિર્વાહનું ખર્ચ ચૂકવી દેવાની માગણી. યુદ્ધ દરમિયાન વસૂલ કરવામાં આવેલ નુકસાનીના દંડ અને બીજાં ભરણાં પરત કરી દેવામાં આવે.

### આર્થિક શરતો

સુલેહની શરતોમાં વાણિજ્ય સંધિઓને સામેલ ન કરવામાં આવે. વાણિજ્ય સંબંધોની બાબતમાં દરેક દેશને પૂરી સ્વતંત્રતા હોવી જોઈએ, સુલેહની શરતોના આધારે કોઈ પણ દેશને આર્થિક સંધિ કરવાની ફરજ ન પાડી શકાય અને આર્થિક સંધિ કરતો અટકાવી પણ ન શકાય. પરંતુ સઘળાં રાષ્ટ્રોએ સુલેહની સંધિના આધારે એવું બંધન સ્વીકારી લેવું જોઈએ કે યુદ્ધ પૂરું થઈ ગયા પછી કોઈ પણ દેશ આર્થિક નાકાબંધી ન કરે અને અલગ અલગ જકાત કરારો ન કરે. પરમ મિત્રરાષ્ટ્ર તરીકેની સવલતો મેળવવાનો અધિકાર કશા ભેદભાવ વગર તમામ દેશોને આપવામાં આવે.

### શાંતિની ગૅરંટીઓ

દરેક દેશની રાષ્ટ્રીય પ્રતિનિધિ સંસ્થાઓ તરફથી ચૂંટવામાં આવેલા ડેલિગેટોના શાંતિ સંમેલનમાં સુલેહ કરવામાં આવે. સુલેહની શરતોને એ સંસદોમાં બહાલી આપવામાં આવે.

ગુપ્ત મુત્સદ્દીગીરીને નાબૂદ કરી નાખવામાં આવે. તમામ પક્ષો આપમેળે એવું બંધન સ્વીકારી લે કે કોઈ પણ જાતની ગુપ્ત સંધિઓ નહિ કરવામાં આવે.

એવી ગુપ્ત સંધિઓને આંતરરાષ્ટ્રીય કાનૂનના ભંગ તરીકે જાહેર કરવામાં આવે અને રદ ગણવામાં આવે. તમામ સંધિઓને જુદાં જુદાં રાષ્ટ્રોની સંસદોમાં બહાલી ન આપવામાં આવે ત્યાં સુધી બાતલ ગણવામાં આવે.

જમીન પર તેમ જ સાગરપટ પર ક્રમશઃ નિઃશસ્ત્રીકરણ અને મિલિશિયા પદ્ધતિની સ્થાપના. પ્રમુખ વિલ્સને રજૂ કરેલું "રાષ્ટ્ર સંઘ" (લીગ ઓફ નેશન્સ) સંબંધી સૂચન આંતરરાષ્ટ્રીય કાનૂનના ક્ષેત્રમાં મૂલ્યવાન સહાય પૂરી પાડી શકે—પરંતુ એટલી શરતે કે (ક) તેમાં સમાન અધિકારના આધારે ભાગ લેવાનું તમામ રાષ્ટ્રો માટે ફરજિયાત બનાવવામાં આવે, અને (ખ) આંતરરાષ્ટ્રીય રાજકારણનું લોકશાહીકરણ કરવામાં આવે.

## સુલેહના માર્ગો

મિત્રરાજ્યોએ તત્કાળ જાહેરાત કરવી જોઈએ કે દુશ્મન સત્તાઓ બળજોરીની તમામ ઈજાફતો તજી દેવાની સંમતિ ઘોષિત કરે કે તરત જ સુલેહની વાટાઘાટો શરૂ કરવા અમે તૈયાર છીએ.

તમામ તટસ્થ દેશોના ડેલિગેટોની સામેલગીરી ધરાવતા સર્વસામાન્ય શાંતિ સંમેલન સિવાય બીજે ક્યાંય સુલેહની કોઈ જાતની વાટાઘાટો શરૂ ન કરવાનું અને સુલેહ ન કરી લેવાનું બંધન મિત્રરાજ્યોએ આપમેળે સ્વીકારી લેવું જોઈએ.

સ્ટોકહોલ્મ સમાજવાદી સંમેલનના માર્ગમાંથી તમામ અવરોધો હઠાવી લેવામાં આવે, અને તેમાં ભાગ લેવા માગતી પાર્ટીઓ તથા સંગઠનોના તમામ ડેલિગેટોને તત્કાળ પાસપોર્ટ આપવામાં આવે.

(કિસાનોની સોવિયેતોની કારોબારી સમિતિએ પણ નકાઝ જાહેર કરી હતી, પરંતુ મુદ્દાઓમાં ઝાઝો ફરક નથી.)

## ૬
## રશિયાના ભોગે સુલેહ

ઑસ્ટ્રિયાએ ફ્રાંસને કરેલી સુલેહની દરખાસ્તની રિબો*એ ઉઘાડી પડેલી બાબતો; ૧૯૧૭ના ઉનાળા દરમિયાન સ્વિટ્ઝરલૅંડમાં બેર્ન ખાતે ભરાયેલું કહેવાતું

* રિબો, એલેક્સાંડર ફેલિક્સ જોસેફ—ફ્રેંચ રાજકીય આગેવાન.—સં.



"શાંતિ સંમેલન", જેમાં સઘળા યુદ્ધરત દેશોમાં વિશાળ નાણાકીય હિતોનું પ્રતિનિધિત્વ કરતા ડેલિગેટોએ ભાગ લીધો હતો; અને અંગ્રેજોના કોઈ એજન્ટ તરફથી બલ્ગારિયન ચર્ચના કોઈ મોવડી જોડે વાટાઘાટો કરવાનો પ્રયાસ; એ બધું એવી હકીકત તરફ નિર્દેશ કરતું હતું કે રશિયાના ભોગે સુલેહ ઘડી કાઢવાની તરફેણ કરતાં પ્રબળ વહેણો બન્ને પક્ષોમાં મોજૂદ હતાં. 'કોર્નીલોવથી બ્રેસ્ત-લિતોવ્સ્ક સુધી' નામે મારા આગામી પુસ્તકમાં હું આ બાબતની વિગતવાર છણાવટ કરવાનો અને પેત્રોગ્રાદ ખાતે વિદેશ મંત્રાલયમાં મળી આવેલા કેટલાય ગુપ્ત દસ્તાવેજો પ્રગટ કરવાનો ઇરાદો રાખું છું.

## ૭
## ફ્રાંસમાં રશિયન સિપાહીઓ

### કામચલાઉ સરકારનો સત્તાવાર રિપોર્ટ*

"રશિયન ક્રાંતિના સમાચાર પૅરિસ પહોંચ્યા ત્યાર પછી તરત જ ત્યાં ઉગ્ર વૃત્તિઓ ધરાવતાં રશિયન અખબારો પ્રગટ થવા લાગ્યાં. એવાં અખબારોની મુક્ત વહેંચણી અને ઉગ્ર વલણ ધરાવતા માણસોની અવરજવર સિપાહીઓના સમુદાયોમાં શરૂ થઈ ગઈ. ફ્રેંચ સામયિકોમાં પ્રગટ થતી ખોટી ખબરો પણ તેઓ ઘણી વાર સિપાહીઓમાં ફેલાવી દેતા. કોઈ પણ જાતના સત્તાવાર સમાચાર અને ચોક્સાઈભરી વિગતોના અભાવમાં, એવી ઝુંબેશથી અસંતોષની લાગણી પેદા થઈ. તેના પરિણામે, સિપાહીઓ રશિયા પાછા ફરવા આતુર બની ગયા, અને તેમનાં મનમાં અફસરો તરફ નફરતની લાગણી પેદા થઈ.

એ સર્વનો અંજામ આખરે બંડમાં આવ્યો. સિપાહીઓએ એક મિટિંગમાં અપીલ જાહેર કરી કે કવાયતનો ઇનકાર કરવામાં આવે કારણ કે સૌએ લડાઈ હવે ન લડવાનું તો નક્કી કરી જ લીધું છે. બંડખોરોને બીજા સિપાહીઓથી અળગા કરી નાખવાનો નિર્ણય લેવામાં આવ્યો. કામચલાઉ સરકારને વફાદાર હોય એવા સઘળા સિપાહીઓને જનરલ ઝાનકેવિચે કુર્તીનની છાવણીમાંથી જતા

* જૉન રીડના ભાષાંતરમાં આ નિવેદનને થોડું ઘણું ટૂંકાવી નાખવામાં આવ્યું છે અને તેમાં ફેરફાર કરવામાં આવ્યા છે.—સં.

રહેવાનો અને દારૂગોળાના બધા જથ્થા ભેગા લઈ જવાનો હુકમ આપ્યો. જૂનની ૨૫મી તારીખે હુકમને અમલમાં મૂકવામાં આવ્યો. કામચલાઉ સરકારના હુકમોનું 'શરતી' પાલન કરવાનું ધોરણ લેનારા સિપાહીઓ જ છાવણીમાં બાકી રહ્યા. વિદેશોમાં રશિયન લશ્કરોના મુખ્ય સેનાપતિએ, યુદ્ધ મંત્રાલયના કમિસાર રાપ્પે, અને કેટલાય નામાંકિત ભૂતપૂર્વ વિદેશવાસી રૂસીઓએ સિપાહીઓને પ્રભાવિત કરવા માટે ઘણી વાર કુર્તીન છાવણીની મુલાકાત લીધી. પરંતુ એવા પ્રયાસો નિષ્ફળ ગયા. આખરે કમિસાર રાપ્પે મક્કમ ધોરણ લીધું કે બંડખોરો હથિયારો ઉતારી નાખે અને તાબેદારીની નિશાની તરીકે વ્યવસ્થિત રીતે કૂચ કરતા ફ્લેરવો નામની જગ્યાએ જાય. હુકમનું માત્ર આંશિક પાલન થયું. પહેલાં પાંચસો સિપાહીઓ ગયા. તેમાંથી ૨૨ સિપાહીઓને ગિરફતાર કરી લેવામાં આવ્યા. ચોવીસ કલાક પછી લગભગ છ હજાર જેટલા સિપાહીઓ ગયા... લગભગ બે હજાર બાકી રહ્યા...

દબાણ વધારવાનો ફેંસલો કરવામાં આવ્યો. સિપાહીઓનાં રૅશન ઘટાડી નાખવામાં આવ્યાં, તેમના પગારની ચૂકવણી અટકાવી દેવામાં આવી, અને કુર્તીન ગામ તરફ જતા માર્ગોએ ફ્રેંચ પહેરેગીરો ગોઠવી દેવામાં આવ્યા. જનરલ ઝાનકેવિચને ખબર પડી કે રશિયન તોપદળની એક બ્રિગેડ ફ્રાંસમાંથી પસાર થઈ રહી છે, એટલે તેણે બંડખોરોને તાબે કરી લેવા માટે પાયદળ અને તોપદળની મિશ્રિત ટુકડી રચવાનું નક્કી કર્યું. એક પ્રતિનિધિમંડળ બંડખોરો પાસે મોકલવામાં આવ્યું. તે કેટલાય કલાકો પછી વાટાઘાટોની નિરર્થકતાની ખાતરી લઈને પાછું આવ્યું. સપ્ટેંબરની પહેલી તારીખે જનરલ ઝાનકેવિચે બંડખોરોને અલ્ટીમેટમ આપ્યું, તેમને હથિયારો શરણે કરી દેવાનો હુકમ આપ્યો, અને સિપાહીઓ ઈનકાર કરે તો, સપ્ટેંબરની ત્રીજી તારીખે દસ વાગ્યા સુધીમાં હુકમનું પાલન ન કરે તો, તોપમારો શરૂ કરી દેવાની ધમકી આપી.

હુકમનો અમલ ન થયો એટલે નક્કી થયેલા વખતે જગ્યા ઉપર હળવો તોપમારો શરૂ કરી દેવામાં આવ્યો. અઢાર ગોળા છોડવામાં આવ્યા, અને બંડખોરોને ચેતવણી આપવામાં આવી કે તોપમારો વધુ જોરદાર બનાવી દેવામાં આવશે. સપ્ટેંબરની ત્રીજી તારીખે રાતે ૧૬૦ સિપાહીઓ શરણે થઈ ગયા. સપ્ટેંબરની ચોથી તારીખે તોપમારો ફરી શરૂ કરવામાં આવ્યો અને ૩૬ ગોળા છોડવામાં આવ્યા ત્યાર પછી અગિયાર વાગ્યે બંડખોરોએ બે સફેદ ઝંડા ઊંચા કર્યા અને તેઓ હથિયારો વગર છાવણીમાંથી બહાર નીકળવા લાગ્યા. સાંજ



સુધીમાં ૮૩૦૦ સિપાહીઓ શરણે થઈ ગયા. છાવણીમાં બાકી રહેલા ૧૫૦ સિપાહીઓએ રાત દરમિયાન મશીનગનોના ગોળીબાર શરૂ કરી દીધા. મામલાને ખતમ કરી નાખવા માટે સપ્ટેંબરની પાંચમી તારીખે છાવણી ઉપર સખત તોપમારો ચલાવવામાં આવ્યો, અને આપણા સિપાહીઓ જરા જરા કરીને છાવણી કબજે કરવા લાગ્યા. બંડખોરોએ મશીનગનોના આકરા ગોળીબાર ચાલુ રાખ્યા. સપ્ટેંબરની છઠ્ઠી તારીખે નવ વાગ્યે આખી છાવણી કબજે કરી લેવામાં આવી. . બંડખોરોનાં હથિયારો ઉતરાવી લીધા પછી ૮૧ ગિરફતારીઓ કરવામાં આવી..."

રિપોર્ટ એવો હતો. પરંતુ વિદેશ મંત્રાલયમાં મળી આવેલા ગુપ્ત દસ્તાવેજોમાંથી આપણને જાણવા મળે છે કે રિપોર્ટમાં આપવામાં આવેલું બયાન સાવ સાચું તો નથી જ. પહેલી ગરબડ સિપાહીઓએ રશિયામાંના પોતાના સાથીઓની જેમ સમિતિઓ સ્થાપવાની કોશિશ કરી ત્યારે પેદા થઈ. તેમણે માગણી કરી કે અમને રશિયા પાછા મોકલી દેવામાં આવે, પરંતુ એ માગણીને નકારી કાઢવામાં આવી. ત્યાર બાદ, ફ્રાંસમાં તેમની અસરને જોખમી ગણીને તેમને સાલોનિકા જવાનો હુકમ આપવામાં આવ્યો. તેમણે ના પાડી એટલે ઝપાઝપી શરૂ થઈ ગઈ... પાછળથી ખબર પડી કે તેમને છાવણીમાં બે મહિના સુધી અફસરો વગર રાખવામાં આવ્યા હતા અને તેમની જોડે ખરાબ વર્તન કરવામાં આવ્યું હતું, ત્યાર બાદ જ તેમણે બંડ કર્યું હતું. તેમની ઉપર તોપમારો કરનારી "રશિયન તોપદળની બ્રિગેડ"નું નામ ગોતી કાઢવાની બધી મહેનત એળે ગઈ. મંત્રાલયમાં મળી આવેલા તારસંદેશાઓ ઉપરથી એક જ ધારણા થઈ શકે એમ હતી કે ફ્રેંચ તોપટુકડીનો ઉપયોગ કરવામાં આવ્યો હતો...

બંડખોરો શરણે થઈ ગયા પછી તેમાંના બસોથી વધારે સિપાહીઓને નિષ્ઠુરતાથી ગોળીએ ઉડાવી દેવામાં આવ્યા હતા.

## ૮

## તેરેશ્ચેન્કોનું ભાષણ

(સંક્ષેપ)

"... વિદેશ નીતિના સવાલો રાષ્ટ્રીય સંરક્ષણના સવાલો જોડે ગાઢ રૂપે સંકળાયેલા છે... એટલે, રાષ્ટ્રીય સંરક્ષણના સવાલો અંગે ગુપ્ત અધિવેશનો ભરવાનું આવશ્યક ગણવામાં આવતું હોય છે એવી જ રીતે વિદેશ નીતિના

સંબંધમાં પણ ક્યારેક ક્યારેક એટલી જ ગુપ્તતા જાળવવાની અમને ફરજ પડે છે...

જર્મન મુત્સદ્દીગીરી લોકમતને પ્રભાવિત કરવાનો પ્રયત્ન કરે છે... એટલે મોટાં મોટાં લોકશાહીવાદી સંગઠનોના સંચાલકો ક્રાંતિકારી કૉંગ્રેસની અને શિયાળામાં નવા હુમલાની અશક્યતાની વાતો જોરશોરથી કરવા લાગે ત્યારે તેમની જાહેરાતો જોખમી બની જાય છે... એવી જાહેરાતોની કિંમત માનવ જિંદગીઓ વડે ચૂકવવી પડે છે...

હું રાજ્યના માન તથા ગૌરવના પ્રશ્નોનો ઉલ્લેખ કર્યા વગર કેવળ શાસકીય તર્કની જ વાત કરવા માગું છું. તર્કની દૃષ્ટિએ જોતાં રશિયાની વિદેશ નીતિ રશિયાનાં હિતોની ખરી સમજણ ઉપર આધારિત હોવી જોઈએ... એ હિતોનો અર્થ એવો છે કે આપણા દેશને એકલો પડી જવા દેવો એ તો અશક્ય જ છે, અને આપણી જોડે તાકાતોની વર્તમાન ગોઠવણી (મિત્રરાજ્યો) સંતોષજનક છે... સમગ્ર માનવતા સુલેહ શાંતિ ઝંખી રહી છે, પરંતુ પિતૃભૂમિનાં રાજ્ય હિતોનો ભંગ કરે એવી હીણપતભરી સુલેહ કરવાની છૂટ તો રશિયામાં કોઈ પણ માણસ નહિ જ આપે!"

વકતાએ નિર્દેશ કર્યો કે એવી સુલેહ સદીઓ નહિ તો ઘણાં ઘણાં વર્ષો સુધી જગતમાં લોકશાહીવાદી વિચારોનો વિજય થતો અટકાવી દેશે અને અનિવાર્ય રીતે નવાં યુદ્ધો પેદા કરશે.

"મે મહિનાના દિવસો સૌને યાદ છે—એ વખતે મોરચે છલકાતા લાગેલી ભાઈચારાની લાગણીથી એવું જોખમ ઊભું થયેલું કે ફક્ત લશ્કરી કામગીરીઓ બંધ કરી દેવાથી જ યુદ્ધનો અંત આવી જશે અને દેશ શરમભરી અલગ સુલેહ કરવાની હાલતમાં ધકેલાઈ જશે... અને મોરચે સિપાહીઓના સમુદાયોને સમજાવવામાં કેટલી મહેનત પડેલી કે રશિયન રાજ્ય એવી રીત અજમાવીને યુદ્ધનો અંત ન આણી શકે અને પોતાનાં હિતોનું જતન ન જ કરી શકે..."

તેણે જુલાઈના આક્રમણની ચમત્કારી અસરનું, એથી વિદેશોમાં રશિયન એલચીઓના શબ્દોમાં રેડાઈ ગયેલા ભારે વજૂદનું, અને રશિયન વિજયોથી જર્મનીમાં ફેલાઈ ગયેલી હતાશાનું બયાન કર્યું. તેણે એ પણ જણાવ્યું કે રશિયાની હારથી મિત્રરાજ્યોના દેશોમાં ભ્રમ કેવી રીતે ભાંગી ગયા હતા.

"રશિયન સરકારની બાબતમાં—તે તો મે માસની ફોર્મ્યુલાને મક્કમપણે વળગી રહી—'ઈજાફતો નહિ અને સજાત્મક દંડો નહિ.' અમે પ્રજાઓના



આત્મનિર્ણયની ઘોષણાને આવશ્યક ગણીએ છીએ એટલું જ નહિ પરંતુ સામ્રાજ્યવાદી લક્ષ્યો તજી દેવાનું પણ આવશ્યક ગણીએ છીએ..."

જર્મની સુલેહની કોશિશો નિરંતર કરી રહ્યું છે. જર્મનીમાં એક જ વાત થાય છે—સુલેહની. તેને ખબર છે કે તે જીતી શકે એમ નથી.

"હું સરકારની ઉપર એવો આક્ષેપ મૂકતી ટીકાને નકારી કાઢું છું કે રશિયાની વિદેશ નીતિ યુદ્ધનાં લક્ષ્યો વિશે પૂરતા સ્પષ્ટ ઉલ્લેખો નથી કરતી...

જો એવો સવાલ ઊભો થતો હોય કે મિત્રરાજ્યોની મુરાદો કેવી છે તો પહેલાં એવા ખુલાસાની માગણી અનિવાર્ય બની જાય છે કે કેંદ્રીય સત્તાઓ ક્યાં લક્ષ્યો વિશે સંમત થઈ હતી...

ઘણી વાર એવી ઇચ્છા વ્યકત થતી સંભળાય છે કે મિત્રરાજ્યોને બાંધતી સંધિઓની વિગતો અમે પ્રગટ કરીએ, પરંતુ લોકો ભૂલી જાય છે કે કેંદ્રીય સત્તાઓને બાંધતી સંધિઓની અમને આજ સુધી ખબર જ નથી..."

તેણે કહ્યું કે જર્મની કેટલાંય નબળાં અંતઃસ્થ રાજ્યોની સ્થાપના મારફત રશિયાને પશ્ચિમથી અળગું પાડી નાખવા માગતું હોય એમ સાફ વરતાય છે.

"રશિયાનાં પ્રાણરૂપ હિતોની ઉપર ફટકો લગાવતી આ વૃત્તિને રોકવી જોઈએ...

અને રશિયન લોકશાહી—પોતાના મામલા ખુદ સંભાળવાના રાષ્ટ્રોના અધિકારો અંકિત કરેલો ઝંડો લહેરાવતી રશિયન લોકશાહી—સ્વસ્થ બેસી રહીને અધિકતમ સભ્ય પ્રજાઓનું (ઑસ્ટ્રિયા-હંગેરીનું) પીડન ચાલુ રહેવા દેશે?

જે લોકોને બીક લાગતી હોય કે મિત્રરાજ્યો આપણી મુશ્કેલ પરિસ્થિતિનો ફાયદો ઉઠાવવાની, આપણે માથે યુદ્ધનો બોજો આપણા હિસ્સા કરતાં વધારે લાદી દેવાની, અને સુલેહનો સવાલ આપણા ભોગે ઉકેલવાની કોશિશ કરશે, તેઓ ભારે ભૂલમાં છે... આપણો દુશ્મન રશિયાને પોતાની પેદાશોના વેચાણના બજાર તરીકે ગણે છે. યુદ્ધ ખતમ થશે ત્યારે આપણી હાલત કમજોર હશે, અને આપણી સરહદો ખુલ્લી હોય તો જર્મનીમાં બનેલી ચીજોનું પૂર આપણા ઔદ્યોગિક વિકાસને સહેલાઈથી કેટલાંય વર્ષો સુધી રૂંધી શકે. એવા જોખમથી બચવા માટે જરૂરી પગલાં લેવાં જ જોઈએ...

હું ખુલ્લંખુલ્લા અને નિખાલસતાથી કહું છું: આપણને મિત્રરાજ્યો સાથે એકતાબદ્ધ કરી દેતું તાકાતોનું જોડાણ **રશિયાનાં હિતો માટે સાનુકૂળ** છે... એટલે એ વાત મહત્ત્વની બની જાય છે કે યુદ્ધ અને સુલેહના સવાલો વિશેનાં

25—1290

આપણાં મંતવ્યો મિત્રરાજ્યોનાં મંતવ્યો જોડે બને એટલી સ્પષ્ટ અને ચોકસાઈભરી રીતે બંધબેસતાં હોય... કોઈ પણ જાતની ગેરસમજણ ન થાય એટલા માટે હું સાફ દિલે કહીશ કે પેરિસ સંમેલનમાં રશિયા તરફથી એક જ દૃષ્ટિબિંદુ રજૂ થવું જોઈએ..."

સ્કોબેલેવને આપવામાં આવેલી નકાઝ વિશે કશું કહેવા તે તૈયાર નહોતો, પરંતુ સ્ટોકહોલ્મ ખાતે તાજા જ પ્રગટ થયેલા ડચ-સ્કેન્ડીનેવિયન સમિતિના જાહેરનામાનો તેણે ઉલ્લેખ કર્યો. એ જાહેરનામામાં લિથુઆનિયા તથા લેટવિયાની સ્વાયત્તતાની તરફેણ કરવામાં આવી હતી. "પરંતુ એ તો સાફ અશક્ય જ છે," તેરેશ્ચેન્કોએ કહ્યું, "કારણ કે રશિયા પાસે બાલ્ટિક સાગર કિનારે આખું વર્ષ ખુલ્લાં રહેતાં મુક્ત બંદરો હોવાં જ જોઈએ...

આ સવાલમાં વિદેશ નીતિની સમસ્યાઓ આંતરિક રાજકારણ સાથે પણ ગાઢ રૂપે સંકળાયેલી છે કારણ કે આખા વિશાળ રશિયામાં એકતાની પ્રબળ લાગણી અસ્તિત્વમાં હોત તો કેંદ્રીય સત્તાથી અલગ થઈ જવાની પ્રજાઓની ઝંખનાની દરેક ઠેકાણે ફરી ફરીને દોહરાતી અભિવ્યકિતઓ આપણને જોવા જ ન મળી હોત... એવી અલગતાઓ રશિયાનાં હિતોની વિરુદ્ધ છે, અને રશિયન ડેલિગેટો એવો સવાલ ઉઠાવી ન શકે..."

૯

બ્રિટિશ કાફલો (વગેરે)

રીગાના અખાતની સાગરપટની લડાઈના સમયે કેવળ બોલ્શેવિકો જ નહિ પરંતુ કામચલાઉ સરકારના પ્રધાનો પણ માનતા હતા કે બ્રિટિશ કાફલો જાણીજોઈને બાલ્ટિક સાગરમાંથી ખસી ગયો છે, અને ઘણી વાર બ્રિટિશ અખબારોમાં જાહેર રીતે તેમ જ રશિયામાં બ્રિટિશ પ્રતિનિધિઓ તરફથી અર્ધ-જાહેર રીતે વ્યક્ત થયેલું એવું વલણ તેમાં નિર્દેશિત થાય છે : "રશિયા તો ખતમ થઈ ગયું છે! રશિયાની ફિકર કરવાનો હવે કશો અર્થ જ નથી!"

જુઓ કેરેન્સ્કી જોડેની મુલાકાત (પરિશિષ્ટ ૧૩).

જનરલ ગુર્કો ઝારનાં લશ્કરોના સ્ટાફનો વડો અધિકારી હતો. ભ્રષ્ટ શાહી દરબારમાં તે મહત્ત્વનું સ્થાન ધરાવતો હતો. રાજકીય અને વ્યકિતગત કરતૂતોને કારણે ક્રાંતિ પછી દેશપાર કરી દેવામાં આવેલા બહુ થોડા માણસોમાં તે સામેલ હતો. રીગાના અખાતમાં સાગરપટ પર રશિયાનો પરાજય થયો એ જ સમયે લંડનમાં સમ્રાટ જ્યોર્જ તરફથી જનરલ ગુર્કોનું — જે આદમીને કામચલાઉ સરકાર જોખમી જર્મન-તરફી અને પ્રત્યાઘાતી ગણતી હતી તેનું — જાહેર સ્વાગત થયું હતું.



૧૦

વિદ્રોહની વિરુદ્ધ અપીલો

કામદારો અને સિપાહીઓને

"સાથીઓ! કાળાં બળો પેટ્રોગ્રાદમાં તથા બીજાં શહેરોમાં તોફાનો તથા હુલ્લડો ઉશ્કેરવાની વધારે ને વધારે કોશિશો કરી રહ્યાં છે. તોફાનો કાળાં બળો માટે જરૂરી છે કારણ કે તોફાનો થાય તો ક્રાંતિકારી આંદોલનને નિષ્ઠુરતાથી કચડી નાખવાની તક તેમને મળી જાય. ક્રાંતિકારી જનતા જેને દબાવી દેવામાં થોડા વખત પહેલાં જ સફળ થઈ છે એ કોર્નીલોવનું વર્ચસ્વ, વ્યવસ્થા સ્થાપવાના અને રહેવાસીઓની રક્ષા કરવાના બહાના હેઠળ અહીંયાં લાદી દેવાની આશા તેઓ સેવી રહ્યાં છે. એ આશાઓ ફળીભૂત થશે તો જનતા કારમી આફતમાં સપડાઈ જશે! વિજયી પ્રતિક્રાંતિ સોવિયેતોને તથા સેના સમિતિઓને ખતમ કરી નાખશે, બંધારણસભાનું વિસર્જન કરી નાખશે, જમીન સમિતિઓના હાથમાં જમીનની સોંપણી અટકાવી દેશે, ઝડપી સુલેહ સાધવાની જનતાની તમામ આશાઓને નષ્ટ કરી નાખશે, અને ક્રાંતિકારી સિપાહીઓ તથા કામદારોને પકડી લઈને બધા કારાવાસો ખીચોખીચ ભરી દેશે.

પ્રતિક્રાંતિપંથીઓ અને યમદૂત આગેવાનોએ પોતાની ગણતરીઓમાં ખોરાકના પુરવઠાની ગેરવ્યવસ્થા અંગે, યુદ્ધ ચાલુ રહેવા અંગે, અને જીવનની સામાન્ય મુશ્કેલીઓ અંગે જનતાના બિનવાકેફ હિસ્સાના ગંભીર અસંતોષ ઉપર આધાર રાખ્યો છે. તેમની મુરાદ સિપાહીઓ તથા કામદારોના દરેક દેખાવને એવા હુલ્લડમાં પલટાવી નાખવાની છે કે જે શાંતિમય વસતિને દહેશતમાં નાખી દે અને તેને કાનૂન તથા વ્યવસ્થા ફરી સ્થાપનારાઓના પાશમાં ધકેલી દે.

આવા સંજોગોમાં હાલ ગમે તેવા ગૌરવપાત્ર ધ્યેય ખાતર પણ દેખાવ કરવાનો દરેક પ્રયાસ ગુનો બની રહેશે. સરકારની નીતિથી નાખુશ તમામ જાગ્રત

કામદારો તથા સિપાહીઓ દેખાવો કરશે તો તેઓ ખુદ પોતાને અને ક્રાંતિને હાનિ પહોંચાડશે.

**એટલે કેંદ્રીય કારોબારી સમિતિ તમામ કામદારોને અપીલ કરે છે કે દેખાવની હાકલોને અવગણવામાં આવે.**

**કામદારો અને સિપાહીઓ! ઉશ્કેરણીના ભોગ બનશો નહિ! તમારા દેશ પ્રત્યેની અને ક્રાંતિ પ્રત્યેની તમારી ફરજ યાદ રાખજો! ચોક્કસ નિષ્ફળ થવાના જ છે એવા દેખાવો કરીને ક્રાંતિકારી મોરચાની એકતામાં ભંગાણ પાડશો નહિ!"**

**કામદારો અને સિપાહીઓના**
**પ્રતિનિધિઓની સોવિયેતોની**
**કેંદ્રીય કારોબારી સમિતિ.**

રશિયન સામાજિક લોકશાહીવાદી કામદાર પાર્ટી

જોખમ નજીક આવી ગયું છે!

**તમામ કામદારો તથા સિપાહીઓને**

(પોતે વાંચો અને બીજાને આપો)

"સાથીઓ કામદારો અને સિપાહીઓ!

આપણો દેશ જોખમમાં છે. એ જોખમને લીધે આપણી આઝાદી અને આપણી ક્રાંતિ મુશ્કેલ દિવસોમાંથી પસાર થઈ રહી છે. દુશ્મન પેત્રોગ્રાદને દરવાજે પહોંચી ગયો છે. ગેરવ્યવસ્થા દરેક ઘડીએ વધી રહી છે. પેત્રોગ્રાદ માટે અનાજ મેળવવાનું વધારે ને વધારે મુશ્કેલ બની રહ્યું છે. સૌએ, નાનામાં નાનાથી લઈને મોટામાં મોટા માણસ સુધી સૌએ, પોતાની જહેમતો બેવડાવી દેવાની છે, સરખી વ્યવસ્થા સ્થાપવાની કોશિશ કરવાની છે... આપણે આપણા દેશને બચાવી લેવાનો છે, આપણી આઝાદીને બચાવી લેવાની છે...

સેના માટે વધારે હથિયારો અને વધારે ખોરાક! અનાજ — મોટાં શહેરો માટે. દેશમાં વ્યવસ્થા અને સંઘટન...



અને આવા ભયંકર જોખમના દિવસોમાં અફવાઓ સંભળાય છે કે ક્યાંક દેખાવની તૈયારીઓ થઈ રહી છે, કોઈ સિપાહીઓ તથા કામદારોને ક્રાંતિકારી શાંતિ તથા વ્યવસ્થા ખતમ કરી નાખવાની હાકલ કરી રહ્યું છે... બોલ્શેવિકોનું અખબાર 'રાબોચી પુત' આગના ભડકાઓમાં ઘી રેડી રહ્યું છે, ખુશામત કરી રહ્યું છે, બિનવાકેફ લોકોને રાજી કરી દેવાની મહેનત કરી રહ્યું છે, કામદારો તથા સિપાહીઓને લલચાવી રહ્યું છે, તેમને સરકારની વિરુદ્ધ ઉશ્કેરી રહ્યું છે, તેમને માટે સારી સારી ચીજોના ઢગલા ખડકી દેવાના વાયદા કરી રહ્યું છે... સહેલાઈથી વિશ્વાસ કરી લેતા ભોળા માણસો બધું સાચું માની લે છે, વિચાર નથી કરતા... અને બીજી તરફથી પણ અફવાઓ ફેલાતી આવે છે — એવી અફવાઓ કે કાળાં બળો, ઝારના દોસ્તો, જર્મન જાસૂસો, ખુશ થઈને રંગમાં આવી ગયાં છે. તેઓ બોલ્શેવિકોની સાથે ભળી જવા અને સૌ ભેગાં થઈને તોફાનોને આંતરવિગ્રહમાં પલટાવી નાખવા તત્પર છે.

બોલ્શેવિકો અને તેમણે ભોળવી દીધેલા અબુધ સિપાહીઓ તથા કામદારો કશી સમજ વગર પોકારો કરે છે: 'સરકાર મુર્દાબાદ! પૂરી સત્તા સોવિયેતોને હસ્તક!' અને ઝારના જંગલી ચાકરો તથા વિલ્હેલ્મના જાસૂસો તેમને પાનો ચડાવશે — 'યહૂદીઓને મારો! દુકાનદારોને મારો! બજારો લૂંટી લો! દુકાનો પીંખી નાખો! દારૂની દુકાનોમાં લૂંટ ચલાવો! કતલ કરો! આગ લગાવો! લૂંટ ચલાવો!'

પછી ભયંકર અંધાધૂંધી ફેલાઈ જશે, જનતાના બે હિસ્સાઓ વચ્ચે લડાઈ શરૂ થઈ જશે. ચોતરફ ગેરવ્યવસ્થા વધી જશે, અને કદાચ પાટનગરના રસ્તાઓ પર ફરી લોહી છંટાશે. પછી? પછી શું?

પછી પેત્રોગ્રાદ પહોંચતી સડક વિલ્હેલ્મ માટે મોકળી થઈ જશે. પછી અનાજ પેત્રોગ્રાદ નહિ પહોંચે, બાળકો ભૂખથી રિબાઈ રિબાઈને મરવા લાગશે. પછી મોરચે લશ્કરને કશી મદદ નહિ મળે, ખાઈઓમાં સબડતા આપણા બાંધવો દુશ્મનોના ગોળીબારના ભોગ બનશે. પછી બીજા દેશોમાં રશિયાની આબરૂ ધૂળમાં મળી જશે, આપણા નાણાનું મૂલ્ય ઘટી જશે, બધું એટલું મોંઘું થઈ જશે કે જીવન અશક્ય બની જાય. પછી, લાંબા વખતથી જેની વાટ જોવાઈ રહી છે એ બંધારણસભાને મોકૂફ રાખી દેવામાં આવશે — તેને નિયત સમયે ભરવાનું અશક્ય બની જશે, અને પછી ક્રાંતિ ખતમ થઈ જશે, આઝાદી ખતમ થઈ જશે...

કામદારો અને સિપાહીઓ! તમે ઇચ્છો છો ખરા કે એમ બને? ના! ન ઇચ્છતા હો તો જાઓ, દ્રોહીઓએ ભોળવી દીધેલા અબુધ લોકો પાસે પહોંચી જાઓ, અને તેમને ખરી હકીકત જણાવો, અમે તમને જણાવી છે એ સચ્ચાઈ જણાવો!

સૌ જાણી લે કે **આ ભયંકર દિવસો દરમિયાન તમને સરકારની વિરુદ્ધ રસ્તાઓ પર નીકળી આવવાની** હાકલ કરનારો દરેક **માણસ** કાં તો **ઝારનો છૂપો ચાકર છે, ઉશ્કેરણીખોર છે, જનતાના દુશ્મનોનો બેસમજ મદદગાર છે, અથવા વિલ્હેલ્મનો ભાડૂતી જાસૂસ** છે!

દરેક જાગ્રત કામદાર ક્રાંતિપંથી, દરેક જાગ્રત કિસાન, દરેક ક્રાંતિકારી સિપાહી, સરકારની વિરુદ્ધ દેખાવ કે બળવાથી જનતાના ધ્યેયને કેટલી બધી હાની પહોંચી શકે એ સમજનારા સૌ એકત્રિત થઈ જાય, અને આપણી આઝાદીને જનતાના દુશ્મનોના હાથે ખતમ થઈ જતી અટકાવી દે!"

મેન્શેવિક ઓબોરોન્ત્સોની
પેત્રોગ્રાદ ચૂંટણી સમિતિ.

## ૧૧

## લેનિનનો 'સાથીઓને પત્ર'

આ લેખમાળા ૧૯૧૭ના ઑક્ટોબરના ઉત્તરાર્ધમાં 'રાબોચી પુત'માં ક્રમવાર પ્રગટ થઈ હતી. એ લેખોમાંથી ઉતારવામાં આવેલા થોડાક ફકરા નીચે રજૂ કરવામાં આવ્યા છે.

"...આપણે જનતાની અંદર બહુમતી નથી ધરાવતા, અને એવા સંજોગો વગર વિદ્રોહ વ્યર્થ છે..."

આવી વાત કહી શકનારા માણસો કાં તો સત્યને વિકૃત કરી નાખતા હોય છે અથવા ડોળઘાલુ પંડિતો હોય છે—બોલ્શેવિકોને આખા રશિયામાં અરધી સંખ્યાથી એક વધારે મત મળે તેની આગોતરી ગૅરંટી માગનારા ડોળઘાલુ પંડિતો હોય છે. ભલે ગમે તેમ થાય તોયે એટલું તો તેમને જોઈએ જ. ક્રાંતિના ખરા સંજોગોને લક્ષમાં લેવાની તેમને મુદ્દલ પરવા નથી હોતી...

છેલ્લી પણ જરાય ઓછા મહત્ત્વની નહિ એવી વાત—વર્તમાન રશિયન જીવનની અત્યંત અસાધારણ હકીકત છે **કિસાનોના વિપ્લવની...** તામ્બોવ ગુબેર્નિયાના કિસાન આંદોલનમાં ભૌતિક અને રાજકીય બન્ને દૃષ્ટિએ વિદ્રોહ અંકિત થયો હતો. એ વિદ્રોહનાં ઉત્કૃષ્ટ રાજકીય પરિણામોમાં સૌથી પહેલું એ છે કે જમીન કિસાનોને હવાલે કરી દેવાની વાત માની લેવામાં આવી છે. 'દેલો નરોદા' સમેત આખો સમાજવાદી ક્રાંતિકારી જમેલો વિદ્રોહથી ધાક ખાઈને હવે જમીન કિસાનોને હવાલે કરી દેવાની આવશ્યકતા વિશે બરાડા **પાડી રહ્યો** છે, એ કંઈ સાવ અકારણ તો નથી જ... કિસાન વિદ્રોહનું બીજું ઉત્કૃષ્ટ રાજકીય અને ક્રાંતિકારી પરિણામ એવું છે કે તામ્બોવ ગુબેર્નિયામાં અનાજ રેલવે સ્ટેશનોએ પહોંચાડી દેવામાં આવ્યું છે...

મૂડીવાદી અખબારોને પણ, 'રૂસ્કાયા વોલ્યા'ને પણ, રોટીની સમસ્યાનો આવો ઉકેલ (એકમાત્ર ખરો ઉકેલ) આણતાં અદ્‌ભુત પરિણામોની વાત કબૂલ કરવી પડી છે—તેમણે એવા મતલબની માહિતી પ્રગટ કરી છે કે તામ્બોવ ગુબેર્નિયામાં રેલવે સ્ટેશનો અનાજથી ઠસોઠસ ભરાઈ ગયેલાં છે... અને એમ બન્યું છે **કિસાનોના વિપ્લવ પછી!**

"...આપણામાં સત્તા કબજે કરી લેવા માટે પૂરતી તાકાત નથી, અને મૂડીદાર વર્ગમાં બંધારણસભાને ભરાતી અટકાવવા માટે પૂરતી તાકાત નથી..."

આ દલીલના પહેલા ભાગમાં આગલી દલીલને જ જુદા શબ્દોમાં દોહરાવવામાં આવી છે. એવી દલીલ કરનારાઓનાં ભેજાંમાં ભરાઈ ગયેલો ગૂંચવાડો અને તેમનાં દિલોમાં છવાઈ ગયેલો મૂડીદાર વર્ગનો ડર, કામદારોના સંબંધમાં નિરાશાવાદી અને મૂડીદાર વર્ગના સંબંધમાં આશાવાદી કથનોમાં વ્યકત થતો હોય ત્યારે, એ દલીલ વધારે જોરદાર પણ ન જ બને અને વધારે પ્રતીતિકર પણ ન જ બને. અફસર કેડેટો અને કઝ્ઝાકો તરફથી બોલ્શેવિકોની સામે લોહીના આખરી ટીપા સુધી લડી લેવાના નિર્ધારની જાહેરાત થાય ત્યારે તેને પૂરેપૂરી ખરી માની લેવી, પરંતુ સેંકડો મિટિંગોમાં કામદારો અને સિપાહીઓ તરફથી બોલ્શેવિકોમાં પૂરો વિશ્વાસ તેમ જ સોવિયેતોના હાથમાં સત્તાની સોંપણીનો

બચાવ કરવાની તત્પરતા જાહેર કરવામાં આવે ત્યારે યાદ કરવાનું "વેળાસર" ગણવું કે ચૂંટણી એક બાબત છે અને લડાઈ જુદી જ બાબત છે!

તમે એવી દલીલ કરો તો બેશક વિદ્રોહની શક્યતાને "રદિયો" આપો જ. પરંતુ અમે કદાચ સવાલ પૂછીએ કે વિચિત્ર દિશામાં અભિમુખ અને વિચિત્ર પ્રેરણા આપતો આ "નિરાશાવાદ" મૂડીદાર વર્ગની તરફેણમાં રાજકીય ધોરણના પલટાથી જુદો કઈ રીતે પડે છે?..

અને કોર્નીલોવના બંડથી શું સાબિત થયું છે? એથી સાબિત થયું છે કે સોવિયેતો ખરી તાકાત છે...

મૂડીદાર વર્ગ બંધારણસભાને ભરાતી અટકાવવા માટે પૂરતી તાકાત ન ધરાવતો હોવાની વાત સાબિત કેવી રીતે થઈ શકે?

સોવિયેતોમાં મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાની **તાકાત ન હોય** તો તેનો અર્થ એવો નીકળે છે કે મૂડીદાર વર્ગ બંધારણસભાને ભરાતી અટકાવવા માટે પૂરતી તાકાત ધરાવે છે, કારણ કે મૂડીદાર વર્ગને રોકી શકે એવું બીજું કોઈ મોજૂદ નથી. કેરેન્સ્કી અને કંપનીના વાયદાઓમાં વિશ્વાસ મૂકવો, દાસતાની વૃત્તિ ધરાવતી પૂર્વસંસદના ઠરાવોમાં વિશ્વાસ મૂકવો— એ શું સર્વહારા પાર્ટીના સભ્યને અને ક્રાંતિકારીને છાજતી બાબત છે?

હાલની સરકારને ઉથલાવી પાડવામાં ન આવે તો મૂડીદાર વર્ગ બંધારણસભાને ભરાતી અટકાવવા માટે **પૂરતી તાકાત** ધરાવે છે એટલું જ નહિ પરંતુ તે પેત્રોગ્રાદ જર્મનોને શરણે કરી દઈને, મોરચો રેઢો મૂકી દઈને, તાળાબંધીઓ વધારી દઈને, અને ખોરાક પહોંચાડવાની કામગીરીને ખરાબે ચડાવી દઈને એ જ લક્ષ્ય આડકતરી રીતે સાધી શકે એમ છે...

"...સોવિયેતોએ તો સરકારના કપાળમાં તકાયેલી રિવોલ્વર બની રહેવું જોઈએ અને માંગ ઉઠાવવી જોઈએ કે બંધારણસભા ભરવામાં આવે તથા તમામ કોર્નીલોવપંથી કાવતરાં અટકાવી દેવામાં આવે..."

વિદ્રોહને નકારી કાઢવો એ 'પૂરી સત્તા સોવિયેતોને હસ્તક'ના સૂત્રને નકારી કાઢવા **બરાબર** છે...

પાર્ટી સપ્ટેંબરથી વિદ્રોહના સવાલ વિશે ચર્ચાવિચારણા કરી રહી છે...

વિદ્રોહનું ધોરણ તજી દેવું એટલે સોવિયેતોના હાથમાં સત્તાની સોંપણીનું ધોરણ તજી દેવું, તેનો અર્થ એવો છે કે તમામ આશાઓ તથા અપેક્ષાઓનું



કેંદ્ર "બદલાવી નાખવું" અને બંધારણસભા ભરવાનો વાયદો કરનારા ભલા મૂડીદાર વર્ગમાં જ બધી આશાઅપેક્ષાઓ કેંદ્રિત કરવી...

એક વાર **સત્તા** સોવિયેતોના હાથમાં આવી **જાય** એટલે બંધારણસભા ભરાવાની અને તેની સફળતાની **ગૅરંટી ઊભી થઈ જશે**...

વિદ્રોહનું ધોરણ તજી દેવું એટલે સીધેસીધા લિબેર્દાનોના પક્ષે ચાલ્યા જવું...

કાં તો લિબેર્દાનોના પક્ષે ચાલ્યા જાઓ અને 'પૂરી સત્તા સોવિયેતોને હસ્તક'ના સૂત્રને **જાહેર** રીતે તજી દો, અથવા વિદ્રોહ શરૂ કરી દો.

વચલો કોઈ માર્ગ છે જ નહિ.

"...રોદઝિયાન્કો પેત્રોગ્રાદ જર્મનોને શરણે કરી દેવા માગે છે પરંતુ મૂડીદાર વર્ગ એમ કરી શકશે નહિ કારણ કે લડવાનું કામ મૂડીદાર વર્ગ નથી કરી રહ્યો પણ આપણા બહાદુર ખલાસીઓ કરી રહ્યા છે..."

નિર્વિવાદ હકીકત છે કે લડાઈના મેદાનના વડા મથકની પુનર્ઘટના નથી કરવામાં આવી, અને કમાંડ સ્ટાફ સંઘટનાની દૃષ્ટિએ કોર્નીલોવપંથી છે.

કોર્નીલોવપંથીઓ (કેરેન્સ્કીની આગેવાની હેઠળ, કારણ કે તે પણ કોર્નીલોવપંથી જ છે) પેત્રોગ્રાદ શરણે કરી દેવા **માગતા હોય** તો તેઓ એમ કરવા માટે બે રીતો અથવા "ત્રણ રીતો" પણ અજમાવી શકે.

એક— તેઓ કોર્નીલોવપંથી અફસરોના દગાખોરીના કૃત્ય મારફત ઉત્તરનો જમીન મોરચો મોકળો છોડી દઈ શકે.

બે— તેઓ સમગ્ર જર્મન નૌકાદળ માટે કદમની આઝાદીની "સંમતિ આપી શકે", અને જર્મન નૌકાદળ આપણાથી **વધારે** તાકાતવાન છે; વળી તેઓ જર્મન તેમ જ બ્રિટિશ સામ્રાજ્યવાદીઓને, બેઉને, એવી સંમતિ આપી શકે. એ ઉપરાંત, "અલોપ થઈ ગયેલા એડમીરલોએ" કદાચ **યોજનાઓ** જર્મનોને પણ પહોંચાડી દીધી હોય.

ત્રણ— તેઓ તાળાબંધીઓની રીત અજમાવીને, અથવા ખોરાક પહોંચાડવાની કામગીરીમાં ભંગાણ પાડીને, આપણાં લશ્કરોને **તદ્દન** હતાશા તથા લાચારીની હાલતમાં મૂકી દે.

આ ત્રણ રીતમાંથી એકેયનો ઇનકાર થઈ શકે એમ નથી. હકીકતોએ સાબિત કરી દીધું છે કે રશિયાની મૂડીવાદી-કઝ્ઝાક પાર્ટી ત્રણેય બારણાં ખખડાવી ચૂકી છે અને દરેક બારણાને તોડી નાખવાની કોશિશ કરી ચૂકી છે.

મૂડીદાર વર્ગ ક્રાંતિની ગળચી દબાવી દે ત્યાં સુધી વાટ જોઈને બેસી રહેવાનો આપણને મુદ્દલ અધિકાર નથી...

રોદઝિયાન્કો કારોબારી આદમી છે...

રોદઝિયાન્કો દાયકાઓથી મૂડીની નીતિઓને વફાદારીથી અને ઈમાનદારીથી અમલમાં મૂકતો રહ્યો છે.

તારણ? તારણ એવું કે ક્રાંતિને બચાવવાના એકમાત્ર ઉપાય સમા વિદ્રોહની બાબતમાં ઢચુપચુ વલણ લેવું એટલે મૂડીદાર વર્ગમાં કાયરતાભર્યો તથા ભોળપણભર્યો ભરોસો મૂકવાની હાલતમાં સરી પડવું. એ ભોળપણભર્યો ભરોસો અરધો તો લિબેર્દાનપંથી, સમાજવાદીક્રાંતિકારી-મેન્શેવિક પ્રકારનો છે અને અરધો "ગામડિયાની જેમ" કશા શંકાસવાલ વગર મૂકી દેવામાં આવતો ભરોસો છે, અને બોલ્શેવિકો સૌથી વધારે તો તેની સામે જ લડતા રહ્યા છે...

"...આપણે દરરોજ વધારે તાકાતવાન બની રહ્યા છીએ. આપણે બંધારણસભામાં જોરદાર વિરોધી દળ તરીકે દાખલ થઈ શકીએ એમ છીએ. તો પછી સર્વસ્વનો દાવ શા માટે લગાવી દેવો?.."

આ તો એવા કૂપમંડૂકની દલીલ છે કે જે બંધારણસભા ભરાવાના સમાચાર "વાંચીને" એ અધિકતમ કાનૂની, અધિકતમ વફાદારીભર્યા, અને અધિકતમ બંધારણીય માર્ગને પૂરી નિષ્ઠાથી સ્વીકારી લે.

પરંતુ અફસોસની વાત છે કે બંધારણસભાની વાટ જોઈને બેસી રહેવાથી દુકાળનો સવાલ પણ નથી ઉકેલાતો અને પેત્રોગ્રાદ શરણે કરી દેવાનો સવાલ પણ નથી ઉકેલાતો. ભોળા અથવા ગૂંચવણમાં પડી ગયેલા અથવા પોતાને દહેશતના ભોગ બની જવા દેનારા માણસો આ "નજીવી બાબતને" ભૂલી ગયા છે.

દુકાળ વાટ નહિ જુએ. કિસાન વિપ્લવે વાટ નહોતી જોઈ. યુદ્ધ વાટ નહિ જુએ. અલોપ થઈ ગયેલા એડમીરલોએ વાટ નહોતી જોઈ...

અને આંધળા માણસો હજુ વિચારમાં ગરકાવ છે કે ભૂખ્યા લોકો અને જનરલો તથા એડમીરલોની દગાખોરીના ભોગ બની ગયેલા સિપાહીઓ ચૂંટણીઓની બાબતમાં ઉદાસીન કેમ છે! ઓહ, દોઢડાહ્યાઓ!

"...કોર્નીલોવપંથીઓ ફરી વાર કોશિશ તો કરે, આપણે તેમને બરાબર



ખબર પાડી દઈશું! પરંતુ આપણે શા માટે જોખમો માથે લઈને શરૂઆત કરી દેવી?.."

ઈતિહાસનું પુનરાવર્તન કદી નથી થતું, પરંતુ આપણે આપણી પીઠ તેની તરફ ફેરવી દઈએ, પહેલા કોર્નીલોવ બંડ વિશે મનન કરીએ, અને દોહરાવીએ: "કોર્નીલોવપંથીઓ ફરી વાર કોશિશ તો કરે" — આપણે એમ કરીએ તો એ કેવી ઉત્કૃષ્ટ ક્રાંતિકારી રણનીતિ ગણાય!

સર્વહારા નીતિ માટે આ તે કેવી જાતનો ગંભીર આધાર છે?

અને કોર્નીલોવપંથીઓ... ફરી વાર કોશિશ કરતાં પહેલાં રોટીનાં તોફાનો શરૂ થઈ જવાની, મોરચામાં ગાબડાં પડી જવાની, પેત્રોગ્રાદ શરણે કરી દેવાના કૃત્યની, વાટ જુએ તો? તો શું?

એવું સૂચન કરવામાં આવે છે કે આપણે સર્વહારા પાર્ટીની કાર્યનીતિ એવી શક્યતાના આધારે ઘડવી કે કોર્નીલોવપંથીઓ પોતાની પુરાણી ગલતીઓમાંની એકને દોહરાવે!

આપણે બધું ભૂલી જઈએ — બોલ્શેવિકો તરફથી પ્રદર્શિત કરવામાં આવતું હતું અને સેંકડો વાર પ્રદર્શિત કરવામાં આવ્યું છે એ બધું ભૂલી જઈએ, આપણી ક્રાંતિના છ મહિનાના ઈતિહાસે જે કંઈ સાબિત કર્યું છે એ બધું ભૂલી જઈએ, અર્થાત્ ભૂલી જઈએ કે કોર્નીલોવપંથીઓની સરમુખત્યારી અથવા સર્વહારા વર્ગની સરમુખત્યારી **સિવાય** બીજો કોઈ રસ્તો **નથી**, બીજો કોઈ વસ્તુગત રસ્તો નથી અને હોઈ શકે જ નહિ. આપણે એ બધું ભૂલી જઈએ, આપણે એ બધું નકારી કાઢીએ, અને બેસીને વાટ જોઈએ! શાની વાટ જોઈએ? ચમત્કારની વાટ જોઈએ...

## ૧૨

## મિલ્યુકોવનું ભાષણ

(સંક્ષેપ)

"...સૌ કબૂલ કરતા હોય એમ લાગે છે કે આપણું મુખ્ય કર્તવ્ય દેશની રક્ષાનું છે, અને એ કર્તવ્ય પાર પાડવા માટે લશ્કરમાં શિસ્ત હોવી જોઈએ તથા લશ્કરની પાછળના ભાગમાં દેશની અંદર સુવ્યવસ્થા હોવી જોઈએ. તેની

સિદ્ધિ માટે એવી સત્તા હોવી જોઈએ કે જે સાહસનાં કદમો કેવળ સમજાવટ દ્વારા જ નહિ પરંતુ બળનો ઉપયોગ કરીને પણ ઉઠાવી શકે... આપણાં સઘળાં અનિષ્ટનું મૂળ વિદેશ નીતિ સંબંધી મૌલિક, ખરેખરા રશિયન દૃષ્ટિબિંદુમાં છે, અને તેને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ તરીકે ચલાવી દેવામાં આવે છે.

ઉમદા ઈન્સાન લેનિનના એવા ધોરણમાં ઉમદા ઈન્સાન કેરેન્સ્કીની જ નકલ જોવા મળે છે કે રશિયામાંથી નવી દુનિયા આગળ આવશે જે વયોવૃદ્ધ પશ્ચિમને નવજીવન પ્રદાન કરશે, મતવાદી સમાજવાદના પુરાણા ઝંડાની જગ્યાએ ભૂખમરો વેઠતા લોકસમુદાયોના નવા સીધા કદમની સ્થાપના કરશે— એથી માનવતા આગળ ધકેલાઈ જશે અને તેને સામાજિક સ્વર્ગનાં બારણાં તોડી નાખવાની ફરજ પડશે...

આ માણસો ખરા દિલે માનતા હતા કે રશિયાનું વિઘટન સમગ્ર મૂડીવાદી શાસનના વિઘટનમાં પરિણમશે. એવા દૃષ્ટિબિંદુથી શરૂ કરવાને લીધે તેઓ યુદ્ધકાળમાં અજાણ્યે જ દેશદ્રોહ કરી શક્યા— તેમણે સ્વસ્થ ભાવે સિપાહીઓને ખાઈઓ ખાલી કરીને જતા રહેવાનું કહ્યું, અને બહારના દુશ્મનની સામે લડવાને બદલે દેશમાં આંતરવિગ્રહ શરૂ કરી દીધો તથા માલિકો તેમ જ મૂડીદારોની ઉપર હુમલા કર્યા..."

મિલ્યુકોવના ભાષણમાં અહીંયાં ખીજભર્યા પોકારો વડે અંતરાય પાડીને ઉદ્દામોએ સવાલો કર્યા કે ક્યા સમાજવાદીએ ક્યારેય એવાં કદમોની સલાહ આપેલી...

"માર્તોવનું કહેવું છે કે માત્ર સર્વહારા વર્ગનું ક્રાંતિકારી દબાણ જ સામ્રાજ્યવાદી ટોળકીઓની કુટિલ મુરાદને રગદોળી તથા પરાસ્ત કરી શકે એમ છે અને એ ટોળકીઓની સરમુખત્યારીને તોડી શકે એમ છે... હથિયારોની મર્યાદા બાંધવાના સંબંધમાં સરકારો વચ્ચે સુમેળ દ્વારા નહિ, પરંતુ એ સરકારોના નિઃશસ્ત્રીકરણ તથા લશ્કરી પદ્ધતિના મૂળગામી લોકશાહીકરણ દ્વારા..."

તેણે માર્તોવની ઉપર દ્વેષીલા પ્રહારો કર્યા અને પછી મેન્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિકારીઓની તરફ ફરીને તેમની ઉપર વર્ગસંઘર્ષ ચલાવવાનો જાહેર ઉદ્દેશ લઈને સરકારમાં પ્રધાનો તરીકે સામેલ થવાનો આક્ષેપ મૂક્યો!

"જર્મનીના અને મિત્રદેશોના સમાજવાદીઓ આ સજ્જનો તરફ ઉઘાડી ઘૃણાની લાગણી ધરાવતા હતા, પરંતુ તેમણે નક્કી કર્યું કે એ તો રશિયાનો મામલો છે, અને તેમણે સાર્વત્રિક આગના કેટલાક હિમાયતીઓને આપણે ત્યાં મોકલી દીધા...



આપણી લોકશાહીનો નુસખો સાવ સાદો છે—વિદેશ નીતિ નહિ, મુત્સદ્દીગીરીનો કસબ નહિ, મિત્રરાજ્યો સમક્ષ જાહેરાત: 'અમારે કંઈ નથી જોઈતું, અમારી પાસે લડવાનાં કશાં સાધનો છે જ નહિ!' પછી આપણા દુશ્મનો પણ એવી જ જાહેરાત કરે, અને પ્રજાઓની બિરાદરી સિદ્ધ થઈ જાય!"

મિલ્યુકોવે ઝિમ્મરવાલ્ડ જાહેરનામાની ઉપર પણ પ્રહાર કર્યો અને જાહેર કર્યું કે "સદાને માટે તમારા નામનું તહોમતનામું બની રહેવાનો છે એવા એ દુઃખદ દસ્તાવેજ"ની અસરથી કેરેન્સ્કી પણ બચી શક્યો નથી. પછી તેણે સ્કોબેલેવની ઉપર પ્રહાર કરતાં કહ્યું કે તે પોતાની સરકારની વિદેશ નીતિનો વિરોધી હોવા છતાં વિદેશનાં સંમેલનોમાં રશિયાના ડેલિગેટ તરીકે ભાગ લેતો હશે ત્યારે તેની સ્થિતિ એટલી બધી વિચિત્ર બની જશે કે લોકો કહેવા લાગશે— "આ સજ્જન શું લઈને આવ્યો છે, અને આપણે તેની જોડે શાને વિશે વાત કરવી?" નકાઝના સંબંધમાં મિલ્યુકોવે કહ્યું કે હું પોતે શાંતિવાદી છું, હું માનું છું કે આંતરરાષ્ટ્રીય લવાદ મંડળની સ્થાપના કરવી જોઈએ, હથિયારોની મર્યાદા બાંધવાનું જરૂરી છે, અને ગુપ્ત મુત્સદ્દીગીરીની ઉપર સંસદીય નિયંત્રણ હોવું જોઈએ—પરંતુ તેનો અર્થ ગુપ્ત મુત્સદ્દીગીરીની નાબૂદી નથી.

નકાઝમાં સામેલ કરવામાં આવેલા સમાજવાદી વિચારોને— વિજય વગર સુલેહ, પ્રજાઓનો આત્મનિર્ણયનો અધિકાર, અને આર્થિક યુદ્ધના પરિત્યાગને— "સ્ટોકહોમ વિચારો" ગણાવીને તેણે કહ્યું:

"જર્મન સફળતાઓ પોતાને ક્રાંતિકારી લોકશાહી તરીકે ગણાવનારા લોકોની સફળતાઓના સીધા પ્રમાણમાં છે. હું 'ક્રાંતિની સફળતાઓના' શબ્દો નથી વાપરવા માગતો કારણ કે મારી માન્યતા મુજબ તો ક્રાંતિકારી લોકશાહીના પરાજયો ક્રાંતિના વિજયો છે...

વિદેશોમાં સોવિયેત આગેવાનોનો પ્રભાવ બિનમહત્ત્વનો નથી. વિદેશ પ્રધાનનું ભાષણ સાંભળતાં જ પ્રતીતિ થઈ ગઈ કે આ હૉલમાં વિદેશ નીતિની ઉપર ક્રાંતિકારી લોકશાહીનો પ્રભાવ એટલો પ્રબળ છે કે વિદેશ પ્રધાનને રશિયાના માન તથા ગૌરવની વાત તેની સામે નજર માંડીને કરવાની હિંમત જ નથી પડતી!

સોવિયેતોની નકાઝમાં આપણને જોવા મળે છે કે સ્ટોકહોમ જાહેરનામાના વિચારોને બે દિશાઓમાં વિગતવાર ઘડી કાઢવામાં આવ્યા છે—તરંગવાદની દિશામાં અને જર્મન હિતોની દિશામાં..."

ઉદ્દામો તરફથી રોષ વરસાવતા પોકારો થવા લાગ્યા અને અધ્યક્ષે પણ ટીકા કરી, પરંતુ મિલ્યુકોવે પોતાની વાતને વળગી રહીને કહ્યું કે મુત્સદ્દીઓ દ્વારા નહિ પરંતુ પ્રજાકીય પરિષદોમાં સુલેહ કરવાની દરખાસ્ત અને દુશ્મનો ઇજાફતોના પરિત્યાગની જાહેર કરે કે તરત જ સુલેહની વાટાઘાટો શરૂ કરી દેવાની દરખાસ્ત જર્મન-તરફી છે. તાજેતરમાં કુફલમાને કહ્યું હતું કે વ્યક્તિગત જાહેરાત તો કેવળ જાહેરાત કરનારાને જ બંધનકારી હોય છે... "ભલે, જે હોય તે, આપણે કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતની નકલ કરતાં પહેલાં જર્મનોની નકલ કરીશું..."

મિલ્યુકોવે કહ્યું કે લિથુઆનિયા અને લેટવિયાની સ્વાધીનતાની છણાવટ કરતા વિભાગોમાં તો જર્મનોના પૈસાની મદદ વડે રશિયાના વિવિધ ભાગોમાં ચાલતી રાષ્ટ્રવાદી ચળવળનાં લક્ષણો જ અંકિત થયાં છે...

ઉદ્દામો તરફથી ભારે દેકારાના વાતાવરણમાં તેણે નકાઝમાંથી આલ્સેસ-લોરેન, રુમાનિયા, તથા સર્બિયા સંબંધી કલમો અને જર્મની તથા ઑસ્ટ્રિયામાંની પ્રજાઓ સંબંધી કલમો વચ્ચે તુલના કરી. તેણે કહ્યું કે નકાઝમાં જર્મન તથા ઑસ્ટ્રિયન દૃષ્ટિબિંદુને સ્વીકારી લેવામાં આવ્યું છે.

તેરેશ્ચેન્કોના ભાષણનો ઉલ્લેખ કરતાં તેણે નફરતના ભાવે તેની ઉપર આક્ષેપ મૂક્યો કે તેને પોતાના મનના વિચારો જાહેર કરવામાં બીક લાગે છે અને રશિયાની મહાનતાની દૃષ્ટિએ વિચારવામાંયે બીક લાગે છે. દાર્દાનેલિસની ઉપર રશિયાની જ માલિકી હોવી જોઈએ...

"તમે સતત કહેતા રહો છો કે સિપાહીને પોતે શા માટે લડે છે તેની ખબર નથી, અને તેને ખબર પડશે ત્યારે તે લડશે... ખરી વાત છે કે સિપાહીને પોતે શા માટે લડે છે તેની ખબર નથી, પરંતુ હવે તમે તેને જણાવી દીધું છે કે લડવાનું કશું કારણ જ નથી, આપણાં કશાં રાષ્ટ્રીય હિતો છે જ નહિ, અને આપણે તો પારકાં હિતો ખાતર જ લડી રહ્યા છીએ..."

મિત્રરાજ્યોને બિરદાવતાં તેણે કહ્યું કે તેઓ અમેરિકાની મદદ વડે "હજુ માનવતાના ધ્યેયને બચાવી લેશે." અંતમાં તેણે કહ્યું:

"માનવતાની દીવાદાંડી, પશ્ચિમની ઉન્નત લોકશાહીઓ, ઝિંદાબાદ! તેઓ જે માર્ગે લાંબા વખતથી સફર ખેડતી રહી છે એ માર્ગે આપણે તો હજુ પહેલાં કદમો માંડી રહ્યા છીએ—અને એ કદમો પણ આત્મવિશ્વાસ વગરનાં અચકાતાં કદમો છે! આપણાં બહાદુર મિત્રરાજ્યો ઝિંદાબાદ!"



## ૧૩

### કેરેન્સ્કીની મુલાકાત

'એસોશિયેટેડ પ્રેસ'ના સંવાદદાતાએ સવાલ પૂછ્યા. "મિસ્ટર કેરેન્સ્કી," તેણે શરૂ કર્યું, "ઇંગ્લૅંડ અને ફ્રાંસમાં લોકોને રશિયન ક્રાંતિની બાબતમાં નિરાશા થઈ છે..."

"હા, મને ખબર છે," કેરેન્સ્કી વચ્ચે જ ટોળ કરતો બોલી ઊઠયો, "પરદેશોમાં હવે ક્રાંતિ ફૅશનેબલ નથી રહી!"

"તમારો શો ખુલાસો છે કે રશિયનોએ લડવાનું બંધ કેમ કરી દીધું?"

"આ તો મૂર્ખાઈભર્યો સવાલ છે." કેરેન્સ્કી ચિડાઈ ગયો. "રશિયા તમામ મિત્રરાજ્યોથી પહેલું જંગમાં સંડોવાઈ ગયું હતું, અને લાંબા વખત સુધી યુદ્ધનો આખો બોજો તેને જ વેઠવો પડયો હતો. તેને ભોગવવી પડેલી ખુવારી બીજાં બધાં રાષ્ટ્રોએ ભેગાં મળીને ભોગવેલી ખુવારી કરતાં કલ્પના પણ ન થઈ શકે એટલી વધારે છે. રશિયાને હવે મિત્રરાજ્યો પાસેથી માગણી કરવાનો હક છે કે તેઓ હથિયારોની તાકાતનો વધારે ઉપયોગ કરે." તેણે એક પળ થંભી જઈને નજર સવાલ પૂછનારની ઉપર ઠેરવી. "તમે પૂછો છો કે રશિયનોએ લડવાનું કેમ બંધ કરી દીધું છે, અને રશિયનો પૂછે છે કે જર્મન જંગજહાજો રીગાના અખાતમાં પહોંચી ગયાં છે ત્યારે બ્રિટિશ કાફલો ક્યાં છે." વળી પાછો તે એકાએક થંભી ગયો અને પછી એકદમ બોલી ઊઠયો. "રશિયન ક્રાંતિ નાકામયાબ નથી થઈ ગઈ, અને ક્રાંતિકારી લશ્કર પણ નાકામયાબ નથી થઈ ગયું.

સેનાના વિઘટનમાં ક્રાંતિ કારણભૂત નથી—એ વિઘટન તો વર્ષો પહેલાં થઈ ગયેલું હતું, પુરાણા શાસને કરી નાખ્યું હતું. રશિયનો લડતા કેમ નથી? હું તમને જણાવું છું. કારણ કે લોકસમુદાયો આર્થિક રીતે સાવ શોષાઈ ગયેલા છે, અને મિત્રરાજ્યો વિશેના તેમના બધા ભ્રમ ભાંગી ગયા છે!"

મુલાકાતના જે અહેવાલમાંથી આ અવતરણ આપવામાં આવ્યું છે તેને તાર મારફત અમેરિકા મોકલવામાં આવ્યો હતો, પરંતુ થોડાક દિવસોની અંદર અમેરિકાના વિદેશ મંત્રાલયે અહેવાલ પાછો મોકલી દીધો અને માગણી કરી કે તેમાં "ફેરફાર" કરવામાં આવે. કેરેન્સ્કીએ ઇનકાર કરી દીધો, પરંતુ તેના

સેક્રેટરી ડૉક્ટર સોસકિસે માગણી મુજબના ફેરફાર કરી આપ્યા—એ રીતે, મિત્રરાજ્યોને દુભાવે એવા સઘળા ઉલ્લેખો કાઢી નાખેલો અહેવાલ દુનિયાનાં અખબારોને આપવામાં આવ્યો...

## પ્રકરણ ૩

૧

### કારખાના વિભાગ સમિતિઓનો ઠરાવ

૧. રાજકીય ક્ષેત્રમાં આપખુદ ઝારશાહી શાસનને ઉથલાવી પાડ્યા પછી કામદાર વર્ગ ઉત્પાદનના ક્ષેત્રમાં પણ લોકશાહીવાદી પદ્ધતિના વિજયને પ્રવેગ આપવાની જહેમત કરી રહ્યો છે. એ જહેમત કામદારોને હસ્તક નિયંત્રણના વિચાર મારફત વ્યકત થઈ રહ્યો છે, અને તેનો ઉગમ સ્વાભાવિક રીતે જ શાસક વર્ગોની ગુનાહિત નીતિથી પેદા થયેલા આર્થિક વિઘટનમાંથી થયો છે.

૨. રાજકારણના ક્ષેત્રમાં પાર્ટી સંગઠનો, રોજગારીના ક્ષેત્રમાં ટ્રેડ યુનિયનો, વપરાશના ક્ષેત્રમાં સહકારી મંડળો, અને સંસ્કૃતિના ક્ષેત્રમાં સાહિત્ય કલબો જે નરવી પ્રવૃત્તિને વ્યકત કરે છે તેને જ ઔદ્યોગિક ઉત્પાદનના ક્ષેત્રમાં કામદારોને હસ્તક નિયંત્રણનાં સંઘટનો વ્યકત કરે છે.

૩. કારખાનાં સરખી રીતે અને નિરંતર ચાલતાં રાખવાની આતુરતા કામદાર વર્ગને... મૂડીદાર વર્ગ કરતાં ઘણી વધારે છે. એ સંબંધમાં, કામદારોને હસ્તક નિયંત્રણ આધુનિક સમાજનાં, સમગ્ર જનતાનાં, હિતો માટે માલિકોની નિરંકુશ મરજી કરતાં બહેતર બાંયધરી પૂરી પાડે છે કારણ કે માલિકોને તો માત્ર ભૌતિક નફાઓ અથવા રાજકીય વિશેષાધિકારોની પોતાની સ્વાર્થી મુરાદ પાર પાડવાની જ ફિકર હોય છે. એટલે, સર્વહારા વર્ગ કામદારોને હસ્તક નિયંત્રણની માંગ કેવળ પોતાના હિતમાં જ નહિ પરંતુ આખા દેશના હિતમાં કરી રહ્યો છે, અને એ માંગને ક્રાંતિકારી કિસાનપ્રજાએ તેમ જ ક્રાંતિકારી સેનાએ ટેકો આપવો જોઈએ.

૪. ક્રાંતિ તરફ મૂડીદાર વર્ગના મોટા ભાગનું દુશ્મનાવટનું વલણ લક્ષમાં રાખીએ તો અનુભવ બતાવે છે કે કાચા માલ તથા ઈંધણની સરખી વહેંચણી



તેમ જ કારખાનાંનો અધિકતમ કાર્યક્ષમ વહીવટ કામદારોને હસ્તક નિયંત્રણ વગર અશક્ય છે.

૫. મૂડીવાદી ઉદ્યોગધંધાઓમાં કામદારોને હસ્તક નિયંત્રણ અને કામ તરફ કામદારોનું જાગ્રત વલણ કેળવવાની તથા તેનો સામાજિક મર્મ સાફ સમજાવવાની કામગીરીથી જ શ્રમના ક્ષેત્રમાં આપમેળે શિસ્તના દૃઢ પાલનના વિકાસ માટે તેમ જ શ્રમની સમગ્ર શક્ય ઉત્પાદકતાના વિકાસ માટે સાનુકૂળ સંજોગો પેદા થઈ શકે.

૬. ઉદ્યોગનું યુદ્ધના આધાર પરથી શાંતિના આધાર પર આગામી રૂપાંતર અને આખા દેશમાં તેમ જ જુદાં જુદાં કારખાનાં વચ્ચે શ્રમની પુનર્વહેંચણી ઝાઝા ભંગાણો વગર તો કેવળ ખુદ કામદારોના લોકશાહીવાદી સ્વશાસન મારફત જ સાધી શકાય... એટલે યુદ્ધ-અનુરૂપ ઉદ્યોગને શાંતિ-અનુરૂપ ઉદ્યોગમાં પલટાવી નાખવો હોય તો તેની અનિવાર્ય શરત કામદારોને હસ્તક નિયંત્રણ સાધી લેવાની છે.

૭. રશિયન સામાજિક લોકશાહીવાદી કામદાર પાર્ટી (બોલ્શેવિકો) તરફથી ઘોષિત સૂત્ર અનુસાર 'રાષ્ટ્રવ્યાપી પાયા પર કામદારોને હસ્તક નિયંત્રણ'ને અસરકારક બનાવવું હોય તો તે આકસ્મિક રીતે, પદ્ધતિ વગર, સાધિત નહિ પરંતુ તમામ મૂડીવાદી પેઢીઓને આવરી લે એવું હોવું જોઈએ; તે સુયોજિત હોવું જોઈએ, અને સમગ્ર રૂપમાં દેશના ઔદ્યોગિક જીવનથી અલિપ્ત ન જ હોવું જોઈએ.

૮. દેશના આર્થિક જીવનને—ખેતીવાડી, ઉદ્યોગ, વાણિજ્ય, તથા વાહનવ્યવહારને—એક જ એકીકૃત યોજનામાં સાંકળી લેવું જોઈએ. એ યોજના એવી રીતે ઘડવી જોઈએ કે બહોળા લોકસમુદાયોની અલગ અલગ વ્યકિતગત તેમ જ સામાજિક જરૂરિયાતો સંતોષાય. યોજનાને ચૂંટાયેલા પ્રતિનિધિઓની બહાલી મળવી જોઈએ, અને તેને એ પ્રતિનિધિઓના માર્ગદર્શન હેઠળ રાષ્ટ્રવ્યાપી તથા સ્થાનિક સંગઠનો મારફત અમલમાં મૂકવી જોઈએ.

૯. યોજનાનો જે વિભાગ ખેતી-મહેનતને લગતો હોય તેને કિસાનો તથા ખેતમજૂરોનાં સંગઠનોની દેખરેખ હેઠળ અમલમાં મૂકવો જોઈએ; અને રોજગાર કમાતા માણસો વડે ચલાવવામાં આવતા ઉદ્યોગ, વેપાર, તથા વાહનવ્યવહાર સંબંધી વિભાગને કામદારોને હસ્તક નિયંત્રણ મારફત અમલમાં મૂકવો જોઈએ, ઔદ્યોગિક પ્લાંટની અંદર કારખાના વિભાગ સમિતિઓ તથા એવી જ બીજી

26—1290

સમિતિઓ, અને શ્રમના બજારમાં ટ્રેડ યુનિયનો, કામદારોને હસ્તક નિયંત્રણનાં સ્વાભાવિક સંઘટનો બની રહેશે.

૧૦. શ્રમની કોઈ પણ શાખામાં કામદારોની બહુસંખ્યા માટે ટ્રેડ યુનિયનોએ કરેલા સામૂહિક વેતન કરારો સંબંધિત જિલ્લામાં એવા પ્રકારના શ્રમનો ઉપયોગ કરતા પ્લાંટોના તમામ માલિકો માટે બંધનકારી હોવાં જોઈએ

૧૧. રોજગારી કેંદ્રોને ટ્રેડ યુનિયનોના — આખી ઔદ્યોગિક યોજના અનુસાર તથા તેની મર્યાદાઓની અંદર કામગીરી કરતાં સંગઠનો તરીકે ટ્રેડ યુનિયનોના — નિયંત્રણ તથા વહીવટમાં મૂકી દેવાં જોઈએ.

૧૨. શ્રમ સંબંધી કરારો અથવા શ્રમ સંબંધી કાનૂનોનો ભંગ કરનારા તમામ માલિકોની વિરુદ્ધ, અને શ્રમની કોઈ પણ શાખામાં કોઈ પણ વ્યકિતગત કામદાર વતી પણ, ટ્રેડ યુનિયનોને ખુદ પોતાની પહેલકદમીના આધારે કાનૂની કારવાઈ શરૂ કરી દેવાનો હક હોવો જોઈએ.

૧૩. ઉત્પાદન, વહેંચણી, તથા રોજગારીનાં ક્ષેત્રોમાં કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી તમામ સવાલો અંગે ટ્રેડ યુનિયનોએ અલગ અલગ ઉદ્યોગધંધાઓમાંના કામદારો જોડે, કારખાના વિભાગ સમિતિઓ મારફત, સલાહમસલત કરવી જોઈએ.

૧૪. રોજગારી તથા બરતરફી, રજાઓ, વેતનની પાયરીઓ, કામ કરવાનો ઈનકાર, ઉત્પાદકતા તથા કુશળતાનું પ્રમાણ, કરારો રદ કરવાનાં કારણો, વહીવટ જોડેના વિખવાદો, વગેરે બાબતો અને કારખાનાના આંતરિક જીવનના એવા જ બીજા સવાલોની પતાવટ કેવળ કારખાના વિભાગ સમિતિની તપાસનાં પરિણામો મુજબ જ કરવી જોઈએ. કારખાના વિભાગ સમિતિને હક છે કે તે કારખાના વહીવટના ગમે તે સભ્યોને ચર્ચાવિચારણામાંથી બકાત રાખે.

૧૫. કારખાનાને કાચો માલ, ઈંધણ, ઑર્ડરો, કામદારો, ટેકનિકલ સ્ટાફ (સરંજામ સહિત), વગેરે પૂરું પાડવાની અને બીજા બધા પુરવઠાની તથા બંદોબસ્તની, તેમ જ કારખાનું સામાન્ય ઔદ્યોગિક યોજનાને બરાબર અનુસરે તેની ખાતરી ઊભી કરવાની કામગીરીના નિયંત્રણ માટે કારખાના વિભાગ સમિતિ એક પંચની સ્થાપના કરે. કારખાનાના વહીવટની ફરજ છે કે વેપાર સંબંધી પૂરી માહિતીસામગ્રી તે કામદારોને હસ્તક નિયંત્રણનાં સંઘટનોને તેઓની મદદ તથા જાણ માટે હવાલે કરી દે, એ બધી સામગ્રી ખરીખોટી હોવાની ચોક્સાઈ કરવાનું શક્ય બનાવે, અને કારખાના વિભાગ સમિતિ માગણી કરે તો કંપનીના બધા ચોપડા રજૂ કરી દે.



૧૬. કારખાના વિભાગ સમિતિઓએ પકડી પાડેલાં વહીવટી વિભાગનાં કોઈ પણ જાતનાં ગેરકાનૂની કૃત્યોના, અથવા કામદારો એકલા તપાસ ન કરી શકે એવી ગેરકાનૂની કૃત્યોની શંકાઓના, રિપોર્ટ સંડોવાયેલી ખાસ શ્રમ શાખાની જવાબદારી ધરાવતી કારખાના વિભાગ સમિતિઓના જિલ્લા કેંદ્રીય સંગઠનને મોકલી આપવામાં આવશે. એ સંગઠન સામાન્ય ઔદ્યોગિક યોજનાને અમલમાં મૂકવાની જવાબદારી ધરાવતી સંસ્થાઓ જોડે બાબતની ચર્ચાવિચારણા કરીને તેના ફેંસલાના ઉપાયો ગોતી કાઢશે, અને જરૂર લાગે તો કારખાનું જપ્ત કરી લેવા સુધીનાં કદમો પણ ઉઠાવશે.

૧૭. જુદી જુદી પેઢીઓની કારખાના વિભાગ સમિતિઓની એકતા જુદા જુદા કામધંધાઓના આધારે સાધવી જોઈએ, જેથી ઉદ્યોગની આખી શાખા ઉપર નિયંત્રણ સ્થાપવાનું સરળ બને અને તેને સામાન્ય ઔદ્યોગિક યોજનામાં આવરી લઈ શકાય; જેથી જુદાં જુદાં કારખાનાંઓ વચ્ચે ઑર્ડરો, કાચો માલ, ઈંધણ, ટેકનિકલ માણસો, તથા કામદારોની વહેંચણીની અસરકારક યોજના ઘડી શકાય; અને જેથી અલગ અલગ કામધંધાઓના આધારે સંગઠિત ટ્રેડ યુનિયનોની જોડે સહકાર સાધવામાં મદદ પણ મળે.

૧૮. ટ્રેડ યુનિયનો તથા કારખાના વિભાગ સમિતિઓની કેંદ્રીય શહેર પરિષદો, સામાન્ય ઔદ્યોગિક યોજના ઘડી કાઢવા તથા અમલમાં મૂકવા માટે અને શહેરો તથા ગામો (કામદારો તથા કિસાનો) વચ્ચે આર્થિક સંબંધોની સંઘટના કરવા માટે સ્થાપવામાં આવેલી તદનુરૂપ પ્રાંતીય તથા સ્થાનિક સંસ્થાઓમાં, સર્વહારા વર્ગનું પ્રતિનિધિત્વ કરે છે. તેઓ કારખાના વિભાગ સમિતિઓ તથા ટ્રેડ યુનિયનોના કારોબારમાં, પોતપોતાના જિલ્લામાં કામદારોને હસ્તક નિયંત્રણ પૂરતો, આખરી અખત્યાર પણ ધરાવે છે, અને તેઓ ઉત્પાદનની રાબેતા મુજબની ક્રિયામાં કામદારોની શિસ્ત સંબંધી ફરજિયાત નિયમો પણ જારી કરશે — પરંતુ એ નિયમોને ખુદ કામદારોની બહાલી મતદાન મારફત મળી જવી જોઈએ*.

* જોન રીડે ૧૯મો ફકરો છોડી દીધો છે: "સંમેલન દેશવ્યાપી પાયા પર કામદારોને હસ્તક નિયંત્રણની માંગ ઉઠાવતી વેળા સાથીઓને હાકલ કરે છે કે દરેક ખાસ સ્થળે બળોની વહેંચણી શક્ય બનાવે એટલા પ્રમાણમાં અત્યારથી જ તેને લાગુ કરવામાં આવે, અને સંમેલન ઘોષણા કરે છે કે કામદારો તરફથી પોતાના જ લાભ માટે ઉપયોગમાં લેવાના ઈરાદે ઉદ્યોગધંધા કબજે કરી લેવાનાં કૃત્યો કામદારોને હસ્તક નિયંત્રણનાં લક્ષ્યોથી વિસંગત છે." — સં.

૨

## બોલ્શેવિકો વિશે મૂડીવાદી અખબારોનાં લખાણો

'રૂસ્કાયા વોલ્યા', ૨૮મી ઑક્ટોબર: "નિર્ણાયક ઘડી નજીક આવી રહી છે... તે બોલ્શેવિકો માટે નિર્ણાયક છે... કાં તો તેઓ આપણી સામે... જુલાઈની ૧૬-૧૮ તારીખોની ઘટનાઓની બીજી આવૃત્તિ રજૂ કરી દેશે, અથવા તેમને કબૂલ કરવું પડશે કે તેઓ તેમની યોજનાઓ તથા ઇરાદાઓ ભેગા, જાગ્રત રીતે રાષ્ટ્રીય હોય એવા સર્વકંઈથી પોતાને અળગા પાડી નાખવાની નેમ ધરાવતી તેમની ઉછાંછળી નીતિ ભેગા, ચોક્કસ રૂપે પરાસ્ત થઈ ગયા છે...

બોલ્શેવિકોની સફળતાની શક્યતાઓ કેટલી છે?

એ સવાલનો જવાબ મુશ્કેલ છે કારણ કે તેમનો મુખ્ય આધાર... આમ લોકસમુદાયોના અજ્ઞાનમાં છે. તેઓ તેના ઉપર જ દાવ લગાવી રહ્યા છે, કોઈ રીતે અટકાવી ન શકાય એવી ભાષણખોરી વડે તેઓ તેનો જ ફાયદો ઉઠાવી રહ્યા છે...

આ મામલામાં સરકારે પોતાની ભૂમિકા અદા કરવી જ જોઈએ. સરકારે પ્રજાસત્તાક પરિષદનો નૈતિક આધાર લઈને બોલ્શેવિકો તરફ સ્પષ્ટ રૂપમાં નિર્ધારિત વલણ અપનાવવું જ જોઈએ...

અને બોલ્શેવિકો કાનૂની સત્તાની વિરુદ્ધ વિદ્રોહ ઉશ્કેરે, એમ કરીને જર્મનોની ચઢાઈને સરળ બનાવી દે, તો તેમને બંડખોરો તથા દેશદ્રોહીઓ ગણીને એવું જ વર્તન તેમની જોડે કરવું જોઈએ..."

'બિર્ઝેવીયે વેદોમોસ્તી', ૨૮મી ઑક્ટોબર: "હવે બોલ્શેવિકોએ પોતાને બાકીની લોકશાહીથી અળગા પાડી નાખ્યા છે એટલે તેમની સામેનો સંઘર્ષ ઘણો વધારે સહેલો બની જાય છે—અને બોલ્શેવિઝમની સામે લડવા માટે, તેઓ કશુંક કદમ ઉઠાવે તેની વાટ જોવામાં સમજદારી નથી. સરકારે તેમને કશું કદમ ઉઠાવવા જ ન દેવું જોઈએ...

બોલ્શેવિકોની વિદ્રોહ કરવાની તથા અંધાધૂંધી ફેલાવવાની અપીલો ફોજદારી અદાલતોમાં સજાપાત્ર કૃત્યો છે, અને વધારેમાં વધારે મુક્ત દેશોમાંયે એવી અપીલ કરનારાઓને સખત સજાઓ ફટકારવામાં આવે જ. બોલ્શેવિકો જે કરી રહ્યા છે તે સરકાર સામેનો રાજકીય સંઘર્ષ નથી, તે સત્તા માટેનો રાજકીય સંઘર્ષ પણ નથી, તે તો અંધાધૂંધી, ખૂનરેજી, અને આંતરવિગ્રહ ફેલાવી દેવાનો પ્રચાર છે. એવા પ્રચારને મૂળિયાં સમેત ખતમ કરી નાખવો જોઈએ. હુલ્લડો ઉશ્કેરવાના પ્રચારની વિરુદ્ધ કદમો ઉઠાવવા માટે હુલ્લડો વાસ્તવમાં શરૂ થઈ જાય ત્યાં સુધી વાટ જોવાની વાત તો ભારે વિચિત્ર ગણાય..."

'નોવોયે વ્રેમ્યા', પહેલી નવેંબર: "...સરકાર સપ્ટેંબરની ૧૨મી તારીખ વિશે નહિ, ઑક્ટોબરની ત્રીજી તારીખ વિશે નહિ, પણ માત્ર નવેંબરની બીજી તારીખ (સોવિયેતોની કૉંગ્રેસ ભરાવાની તારીખ) વિશે જ ઉત્તેજિત કેમ થઈ ગઈ છે?

આ કંઈ પહેલી વાર નથી કે રશિયા આગની જ્વાળાઓથી લપેટાઈ ગયું છે તથા ખંડેરોમાં પલટાઈ રહ્યું છે, અને ભયંકર આગના ધુમાડાથી આપણા મિત્રરાજ્યોની આંખો બળી રહી છે...

સરકાર સત્તા પર આવી ત્યાર પછી અંધાધૂંધી અટકાવવાના ઉદ્દેશે એક પણ હુકમ તેણે જાહેર કર્યો છે ખરો? અથવા રશિયન આગને બુઝાવી નાખવાનો પ્રયત્ન કોઈએ કર્યો છે ખરો?

બીજાં કામ કરવાનાં બાકી હતાં...

સરકારે પોતાનું ધ્યાન વધુ તાત્કાલિક સમસ્યા પર લગાવી દીધું. તેણે એવા વિદ્રોહને (કોર્નીલોવના પ્રયાસને) દબાવી દીધો કે જેને વિશે દરેક માણસ હવે સવાલ કરી રહ્યો છે—'એ વિદ્રોહ ક્યારેય થયેલો ખરો?'"

૩

## બોલ્શેવિકો વિશે નરમપંથી સમાજવાદી અખબારોનાં લખાણો

'દેલો નરોદા', ૨૮મી ઑક્ટોબર, (સમાજવાદી ક્રાંતિકારી): "ક્રાંતિની વિરુદ્ધ બોલ્શેવિકોનો અત્યંત ભયાનક ગુનો એ છે કે તેઓ લોકસમુદાયોની તમામ કારમી વિપદાઓ માટે ક્રાંતિકારી સરકારના અનિષ્ટ ઇરાદાઓને જ કારણભૂત ગણાવે છે, પરંતુ હકીકતમાં તો એ વિપદાઓ વસ્તુગત કારણોથી પેદા થયેલી છે.

તેઓ લોકસમુદાયોને સોનેરી વચનો આપે છે, પરંતુ પહેલેથી જ જાણતા હોય છે કે તેમાંથી એકેય વચન પોતે પાળી શકવાના નથી, તેઓ લોકસમુદાયોને

ખોટે માર્ગે દોરી જાય છે અને તેમની બધી પરેશાનીઓના મૂળ વિશે તેમની જોડે છેતરપિંડી કરે છે...

બોલ્શેવિકો ક્રાંતિના સૌથી ભયંકર દુશ્મનો છે..."

'દેન', ૩૦મી ઑક્ટોબર, (મેન્શેવિક): "શું વાસ્તવમાં આ જ 'અખબારોની આઝાદી' છે? 'નોવાયા રૂસ' અને 'રાબોચી પુત' ખુલ્લંખુલ્લા વિદ્રોહની ઉશ્કેરણી કરે છે. એ બે અખબારો પોતાની કટારોમાં દરરોજ વસ્તુગત ગુનાઓ કરી રહ્યાં છે. તેઓ દરરોજ હુલ્લડોની ઉશ્કેરણી કરે છે... શું એ જ 'અખબારોની આઝાદી' છે?...

સરકારે ખુદ પોતાની રક્ષા કરવી જોઈએ અને આપણી રક્ષા કરવી જોઈએ. આપણને મક્કમ માગણી કરવાનો અધિકાર છે કે ખૂનખાર દંગાઓનો ભય નાગરિકોની જિંદગીને જોખમમાં મૂકી દેતો હોય ત્યારે સરકારી તંત્ર નિષ્ક્રિય ન પડ્યું રહે..."

૪

## 'યેદીન્સ્ત્વો'

બોલ્શેવિકોએ સત્તા કબજે કરી લીધી ત્યાર પછી થોડાંક અઠવાડિયે પ્લેખાનોવનું અખબાર 'યેદીન્સ્ત્વો' આપમેળે બંધ થઈ ગયું હતું. સોવિયેત સરકારે તેને દબાવી દીધું હોવાની પ્રચલિત ખબર ખોટી હતી. તેના છેલ્લા અંકમાં કરવામાં આવેલી જાહેરાતમાં એકરાર કરવામાં આવ્યો હતો કે ગ્રાહકો બહુ જ ઓછા હોવાને કારણે પ્રકાશન ચાલુ રાખવાનું અશક્ય છે...

૫

## શું બોલ્શેવિકો કાવતરાખોરો હતા?

પેત્રોગ્રાદના ફ્રેંચ અખબાર 'આંતાં'ના ૧૫મી નવેંબરના અંકમાં પ્રકાશિત એક લેખમાંથી નીચેનું અવતરણ આપવામાં આવ્યું છે:

"કેરેન્સ્કીની સરકાર ચર્ચાઓમાં ગૂંથાયેલી અને અચકાતી રહે છે. લેનિન અને ત્રોત્સ્કીની સરકાર હુમલો કરે છે અને કદમો ઉઠાવે છે.



એ બીજી સરકારને કાવતરાખોરોની સરકાર કહેવામાં આવે છે, પરંતુ વાત ગલત છે. લેભાગુ સત્તાધારીઓની સરકાર—હા, દુશ્મનોની ઉપર વિજય હાંસલ કરનારી સઘળી ક્રાંતિકારી સરકારોની જેમ જ. કાવતરાખોરો—ના!

ના! તેમણે કાવતરાં નથી કર્યાં. એથી ઊલટું—તેમણે ખુલ્લંખુલ્લા, હામ ભીડીને, સાફ શબ્દોમાં, પોતાના ઇરાદાઓ જરાય છુપાવ્યા વગર, પોતાના આંદોલનને અનેક ગણું વધારી દીધું અને કારખાનાંમાં, બૅરેકોમાં, મોરચે, દેશમાં, દરેક ઠેકાણે પોતાનો પ્રચાર વધારી દીધો. તેમણે તો હથિયાર ઉઠાવવાની તારીખ પણ, સત્તા કબજે કરી લેવાની તારીખ પણ, અગાઉથી નક્કી કરી રાખી હતી...

તેઓ—કાવતરાખોરો? કદી નહિ..."

૬

## વિદ્રોહની વિરુદ્ધ અપીલ

### કેંદ્રીય સેના સમિતિ તરફથી

"...અમારી સૌથી પહેલી અને મક્કમ માંગ એ છે કે પ્રજાસત્તાક પરિષદ તથા કેંદ્રીય કારોબારી સમિતિની સંમતિથી કામચલાઉ સરકારે, પ્રજાકીય સત્તાના સંઘટન તરીકે, વ્યકત કરેલા જનતાની બહુસંખ્યાના સંગઠિત નિર્ધારનો અડગ અમલ કરવામાં આવે...

જ્યારે સરકારની કટોકટી અચૂક રીતે અવ્યવસ્થામાં, દેશની પાયમાલીમાં, અને આંતરવિગ્રહમાં પરિણમે એમ છે એવી વેળાએ વર્તમાન સરકારને બળજોરીથી પદભ્રષ્ટ કરવાના કોઈ પણ દેખાવને સેના પ્રતિક્રાંતિકારી કૃત્ય ગણશે અને હથિયારોની તાકાત વાપરીને દબાવી દેશે...

ખાનગી જૂથો તથા વર્ગોનાં હિતોને ગૌણ ગણીને એક જ હિતને વશ બનાવી દેવાં જોઈએ—એ હિત છે ઔદ્યોગિક ઉત્પાદન વધારવાનું અને જીવનમાં જરૂરી ચીજોની વહેંચણી ઇનસાફી રીતે કરવાનું...

ભાંગફોડ કરવાની, અવ્યવસ્થા પેદા કરવાની, અથવા તોફાનો ફેલાવવાની વૃત્તિ ધરાવનારા સૌને, તમામ ભાગેડુઓને, તમામ આળસુઓને, તથા તમામ

ઉઠાઉગીરોને સૈનાના પાછળના ભાગમાં સહાયક સેવાઓ બજાવવાની ફરજ પાડવી જોઈએ...

અમે કામચલાઉ સરકારને હાકલ કરીએ છીએ કે જનતાના નિર્ધારનું ઉલ્લંઘન કરનારા એવા માણસોની, ક્રાંતિના દુશ્મનોની, મજૂર ટુકડીઓ રચવામાં આવે અને સેનાની પાછળના વિસ્તારમાં તેમ જ મોરચે દુશ્મનોના ગોળીબારની ઝડીમાં ખાઈઓની અંદર કામ કરવા મોકલી આપવામાં આવે..."

૭

## છઠ્ઠી નવેંબરની રાતની ઘટનાઓ

સાંજ પડવા આવી ત્યારે લાલ સંત્રીઓની ટુકડીઓ મૂડીવાદી અખબારોનાં છાપખાનાં કબજે કરી લેવા લાગી. ત્યાં 'રાબોચી પુત' તથા 'સોલ્દાત'ની તેમ જ વિવિધ ઘોષણાઓની લાખો નકલો છાપવામાં આવી. શહેર મિલિશિયાને લાલ સંત્રીઓના હાથમાંથી પાછી છોડાવી લેવાનો હુકમ આપવામાં આવ્યો, પરંતુ ઑફિસો આડી નાકાબંધીઓ ખડી કરી દેવામાં આવી હતી અને હથિયારબંધ સિપાહીઓ રખેવાળી કરી રહ્યા હતા. સિપાહીઓને છાપખાનાં ઉપર હુમલો કરવાનો હુકમ આપવામાં આવ્યો પરંતુ તેમણે ઇનકાર કરી દીધો.

લગભગ મધરાતે એક કર્નલ યુંકરોની ટુકડી લઈને 'મુક્ત માનસ' નામની કલબમાં પહોંચ્યો. તેની પાસે 'રાબોચી પુત'ના તંત્રીની ગિરફતારીનું વૉરંટ હતું. તરત જ બહાર રસ્તા ઉપર મોટું જબ્બર ધાડું ભેગું થઈ ગયું અને લોકો યુંકરોને મારી મારીને ઠાર કરી નાખવાની ધમકી આપવા લાગ્યા. કર્નલ કાકલૂદી કરવા લાગ્યો કે મને અને યુંકરોને ગિરફતાર કરીને સલામતી ખાતર પિટર-પૉલ કારાવાસમાં મોકલી આપો. તેની વિનંતિ માની લેવામાં આવી.

રાતના એક વાગ્યે સ્મોલ્નીથી આવેલી સિપાહીઓ તથા ખલાસીઓની ટુકડીએ તાર ઑફિસ કબજે કરી લીધી*. રાતના એક ને પાંત્રીસ મિનિટે પોસ્ટ ઑફિસ કબજે કરી લેવામાં આવી. સવાર પડવા આવ્યું ત્યારે લશ્કરી હોટેલ કબજે કરી લેવામાં આવી, અને સવારના પાંચ વાગ્યે ટૅલિફોન એક્સચેન્જ ઉપર

*તાર ઑફિસ રાતે બે વાગ્યે કબજે લેવામાં આવી હતી.—સં.



કબજો જમાવી દેવામાં આવ્યો.* પરોઢિયે સ્ટેટ બૅંકને ઘેરી લેવામાં આવી. અને સવારે દસ વાગ્યે વિન્ટર પેલેસ ફરતી સિપાહીઓની કતાર ખડી કરી દેવામાં આવી.

## પ્રકરણ ૪

૧

## સાતમી નવેંબરની ઘટનાઓ

સવારના ચાર વાગ્યાથી પરોઢ સુધી કૅરેન્સ્કી પેત્રોગ્રાદના લશ્કરી સ્ટાફના વડા મથકમાં મોજૂદ હતો, અને કઝ્ઝાકોને તેમ જ પેત્રોગ્રાદની અંદર તથા આસપાસનાં અફસર વિદ્યાલયોમાં યુંકરોને હુકમો મોકલી રહ્યો હતો—સૌના તરફથી એકસરખો જવાબ મળ્યો કે તેઓ ખસી શકે એવી હાલતમાં નહોતા.

શહેરનો કમાંડન્ટ કર્નલ પોલ્કોવનિકોવ દેખીતી રીતે જ કશી યોજના વગર લશ્કરી સ્ટાફથી વિન્ટર પેલેસ અને વિન્ટર પેલેસથી લશ્કરી સ્ટાફ દોડાદોડી કરી રહ્યો હતો. કૅરેન્સ્કીએ પુલો ખોલી નાખવાનો હુકમ આપ્યો. ત્રણ કલાક વીતી ગયા પણ કશું જ કરવામાં ન આવ્યું. આખરે એક અફસર અને પાંચ સિપાહીઓ પોતે જ પહેલ કરીને નીકળી પડયા. તેમણે લાલ સંત્રીઓની પહેરેગીર ટુકડીને નસાડી મૂકીને નિકોલાઈ પુલ ખોલી નાખ્યો. પરંતુ તેઓ પાછા ગયા કે તરત જ કેટલાક ખલાસીઓએ પુલ પાછો બંધ કરી દીધો.

કૅરેન્સ્કીએ 'રાબોચી પુત'નું છાપખાનું કબજે કરી લેવાનો હુકમ કર્યો. જે અફસરને કામગીરી સોંપવામાં આવી હતી તેને સિપાહીઓની એક ટુકડી પૂરી પાડવાનું વચન આપવામાં આવ્યું હતું. બે કલાક પછી તેને જણાવવામાં આવ્યું કે હમણાં થોડાક યુંકરો આપવામાં આવશે. પછી હુકમ ભુલાઈ ગયો.

પોસ્ટ ઑફિસ તથા તાર ઑફિસને બોલ્શેવિકોના હાથમાંથી છોડાવીને પાછી કબજે કરી લેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. થોડાક ગોળીબાર કરવામાં આવ્યા, પરંતુ પછી સરકારી સિપાહીઓએ જાહેરાત કરી કે અમે હવે સોવિયેતોની સામે લડવા તૈયાર નથી.

*ટૅલિફોન એક્સચેન્જને સવારે સાત વાગ્યે કબજે લેવામાં આવી હતી.—સં.

યુંકરોના એક પ્રતિનિધિમંડળને કેરેન્સ્કીએ કહ્યું: "કામચલાઉ સરકારના અધ્યક્ષ તરીકે અને સર્વોચ્ચ સેનાપતિ તરીકે મને કશી જ ખબર નથી, અને હું તમને કોઈ જાતની સલાહ આપી શકું એમ નથી. પરંતુ એક પીઢ ક્રાંતિપંથી તરીકે હું તમને અપીલ કરું છું, જુવાન ક્રાંતિપંથીઓ, કે તમારાં સ્થાનો પર ખડા રહો અને ક્રાંતિની ફતેહોની રક્ષા કરો."

**કિશ્કીનના હુકમો**, ૭મી નવેંબર:

"કામચલાઉ સરકારની ડિક્રી અનુસાર... પેત્રોગ્રાદમાં ફરી વ્યવસ્થા સ્થાપવા માટે મને અસાધારણ સત્તાઓ આપવામાં આવી છે, તમામ નાગરિક તથા લશ્કરી અધિકારીઓની ઉપર પૂરા કમાંડનો અખત્યાર આપવામાં આવ્યો છે...

કામચલાઉ સરકારે મને આપેલી સત્તાઓ અનુસાર હું આ હુકમથી પેત્રોગ્રાદ લશ્કરી જિલ્લાના કમાંડન્ટ કર્નલ જ્યોર્જ પોલ્કોવનિકોવને તેની તમામ કામગીરીઓથી છૂટો કરી દઉં છું..."

**વસતિને અપીલ**, ૭મી નવેંબર—તેમાં નાયબ વડા પ્રધાન કોનોવાલોવની સહી હતી:

"નાગરિકો! પિતૃભૂમિને, પ્રજાસત્તાકને, અને તમારી આઝાદીને બચાવી લો! જનતાએ પસંદ કરેલી એક માત્ર સરકારી સત્તાની વિરુદ્ધ, કામચલાઉ સરકારની વિરુદ્ધ, પાગલોએ બળવો કર્યો છે...

કામચલાઉ સરકારના સભ્યો પોતાની ફરજ બજાવી રહ્યા છે, પોતાનાં સ્થાનો પર મોજૂદ છે, અને પિતૃભૂમિના ભલા માટે, વ્યવસ્થા ફરી સ્થાપવા માટે, તેમ જ રશિયા તથા તમામ રશિયન પ્રજાઓનું ભાવિ સાર્વભૌમ સત્તા સંઘટન બની રહેનારી બંધારણસભા ભરવા માટે સતત કામગીરી કરી રહ્યા છે...

નાગરિકો, તમારે કામચલાઉ સરકારને ટેકો આપવો જ જોઈએ. તમારે તેના અખત્યારને વધારે મક્કમ બનાવવો જ જોઈએ. તમારે આ પાગલોનો વિરોધ કરવો જ જોઈએ. આઝાદી તથા વ્યવસ્થાના બધા દુશ્મનો અને ઝારશાહી શાસનના અનુયાયીઓ બંધારણસભાને ખરાબે ચડાવી દેવાના તેમ જ ક્રાંતિની ફતેહોને તથા આપણી પ્યારી પિતૃભૂમિના ભવિષ્યને નષ્ટ કરી નાખવાના ઇરાદે એ પાગલોની ભેગા ભળી ગયા છે...

નાગરિકો! સુવ્યવસ્થા અને તમામ પ્રજાઓના સુખના નામે કામચલાઉ



સરકારના હાલ પૂરતા અખત્યારની રક્ષા કાજે સરકારની ફરતે સંગઠિત બની જાઓ..."

**કામચલાઉ સરકારની ઘોષણા.**

"પેત્રગ્રાદ સોવિયેતે... કામચલાઉ સરકારને પદભ્રષ્ટ જાહેર કરી છે, અને પિટર-પૉલ કિલ્લાની તોપમાંથી તેમ જ નેવા નદીમાં લંગર નાખીને પડેલા જંગજહાજ 'અરોરા'ની તોપોમાંથી વિન્ટર પેલેસ પર તોપમારો ચલાવવાની ધમકી આપીને સરકારી સત્તા તેને હવાલે કરી દેવાની માગણી કરી છે.

સરકાર પોતાનો અખત્યાર કેવળ બંધારણસભાને જ હવાલે કરી શકે—એ કારણે સરકારે તાબે ન થવાનું અને વસતિ તથા સેનાની મદદ માગવાનું નક્કી કર્યું છે. સ્તાવકાને મોકલવામાં આવેલા તારસંદેશાના જવાબમાં જણાવવામાં આવ્યું છે કે સિપાહીઓની મોટી ટુકડી મોકલાઈ રહી છે...

મોરચાની પાછળના વિસ્તારમાં દેશની અંદર બળવો ફેલાવવાના બોલ્શેવિકોના ગેરજવાબદાર પ્રયત્નોને સેના તથા જનતા ધુતકારી કાઢે..."

સવારે લગભગ ૯ વાગ્યે કેરેન્સ્કી મોરચા તરફ રવાના થઈ ગયો*.

સાંજ પડવા આવી ત્યારે બે સિપાહીઓ સાઈકલ ચલાવતા પહોંચી ગયા અને પિટર-પૉલ કિલ્લાની ગૅરિસનના ડેલિગેટો તરીકે લશ્કરી સ્ટાફના વડા મથકમાં હાજર થયા. સ્ટાફના સભાખંડમાં કિશકીન, રુતેનબેર્ગ, પાલ્ચીન્સ્કી, જનરલ બગ્રાતૂની, કર્નલ પારાદેલોવ, અને કાઉન્ટ તોલ્સ્તોય એકઠા થયેલા હતા. સિપાહીઓએ સભાખંડમાં દાખલ થતાં જ માગણી કરી કે સ્ટાફનું વડું મથક તત્કાળ શરણે કરી દેવામાં આવે. તેમણે ધમકી આપી કે શરણે થવાનો ઇનકાર થશે તો વડા મથકની ઉપર તોપમારો ચલાવવામાં આવશે... બે વાર દહેશતભરી સલાહમસલત કરી લીધા પછી સ્ટાફના અફસરો પીછેહઠ કરીને વિન્ટર પેલેસમાં ચાલ્યા ગયા અને વડા મથકને લાલ સંત્રીઓએ કબજામાં લઈ લીધું...

ત્રીજો પહોર વીતી જવા આવ્યો ત્યારે કેટલીક બોલ્શેવિક બખતરબંધ મોટરગાડીઓ વિન્ટર પેલેસ ફરતે ચકરાવા લેવા લાગી, અને સોવિયેત સિપાહીઓએ યુંકરોની જોડે વાટાઘાટો કરવાની અસફળ કોશિશો કરી...

---

*કેરેન્સ્કી પોતે બોલાવેલી ટુકડીઓને "મળવા" સવારના સાડા અગિયાર વાગ્યે પેત્રોગ્રાદથી રવાના થયો હતો.—સં.

વિન્ટર પૅલેસ પર ગોળીબાર સાંજે લગભગ સાત વાગ્યે શરૂ થયો...

રાતના દસ વાગ્યે ત્રણ બાજુએથી તોપમારો શરૂ કરવામાં આવ્યો. મોટા ભાગના ગોળા ખાલી હતા. પૅલેસની મુખ્ય બાજુએ તોપગોળાની ધાતુના કેવળ ત્રણ નાનકડા કકડા અફળાયા હતા...

## ૨

### કેરેન્સ્કી પલાયન

કેરેન્સ્કી નવેંબરની ૭મી તારીખે સવારે મોટરમાં રવાના થઈને ગાત્ચિના પહોંચ્યો. ત્યાં તેણે ખાસ ટ્રેનની માગણી કરી. સાંજ સુધીમાં તે પ્સ્કોવ પ્રાંતના ઓસ્રોવ શહેરમાં પહોંચી ગયો. બીજે દિવસે સવારે કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સ્થાનિક સોવિયેતનું અસાધારણ અધિવેશન ભરવામાં આવ્યું. તેમાં કઝ્ઝાકોના ડેલિગેટોએ પણ ભાગ લીધો — ઓસ્રોવમાં ૬૦૦૦ કઝ્ઝાકો હતા:

કેરેન્સ્કીએ અધિવેશનમાં ભાષણ કર્યું અને બોલ્શેવિકોની સામે લડવા માટે કઝ્ઝાકોની મદદ માગી. તે જાણે એકલા કઝ્ઝાકોને જ સંબોધતો હોય એવી રીતે બોલ્યો. સિપાહી ડેલિગેટો વિરોધ કરવા લાગ્યા.

"તમે અહીંયાં શા માટે આવ્યા છો?" પોકારો સંભળાયા. કેરેન્સ્કીએ જવાબ દીધો: "બોલ્શેવિકોના વિદ્રોહને કચડી નાખવામાં કઝ્ઝાકોની મદદ માગવા માટે." એકદમ વિરોધના જોરદાર દેકારા થયા અને કેરેન્સ્કી આગળ બોલ્યો એટલે દેકારા વધી ગયા. "મેં કોર્નીલોવના બંડને દબાવી દીધું અને હવે બોલ્શેવિકોને પણ ખોખરા કરી નાખીશ!" કોલાહલ એટલો બધો વધી ગયો કે તેને મંચ પરથી ઊતરીને જતા રહેવું પડ્યું...

સિપાહી ડેલિગેટો અને ઉસ્સુરીના કઝ્ઝાકોએ કેરેન્સ્કીને ગિરફતાર કરી લેવાનો ફેંસલો કર્યો, પરંતુ દોનપ્રદેશના કઝ્ઝાકોએ તેમને રોક્યા અને કેરેન્સ્કીને ટ્રેનમાં રવાના કરી દીધો... દિવસ દરમિયાન સ્થાપવામાં આવેલી લશ્કરી ક્રાંતિકારી સમિતિએ પ્સ્કોવની ગૅરિસનને ખબર આપવાની કોશિશ કરી પરંતુ ટેલિફોન અને તારની લાઇનો કપાઇ ગઈ હતી...

કેરેન્સ્કી પ્સ્કોવ ન પહોંચી શક્યો. લશ્કરો પાટનગર મોકલાતાં અટકાવવા માટે ક્રાંતિકરી સિપાહીઓએ રેલવેના પાટા ઊખેડી નાખ્યા હતા. કેરેન્સ્કી નવેંબરની



આઠમી તરીખે રાતે મોટરમાં લૂગા પહોંચ્યો. ત્યાં રાખવામાં આવેલી મોત ટુકડીઓ તરફથી તેને સારો આવકાર મળ્યો.

બીજે દિવસે તે ટ્રેનમાં દક્ષિણ-પશ્ચિમ મોરચે ગયો અને વડા મથકમાં સેના સમિતિને મળ્યો. પરંતુ પાંચમું લશ્કર બોલ્શેવિકોની સફળતાના સમાચાર સાંભળીને ખુશીથી ઘેલું થઈ ગયું હતું, અને સેના સમિતિ કેરેન્સ્કીને કશી મદદનું વચન ન આપી શકી.

ત્યાંથી મોગિલ્યોવ ખાતે સ્તાવકામાં (આખી સેનાના વડા મથકમાં) પહોંચીને તેણે મોરચાના જુદા જુદા ભાગોમાંથી દસ રેજિમેન્ટોને પેત્રોગ્રાદ પર ચડાઈ માટે રવાના થઈ જવાનો હુકમ આપ્યો. સિપાહીઓએ લગભગ એક અવાજે ઇનકાર કર દીધો. જે રેજિમેન્ટો રવાના થઈ તે પણ રસ્તામાં થંભી ગઈ. આખરે લગભગ ૫૦૦૦ કઝ્ઝાકો તેને મદદ કરવા આગળ વધ્યા...

## ૩

### વિન્ટર પેલેસમાં લૂંટફાટ

હું એવું ધોરણ નથી લેવા માગતો કે વિન્ટર પેલેસમાં મુદ્દલ લૂંટફાટ થઈ જ નહોતી. વિન્ટર પેલેસના પતન પહેલાં તેમ જ પછી સારી પેઠે તફડંચી થયેલી. પરંતુ સમાજવાદી ક્રાંતિકારી અખબાર 'નરોદ' અને દૂમાના સભ્યો તરફથી કરવામાં આવેલા, ૫૦ કરોડ રૂબલની મૂલ્યવાન વસ્તુઓ ચોરાઈ ગઈ હોવાના નિવેદનમાં ભારે મોટી અતિશયોક્તિ હતી.

પેલેસના સૌથી મહત્ત્વના કલા ખજાનાઓ — ચિત્રો, શિલ્પો, નકશીદાર કાપડ, ચિનાઈ માટીની વિરલ વસ્તુઓ, અને શસ્ત્ર ભંડારો — સપ્ટેંબરમાં મોસ્કો ખસેડી દેવામાં આવ્યા હતા, અને બોલ્શેવિક સિપાહીઓએ ક્રેમલિન કબજે કરી લીધું ત્યાર પછી દસમે દિવસે પણ ત્યાંના શાહી મહેલના ભંડકિયામાં સહીસલામત પડ્યા હતા. આ હકીકતની ખાતરી હું મારી પોતાની જાણકારીના આધારે આપી શકું એમ છું...

પરંતુ છૂટાછવાયા માણસોએ વ્યક્તિગત રૂપે, ખાસ કરીને સામાન્ય લોકોએ, સારી પેઠે તફડંચીઓ કરી હતી. વિન્ટર પેલેસ કબજે કરી લેવામાં આવ્યા પછી કેટલાય દિવસો સુધી સામાન્ય લોકોને મહેલની અંદર છૂટથી ફરવા દેવામાં આવ્યા

હતા. એવી રીતે કરવામાં આવેલી લગભગ ૫૦૦૦૦ ડૉલરના માલની ચોરીમાં રૂપાના ચમચા-કાંટા, ઘડિયાળો, બિછાનાં, આરસાઓ, ચિનાઈ માટીનાં કેટલાંક મૂલ્યવાન ફૂલદાન, અને કિંમતી પથ્થરો જડેલી ચીજોનો સમાવેશ થતો હતો.

ચોરાઈ ગયેલી વસ્તુઓ પાછી મેળવવા માટે સોવિયેત સરકારે તત્કાળ કલાકારો તથા પુરાતત્ત્વવિદોના એક ખાસ પંચની રચના કરી. નવેંબરની ૧૪મી તારીખે બે ઘોષણાઓ પ્રગટ કરવામાં આવી:

"પેત્રોગ્રાદના નાગરિકો!

અમે તમામ નાગરિકોને તાકીદની અપીલ કરીએ છીએ કે ૭-૮ નવેંબરની રાતે વિન્ટર પેલેસમાંથી ચોરાઈ ગયેલી વસ્તુઓ ખોળી કાઢવાની દિશામાં પૂરી જહેમત કરવામાં આવે, અને જે વસ્તુઓ મળી આવે તે બધી વિન્ટર પેલેસના કમાંડન્ટને પહોંચાડી દેવામાં આવે.

ચોરીનો માલ લેનારાઓને, પુરાતન વસ્તુઓના સંગ્રાહકોને, તથા એવી વસ્તુઓને છુપાવી રાખતા સાબિત થઈ જનારા તમામ માણસોને, કાયદેસર જવાબદાર ગણવામાં આવશે અને સખત સજા કરવામાં આવશે.

સંગ્રહસ્થાનો તથા કલાત્મક સંગ્રહોના રક્ષણ માટેના કમિસારો,

**યાતમાનોવ, માન્દેલબાઉમ**"

"**રેજિમેન્ટ તથા કાફલા સમિતિઓને**

રૂસી જનતાની અટલ મિલકત વિન્ટર પેલેસમાંથી ૭-૮ નવેંબરની રાતે કલાની મૂલ્યવાન વસ્તુઓ ચોરાઈ ગઈ છે.

અમે સૌને તાકીદની અપીલ કરીએ છીએ કે ચોરાયેલી વસ્તુઓ ખોળી કાઢવાની અને વિન્ટર પેલેસમાં પાછી પહોંચાડી દેવાની દિશામાં પૂરી જહેમત કરવામાં આવે.

કમિસારો,

**યાતમાનોવ, માન્દેલબાઉમ**"

ચોરાયેલા માલમાંથી લગભગ અરધો પાછો મળી ગયો. કેટલીક વસ્તુઓ રશિયાથી પાછા ફરી રહેલા પરદેશીઓના સામાનમાંથી મળી આવી હતી.



સ્મોલ્નીના સૂચન મુજબ ભરવામાં આવેલા કલાકારો તથા પુરાતત્ત્વવિદોના સંમેલનમાં, વિન્ટર પેલેસના ખજાનાઓની વિગતવાર સૂચિ બનાવવા માટે એક પંચ નીમવામાં આવ્યું, અને પેલેસની તેમ જ પેત્રોગ્રાદના તમામ કલાસંગ્રહો તથા રાજ્ય સંગ્રહસ્થાનોની પૂરી જવાબદારી તેને સોંપવામાં આવી. યાદી બનાવવાનું કામ ચાલુ હતું તે દરમિયાન, નવેંબરની ૧૬મી તારીખે વિન્ટર પેલેસ જાહેર જનતા માટે બંધ કરી દેવામાં આવ્યો...

નવેંબરના છેલ્લા અઠવાડિયામાં લોક કમિસાર પરિષદ તરફથી એક ડિક્રી જાહેર કરીને વિન્ટર પેલેસને 'લોક સંગ્રહાલય'નું નવું નામ આપવામાં આવ્યું, તેની પૂરી જવાબદારી કલાકાર-પુરાતત્ત્વવિદ પંચને સોંપવામાં આવી, અને તેમાં કોઈ પણ જાતની સરકારી પ્રવૃત્તિઓની સખત મનાઈ ફરમાવી દેવામાં આવી.

## ૪

## સ્ત્રીઓની બટેલિયનની સભ્યાઓ પર બળાત્કાર

વિન્ટર પેલેસની ઉપર કબજો કરી લેવામાં આવ્યો ત્યાર પછી તરત જ, પેલેસની રક્ષા માટે ત્યાં રાખવામાં આવેલી સ્ત્રીઓની બટેલિયનની દશા વિશે જાતજાતની સનસનાટીભરી કહાણીઓ બોલ્શેવિક-વિરોધી અખબારોમાં પ્રગટ થઈ હતી અને નગર દૂમામાં વર્ણવવામાં આવી હતી. વાતો ફેલાવવામાં આવેલી કે કેટલીક બાઈઓને બારીઓ વાટે રસ્તા પર ફગાવી દેવામાં આવી હતી, મોટા ભાગની બાઈઓ ઉપર બળાત્કાર કરવામાં આવ્યા હતા, અને ઘણી બાઈઓએ ભયંકર અત્યાચારને લીધે આપઘાતનો આશરો લીધો હતો.

મામલાની તપાસ માટે શહેર દૂમા તરફથી એક પંચ નીમવામાં આવ્યું. પંચ લેવાશોવોમાં આવેલા સ્ત્રીઓની બટેલિયનના વડા મથકેથી નવેંબરની ૧૬મી તારીખે પાછું ફર્યું. માદામ તીર્કોવાએ રિપોર્ટ આપ્યો કે બાઈઓને પહેલાં પાવલોવ્સ્કી રેજિમેન્ટની બૅરેકોમાં લઈ જવામાં આવી હતી, અને ત્યાં કેટલીકની જોડે ખરાબ વર્તન કરવામાં આવ્યું હતું. પરંતુ હાલ મોટા ભાગની બાઈઓ લેવાશોવોમાં છે, અને બાકીની શહેરમાં છૂટાંછવાયાં ખાનગી ઘરોમાં છે. પંચના બીજા એક સભ્ય ડૉક્ટર માન્દેલબાઉમે શુષ્ક ભાવે નિવેદન કર્યું કે એક **પણ** બાઈને

વિન્ટર પૅલેસની બારી વાટે બહાર ફગાવી દેવામાં નહોતી આવી, એક પણ બાઈ જખમી નહોતી થઈ, ત્રણ બાઈઓની ઉપર બળાત્કાર કરવામાં આવ્યા હતા, અને એક બાઈએ આપઘાત કર્યો હતો—તેણે આપઘાત કરતી વેળા લખી રાખેલા પત્રમાં જણાવ્યું હતું કે "મને મારા આદર્શોમાં નિષ્ફળતા મળી છે."

લશ્કરી ક્રાંતિકારી સમિતિએ ખુદ બાઈઓની જ વિનંતિને માન આપીને સ્ત્રીઓની બટૅલિયનને નવેંબરની ૨૧મી તારીખે વિખેરી નાખી. બાઈઓ પાછી નાગરિક જીવનમાં સામેલ થઈ ગઈ.

લુઈઝ બ્રયાન્તના પુસ્તક 'રશિયામાં છ લાલ મહિના'માં એ સમયે સ્ત્રીઓની બટૅલિયનની સભ્યાઓનું રસપ્રદ વર્ણન આપવામાં આવ્યું છે.

## પ્રકરણ ૫

### ૧

### અપીલો અને ઘોષણાઓ

લશ્કરી ક્રાંતિકારી સમિતિ તરફથી, આઠમી નવેંબર:

**"તમામ સેના સમિતિઓને અને સિપાહીઓના પ્રતિનિધિઓની તમામ સોવિયેતોને.**

ક્રાંતિ અને જનતાનો સામનો કરવા ખડી થઈ ગયેલી કેરેન્સ્કી સરકારને પેત્રોગ્રદ ગૅરિસને ઉથલાવી પાડી છે... મોરચાને તથા દેશને આ સમાચાર આપતી વેળા લશ્કરી ક્રાંતિકારી સમિતિ તમામ સિપાહીઓને સાવધાનીથી અફસરોની વર્તણૂકનું ધ્યાન રાખવાની વિનંતિ કરે છે. જે અફસરો નિખાલસતાથી અને ખુલ્લંખુલ્લા પોતાને ક્રાંતિની તરફેણમાં જાહેર ન કરે તેમને દુશ્મનો ગણીને તરત જ ગિરફતાર કરી લેવામાં આવે.

પેત્રોગ્રાદ સોવિયેત નવી સરકારના કાર્યક્રમનો અર્થ નીચે મુજબ તારવે છે: સર્વસામાન્ય લોકશાહીવાદી સુલેહની તાત્કાલિક દરખાસ્તો, જમીનદારોના વિશાળ જમીન વિસ્તારો તત્કાળ કિસાનોને હવાલે, પૂરી સત્તા સોવિયેતોને હસ્તક, અને બંધારણસભા ભરવાની પ્રામાણિક કામગીરી. જનતાની ક્રાંતિકારી સેના



પૂરી તકેદારી રાખે અને શંકાસ્પદ મનોવૃત્તિ ધરાવતી ટુકડીઓને પેત્રોગ્રાદ મોકલાવા ન દે. દલીલો કરો, નૈતિક સમજાવટનો ઉપાય અજમાવો—પરંતુ તેમાં નિષ્ફળતા મળે તો ટુકડીઓની હલચલને કઠોર બળજોરીથી અટકાવી દો.

આ હુકમ સેવાની દરેક શાખાનાં તમામ લશ્કરી યુનિટો સમક્ષ તત્કાળ વાંચી સંભળાવવાનો છે. જે કોઈ માણસ આ હુકમની જાણકારી સિપાહી સમુદાયોથી છુપાવી રાખશે... તે ક્રાંતિની વિરુદ્ધ ભયંકર ગુનો કરશે, અને તેને લશ્કરી કાનૂનની પૂરી સખતી લગાવીને સજા કરવામાં આવશે.

સિપાહીઓ! સુલેહશાંતિ, રોટી, જમીન, અને લોક સરકારની તરફેણમાં!

**લશ્કરી ક્રાંતિકારી સમિતિ"**

**"મોરચાની તથા પછવાડાની તમામ સેના, દળ, ડિવિઝન, રેજિમેન્ટ, તથા કંપની સમિતિઓને તેમ જ કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના પ્રતિનિધિઓની સઘળી સોવિયેતોને.**

સિપાહીઓ અને ક્રાંતિકારી અફસરો!

લશ્કરી ક્રાંતિકારી સમિતિએ મોટા ભાગના કામદારો, સિપાહીઓ, તથા કિસાનોની સંમતિના આધારે ફરમાન જાહેર કર્યું છે કે જનરલ કોર્નીલોવને અને તેના કાવતરામાં સામેલ થયેલા તેના તમામ મળતિયાઓને, પિટર-પૉલ કિલ્લામાં કેદ પૂરી દેવા માટે તથા લશ્કરી ક્રાંતિકારી અદાલતમાં પેશ કરવા માટે, તત્કાળ પેત્રગ્રાદ પહોંચાડી દેવામાં આવે...

આ ફરમાનનો પ્રતિકાર કરનારા સૌને સમિતિ ક્રાંતિના દ્રોહીઓ જાહેર કરે છે, અને એવા માણસોના હુકમોને આ ફરમાન મારફત રદબાતલ ઘોષિત કરે છે.

**કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેત જોડે સંકળાયેલી લશ્કરી ક્રાંતિકારી સમિતિ"**

**"કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની તમામ પ્રાંતીય તથા જિલ્લા સોવિયેતોને.**

જમીન સમિતિઓના જે સભ્યોને ગિરફતાર કરી લેવામાં આવ્યા હતા તે સૌને સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસના ઠરાવ મુજબ તત્કાળ છોડી

27—1290

મૂકવામાં આવે, અને તેમને ગિરફતાર કરનારા કમિસારોને ગિરફતાર કરી લેવામાં આવે.

આ ઘડીથી પૂરી સત્તા સોવિયેતોના હાથમાં છે. કામચલાઉ સરકારના કમિસારોને બરતરફ કરી દેવામાં આવે છે. જુદી જુદી સ્થાનિક સોવિયેતોના અધ્યક્ષને ક્રાંતિકારી સરકાર જોડે સીધા સંબંધો સ્થાપવાની સૂચના આપવામાં આવે છે.

લશ્કરી ક્રાંતિકારી સમિતિ"

## ૨

## મ્યુનિસિપલ દૂમાનો વિરોધ

"અધિકતમ લોકશાહીવાદી સિદ્ધાંતોના આધારે ચૂંટાયેલી કેંદ્રીય શહેર દૂમાએ, વધારેમાં વધારે અવ્યવસ્થાના સમયે, મ્યુનિસિપલ મામલાઓ તેમ જ ખોરાકના પુરવઠા સંભાળવાનો બોજો ઉપાડી લીધો છે. બોલ્શેવિક પાર્ટી વર્તમાન ઘડીએ, બંધારણસભાની ચૂંટણીઓને ત્રણ જ અઠવાડિયાંની વાર છે ત્યારે, બહારના દુશ્મનના ભયની જરાય પરવા કર્યા વગર, એકમાત્ર કાનૂની ક્રાંતિકારી સત્તાને હથિયારોના જોર વડે હઠાવી દીધા પછી, મ્યુનિસિપલ અધિકારો તથા સ્વતંત્રતાની ઉપર તરાપ મારવાના પ્રયાસો કરી રહી છે, માગણી કરી રહી છે કે કેંદ્રીય મ્યુનિસિપલ દૂમા તેના કમિસારોને તથા તેના ગેરકાનૂની અખત્યારને શરણે થઈ જાય.

આ ભયાનક અને કરુણ ઘડીએ પેત્રોગ્રાદ શહેર દૂમા પોતાના મતદારો સમક્ષ અને આખા દેશ સમક્ષ જોરદાર ઘોષણા કરે છે કે તે પોતાના અધિકારો તથા પોતાની સ્વતંત્રતાની ઉપર મારવામાં આવતી તરાપોને શરણે કદાપિ નહિ જ થાય, અને પાટનગરની વસતિના નિર્ધારના આધારે તેને સોંપવામાં આવેલી જવાબદારીને સ્થાને તે મક્કમ ખડી રહેશે.

પેત્રોગ્રાદની કેંદ્રીય શહેર દૂમા રશિયન પ્રજાસત્તાકની તમામ દૂમાઓને તથા ઝેમ્સ્ત્વો સંસ્થાઓને અપીલ કરે છે કે રશિયન ક્રાંતિની મહાનતમ ફતેહોમાંની એકની રક્ષા કાજે—લોક સ્વશાસનની સ્વાધીનતા અને અનુલ્લંઘનીયતા કાજે—એકત્રિત થઈ જાઓ."



## ૩

## "જમીન સંબંધી ડિક્રી—કિસાનોની નકાઝ

જમીનના સવાલનો કાયમી ઉકેલ તો સર્વસામાન્ય બંધારણસભા જ આણી શકે.

જમીનના સવાલનો અધિકતમ ન્યાયોચિત ઉકેલ નીચે મુજબ હોવો જોઈએ:

૧. **જમીનની ખાનગી માલિકીનો** હક **સદાને માટે નાબૂદ** કરી **નાખવામાં આવે છે**. જમીન વેચી ન શકાય, પટ્ટે ન આપી શકાય, ગીરવી ન મૂકી શકાય; અને કોઈ પણ રીતે લઈ દઈ ન શકાય. બધી રજવાડી **જમીન, પદવીઓ સાથે સંકળાયેલી જમીન**, શહેનશાહના **વજીરોની જમીન, મઠોની જમીન, ધર્મસંસ્થાઓની જમીન**, વહીવટી **કબજાની જમીન**, વારસાગત **જમીન, ખાનગી જાગીરો, સામુદાયિક જમીન, કિસાનોની મુક્ત માલિકીની જમીન, તેમ જ બીજી બધી જમીન** કશા વળતર વગર જપ્ત કરી **લેવામાં આવે છે**, તેને રાષ્ટ્રીય મિલકત બનાવી દેવામાં આવે છે, અને તેમાં ખેતી કરતા કામગારોને ઉપયોગ માટે સોંપી દેવામાં આવે છે.

મિલકતના અધિકારોના આવા સામાજિક રૂપાંતરને કારણે જે લોકોને નુકસાન થાય તેમને, અસ્તિત્વના નવા સંજોગોથી ટેવાઈ જવા માટે જરૂરી સમય દરમિયાન, સાર્વજનિક સહાય મેળવવાનો હક છે.

૨. ધરતીના પેટાળમાં પડેલી બધી જ સમૃદ્ધિઓ—કાચી ધાતુઓ, તેલ, કોલસા, મીઠું, વગેરે—તેમ જ રાષ્ટ્રીય મહત્ત્વ ધરાવતાં વનો તથા જળભંડારો, એકમાત્ર રાજ્યની જ માલિકીનાં બની જાય છે. તમામ ગૌણ ઝરણાં, તળાવો, તથા વનો ગ્રામસમુદાયોને હસ્તક કરી દેવામાં આવે છે—એવી શરતે કે તેનો વહીવટ સરકારનાં સ્થાનિક સંઘટનો સંભાળે.

૩. જમીનના જે જે પ્લોટ **વૈજ્ઞાનિક રીતે ખેડવામાં આવતા હોય**—બગીચા, વાડીઓ, ધરુવાડિયાં, બીજનાં ખેતરો, નાજુક રોપા મથકો, અને એવા બીજા પ્લોટ—તેને **વિભાજિત નહિ કરવામાં આવે પરંતુ આદર્શ ખેતરોમાં પલટાવી નાખવામાં આવશે; અને તેઓને** પરિમાણ તથા મહત્ત્વના આધારે **રાજ્યના અથવા ગ્રામસમુદાયોના** હાથમાં સોંપી દેવામાં આવશે.

ઈમારતો, સામુદાયિક જમીનોમાં તથા ગામોમાં ખાનગી માલિકીના બગીચાઓ તથા ફળોદ્યાનો, વર્તમાન માલિકોના હાથમાં રહેશે. એવા પ્લોટનાં પરિમાણો

તથા ઉપયોગ માટે કરવેરાના દરો કાનૂન મુજબ નક્કી કરવામાં આવશે.

૪. સઘળાં અશ્વ ઉછેર કેંદ્રો, સરકારી અને ખાનગી પશુપાલન તથા પંખી ઉછેર મથકો, તથા એવાં બીજાં મથકોને જપ્ત કરીને રાષ્ટ્રીય મિલકત બનાવી દેવામાં આવે છે, અને પરિમાણ તથા મહત્ત્વના આધારે રાજ્યને અથવા ગ્રામસમુદાયોને સુપરત કરી દેવામાં આવે છે.

આ સંબંધમાં વળતરના બધા સવાલો બંધારણસભાના અખત્યારમાં છે.

૫. જપ્ત કરી લેવામાં આવેલી જમીન સાથે સંકળાયેલી સમગ્ર કૃષિસંપત્તિ, યંત્રો અને ઢોરઢાંખર, કશા વળતર વગર, મિલકતના પરિમાણ તથા મહત્ત્વના આધારે રાજ્યને અથવા સમુદાયને સોંપી દેવામાં આવે છે.

એવાં યંત્રો તથા ઢોરઢાંખર જપ્ત કરી લેવાનો નિર્ણય કિસાનોની લઘુ પ્રમાણની મિલકતને લાગુ નહિ થાય.

૬. પોતે, પોતાના પરિવારની મદદ લઈને, અથવા ભાગીદારીમાં જમીનનો ઉપયોગ ખેતી માટે કરવાનો અધિકાર તમામ નાગરિકોને, નરનારીના કશા ભેદભાવ વગર અને તેઓ પોતે જમીનનાં ખેતીનું કામ કરી શકે ત્યાં સુધી આપવામાં આવે છે. મજૂરો કામે રાખવાની છૂટ નથી.

ગ્રામસમુદાયનો કોઈ સભ્ય બે વરસ સુધી કામ ન કરી શકવાની હાલતમાં આવી જાય તો એ સમય દરમિયાન તેની જમીનનું કામ સૌએ સંભાળી લઈને તેને મદદ કરવાની ફરજથી સમુદાય બંધાયેલો છે.

વૃદ્ધાવસ્થા અથવા બીમારીને કારણે જમીનમાં પોતે કામ કરવાની શકિત કાયમને માટે ગુમાવી બેઠેલા ખેડૂતોએ પોતાની જમીન પરત કરી દેવાની રહેશે, અને તેના બદલામાં તેમને સરકારી પેન્શન આપવામાં આવશે.

૭. જમીનના ઉપયોગમાં સમાનતા સ્થાપવી જોઈએ—એટલે કે મહેનતકશોની અંદર જમીનના ભાગલા સ્થાનિક સંજોગો, શ્રમ ઘટક, અને વ્યકિતની જરૂરતોના આધારે પાડવામાં આવશે.

જમીનનો ઉપયોગ કેવી રીતે કરવો તેના ફેંસલા વાસો તથા ગામો જે રીતે નક્કી કરે તે રીતે અલગ અલગ કરી શકાય—દાખલા તરીકે ઘર સાથેની વાડીના રૂપમાં, બહારનાં ખેતરોના રૂપમાં, સામુદાયિક રીતે, અથવા ભાગીદારીમાં.

૮. બધી જમીન જપ્ત થઈ ગયા પછી લોક જમીન ભંડોળમાં સામેલ કરી દેવામાં આવે. મહેનતકશોની અંદર તેની વહેંચણી વહીવટનાં સ્થાનિક તથા



કેંદ્રીય સંઘટનો કરે. વહેંચણીની શરૂઆત ગ્રામ લોકશાહી સંગઠનોથી કરવામાં આવે અને તેને કેંદ્રીય પ્રાંતીય સંસ્થાઓ પૂરી કરે.

વસતિમાં વધારા અનુસાર અને ઉત્પાદકતા તેમ જ ગ્રામ અર્થકારણના વિકાસ અનુસાર જમીન ભંડોળના ભાગલાઓમાં અમુક અમુક સમયના અંતરે ફેરફાર કરવામાં આવશે.

જમીનની ફાળવણીઓની સીમાઓમાં ફેરફાર કરવામાં આવે ત્યારે દરેક ફાળવણીનું મૂળ કેંદ્ર જેમનું તેમ કાયમ રહેશે.

ગ્રામસમાજને છોડી જનારા માણસોની જમીન પાછી જમીન ભંડોળમાં સામેલ કરી દેવામાં આવે—પરંતુ એવી જોગવાઈ સાથે કે તેમની જમીનની નવી ફાળવણી વખતે તેમનાં નજીકનાં સગાંને અથવા તેમણે નિર્દેશિત કરેલા મિત્રોને પ્રથમ પસંદગી આપવામાં આવે.

એવી જમીન જ્યારે જમીન ભંડોળમાં પાછી સામેલ કરવામાં આવે ત્યારે ખાતર પૂરવા માટે અથવા જમીનની સુધારણા માટે જે કંઈ ખર્ચ કરવામાં આવ્યું હોય તેમાંથી જમીનમાં શેષ રહેલ ખાતર અથવા સુધારણાની કિંમતના પૈસા પરત કરવામાં આવે.

કોઈ વિસ્તારમાં જમીન ભંડોળની જમીન સ્થાનિક વસતિ માટે અપૂરતી હોય તો વધારાની વસતિએ બીજી જગ્યાએ જઈને વસવું જોઈએ.

એવા સ્થળાંતરનો બધો બંદોબસ્ત કરવાની અને તેનું ખર્ચ ઉઠાવવાની જવાબદારી, તેમ જ બીજી જગ્યાએ વસવા જનારા માણસોને જરૂરી યંત્રો તથા ઢોરઢાંખર પૂરાં પાડવાની જવાબદારી, રાજ્યની રહેશે.

સ્થાળાંતર નીચે મુજબ કરવામાં આવશે: સૌપ્રથમ—જમીન વગરના કિસાનોમાંથી જેઓ બીજી જગ્યાએ વસવા જવાની મરજી જાહેર કરે તેઓ, પછી—સમાજના અનિચ્છનીય સભ્યો, ભાગેડુઓ, વગેરે, અને છેલ્લે—ચિઠ્ઠીઓ કાઢીને અથવા માંહોમાંહે સમજણના આધારે.

આ નકશામાં જે કંઈ સામેલ કરવામાં આવ્યું છે તે રશિયાના જાગ્રત કિસાનોની ભારે મોટી બહુસંખ્યાના નિર્વિવાદ નિર્ધારને વ્યકત કરે છે, તેને બંધારણસભા ભરાય ત્યાં સુધી કામચલાઉ કાનૂન તરીકે ઘોષિત કરવામાં આવે છે, આ કાનૂન શક્ય બને એટલા પ્રમાણમાં તત્કાળ અમલી બની જાય છે, અને તેના કેટલાક હિસ્સાઓને કિસાનોના પ્રતિનિધિઓની જિલ્લા સોવિયેતો નક્કી કરે તે મુજબ ધીરે ધીરે અમલમાં મૂકવામાં આવશે."

४

**જમીન અને લશ્કરના ભાગેડુઓ**

લશ્કરના ભાગેડુ સિપાહીઓના જમીન સંબંધી અધિકારો વિશે સરકારને કશો નિર્ણય લેવો નથી પડયો. યુદ્ધનો અંત અને સેનાના વિસર્જનના પરિણામે ભાગેડુઓની સમસ્યા આપમેળે ખતમ થઈ ગઈ છે...

પ

**લોક કમિસાર પરિષદ**

લોક કમિસાર પરિષદ શરૂઆતમાં માત્ર બોલ્શેવિકોની બનેલી હતી. પરંતુ તેમાં દોષ એકલા બોલ્શેવિકોનો જ નહોતો. નવેંબરની આઠમી તારીખે તેમણે ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીના સભ્યોને પ્રધાનમંડળમાં સામેલ થવાનું આમંત્રણ આપ્યું હતું, પરંતુ આમંત્રણને નકારી કાઢવામાં આવ્યું હતું.

## પ્રકરણ ૬

૧

**અપીલો તથા નિંદાત્મક નિવેદનો**

**"તમામ નાગરિકોને અને સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીનાં લશ્કરી સંગઠનોને અપીલ.**

બોલ્શેવિકોનો નાસમજ પ્રયાસ તદ્દન નિષ્ફળ જવાની અણી પર છે... ગૅરિસનમાં અસંતોષ ફેલાયેલો છે, મંત્રાલયોમાં કામ બંધ છે, રોટી મળતી નથી. ગણતર બોલ્શેવિકો સિવાય બીજાં બધાં જૂથો સોવિયેતોની કોંગ્રેસ તજીને જતાં રહ્યાં છે. બોલ્શેવિકો એકલા પડી ગયા છે! જાતજાતના દુરાચાર, જંગલીપણાનાં અને લૂંટફાટનાં કૃત્યો, વિન્ટર પેલેસ પર તોપમારો, આપખુદ ગિરફતારીઓ—બોલ્શેવિકોએ કરેલા એવા બધા ગુનાઓના પરિણામે મોટા ભાગના ખલાસીઓ તથા સિપાહીઓ તેમની ઉપર ખીજે ભરાઈ ગયા છે. ત્સેન્ત્રોફ્લોતે બોલ્શેવિકોના હુકમો માનવાનો ઇનકાર કર્યો છે...



**અમે** તમામ સમજદાર તત્ત્વોને દેશ તથા ક્રાંતિના ઉદ્ધારની સમિતિ ફરતે એકત્રિત થઈ જવાની હાકલ કરીએ છીએ, પાર્ટીની કેંદ્રીય સમિતિનો પહેલો પડકાર સંભળાતાં જ પ્રતિક્રાંતિકારીઓની વિરુદ્ધ કદમ ઉઠાવવા માટે તૈયાર રહેવાનાં ગંભીર પગલાં તરત લેવાની હાકલ કરીએ છીએ કારણ કે બોલ્શેવિકોના દુસ્સાહસથી પેદા થયેલી પરેશાનીઓના વાતાવરણનો ફાયદો ઉઠાવવાનો પ્રયાસ તેઓ બેશક કરશે જ, અને બહારના દુશ્મનની ઉપર બારીક નજર રાખવાની પણ હાકલ કરીએ છીએ કારણ કે હાલ મોરચો કમજોર બની ગયો છે એવી મોકાની ઘડીનો ફાયદો ઉઠાવવાની કોશિશ તે પણ કરશે જ...

**સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીની**
**કેંદ્રીય સમિતિનો લશ્કરી વિભાગ."**

**'પ્રાવદા'માંથી:**

"...કેરેન્સ્કી એટલે કોણ? **લેભાગુ સત્તાધારી**—તેને છાજતી જગ્યા કોર્નીલોવ અને કિશકીનની સાથે પિટર-પૉલ કારાવાસમાં છે. **ગુનેગાર**, તેની તરફ નિષ્ઠા રાખનારા કામદારો, સિપાહીઓ, તથા કિસાનોનો દ્રોહી.

કેરેન્સ્કી? સિપાહીઓનો હત્યારો!
કેરેન્સ્કી? કિસાનોની હત્યા કરનારો જાહેર જલ્લાદ!
કેરેન્સ્કી? કામદારોને ગળચી દબાવીને ઠાર કરનારો ખૂની!
આવો છે બીજો કોર્નીલોવ—તેની મુરાદ મુક્તિને રહેંસી નાખવાની છે!"

## પ્રકરણ ૭

૧

**બે ડિક્રીઓ**

**અખબારો વિશે**

"ક્રાંતિની ગંભીર નિર્ણાયક ઘડીમાં અને ત્યાર પછી તરતના દિવસોમાં કામચલાઉ ક્રાંતિકારી સમિતિને તમામ રંગછાયાઓનાં અખબારો વિરુદ્ધ સિલસિલાબંધ કદમો ઉઠાવવાં પડયાં.

તત્કાળ બધી તરફથી દેકારા થવા લાગ્યા કે નવી સમાજવાદી સત્તાએ અખબારોની આઝાદીની વિરુદ્ધ કદમો ઉઠાવીને ખુદ પોતાના જ કાર્યક્રમના બુનિયાદી સિદ્ધાંતોનો ભંગ કર્યો છે.

કામદાર કિસાન સરકાર વસતિનું ધ્યાન એ હકીકત તરફ ખેંચે છે કે આપણા દેશમાં એવી ઉદારવાદી ઢાલ વધારે ધનવાન વર્ગોને આખી અખબારી દુનિયાના ભારે મોટા હિસ્સા પર પોતાનો કબજો જમાવી દેવાની, અને એ અખબારો મારફત પ્રજામાનસમાં ઝેર રેડવાની તેમ જ સાધારણ લોકોનાં મનમાં ગૂંચવાડા પેદા કરવાની, છૂપી તક પૂરી પાડે છે.

સૌ જાણે છે કે મૂડીવાદી અખબારો મૂડીદાર વર્ગનાં બેહદ જોરદાર હથિયારોમાંનું એક છે. ખાસ કરીને આવી બારીક વેળાએ, કામદારો અને કિસાનોની નવી સત્તા દૃઢીકરણની પ્રક્રિયામાંથી પસાર થઈ રહી છે ત્યારે, એ હથિયાર બૉંબો તથા મશીનગનોથી જરાય ઓછું જોખમી નથી એવા સમયે, તેને દુશ્મનના હાથમાં રહેવા દેવાનું અશક્ય છે. એટલે જ, ગંદવાડ તથા નાલેશીના પૂરને અટકાવવાના ઉદ્દેશે કામચલાઉ અને અસાધારણ કદમો ઉઠાવવામાં આવ્યાં છે કારણ કે સનસનાટીપરસ્ત અને ભ્રષ્ટ અખબારો જનતાના વિજયને એવા પૂરમાં ડુબાવી દેવા તલપાપડ છે.

નવી સત્તા મક્કમ બની જાય કે તરત જ અખબારોની વિરુદ્ધનાં તમામ વહીવટી પગલાંનો અમલ મોકૂફ રાખી દેવામાં આવશે, અને કાનૂન સમક્ષ જવાબદારીની મર્યાદાઓમાં અખબારોને વધારેમાં વધારે છૂટ આપતા તથા વધારેમાં વધારે પ્રગતિશીલ નિયમો અનુસાર પૂરી આઝાદી આપવામાં આવશે...

પરંતુ અખબારોની આઝાદીની ઉપર કોઈ પણ જાતના પ્રતિબંધો બારીક સમયમાં પણ કેવળ આવશ્યકતાની સીમાઓની અંદર જ મૂકી શકાય, એ હકીકતને લક્ષમાં લઈને લોક કમિસાર પરિષદ નીચે મુજબનાં ફરમાનો કરે છે:

૧. નીચે જણાવેલા પ્રકારોનાં અખબારોને બંધ કરાવી શકાય: (ક) કામદાર કિસાન સરકારનો પ્રતિકાર કરવાની અથવા તેના હુકમોની અવજ્ઞા કરવાની ઉશ્કેરણી કરનારાં અખબારો; (ખ) દેખીતી રીતે અને જાણીજોઈને સમાચારોને વિકૃત કરી નાખીને ગૂંચવાડા પેદા કરનારાં અખબારો; (ગ) કાનૂન મુજબ સજાપાત્ર હોય એવા ગુનાહિત સ્વરૂપનાં કૃત્યોની ઉશ્કેરણી કરનારાં અખબારો.

૨. અખબારોની દુનિયાના કોઈ પણ ઘટકને થોડા સમય માટે અથવા કાયમ માટે બંધ કરી દેવાનું કદમ કેવળ લોક કમિસાર પરિષદના ઠરાવના આધારે જ ઉઠાવી શકાશે.



૩. આ ડિક્રી કામચલાઉ પ્રકારની છે, અને જાહેર જીવનના ધોરણસરના સંજોગો ફરી સ્થપાઈ જાય કે તરત જ ખાસ ઉકાઝ (હુકમ) મારફત તેને રદ કરી નાખવામાં આવશે.

લોક કમિસાર પરિષદના અધ્યક્ષ
**વ્લાદીમિર ઉલ્યાનોવ (લેનિન)**

પેત્રોગ્રાદ, ૯મી નવેંબર, ૧૯૧૭"

## કામદાર મિલિશિયા વિશે

"૧. કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની તમામ સોવિયેતો કામદાર મિલિશિયાની સ્થાપના કરે.

૨. એ કામદાર મિલિશિયા પર કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોનો જ પૂરો અખત્યાર રહેશે.

૩. લશ્કરી અને નાગરિક સત્તાધિકારીઓએ કામદારોને હથિયારો તથા ટેકનિકલ સરંજામ પૂરો પાડવામાં, તેને માટે સરકારના યુદ્ધ ખાતાનાં હથિયારો કાઢી આપવાની હદ સુધી, બધી મદદ કરવાની છે.

૪. આ ડિક્રીને તારસંદેશાઓ મારફત અમલી બનાવી દેવામાં આવે.

ગૃહ મંત્રાલયના લોક કમિસાર
**રીકોવ**

પેત્રોગ્રાદ, ૧૦મી નવેંબર, ૧૯૧૭"

આ ડિક્રીથી આખા રશિયામાં લાલ સંત્રીઓની ટુકડીઓની રચનાને પ્રવેગ મળ્યો, અને આગળ જતાં થયેલા આંતરવિગ્રહમાં એ ટુકડીઓ સોવિયેત સરકારને અત્યંત મૂલ્યવાન સહાયક સાબિત થઈ.

## ૨

## હડતાલ ભંડોળ

હડતાલ પર ઊતરેલા સરકારી કર્મચારીઓ તથા બૅંક કારકુનો માટે એકઠા કરવામાં આવેલા નાણાભંડોળમાં પેત્રોગ્રાદ તથા અન્ય શહેરોની બૅંકો તથા

વેપારી પેઢીઓએ તેમ જ રશિયામાં વેપાર કરતી વિદેશી પેઢીઓએ ફાળા આપ્યા હતા. બોલ્શેવિકોની વિરુદ્ધ હડતાલ પર ઊતરી જવા તૈયાર થનારા દરેક માણસને પૂરો પગાર ચૂકવવામાં આવતો હતો અને કેટલાક દાખલાઓમાં તો પગાર વધારી દેવામાં આવ્યો હતો. ભંડોળમાં ફાળા આપનારાઓને જ્યારે ખાતરી થઈ ગઈ કે બોલ્શેવિકોની સત્તા મક્કમ બની ગઈ છે ત્યારે તેમણે હડતાલ રાહત ભંડોળ માટે ફાળા આપવાનો ઈનકાર કરી દીધો, અને તેના પરિણામે હડતાલ આખરે ભાંગી પડી.

## પ્રકરણ ૮

### ૧

### કેરેન્સ્કીની આગેકૂચ

કેરેન્સ્કી અને કઝ્ઝાકો નવેંબરની ૯મી તારીખે ગાતચિના પહોંચ્યા. બે કટ્ટર જૂથોમાં વહેંચાઈ ગયેલી ત્યાંની ગૅરિસન તરત જ શરણે થઈ ગઈ. ગાતચિનાની સોવિયેતના સભ્યોને ગિરફતાર કરી લેવામાં આવ્યા, અને પહેલાં તો તેમને મારી નાખવાની ધમકી આપવામાં આવી પરંતુ થોડા વખત પછી સારા વર્તનની તાકીદ કરીને છોડી મૂકવામાં આવ્યા.

કઝ્ઝાકોની આગલી ટુકડીઓ પાવલોવ્સ્ક, અલેક્સાંદ્રોવ્સ્ક, તથા બીજાં સ્ટેશનો કબજે કરતી બીજે દિવસે —૧૦મી નવેંબરે— સવારે ત્સાર્સ્કોયે સેલોની સીમમાં પહોંચી ગઈ. ક્યાંય સામનો લગભગ થયો જ નહિ. ત્યાંની ગૅરિસન તરત જ ત્રણ જૂથોમાં વહેંચાઈ ગઈ — કેરેન્સ્કીને વફાદાર અફસરો, સિપાહીઓનો એક હિસ્સો અને નીચલા દરજ્જાના અફસરો — તેમણે પોતાને "તટસ્થ" જાહેર કરી દીધા, અને મોટા ભાગના સાધારણ સિપાહીઓ — તેઓ બોલ્શેવિકોની તરફેણમાં હતા. આગેવાનો કે સંગઠન વગરના બોલ્શેવિક સિપાહીઓ પાટનગર તરફ પીછેહઠ કરી ગયા. સ્થાનિક સોવિયેતને પણ પૂલ્કોવો ગામમાં ખસેડી લેવામાં આવી.

ત્સાર્સ્કોયે સેલો સોવિયેતના છ સભ્યો કઝ્ઝાકોમાં પ્રચાર કરવા માટે ઘોષણાઓના થોકડા મોટરમાં લાદીને પૂલ્કોવોથી ગાતચિના ગયા. તેઓ લગભગ



આખો દિવસ ગાતચિનામાં કઝ્ઝાકોની બૅરેકોમાં ફરીને વિનવણી, દલીલો, તથા ખુલાસા કરતા રહ્યા. સાંજ પડવા આવી ત્યારે કેટલાક અફસરોને તેમની હાજરીની ખબર પડી ગઈ, અને તેમને ગિરફતાર કરીને જનરલ ક્રાસ્નોવની સામે પેશ કરી દેવામાં આવ્યા. જનરલે કહ્યું: "તમે કોર્નીલોવની સામે લડેલા, હવે તમે કેરેન્સ્કીનો વિરોધ કરી રહ્યા છો. હું તમને ગોળીએ ઠાર કરાવી દઈશ!"

ક્રાસ્નોવે પેત્રોગ્રાદ જિલ્લાના મુખ્ય સેનાપતિ તરીકે પોતાની નિમણૂક કરતો હુકમ તેમને મોટેથી વાંચી સંભળાવ્યો અને પછી સવાલ કર્યો:" તમે બોલ્શેવિકો છો?" તેમણે હકારમાં જવાબ આપ્યો. જવાબ સાંભળીને ક્રાસ્નોવ ચાલ્યો ગયો. થોડીક વાર પછી એક અફસરે આવીને તેમને છોડી મૂક્યા અને જણાવ્યું કે જનરલ ક્રાસ્નોવે તમને છોડી મૂકવાનો હુકમ આપ્યો છે...

દરમિયાનમાં પેત્રોગ્રાદથી પ્રતિનિધિમંડળો લગાતાર આવી રહ્યાં હતાં— દૂમાનું, ઉદ્ધાર સમિતિનું, અને છેલ્લે 'વિક્ઝેલ'નું. રેલવે કામદાર યુનિયને મક્કમ ધોરણ લીધું કે આંતરવિગ્રહ અટકાવવા માટે કશીક સમજણ કરી લેવામાં આવે, અને માગણી કરી કે કેરેન્સ્કી બોલ્શેવિકોની જોડે વાટાઘાટો કરે તથા પેત્રોગ્રાદ તરફથી આગેકૂચ થંભાવી દે. 'વિક્ઝેલે' ધમકી આપી કે ઈનકાર કરવામાં આવશે તો નવેંબરની ૧૧મી તારીખની મધરાતથી સામાન્ય હડતાલ શરૂ કરી દેવામાં આવશે.

કેરેન્સ્કીએ સમાજવાદી પ્રધાનો તથા ઉદ્ધાર સમિતિ જોડે ચર્ચાવિચારણા કરવાની છૂટ માગી. તે દેખીતી અનિશ્ચિત હાલતમાં હતો.

કઝ્ઝાકોની આગલી ટુકડીઓ ૧૧મી તારીખે ક્રાસ્નોયે સેલો પહોંચી ગઈ. ત્યાંની સ્થાનિક સોવિયેત અને લશ્કરી ક્રાંતિકારી સમિતિનાં પચરંગી દળો ઉતાવળાં ઉતાવળાં પોબારા ગણી ગયાં, કેટલાંક તો શરણે થઈ ગયાં... એ રાતે કઝ્ઝાક ટુકડીઓ પૂલ્કોવો પહોંચી ગઈ, અને ત્યાં પહેલી જ વાર તેમનો ખરો સામનો કરવામાં આવ્યો...

છૂટાછવાયા કઝ્ઝાક ભાગેડુઓ પેત્રોગ્રાદ પહોંચવા લાગ્યા. તેમણે જણાવ્યું કે કેરેન્સ્કીએ જૂઠાણાં કહીને અમને ભોળવી દીધેલા, તેણે એવા મતલબની ઘોષણાઓ મોરચે ફેલાવી દીધેલી કે પેત્રોગ્રાદ આગના ભડકાઓમાં લપેટાઈ ગયું છે, બોલ્શેવિકોએ જર્મનોને અંદર ઘૂસી આવવાનું કહેણ મોકલ્યું છે, તેઓ સ્ત્રીઓ તથા બાળકોની હત્યા કરી રહ્યા છે અને આડેધડ લૂંટ ચલાવી રહ્યા છે...

કઝ્ઝાકોને ખરી પરિસ્થિતિની માહિતી આપવા માટે લશ્કરી ક્રાંતિકારી સમિતિએ તત્કાળ ડઝનબંધ "કાર્યકરો"ને અપીલોનાં ચોપાનિયાંની હજારો નકલો સાથે રવાના કરી દીધા...

૨

### લશ્કરી ક્રાંતિકારી સમિતિની ઘોષણાઓ

**"કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની તમામ સોવિયેતોને.**

કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની અખિલ રશિયન કોંગ્રેસ સ્થાનિક સોવિયેતોને જવાબદારી આપે છે કે તમામ પ્રતિક્રાંતિકારી યહૂદી-વિરોધી તોફાનો તેમ જ કોઈ પણ પ્રકારનાં તમામ હુલ્લડોનો સામનો કરવા માટે વધારેમાં વધારે જોરદાર કદમો તત્કાળ ઉઠાવવામાં આવે. કામદારો, કિસાનો, અને સિપાહીઓની ક્રાંતિનું ગૌરવ તકાદો કરે છે કે કોઈ પણ જાતનાં તોફાનોને સાંખી ન જ લઈ શકાય...

પેત્રોગ્રાદના લાલ સંત્રીઓ, ક્રાંતિકારી ગૅરિસન, અને ખલાસીઓએ પાટનગરમાં પૂરી વ્યવસ્થા જાળવી રાખી છે.

કામદારો, સિપાહીઓ, અને કિસાનો, તમારે પેત્રોગ્રાદના કામદારો તથા સિપાહીઓના ઉદાહરણને દરેક ઠેકાણે અનુસરવાનું છે.

સાથી સિપાહીઓ અને કઝ્ઝાકો, ખરી ક્રાંતિકારી વ્યવસ્થા જાળવી રાખવાની જવાબદારી આપણે શિરે છે.

સમગ્ર ક્રાંતિકારી રશિયા અને આખા જગતની નજર આપણી ઉપર મંડાયેલી છે..."

**"સોવિયેતોની અખિલ રશિયન કોંગ્રેસ ડિક્રી** જાહેર કરે છે:

મોરચે મોતની સજા કેરેન્સ્કીએ ફરી દાખલ કરી હતી તેને નાબૂદ કરી નાખવામાં આવે છે.

દેશમાં પ્રચારની પૂરી આઝાદી ફરી સ્થાપવામાં આવે છે. કહેવાતા 'રાજકીય' ગુનાઓ બદલ ગિરફતાર કરી લેવામાં આવેલા તમામ સિપાહીઓ તથા ક્રાંતિકારી અફસરોને તત્કાળ છોડી મૂકવામાં આવે."



**"તમામ નાગરિકોને**

જનતાએ પદભ્રષ્ટ કરી નાખેલો માજી વડો પ્રધાન કેરેન્સ્કી સોવિયેતોની કોંગ્રેસના અખત્યારને તાબે થવાનો ઈનકાર કરે છે અને અખિલ રશિયન કોંગ્રેસમાં ચૂંટવામાં આવેલી કાનૂની સરકારની સામે—લોક કમિસાર પરિષદની સામે—લડવાના પ્રયાસો કરે છે. મોરચાએ કેરેન્સ્કીને મદદ કરવાનો ઈનકાર કરી દીધો છે. મોસ્કો નવી સરકારના ઝંડા હેઠળ આવી ગયું છે. ઘણાં શહેરોમાં (મીન્સ્ક, મોગિલ્યોવ, ખાર્કોવ) સત્તા સોવિયેતોના હાથમાં છે. લશ્કર તથા જનતાના દૃઢ નિર્ધાર મુજબ સુલેહની વાટાઘાટો શરૂ કરી દેનારી અને કિસાનોને જમીન આપનારી કામદાર કિસાન સરકારની વિરુદ્ધ કૂચ કરવા એક પણ પાયદળ ટુકડી તૈયાર નથી...

અમે જાહેર ચેતવણી આપીએ છીએ કે કેરેન્સ્કીના છળકપટના ભોગ બનીને તેની દોરવણી હેઠળ પેત્રોગ્રાદ પર ચડાઈ કરવા ધસી રહેલા કઝ્ઝાકો કેરેન્સ્કીને થંભાવી નહિ દે તો ક્રાંતિની મૂલ્યવાન ફતેહોની—સુલેહશાંતિ અને જમીનની—રક્ષા કાજે ક્રાંતિકારી બળો ખડાં થઈને પોતાની પૂરી તાકાતનો ઉપયોગ કરશે.

પેત્રોગ્રાદના નાગરિકો! કેરેન્સ્કી સત્તા કિશકીન, રુતેનબેર્ગ, તથા પાલ્ચીન્સ્કીને હસ્તક છોડીને શહેરમાંથી ભાગી ગયો. કિશકીનની મુરાદ પાટનગર જર્મનોને શરણે કરી દેવાની હતી, યમદૂત ટોળકીનો રુતેનબેર્ગ મ્યુનિસિપલ ખોરાક પુરવઠાને ખરાબે ચડાવી રહ્યો હતો, અને પાલ્ચીન્સ્કી તરફ તો આખા લોકશાહીવાદી આંદોલનને નફરત છે. કેરેન્સ્કી તમને જર્મનોના, દુકાળના, અને ખૂનખાર કત્લેઆમના શિકાર બની જવા પડતા મૂકીને ભાગી ગયો છે. વિપ્લવી જનતાએ કેરેન્સ્કીના પ્રધાનોને ગિરફતાર કરી લીધા છે. અને તમે જોયું છે કે પેત્રોગ્રાદમાં વ્યવસ્થા તથા પુરવઠાની હાલતમાં તરત જ સુધારો થઈ ગયો છે. ઉમરાવ માલિકો, મૂડીદારો, તથા સટ્ટાખોરોના ફરમાનને તાબે થઈને કેરેન્સ્કી જમીનદારોને જમીન પાછી અપાવવા અને નફરત ઉપજાવતા સર્વનાશી યુદ્ધને ચાલુ રાખવાના ઈરાદે કૂચ કરતો તમારી સામે ધસી રહ્યો છે.

પેત્રોગ્રાદના નાગરિકો! અમે જાણીએ છીએ કે તમારામાંથી ભારે બહુસંખ્યાના માણસો જનતાની ક્રાંતિકારી સરકારની તરફેણમાં છે, અને કેરેન્સ્કીની આગેવાની ધરાવતા કોર્નીલોવપંથીઓની વિરુદ્ધ છે. નાકૌવત મૂડીવાદી

કાવતરાખોરોની જૂઠી જાહેરાતોથી ભોળવાશો નહિ, એ લોકોને નિષ્ઠુરતાથી કચડી નાખવામાં આવશે.

કામદારો, સિપાહીઓ, કિસાનો! અમે તમને ક્રાંતિકારી નિષ્ઠા તથા શિસ્ત જાળવી રાખવાની હાકલ કરીએ છીએ.

કરોડો કિસાનો અમને સાથ આપી રહ્યા છે.

જનતાની ક્રાંતિનો વિજય સુનિશ્ચિત છે!

કામદારો **અને સિપાહીઓના પ્રતિનિધિઓની**
**પેત્રોગ્રાદ સોવિયેતની લશ્કરી ક્રાંતિકારી સમિતિ.**

પેત્રોગ્રાદ, ૨૮મી ઑક્ટોબર, ૧૯૧૭"

૩

**લોક કમિસાર પરિષદનાં કદમો**

આ પુસ્તકમાં હું માત્ર એવી ડિક્રીઓ આપી રહ્યો છું કે જે મારા અભિપ્રાયમાં બોલ્શેવિકોના સત્તાવિજય સાથે સમુચિત સંબંધ ધરાવે છે. બાકીની ડિક્રીઓ સોવિયેત રાજ્યના માળખાના વિગતવાર બયાનમાં સામેલ થઈ શકે એવી છે, તેને આ પુસ્તકમાં સ્થાન આપી શકાય નહિ. હાલ તૈયાર થઈ રહેલા મારા બીજા પુસ્તક 'કોર્નીલોવથી બ્રેસ્ત-લિતોવ્સ્ક સુધી'માં તેની સર્વાંગી છણાવટ કરવામાં આવશે.

**રહેણાક મકાનો વિશે**

"૧. સ્વતંત્ર મ્યુનિસિપલ સ્વશાસનને તમામ ખાલી અથવા બંધ પડયાં રહેતાં રહેણાક મકાનો કબજે લેવાનો અધિકાર છે.

૨. રહેવાની જગ્યા ન ધરાવતા હોય અથવા ગીચ જગ્યામાં કે તંદુરસ્તી માટે જોખમી જગ્યામાં રહેતા હોય એવા નાગરિકોને મ્યુનિસિપાલિટીઓ, પોતે સ્થાપેલા કાયદા તથા બંદોબસ્ત મુજબ, તમામ ઉપલબ્ધ રહેણાક મકાનોમાં રહેવાની જગ્યા આપી શકે છે.

૩. મ્યુનિસિપાલિટીઓ રહેણાક મકાનોના નિરીક્ષણનું સંઘટન સ્થાપી શકે છે અને તેના અખત્યારો નિર્ધારિત કરી શકે છે.



૪. મ્યુનિસિપાલિટીઓ મકાન સમિતિઓની રચના સંબંધી હુકમો બહાર પાડી શકે છે, એવી સમિતિઓની સંઘટના તથા સત્તાઓ નિર્ધારિત કરી શકે છે, અને તેમને કાનૂની અખત્યાર આપી શકે છે.

૫. મ્યુનિસિપાલિટીઓ રહેણાક અદાલતો સ્થાપી શકે છે, અને તેમની સત્તાઓ તથા અખત્યાર નિર્ધારિત કરી શકે છે.

૬. આ ડિક્રીને તારસંદેશાઓ મારફત અમલી બનાવવામાં આવે.

ગૃહ મંત્રાલયના લોક કમિસાર
**રીકોવ."**

**સામાજિક સુરક્ષા વિશે**

"રશિયન સર્વહારા વર્ગે પોતાના ઝંડા પર રોજી કામદારો તેમ જ શહેરો તથા ગામોના ગરીબોની પરિપૂર્ણ સામાજિક સુરક્ષાનું વચન અંકિત કરેલું છે. ઝાર, માલિકો, તથા મૂડીદારોની સરકાર તેમ જ મૂડીવાદીઓની સાથે એકસંપી તથા તડજોડની સરકાર સામાજિક સુરક્ષા અંગે કામદારોના મનોરથોને સાકાર કરવામાં નિષ્ફળ ગઈ.

કામદાર કિસાન સરકાર કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોના સમર્થન ઉપર આધાર રાખીને રશિયાના કામદાર વર્ગ સમક્ષ તેમ જ શહેરો અને ગામોના ગરીબો સમક્ષ જાહેરાત કરે છે કે તે સામાજિક સુરક્ષા સંબંધી કાનૂનો, કામદાર સંગઠનો તરફથી રજૂ કરવામાં આવેલી ફોર્મ્યુલાઓના આધારે, તત્કાળ ઘડી કાઢશે:

૧. એક પણ અપવાદ વગર તમામ રોજી કામદારો તેમ જ તમામ શહેરી તથા ગ્રામીણ ગરીબો માટે સામાજિક સુરક્ષાનો બંદોબસ્ત.

૨. કામ કરવાની અશક્તિનાં સઘળાં રૂપોને આવરી લેતી સામાજિક સુરક્ષા—દાખલા તરીકે માંદગી, અપંગતા, વૃદ્ધાવસ્થા, પ્રસૂતિ, વૈધવ્ય, અનાથતા, અને બેકારી.

૩. સામાજિક સુરક્ષાનું પૂરું ખર્ચ માલિકોએ ભોગવવાનું રહેશે.

૪. કામ કરવાની શક્તિની હાનિ તથા બેકારીના તમામ દાખલાઓમાં ઓછામાં ઓછું વળતર પૂરા પગારનું રહેશે.

૫. સામાજિક સુરક્ષાની તમામ સંસ્થાઓમાં પૂરેપૂરું સંચાલન કામદારોને પોતાને હસ્તક રહેશે.

રશિયન પ્રજાસત્તાકની સરકારના નામે,
શ્રમ મંત્રાલયના લોક કમિસાર
**અલેક્સાંદર શ્લ્યાપ્નિકોવ."**

## સાર્વજનિક શિક્ષણ વિશે

"રશિયાના નાગરિકો!

૭મી નવેંબરના વિદ્રોહના પરિણામે કામગાર સમુદાયોએ પહેલી જ વાર ખરી સત્તા હાંસલ કરી લીધી છે.

સોવિયેતોની અખિલ રશિયન કોંગ્રેસે એ સત્તા અસ્થાયી રૂપે તેની કારોબારી સમિતિને તેમ જ લોક કમિસાર પરિષદને સુપરત કરી છે.

ક્રાંતિકારી જનતાની મરજી અનુસાર, મને શિક્ષણના લોક કમિસાર તરીકે નીમવામાં આવ્યો છે.

સાર્વજનિક શિક્ષણના સામાન્ય માર્ગદર્શનનું કાર્ય કેંદ્રીય સરકારને હસ્તક છે, અને બંધારણસભા ભરાય ત્યાં સુધી એ કાર્યની જવાબદારી સાર્વજનિક શિક્ષણ પંચને સુપરત કરવામાં આવી છે. પંચના અધ્યક્ષ તથા કાર્યવાહકની ફરજ લોક કમિસારે બજાવવાની છે.

આ રાજ્ય પંચ કેવા મૂળભૂત સિદ્ધાંતો પર આધારિત રહેશે? તેના અધિકારોના ક્ષેત્રને કેવી રીતે નિર્ધારિત કરવું?

## શૈક્ષણિક પ્રવૃત્તિની સામાન્ય નીતિ

જ્યાં નિરક્ષરતા અને અજ્ઞાનનું સામ્રાજ્ય ફેલાયેલું હોય એવા દેશમાં કોઈ પણ અસલી લોકશાહીવાદી સત્તાએ અજ્ઞાનના એવા અંધકારની વિરુદ્ધ સંઘર્ષને પોતાનું પ્રથમ લક્ષ્ય બનાવવું જ જોઈએ. તેણે આધુનિક શિક્ષણશાસ્ત્રની માગણીઓને સંતોષે એવી શાળાઓનો વ્યાપક બંદોબસ્ત કરીને, ઓછામાં ઓછા સમયની અંદર, **સાર્વજનીન અક્ષરજ્ઞાન** સિદ્ધ કરી લેવું જોઈએ; તેણે સૌને માટે સાર્વત્રિક, ફરજિયાત, તથા મફત શિક્ષણ દાખલ કરવું જોઈએ; અને તેની સાથે સાથે, આપણા અસીમ રશિયાની વસતિના સાર્વજનીન શિક્ષણ માટે બેહદ જરૂરી લોક શિક્ષકોની પ્રબળ સેના ઓછામાં ઓછા સમયમાં તૈયાર કરી શકે એવાં શ્રેણીબંધ અધ્યાપન વિદ્યાલયો તથા મથકો સ્થાપવાં જોઈએ.

## વિકેંદ્રીકરણ

સાર્વજનિક શિક્ષણનું રાજ્ય પંચ શિક્ષણ તથા કેળવણીની સંસ્થાઓનું સંચાલન કરતી કેંદ્રીય સત્તા કોઈ રીતે નથી જ. એથી ઊલટું, શાળાઓ સંબંધી સમગ્ર કાર્ય સ્થાનિક સ્વશાસનનાં સંઘટનોને સુપરત કરી દેવું જોઈએ. કામદારો, સિપાહીઓ, અને કિસાનોના તેમની પોતાની પહેલકદમીના આધારે સાંસ્કૃતિક શૈક્ષણિક સંસ્થાઓ સ્થાપવાના સ્વતંત્ર કાર્યમાં રાજ્ય કેંદ્ર તરફથી તેમ જ મ્યુનિસિપલ કેંદ્રો તરફથી પૂરી સ્વાયત્તતા આપવી જોઈએ.

રાજ્ય પંચનું કાર્ય તો મ્યુનિસિપલ તથા ખાનગી સંસ્થાઓ માટે, ખાસ કરીને કામદારોએ જેનું વર્ગ-સ્વરૂપ નિર્ધારિત કર્યું હોય એવી સંસ્થાઓ માટે, ભૌતિક તથા નૈતિક સહાયની સાધનસામગ્રી એકઠી કરવામાં કડી તથા મદદગાર બનવાનું છે.

## સાર્વજનિક શિક્ષણની રાજ્ય સમિતિ

સાર્વજનિક શિક્ષણની રાજ્ય સમિતિએ—પ્રચુર પ્રમાણમાં નિષ્ણાતો ધરાવતી અને સંઘટનાની દૃષ્ટિએ ઠીક ઠીક લોકશાહીવાદી સંસ્થાએ—ક્રાંતિના આરંભથી જ અમૂલ્ય કાનૂન પરિયોજનાઓની આખી શ્રેણી ઘડી રાખી છે. રાજ્ય પંચ એ સમિતિના સહયોગની હાર્દિક મંછા ધરાવે છે.

રાજ્ય પંચે સમિતિના બ્યૂરોને વિનંતિ કરી છે કે નીચેના કાર્યક્રમને સાકાર કરવા માટે સમિતિનું અસાધારણ અધિવેશન તત્કાળ ભરવામાં આવે:

૧. સમિતિની કામગીરીમાં અધિક લોકશાહી દાખલ કરવાના ઉદ્દેશે, તેની અંદર પ્રતિનિધિત્વના નિયમોમાં સુધારણા.



28—1290

૨. સમિતિના અધિકારોને વિસ્તારવાના ઉદ્દેશે, અને રશિયામાં શિક્ષણ તથા કેળવણીની પુનર્ઘટના લોકશાહીવાદી સિદ્ધાંતોના આધારે કરવાનું લક્ષ્ય ધરાવતી કાનૂન પરિયોજનાઓ ઘડવા માટેના મૂળભૂત રાજ્ય વિદ્યાલયમાં તેને પલટાવી નાખવાના ઉદ્દેશે, તેના અધિકારક્ષેત્રમાં સુધારણા.

૩. સમિતિએ ઘડી કાઢેલા કાનૂનોમાં સમિતિ તેમ જ નવા રાજ્ય પંચ તરફથી સંયુકત રીતે સુધારણા—એ કાનૂનોના સંપાદનમાં સમિતિને પુરોગામી મંત્રાલયોની મૂડીવાદી ભાવના લક્ષમાં રાખવી પડી હતી અને એ કારણે તેના સંકુચિત રૂપમાં પણ તેની કામગીરી અવરોધાઈ હતી, એ હકીકત કાનૂનોમાં સુધારણાને આવશ્યક બનાવે છે.

એવી સુધારણા પછી એ કાનૂનોને અમલદારી તંત્રની કશી તુમારશાહી વગર ક્રાંતિકારી બંદોબસ્ત મુજબ અમલમાં મૂકવામાં આવશે.

## શિક્ષણશાસ્ત્રીઓ અને સમાજકારણીઓ

લોકસમુદાયોને—દેશના માલિકોને—કેળવણી આપવાના તેજસ્વી તથા આદરણીય કાર્યમાં રાજ્ય પંચ શિક્ષણશાસ્ત્રીઓને આવકારે છે.

સત્તાના કોઈ પણ ઘટકે સાર્વજનિક શિક્ષણના ક્ષેત્રમાં એક પણ પગલું શિક્ષણશાસ્ત્રીઓનું પ્રતિનિધિત્વ કરનારાઓની કાળજીભરી વિચારણા વગર ન જ અપનાવવું જોઈએ.

પરંતુ બીજી તરફ, નિર્ણય અપનાવવાનું કદમ કેવળ વિશેષજ્ઞોના સહકાર મારફત જ કોઈ રીતે ન ઉઠાવી શકાય. તેમાં સામાન્ય શિક્ષણનાં વિદ્યાલયોના સંબંધમાં સુધારાઓનો સવાલ પણ સંકળાયેલો છે.

સામાજિક પરિબળો જોડે શિક્ષણશાસ્ત્રીઓનો સહકાર—પંચ પોતાના સંઘટનની અંદર, રાજ્ય સમિતિની અંદર, તેમ જ તેની સમગ્ર પ્રવૃત્તિઓમાં એવો આધાર અપનાવશે.

અધ્યાપકોના દરજ્જામાં, અને સૌપ્રથમ તો સંસ્કૃતિના કાર્યમાં ઘણું કરીને સૌથી મહત્ત્વનો ફાળો આપતા હોવા છતાં ખૂબ જ ગરીબીની હાલતમાં સબડનારાઓના—પ્રાથમિક શાળાઓના અધ્યાપકોના—દરજ્જામાં, સુધારો આણવાની બાબતને પંચ પોતાનું પહેલું કર્તવ્ય ગણે છે. તેમની ઇનસાફી



માગણીઓને તત્કાળ અને ગમે તે ભોગે સંતોષવી જોઈએ. શાળાઓના સર્વહારાઓ તેમનો પગાર વધારીને માસિક એકસો રૂબલનો કરી દેવાની માગણી કરતા રહ્યા છે પરંતુ તેમને દાદ નથી મળી. રશિયન જનતાની ભારે બહુસંખ્યાના શિક્ષકોને હવે જરાય વધારે વાર ગરીબીમાં સબડતા રહેવા દઈએ તો એ ભારે નામોશીની વાત ગણાશે.

પરંતુ ખરી લોકશાહી માત્ર અક્ષરજ્ઞાન પૂરતી જ, સાર્વજનીન પ્રાથમિક શિક્ષણ પૂરતી જ, સીમિત ન રહી શકે. તેણે કેટલાંય ધોરણોના સમરૂપ, ધર્મનિરપેક્ષ શાળાશિક્ષણનું સંઘટન કરવાની કોશિશ કરવી જોઈએ. આદર્શ આવો હોવો જોઈએ—તમામ નાગરિકો માટે સમાન અને શક્ય બને તો ઉચ્ચતર શિક્ષણ. એ આદર્શ તમામ લોકોના સંબંધમાં સિદ્ધ ન થઈ જાય ત્યાં સુધી શિક્ષણનાં સઘળાં સોપાનોમાં થઈને યુનિવર્સિટી સુધીના સ્વાભાવિક સંક્રમણનો મદાર—ઉચ્ચતર કક્ષામાં સંક્રમણનો મદાર—વિદ્યાર્થીના પરિવારની સાધનસંપત્તિ ઉપર નહિ પરંતુ પૂર્ણ રૂપે વિદ્યાર્થીની પોતાની રુચિ તથા શકિત ઉપર જ રહેશે.

લાંબા, ગુનાહિત, સામ્રાજ્યવાદી યુદ્ધને લીધે કંગાલિયતમાં ધકેલાઈ ગયેલા દેશમાં શિક્ષણની ખરી લોકશાહીવાદી સંઘટનાની સમસ્યા વિશેષ રૂપે મુશ્કેલ હોય છે, પરંતુ સત્તા પોતાના હાથમાં લઈ લેનારા કામદારોએ યાદ રાખવું જોઈએ કે બહેતર હાલત અને માનસિક વિકાસ માટેના તેમના સંઘર્ષમાં કેળવણી તેમનું મોટામાં મોટું સાધન બની રહેશે. જનતાના બજેટમાં બીજી વસ્તુઓ માટેના ખર્ચને ગમે તેટલું ઘટાડી નાખવું પડે તોયે કેળવણી સંબંધી ખર્ચનું પ્રમાણ ઊંચું રહેવું જ જોઈએ. બજેટમાં કેળવણી માટે વિશાળ ફાળવણી તો રાષ્ટ્ર માટે ગર્વ અને ગૌરવની બાબત છે.

નિરક્ષરતા અને અજ્ઞાન સામેની લડતને બાળકો તથા તરુણો માટે શાળા શિક્ષણના સર્વાંગી બંદોબસ્ત પૂરતી જ સીમિત ન રાખી શકાય. વાંચી અને લખી ન શકતા માનવીની પામર દશામાંથી છૂટવા પ્રૌઢો પણ આતુર હોય જ. લોક શિક્ષણની સામાન્ય યોજનામાં પ્રૌઢો માટેની શાળાને અગત્યનું સ્થાન મળવું જોઈએ.

## શિક્ષણ અને કેળવણી

શિક્ષણ અને કેળવણી વચ્ચેનો તફાવત ભારપૂર્વક દર્શાવવો જોઈએ.

શિક્ષણ એટલે અધ્યાપક તરફથી વિદ્યાર્થીને પહોંચાડવામાં આવતું તૈયાર

જ્ઞાન. કેળવણી તો સર્જનાત્મક પ્રક્રિયા છે. ઇન્સાનનું વ્યકિતત્વ આખી જિંદગી દરમિયાન "કેળવાતું" હોય છે, ઘડાતું હોય છે, અંતસ્તત્ત્વની દૃષ્ટિએ વધારે સમૃદ્ધ બનતું હોય છે, વધારે સમર્થ બનતું હોય છે, અને વધારે પરિપૂર્ણ બનતું હોય છે.

મહેનતકશ લોકસમુદાયો — કામદારો, કિસાનો અને સિપાહીઓ — પ્રાથમિક તેમ જ આગળ અભ્યાસ માટે તરસી રહ્યા છે. પરંતુ તેઓ કેળવણી માટે પણ તરસી રહ્યા છે. તેમને કેળવણી આપવાનું કાર્ય તેમની બહારનું કોઈ ન કરી શકે — સરકાર પણ નહિ, બુદ્ધિજીવીઓ પણ નહિ, અથવા બીજું કોઈ પણ નહિ. શાળા, પુસ્તક, રંગભૂમિ, સંગ્રહસ્થાન, વગેરે તો કેવળ મદદગાર જ બની શકે. તેઓ પોતાના આગવા વિચારો ધરાવતા હોય છે, તેમની સામાજિક સ્થિતિ વડે — અત્યાર સુધી સંસ્કૃતિનું સર્જન કરતા રહેલા શાસક વર્ગો તથા બુદ્ધિજીવીઓની સ્થિતિથી તદ્દન નિરાળી સ્થિતિ વડે — ઘડાયેલા વિચારો ધરાવતા હોય છે. તેઓ પોતાના આગવા વિચારો, પોતાની આગવી ઊર્મિઓ, વ્યકિતત્વ તથા સમાજની સમસ્યાઓ પ્રત્યે અભિગમની પોતાની આગવી રીતો ધરાવતા હોય છે. શહેરનો કામદાર પોતાની રીતે અને ગામનો મહેનતકશ પાતાની રીતે — દરેક પોતપોતાની સ્પષ્ટ વિશ્વ-ધારણા ઘડશે, કામદારોના વર્ગ-વિચારથી ઓતપ્રોત વિશ્વ-ધારણા ઘડશે. આપણા વધારેમાં વધારે નજીકના વંશજો જેના સાક્ષીઓ તથા સામેલગીરો બનવાના છે તેનાથી વધારે ઉત્કૃષ્ટ કે સુંદર પરિઘટના બીજી કોઈ નથી. એ પરિઘટના છે સહિયારી મહેનત વડે પોતાના આગવા સમૃદ્ધ અને મુકત માનસના સર્વસામાન્ય ઘડતરની.

શિક્ષણ ચોક્કસ રૂપે મહત્ત્વનું તત્ત્વ બની રહેશે, પરંતુ તે નિર્ણાયક તત્ત્વ નહિ હોય. અહીંયાં વધારે મહત્ત્વની બાબત તો આલોચનાની છે, ખુદ લોકસમુદાયોની સર્જકતાની છે. વિજ્ઞાન અને કલાનાં માત્ર કેટલાંક અંગો જ સામાન્ય માનવીય મહત્ત્વ ધરાવે છે. દૂરગામી વર્ગીય ઊથલપાથલો થાય ત્યારે વિજ્ઞાન તથા કલામાં પણ મૂળગામી પરિવર્તનો થાય છે.

આખા રશિયામાં, ખાસ કરીને શહેરી કામદારોની અંદર પરંતુ કિસાનોની અંદર પણ, સાંસ્કૃતિક શૈક્ષણિક આંદોલનનો જબ્બર જુવાળ ફેલાઈ ગયો છે. એવી પ્રવૃત્તિઓ માટેનાં કામદારો તથા સિપાહીઓનાં સંગઠનોની સંખ્યા જબરા વેગે વૃદ્ધિ પામી રહી છે. લોકશાહીવાદી કેળવણીના ક્ષેત્રમાં ક્રાંતિકારી અને પ્રજાકીય સરકારનું પહેલું કર્તવ્ય તેમને વધાવી લેવાનું, તેમને માર્ગદર્શન તથા મદદ આપવાનું, અને તેમના માર્ગમાંથી બધા અવરોધો હઠાવી દેવાનું છે.



### બંધારણસભા

બંધારણસભાનું કાર્ય નિ:શંક થોડા વખતમાં શરૂ થઈ જશે. આપણા દેશમાં રાષ્ટ્રીય તથા સામાજિક સુવ્યવસ્થાની કાયમી સ્થાપના કરવાનું અને તેની સાથે સાથે સાર્વજનિક કેળવણીની સંઘટનાનું સામાન્ય સ્વરૂપ નિર્ધારિત કરવાનું કાર્ય માત્ર બંધારણસભા જ કરી શકે.

હવે સત્તા સોવિયેતોને હસ્તક આવી ગઈ છે એટલે બંધારણસભાનું ખરેખરું લોકશાહીવાદી સ્વરૂપ સુનિશ્ચિત બની ગયું છે. રાજ્ય પંચ રાજ્ય સમિતિ પર આધાર રાખીને જે નીતિ અપનાવશે તેમાં બંધારણસભાના પ્રભાવથી કશા ફેરફારો ભાગ્યે જ થશે. એ દિશામાં કશું પૂર્વનિર્ધારણ કર્યા વગર, નવી લોક સરકાર દેશના માનસિક જીવનને બને એટલી ઝડપથી સમૃદ્ધ તથા જ્ઞાનમય બનાવવાનું લક્ષ્ય ધરાવતાં શ્રેણીબંધ પગલાં આ ક્ષેત્રમાં ઉઠાવવાની બાબતને પોતાના અધિકારક્ષેત્રની અંદર ગણે છે.

### મંત્રાલય

દરમિયાનમાં હાલની કામગીરી સાર્વજનિક શિક્ષણના મંત્રાલય મારફત ચાલુ રહેવી જોઈએ. તેની સંઘટના તથા આયોજનમાં તમામ જરૂરી ફેરફારોની જવાબદારી સોવિયેતોની કારોબારી સમિતિ તથા રાજ્ય સમિતિ તરફથી ચૂંટવામાં આવેલા રાજ્ય પંચની રહેશે. સાર્વજનિક કેળવણીના ક્ષેત્રમાં રાજ્યના અખત્યારનો બંદોબસ્ત બેશક બંધારણસભા કરશે. ત્યાં સુધી, રાજ્ય સમિતિ તેમ જ સાર્વજનિક શિક્ષણના રાજ્ય પંચ માટે કાર્યવાહક તંત્રની કામગીરી મંત્રાલયે જ બજાવવાની રહેશે.

દેશની સલામતીની ખાતરી તેનાં તમામ પ્રાણરૂપ તથા ખરેખરાં લોકશાહીવાદી પરિબળોના પરસ્પર સહકારમાં સમાયેલી છે.

અમે માનીએ છીએ કે કામગાર જનતા અને પ્રામાણિક પ્રબુદ્ધ બુદ્ધિજીવીઓના ફૂર્તિલા પ્રયાસો આપણા દેશને આ કપરી કટોકટી પાર કરાવીને પરિપૂર્ણ લોકશાહી મારફત સમાજવાદના અમલના તથા રાષ્ટ્રોની બિરાદરીના યુગમાં પહોંચાડી દેશે.

શિક્ષણના લોક કમિસાર
**લુનાચાર્સ્કી**

પેત્રોગ્રાદ, ૨૯ ઑક્ટોબર, ૧૯૧૭

"૧. બંધારણસભા ભરાય ત્યાં સુધી, કાનૂનો ઘડવાનું અને પ્રગટ કરવાનું કાર્ય કામદારો, કિસાનો, અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોની અખિલ રૂસી કૉંગ્રેસમાં ચૂંટવામાં આવેલી હાલની કામચલાઉ કામદાર કિસાન સરકારની ડિક્રીમાં દર્શાવવામાં આવેલા ક્રમ મુજબ કરવામાં આવશે.

૨. દરેક કાનૂનનો ખરડો સરકારની વિચારણા માટે સંબંધિત મંત્રાલય તરફથી, અધિકૃત લોક કમિસારની સહી સાથે રજૂ કરવામાં આવશે, અથવા સરકારની સાથે સંકળાયેલા વિધાન વિભાગ તરફથી, વિભાગના ચીફની સહી સાથે રજૂ કરવામાં આવશે.

૩. ડિક્રીને આખરી રૂપમાં સરકારની બહાલી મળી જાય ત્યાર પછી તેની ઉપર રશિયન પ્રજાસત્તાકના નામે લોક કમિસાર પરિષદના અધ્યક્ષ સહી કરશે, અથવા તેને સરકાર સમક્ષ વિચારણા માટે રજૂ કરનાર લોક કમિસાર સહી કરશે, અને ત્યાર બાદ તેને પ્રગટ કરવામાં આવશે.

૪. સત્તાવાર 'કામદાર કિસાન સરકારના ગેઝેટ'માં તેના પ્રકાશનની તારીખથી તે કાનૂન તરીકે અમલમાં આવશે.

૫. ડિક્રીમાં તેના પ્રકાશનથી નિરાળી તારીખ તેને અમલમાં મૂકવા માટે મુકરર થઈ શકશે, અથવા તેને તારસંદેશાઓ મારફત અમલમાં મૂકવાનો ફેંસલો અંકિત થઈ શકશે. એવા દાખલામાં તેને દરેક વિસ્તારમાં તારસંદેશાના પ્રકાશનના સમયથી અમલી કાનૂન ગણવામાં આવશે.

૬. સરકારનાં વૈધાનિક કદમોને રાજ્ય સેનેટ તરફથી અમલમાં મૂકવાની પ્રથા નાબૂદ કરી નાખવામાં આવે છે. લોક કમિસાર પરિષદ સાથે સંકળાયેલો વિધાન વિભાગ સરકાર તરફથી ઘડવામાં આવતા નિયમો તથા હુકમોનો સંગ્રહ અમુક સમયાંતરે પ્રગટ કરતો રહેશે, અને એ નિયમો તથા હુકમો રીતસરનો કાનૂનનો અખત્યાર ધરાવશે.

૭. કામદારો, કિસાનો, અને સિપાહીઓની સોવિયેતોની કેંદ્રીય કારોબારી સમિતિને સરકારની કોઈ પણ ડિક્રી રદ કરવાનો, તેમાં ફેરફાર કરવાનો, અથવા તેને બેકાયદે જાહેર કરવાનો અધિકાર નિરંતર રહેશે.

રશિયન પ્રજાસત્તાકના નામે,
લોક કમિસાર પરિષદના અધ્યક્ષ
**ઉલ્યાનોવ-લેનિન.**"



## ૪

### દારૂનો સવાલ

### લશ્કરી ક્રાંતિકારી સમિતિએ જાહેર કરેલો હુકમ

"૧. હવે પછી નવો હુકમ જાહેર ન કરવામાં આવે ત્યાં સુધી દારૂના અર્કના તેમ જ દારૂના અર્કવાળાં પીણાંના ઉત્પાદનની બંધી કરવામાં આવે છે.

૨. દારૂનો અર્ક તેમ જ દારૂના અર્કવાળાં પીણાંના તમામ ઉત્પાદકોને હુકમ આપવામાં આવે છે કે તેઓ ચાલુ મહિનાની ૨૭મી તારીખ સુધીમાં પોતપોતાનાં ગોદામોનાં ચોક્કસ સરનામાં સમિતિને પહોંચાડી દે.

૩. આ હુકમની અવજ્ઞા કરનારા તમામ ગુનેગારોની ઉપર લશ્કરી ક્રાંતિકારી અદાલતમાં મુકદ્દમા ચલાવવામાં આવશે.

**લશ્કરી ક્રાંતિકારી સમિતિ.**"

## ૫

### હુકમ નંબર ૨

**ફિનલૅંડ સંત્રી રિઝર્વ રેજિમેન્ટની સમિતિ તરફથી તમામ મકાન સમિતિઓ તેમ જ વસીલી ઓસ્રોવના તમામ નાગરિકોને**

"મૂડીદાર વર્ગે સર્વહારા વર્ગની સામે લડવા માટે બહુ જ કુટિલ રીત અખત્યાર કરી છે. તેણે શહેરના જુદા જુદા ભાગોમાં દારૂનાં મોટાં મોટાં મથકો સ્થાપ્યાં છે, ત્યાંથી સિપાહીઓને દારૂ પૂરો પાડવામાં આવે છે, અને એ રીતે ક્રાંતિકારી સેનાની હરોળોમાં અસંતોષ પેદા કરવાના પ્રયાસો થઈ રહ્યા છે.

તમામ મકાન સમિતિઓને તાકીદનું ફરમાન કરવામાં આવે છે કે આ હુકમના અમલ માટે નક્કી થયેલા વખતે, ત્રણ વાગ્યે, તેઓ પોતપોતાનાં મકાનોની અંદર રાખવામાં આવેલા દારૂના જથ્થાઓની માહિતી વ્યક્તિગત અને ગુપ્ત રીતે ફિનલૅંડ સંત્રી રેજિમેન્ટની સમિતિના અધ્યક્ષને પહોંચાડી દે.

આ હુકમનો ભંગ કરનારાઓને **ગિરફતાર કરી લેવામાં આવશે, તેમની ઉપર બેરહમ અદાલતમાં મુકદ્દમા ચલાવવામાં આવશે, તેમની મિલકત જપ્ત કરી લેવામાં આવશે**, અને આ ચેતવણી પછી બે કલાકે દારૂના જે કોઈ જથ્થા

મળી આવશે તેને સુરંગ ફોડીને ઉડાવી દેવામાં આવશે કારણ કે અનુભવે બતાવી આપ્યું છે હળવાં કદમો વાંછિત પરિણામો નથી આણતાં.

**યાદ રાખજો—સુરંગો ફોડતાં પહેલાં હવે બીજી કશી ચેતવણી નહિ આપવામાં આવે.**

ફિનલૅંડ સંત્રી રેજિમેન્ટ સમિતિ"

## પ્રકરણ ૯

### ૧

### લશ્કરી ક્રાંતિકારી સમિતિ. બુલેટિન નંબર ૨

નવેંબરની ૧૨મી તારીખે સાંજે કેરેન્સ્કીએ ક્રાંતિકારી સિપાહીઓને કહેણ મોકલ્યું—"હથિયારો મૂકીને શરણે થઈ જાઓ." કેરેન્સ્કીના સિપાહીઓએ તોપમારો શરૂ કર્યો. આપણી તોપટુકડીએ વળતો જવાબ દીધો અને દુશ્મનની તોપોને મૂંગી બનાવી નાખી. કઝ્ઝાકોએ હલ્લો કર્યો. ખલાસીઓ, લાલ સંત્રીઓ, અને સિપાહીઓના જીવલેણ ગોળીબારને લીધે કઝ્ઝાકોને પીછેહઠ કરવી પડી. આપણી બખતરબંધ ગાડીઓ દુશ્મનની કતારોમાં ધસી ગઈ. દુશ્મન પલાયન કરી રહ્યો છે. આપણા સિપાહીઓ પીછો કરી રહ્યા છે. કેરેન્સ્કીને ગિરફતાર કરી લેવાનો હુકમ આપવામાં આવ્યો છે. ક્રાંતિકારી સિપાહીઓએ ત્સાર્સ્કોયે સેલો કબજે કરી લીધું છે.

**લેટ્ટીશ રાઈફલ સિપાહીઓ:** લશ્કરી ક્રાંતિકારી સમિતિને ચોક્કસ માહિતી મળી છે કે બહાદુર લેટ્ટીશ રાઈફલ સિપાહીઓ મોરચેથી આવી પહોંચ્યા છે અને કેરેન્સ્કીની ટોળકીઓના પાછળના વિસ્તારમાં ગોઠવાઈ ગયા છે.

### લશ્કરી ક્રાંતિકારી સમિતિના સ્ટાફ તરફથી

"કેરેન્સ્કીની ટુકડીઓએ ગાતચિના તથા ત્સાર્સ્કોયે સેલો કબજે કરી લીધાં તેનો ખુલાસો એ હકીકતમાં મળે છે કે એ જગ્યાઓમાં આપણા સિપાહીઓ પાસે તોપો અને મશીનગનો બિલકુલ હતી જ નહિ, પરંતુ કેરેન્સ્કીના હયદળમાં શરૂઆતથી જ તોપો હતી.



છેલ્લા બે દિવસો આપણા સ્ટાફ માટે અનિવાર્ય કામગીરીના દિવસો હતા—ક્રાંતિકારી સિપાહીઓને જરૂરી પ્રમાણમાં તોપો, મશીનગનો, મેદાની ટેલિફોનો, વગેરે પૂરું પાડવાનું હતું. જિલ્લા સોવિયેતો અને કારખાનાં (પુતીલોવ કારખાનું, ઓબુખોવ કારખાનું, તથા બીજાં કારખાનાંની) જોમદાર મદદ વડે એ કાર્ય સાધી લેવામાં આવ્યું એટલે અપેક્ષિત ઝપાઝપીના પરિણામ વિશે કશી શંકાને સ્થાન જ ન રહ્યું. ક્રાંતિકારી સિપાહીઓ પાસે લડાઈનો સરંજામ જરૂર કરતાં વધારે પ્રમાણમાં મોજૂદ હતો અને તેમને સાધનસામગ્રીના પેત્રોગ્રાદ જેવા પ્રબળ મથકનું પીઠબળ હતું એટલું જ નહિ પરંતુ તેઓ પારાવાર નૈતિક સાનુકૂળતા પણ ધરાવતા હતા. પેત્રોગ્રાદની બધી રેજિમેન્ટો ભારે ઉત્સાહથી બહાર નીકળીને ગોઠવાઈ ગઈ. ગૅરિસનના સંમેલનમાં પાંચ સિપાહીઓનું નિયંત્રણ પંચ ચૂંટવામાં આવ્યું, અને એ રીતે મુખ્ય સેનાપતિ તથા ગૅરિસન વચ્ચે પાકી એકતાની ખાતરી ઊભી કરવામાં આવી. ગૅરિસનના સંમેલનમાં સર્વાનુમતે ફેંસલો કરવામાં આવ્યો કે નિર્ણાયક કદમની કામગીરી શરૂ કરી દેવામાં આવે.

બારમી નવેંબરે શરૂ કરવામાં આવેલા તોપમારાએ બપોરના ત્રણ વાગ્યા સુધીમાં અસાધારણ જોર પકડી લીધું. કઝ્ઝાકો તદ્દન હતાશ થઈ ગયા. તેમના તરફથી એક દૂત ક્રાસ્નોયે સેલોની ટુકડીના સ્ટાફ પાસે આવ્યો. તેણે તોપમારો બંધ કરી દેવાનું સૂચન કર્યું અને ધમકી આપી કે નહિતર "નિર્ણાયક" કદમો ઉઠાવવામાં આવશે. તેને જવાબ પરખાવી દેવામાં આવ્યો કે કેરેન્સ્કી હથિયારો મૂકી દઈને શરણે થઈ જશે ત્યારે જ તોપમારો બંધ કરવામાં આવશે.

ત્યાર પછી થયેલી લડાઈમાં સૈન્યોના તમામ વિભાગોએ—ખલાસીઓ, સિપાહીઓ, તથા લાલ સંત્રીઓએ—અપાર હિંમત દાખવી. ખલાસીઓના કારતૂસો બિલકુલ ખતમ થઈ ગયા ત્યાં સુધી તેઓ આગળ ધપતા રહ્યા. ખુવારીના આંકડા હજુ પૂરા તૈયાર નથી, પરંતુ પ્રતિક્રાંતિકારી સિપાહીઓની ખુવારી ઘણી વધારે છે. આપણી એક બખતરબંધ ગાડીએ તેમની અંદર તરખાટ મચાવીને તેમને ભારે ખુવારીઓના ભોગ બનાવ્યા હતા.

કેરેન્સ્કીના સ્ટાફને ઘેરાઈ જવાની બીક લાગી એટલે તેણે પીછેહઠનો હુકમ આપ્યો. એ પીછેહઠ ઝડપથી અવ્યવસ્થિત નાસભાગમાં પલટાઈ ગઈ. રાતના ૧૧-૧૨ના સમય સુધીમાં ત્સાર્સ્કોયે સેલો વાયરલેસ મથક સહિત પૂરેપૂરું

સોવિયેતોના સિપાહીઓના કબજામાં આવી ગયું હતું. કઝ્ઝાકો ગાતચિના અને કોલપિનો તરફ પીછેહઠ કરી ગયા.

સિપાહીઓના જોમનાં જેટલાં વખાણ કરીએ એટલાં ઓછાં છે. પીછેહઠ કરી રહેલા કઝ્ઝાકોનો પીછો કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. ત્સારસ્કોયે સેલોના વાયરલેસ મથકેથી એક તારસંદેશ મોરચે તેમ જ આખા રશિયામાં તમામ સ્થાનિક સોવિયેતોને તત્કાળ મોકલી દેવામાં આવ્યો છે. (વધારે વિગતો મળતાં જ પાઠવી દેવામાં આવશે.)"

## ૨

## પેત્રોગ્રાદમાં ૧૩મી તારીખની ઘટનાઓ

પેત્રોગ્રાદ સોવિયેતની મિટિંગમાં ઝિનોવિયેવે કહ્યું: "...દુશ્મનને કેવળ તાકાત વડે જ ખતમ કરી શકાય. કઝ્ઝાકોને આપણા પક્ષે ખેંચી લેવાનો દરેક ઉપાય આપણે ન અજમાવીએ તો ગુનેગાર ગણાઈએ... આપણને જરૂર છે લશ્કરી વિજયની... લડાઈ મોકૂફ રાખી દેવાની ખબર વેળા પૂર્વેની છે. દુશ્મન કશી વધારે હાનિ પહોંચાડવાની હાલતમાં ન રહે ત્યારે લડાઈ મોકૂફ રાખવાની વાટાઘાટો માટે આપણો સ્ટાફ તૈયાર રહેશે...

વર્તમાન સમયે આપણા વિજયનો પ્રભાવ નવા રાજકીય સંજોગો પેદા કરી રહ્યો છે... હવે સમાજવાદી ક્રાંતિકારીઓ નવી સરકારમાં બોલ્શેવિકોને સામેલ કરવાનું વલણ લેવા લાગ્યા છે... નિર્ણાયક વિજય તદ્દન આવશ્યક છે, જેથી દુવિધામાં સપડાયેલા માણસોની દુવિધા ખતમ થઈ જાય..."

શહેર દૂમામાં પૂરું ધ્યાન નવી સરકારની રચના પર કેંદ્રિત હતું.

કેડેટ શિંગાર્યોવે ધોરણ લીધું કે મ્યુનિસિપાલિટીએ બોલ્શેવિકો સાથેની કોઈ પણ સમજણમાં સામેલ ન જ થવું જોઈએ. "એ પાગલો જ્યાં સુધી હથિયારો મૂકી ન દે અને સ્વતંત્ર કાનૂન અદાલતોના અખત્યારને માન્ય ન કરે ત્યાં સુધી તેમની સાથે કોઈ જાતની સમજણ અશક્ય જ છે..."



'યેદીન્સ્ત્વો' જૂથ વતી યાર્ત્સેવે જાહેર કર્યું કે બોલ્શેવિકો સાથેની કોઈ જાતની સમજણ બોલ્શેવિકોના વિજય સમાન ગણાશે...

સમાજવાદી ક્રાંતિકારીઓ વતી મેયર શ્રેઇદેરે નિવેદન કર્યું કે બોલ્શેવિકોની સાથે કોઈ જાતની સમજણ કરવાનો હું વિરોધ કરું છું... "સરકારની બાબતમાં — તેનો ઉગમ તો પ્રજાકીય નિર્ધારમાંથી થવો જોઈએ, અને પ્રજાકીય નિર્ધાર મ્યુનિસિપલ ચૂંટણીઓમાં વ્યક્ત થઈ ચૂક્યો છે એટલે સરકારનું સર્જન કરી શકે એવો પ્રજાકીય નિર્ધાર વાસ્તવમાં દૂમામાં કેંદ્રિત છે..."

બીજા વક્તાઓનાં ભાષણો પછી — જેમાં કેવળ મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓના પ્રતિનિધિએ જ બોલ્શેવિકોને નવી સરકારમાં સામેલ કરવાના સવાલ અંગે વિચારણા કરવાની તરફેણનું વલણ લીધું હતું — દૂમામાં નિર્ણય લેવામાં આવ્યો કે 'વિક્ઝેલ'ના સંમેલનમાં દૂમાના પ્રતિનિધિઓની સામેલગીરી ચાલુ રાખવામાં આવે, પરંતુ સૌપ્રથમ તો કામચલાઉ સરકારની પુનઃસ્થાપનાની મક્કમ માગણી કરવામાં આવે, અને નવી સત્તામાંથી બોલ્શેવિકોને બકાત રાખવામાં આવે...

## ૩

## લડાઈ મોકૂફ ઉદ્ધાર સમિતિને કાસ્નોવનો જવાબ

"તત્કાળ લડાઈ મોકૂફીની દરખાસ્ત કરતા તમારા તારના જવાબમાં સર્વોચ્ચ સેનાધિપતિ નકામી ખૂનરેજી ચાલુ ન રાખવાના આશયે વાટાઘાટો શરૂ કરવા અને સરકારનાં તથા વિદ્રોહીઓનાં લશ્કરો વચ્ચે સંબંધ સ્થાપવા તૈયાર છે. સર્વોચ્ચ સેનાધિપતિ વિદ્રોહીઓના જનરલ સ્ટાફને દરખાસ્ત કરે છે કે વિદ્રોહી રેજિમેન્ટોને પાછી પેત્રોગ્રાદ બોલાવી લેવામાં આવે, લીગોવો-પૂલ્કોવો-કોલપિનો રેખાને તટસ્થ જાહેર કરવામાં આવે, અને સરકારી હયદળની આગલી ટુકડીઓને ત્સારસ્કોયે સેલોમાં વ્યવસ્થા સ્થાપવા માટે દાખલ થવા દેવામાં આવે. આ દરખાસ્તનો જવાબ અમારા પ્રતિનિધિઓના હાથમાં આવતીકાલે સવારે આઠ વાગ્યા પહેલાં પહોંચી જવો જોઈએ.

**કાસ્નોવ"**

### ત્સાર્સ્કોયે સેલોની ઘટનાઓ

કેરેન્સ્કીનાં સૈન્યો પીછેહઠ કરી ગયાં તે સાંજે કેટલાક પાદરીઓએ ધાર્મિક સરઘસ કાઢીને શહેરના રસ્તાઓ પર ફેરવ્યું, અને ભાષણો કરીને લોકોને અપીલ કરી કે કાનૂની સત્તાને, અર્થાત્ કામચલાઉ સરકારને, ટેકો આપો. કઝ્ઝાકો પીછેહઠ કરી ગયા અને લાલ સંત્રીઓની પ્રથમ ટુકડીઓ શહેરમાં દાખલ થઈ ત્યારે કેટલાક નજરે જોનારા સાક્ષીઓએ ખબર આપી કે પાદરીઓએ લોકોને સોવિયેતોની વિરુદ્ધ ઉશ્કેરવાની કોશિશ કરેલી, અને શાહી મહેલની પાછળ આવેલી રાસપૂતિનની કબરે પ્રાર્થનાઓ કરેલી. ભયંકર ખીજે ભરાઈ ગયેલા લાલ સંત્રીઓએ ફાધર ઈવાન કુચૂરોવ નામે એક પાદરીને પકડીને ગોળીએ ઉડાવી દીધો...

લાલ સંત્રીઓ શહેરમાં દાખલ થયા કે તરત જ વીજળી બંધ કરી દેવામાં આવી અને રસ્તાઓ પર ઘોર અંધકાર છવાઈ ગયો. સોવિયેત સિપાહીઓએ વીજળી મથકના સંચાલક લુબોવિચને પકડીને વીજળી બંધ કરી દેવાનું કારણ પૂછ્યું. તેને જે ઓરડામાં પૂરી દેવામાં આવ્યો હતો ત્યાંથી તેનું શબ થોડા વખત બાદ મળી આવ્યું—તેના હાથમાં રિવોલ્વર હતી અને લમણામાં ગોળીનું કાણું હતું.

પેત્રોગ્રાદનાં બોલ્શેવિક અખબારોમાં બીજે દિવસે મોટાં મોટાં મથાળાં છપાયાં: 'પ્લેખાનોવને સખત તાવ!' પ્લેખાનોવ ત્સાર્સ્કોયે સેલોમાં રહેતો હતો અને માંદગીને કારણે બિછાનાવશ હતો. લાલ સંત્રીઓ તેના ઘરમાં પહોંચી ગયા, અને ઘરની તલાશી લઈને તેમાંના જઈફ આદમીને સવાલો પૂછ્યા:

"તમે સમાજના કયા વર્ગના માણસ છો?" લાલ સંત્રીઓએ સવાલ કર્યો.

"ક્રાંતિપંથી છું," પ્લેખાનોવે જવાબ આપ્યો, "અને મારી જિંદગીનાં ચાળીસ વર્ષ મેં મુક્તિ માટેના સંઘર્ષમાં લગાવ્યાં છે!"

"હશે," એક કામદાર બોલ્યો, "પણ હવે તમે મૂડીદાર વર્ગના હાથમાં વેચાઈ ગયેલા છો!"

રશિયન સામાજિક લોકશાહીવાદના પહેલક પ્લેખાનોવને હવે કામદારો ઓળખતાયે નહોતા!





### સોવિયેત સરકારને અપીલ

"કેરેન્સ્કીએ ભોળવેલી ગાતચિનાની ટુકડીઓએ હથિયારો હેઠાં મૂકી દીધાં છે અને કેરેન્સ્કીને ગિરફતાર કરી લેવાનું નક્કી કર્યું છે. પ્રતિક્રાંતિકારી ઝુંબેશનો આગેવાન ભાગી ગયો છે. સેનાએ ભારે મોટી બહુમતીથી સોવિયેતોની બીજી અખિલ રશિયન કૉંગ્રેસને અને કૉંગ્રેસ તરફથી સ્થાપવામાં આવેલી સરકારને ટેકો જાહેર કર્યો છે. મોરચેથી કોડીબંધ ડેલિગેટો સોવિયેત સરકાર પ્રત્યે સેનાની વફાદારીની ખાતરી આપવા માટે ઉતાવળા ઉતાવળા પેત્રોગ્રાદ પહોંચી રહ્યા છે. હકીકતોને મચડી નાખવાનાં અને ક્રાંતિકારી કામદારો, સિપાહીઓ, તથા કિસાનોની નાલેશી કરવાનાં તમામ કૃત્યો જનતાને પરાજિત કરવામાં નિષ્ફળ ગયાં છે. કામદારો અને સિપાહીઓની ક્રાંતિ વિજયી બની ગઈ છે...

પ્રતિક્રાંતિકારી ઝંડા હેઠળ કૂચ કરી રહેલા સિપાહીઓને કેંદ્રીય કારોબારી સમિતિ અપીલ કરે છે કે હથિયારો હેઠાં મૂકીને શરણે થઈ જાઓ, ગણતર જમીનદારો તથા મૂડીદારોનાં હિતોને ખાતર તમારા બાંધવોનું વધારે લોહી ન વહેવડાવો! જનતાના દુશ્મનોના ઝંડા હેઠળ એક પળ પણ રહેનારાઓની ઉપર કામદારો, સિપાહીઓ, અને કિસાનોનું રશિયા લ્યાનતો વરસાવે છે...

કઝ્ઝાકો! વિજયી જનતાના પક્ષે આવી જાઓ! રેલવે કામદારો, ટપાલ કર્મચારીઓ, તાર કર્મચારીઓ—સૌ, સૌ જનતાની નવી સરકારને ટેકો આપો!"

## પ્રકરણ ૧૦

૧

### ક્રેમલિનને નુકસાન

ક્રેમલિનને થયેલા નુકસાનની મેં જાતે તપાસ કરેલી. તોપમારો થઈ ગયા પછી તરત જ હું ત્યાં ગયો હતો. યુંકરોએ બૅરેક તરીકે વાપરેલા નાના નિકોલાઈ મહેલને જોરદાર તોપમારા વડે સારી પેઠે તારાજ કરી નાખવામાં આવ્યો હતો.

સદ્ભાગ્યે તેમાં ખાસ ઐતિહાસિક મૂલ્યની કોઈ વસ્તુઓ નહોતી અને ઈમારત પણ ખાસ મહત્ત્વની નથી. તેમાં શાહી કુટુંબની એક બેગમના સમારંભો ક્યારેક ક્યારેક થતા.

ઉસ્પેન્સ્કી કેથીડ્રલના એક ઘુમ્મટમાં તોપના ગોળાથી બાકોરું પડી ગયું હતું. એથી છતના જડાવકામમાં થયેલા થોડાક નુકસાન સિવાય બીજી કશી હાનિ કેથીડ્રલને નહોતી થઈ. બ્લાગોવેશ્ચેન્સ્કી કેથીડ્રલના દ્વારમંડપનાં ભીંતચિત્રોને તોપના ગોળાથી ભારે નુકસાન થયું હતું. એક ગોળો ઈવાન વેલીકી મિનારાને ખૂણે અફળાયો હતો.

ચૂદોવ્સ્કી મઠની ઉપર લગભગ ત્રીસ ગોળા પડયા હતા, પરંતુ તેમાંથી એક જ ગોળો બારી વાટે અંદરના ભાગમાં પહોંચીને ફૂટયો હતો. બાકીના બધા બારીઓ નજીક ઈંટની દીવાલે તથા છાપરાના કાંગરા પર અફળાયા હતા.

સ્પાસ્સ્કાય દરવાજાની ઉપર ગોઠવેલું ઘડિયાળ ભાંગીને ભુક્કો થઈ ગયું હતું. ત્રોઈત્સ્કી દરવાજો હચમચી ગયો હતો પણ તેની મરામત સહેલાઈથી થઈ શકે એમ હતી. નાના મિનારાઓમાંથી એકની ઈંટની ટોચ ઊડી ગઈ હતી.

સેંટ બાઝિલનું દેવળ અને વિશાળ શાહી મહેલ સહીસલામત હતાં. મહેલના ભંડકિયામાં રાખવામાં આવેલા મોસ્કો તથા પેત્રોગ્રાદના સઘળા ખજાના તેમ જ તિજોરીઓમાં રાખવામાં આવેલાં શાહી રત્નો—બધું જ સહિસલામત હતું. એ જગ્યાઓમાં તો કોઈ દાખલ પણ નહોતું થયું.

૨

## લુનાચાર્સ્કીનું નિવેદન

"સાથીઓ! તમે દેશના યુવાન માલિકો છો, હાલ તમારે ઘણું ઘણું કરવાનું અને વિચારવાનું છે, તેમ છતાં તમારે જાણી લેવું જોઈએ કે તમારા કલાત્મક તથા વૈજ્ઞાનિક ખજાનાઓની રક્ષા કેવી રીતે કરવી.



સાથીઓ! મોસ્કોમાં જે કંઈ બની રહ્યું છે તે એવું ભયાનક દુર્ભાગ્ય છે કે તેનાથી પડતી ખોટ કદી પૂરી નહિ શકાય... સત્તા માટેના સંઘર્ષમાં લોકોએ આપણા ગૌરવમય પાટનગરને પીંખી નાખ્યું છે.

ઝનૂની સંઘર્ષના અને વિનાશકારી વિગ્રહના આજના દિવસોમાં સાર્વજનિક શિક્ષણના કમિસાર તરીકે કામ કરવું વિશેષ રૂપે વેદનામય છે. માત્ર એક જ આશા મારા દિલને રાહત આપે છે કે નવી અને ચડિયાતી સંસ્કૃતિ આણનારા સમાજવાદનો વિજય થશે. જનતાની કલાત્મક સંપદાની રક્ષાની ભારે જવાબદારી મારે શિરે છે... જ્યાં હું કશો પ્રભવ પાડી શકતો નથી એવા મારા પદ પર ચાલુ રહેવાનું અશક્ય લાગવાથી મેં રાજીનામું આપી દીધું છે.*

પરંતુ સાથીઓ, હું તમારા ટેકાની વિનવણી કરું છું... ખુદ તમારે માટે અને તમારા વંશજો માટે આપણી ભૂમિના સૌંદર્યનું જતન કરો, જનતાની મિલકતના રખેવાળો બનો.

લાંબા વખતથી અજ્ઞાનમાં સબડતા રાખવામાં આવેલા માણસો, સૌથી વધારે અજ્ઞાની માણસો પણ, થોડા વખતમાં જ, બહુ થોડા વખતમાં જ, જાગ્રત થઈ જશે અને સમજવા લાગશે કે કલામાંથી ખુશી, શકિત, અને શાણપણના કેવા સ્રોત વહેતા હોય છે...

સાર્વજનિક શિક્ષણના લોક કમિસાર
**લુનાચાર્સ્કી.**

ત્રીજી નવેંબર, ૧૯૧૭

૩

## મૂડીદારો માટે પ્રશ્નપત્રિકા

નંબર વોર્ડ... અટક, નામ ..............મકાન સમિતિ
સરનામું ............... નંબર

*લુનાચાર્સ્કી શિક્ષણના લોક કમિસાર તરીકે ચાલુ રહ્યા હતા.—સં.

<table>
<tr><td>પુરુષ<br>કે<br>સ્ત્રી</td><td>ઉંમર</td><td colspan="4">હાથમાં ચીજવસ્તુઓના જથ્થા</td></tr>
<tr><td colspan="2"></td><td>કાપડ</td><td>અર્શીન</td><td>તૈયાર<br>કપડાં</td><td>નંગ</td></tr>
<tr><td colspan="2">માસિક સરેરાશ</td><td rowspan="5">નીચે પહેરવાના<br>કપડાં માટે<br>સૂટ માટે<br>ઓવરકોટ માટે<br>બીજું</td><td rowspan="5"></td><td rowspan="5">ઓવરકોટ:<br>શિયાળુ<br>ઉનાળુ<br>બીજા<br>ડ્રેસ અને સૂટ<br>નીચે પહેરવાનાં<br>કપડાં<br>બૂટ<br>રબરના બૂટ</td><td rowspan="5"></td></tr>
<tr><td>આવક</td><td>ખર્ચ</td></tr>
<tr><td></td><td></td></tr>
<tr><td colspan="2">માસિક ભાડું</td></tr>
<tr><td>ફ્લેટ</td><td>ઓરડા</td></tr>
</table>

હું, નીચે સહી કરનાર, જાહેર કરું છું કે ઉપર આપવામાં આવેલી માહિતી ખરી છે, અને આ પ્રશ્નપત્રિકા મને આ ઉપરાંત બીજે ક્યાંયથી મળી નથી.

મોસ્કો, . . . . . ૧૯૧ . . .

**સહી** **ઘર સમિતિની મહોર**

**ભાડૂતની સહી**

૪

**ક્રાંતિકારી નાણાકીય કદમ. હુકમ**

"કામદારો અને સિપાહીઓની મોસ્કો સોવિયેત જોડે સંકળાયેલી લશ્કરી ક્રાંતિકારી સમિતિએ મને આપેલા અખત્યારોના આધારે હું ફરમાન કરું છું કે:



૧. નવો હુકમ જાહેર ન કરવામાં આવે ત્યાં સુધી તમામ બૅંકો અને તેઓની શાખાઓ, કેંદ્રીય રાજ્ય બચત બૅંક અને તેની શાખાઓ, તેમ જ ટપાલ તથા તાર ઑફિસોની બચત બૅંકો ૨૨મી નવૅંબરથી દરરોજ સવારના ૧૧ વાગ્યાથી બપોરના એક વાગ્યા સુધી ખુલ્લી રાખવાની છે.

૨. આવતા અઠવાડિયા દરમિયાન ઉપરોક્ત સંસ્થાઓમાંનાં ચાલુ ખાતાંમાંથી તેમ જ બચત ખાતાંમાંથી દરેક ડિપૉઝિટરને ૧૫૦ રૂબલ સુધીની રકમની ચુકવણી કરવામાં આવશે.

૩. ચાલુ ખાતાંમાંથી તથા બચત ખાતાંમાંથી તેમ જ બીજા તમામ પ્રકારોનાં ખાતાંમાંથી ૧૫૦ રૂબલ કરતાં વધારે રકમોની ચુકવણીઓ કેવળ નીચે સૂચિત દાખલાઓમાં જ આગલા ત્રણ દિવસો દરમિયાન — નવૅંબરની ૨૨, ૨૩, અને ૨૪મી તારીખે — કરવામાં આવશે:

ક) લશ્કરી સંગઠનોનાં ખાતાંમાંથી, તેમની જરૂરિયાતો પૂરી કરવા માટે;

ખ) કારખાના સમિતિઓ અથવા કર્મચારી સોવિયેતો તરફથી પ્રમાણિત કરવામાં આવેલ તેમ જ કમિસારોની સહીઓ વડે અથવા લશ્કરી ક્રાંતિકારી સમિતિ કે જિલ્લા લશ્કરી સમિતિઓના પ્રતિનિધિઓની સહીઓ વડે બહાલ કરવામાં આવેલ કોઠાઓ તથા યાદીઓ મુજબ કર્મચારીઓના પગારો તથા કામદારોની રોજી ચૂકવવા માટે.

૪. કોઈ પણ હૂંડીની ચુકવણી ૧૫૦ રૂબલથી વધારે નહિ કરવામાં આવે. રકમ બચતી હશે તો તેને ચાલુ ખાતામાં જમે કરવામાં આવશે, અને તેની ચુકવણી આ હુકમમાં નિર્ધારિત ક્રમ મુજબ કરવામાં આવશે.

૫. આ ત્રણ દિવસો દરમિયાન બીજી બધી બૅંક કામગીરીઓની બંધી કરવામાં આવે છે.

૬. તમામ ખાતાંમાં ડિપૉઝિટરો તરફથી ગમે તેટલી રકમ ભરવાની છૂટ આપવામાં આવે છે.

૭. ત્રીજી કલમમાં નિર્દેશિત અધિકારપત્રોને પ્રમાણિત કરવા માટે નાણા પરિષદના પ્રતિનિધિઓ ઇલ્યીન્કા માર્ગે સ્ટૉક-એક્સ્ચેન્જની ઇમારતમાં દરરોજ સવારના ૧૦ વાગ્યાથી બપોરના બે વાગ્યા સુધી મોજૂદ રહેશે.

૮. બૅંકો તથા બચત બૅંકો રોજની રોકડ લેવડદેવડના પૂરા હિસાબ નાણા પરિષદ માટે સ્કોબેલેવ ચોકમાં આવેલા સોવિયેતના વડા મથકમાં લશ્કરી ક્રાંતિકારી સમિતિને દરરોજ સાંજના પાંચ વાગ્યા સુધીમાં મોકલી આપે.

૯. સઘળા પ્રકારોની ધિરાણ સંસ્થાઓના જે કોઈ કર્મચારીઓ તથા મૅનેજરો આ હુકમનો અમલ કરવાનો ઇનકાર કરશે તે સૌ ક્રાંતિના તેમ જ સમગ્ર વસતિના દુશ્મનો તરીકે ક્રાંતિકારી અદાલતોને જવાબદાર રહેશે. એવા માણસોનાં નામો જનસાધારણની જાણકારી માટે પ્રગટ કરવામાં આવશે.

૧૦. આ હુકમના ક્ષેત્રમાં આવી જતી બચત બૅંકો તથા બૅંકોની શાખાઓની કામગીરીના નિયંત્રણ માટે જિલ્લા લશ્કરી ક્રાંતિકારી સમિતિ ત્રણ પ્રતિનિધિઓ ચૂંટશે અને તેમને માટે કામની જગ્યા નક્કી કરશે.

લશ્કરી ક્રાંતિકારી સમિતિના
પૂર્ણ રૂપે અધિકૃત કમિસાર
**શેવેર્દિન-મક્સિમેન્કો**

## પ્રકરણ ૧૧

૧

### પ્રકરણની મર્યાદાઓ

આ પ્રકરણનો સમય વિસ્તાર લગભગ બે મહિના જેટલો છે. તેમાં મિત્રરાજ્યો સાથેની વાટાઘાટો, જર્મનો સાથેની વાટાઘાટો તથા જંગ મોકૂફી, અને બ્રેસ્ત-લિતોવ્સ્ક ખાતે સુલેહની વાટાઘાટોના આરંભનો સમય તેમ જ સોવિયેત રાજ્યના પાયા નાખવામાં આવ્યા હતા તે સમય આવી જાય છે.

પરંતુ આ પુસ્તકમાં મારો ઇરાદો એ બધી બહુ મહત્ત્વની ઘટનાઓનું વર્ણન તથા અર્થઘટન કરવાનો મુદ્દલ નથી. તેને માટે વધારે જગ્યા જરૂરી છે. એટલે મેં એ કાર્ય મારા બીજા એક પુસ્તક 'કોર્નીલોવથી બ્રેસ્ત-લિતોવ્સ્ક સુધી' માટે બાકી રાખ્યું છે.

આ પુસ્તકમાં મેં મારું વર્ણન સોવિયેત સરકાર તરફથી દેશમાં પોતાની રાજકીય સત્તા દૃઢ બનાવવાના પ્રયાસો પૂરતું સીમિત રાખ્યું છે, અને દુશ્મનાવટભર્યાં આંતરિક તત્ત્વોની ઉપર તેની એક પછી એક ફતેહની રૂપરેખા રજૂ કરી છે — ફતેહોના એ સિલસિલામાં બ્રેસ્ત-લિતોવ્સ્કની કારમી સુલેહથી થોડા વખત પૂરતો અંતરાય પડયો હતો.



૨

### રશિયાની પ્રજાઓના અધિકારોની ઘોષણા
(પૂર્વભૂમિકા)

"કામદારો અને કિસાનોની ઑક્ટોબર ક્રાંતિ મુક્તિના સહિયારા ઝંડા હેઠળ શરૂ થઈ.

કિસાનોને જમીનદારોની જોહુકમીથી મુક્ત કરવામાં આવી રહ્યા છે. જમીનદારો હવે જમીનનો માલિકી હક નથી ધરાવતા — તેને નાબૂદ કરી નાખવામાં આવ્યો છે. સિપાહીઓ અને ખલાસીઓને આપખુદ જનરલોની જોહુકમીથી મુક્ત કરવામાં આવી રહ્યા છે. જનરલોને હવેથી ચૂંટણીના આધારે નિયુક્ત કરવામાં આવશે, અને તેમને તેમનાં પદો પરથી પાછા બોલાવી શકાશે. કામદારોને મૂડીદારોના તુક્કાતરંગો તથા આપખુદીથી મુક્ત કરવામાં આવી રહ્યા છે. મિલો તથા કારખાનાંમાં હવે કામદારોને હસ્તક નિયંત્રણ સ્થાપવામાં આવશે. જે કંઈ જીવંત અને જીવનક્ષમ છે તેને ઘૃણાસ્પદ જંજીરોથી મુક્ત કરવામાં આવી રહ્યું છે. હવે માત્ર રશિયાની પ્રજાઓ બાકી રહે છે. તેઓ જુલમ તથા આપખુદશાહીમાં સબડતી હતી અને સબડી રહી છે. તેમની મુક્તિનો આરંભ તત્કાળ કરી દેવો જ જોઈએ, તેમની મુક્તિ મક્કમપણે તથા ચોક્કસ રૂપે અમલમાં મૂકવી જ જોઈએ.

ઝારના શાસનના જમાનામાં રશિયાની પ્રજાઓને પદ્ધતિસર એકબીજીની વિરુદ્ધ ઉશ્કેરવામાં આવતી હતી. એવી નીતિના અંજામ સૌને વાકેફ છે: એક તરફ ખૂનરેજીઓ તથા હુલ્લડો, અને બીજી તરફ પ્રજાઓની ગુલામી.

એવી નામોશીભરી નીતિ ફરી અપનાવવાનું કૃત્ય કદી થઈ શકે જ નહિ અને ન જ થવું જોઈએ. તેને બદલે હવેથી રશિયાની પ્રજાઓના મરજિયાત અને પ્રામાણિક સંઘની નીતિ અમલમાં મૂકવી જોઈએ.

સામ્રાજ્યવાદના ગાળામાં, માર્ચની ક્રાંતિ પછી, જ્યારે સત્તા કેડેટ મૂડીદારોના હાથમાં આવી ગઈ હતી ત્યારે, ઉશ્કેરણીની ઉઘાડી નીતિની જગ્યા રશિયાની પ્રજાઓ પ્રત્યે કાયરતાભર્યા અવિશ્વાસની, ઘોંચપરોણાની, અને પ્રજાઓની અર્થહીન "આઝાદી" તથા "સમાનતા"ની નીતિએ લઈ લીધી. એવી નીતિના અંજામ સૌને વાકેફ છે: પ્રજાઓ વચ્ચેના વિખવાદમાં વધારો, પરસ્પર વિશ્વાસમાં ઓટ.

જૂઠાણાં તથા અવિશ્વાસની અને ઘોંચપરોણા તથા ઉશ્કેરણીની એવી અનુચિત નીતિનો અંત આણવો જ જોઈએ. તેને બદલે હવેથી એવી નિખાલસ તથા

પ્રમાણિક નીતિ અપનાવવી જોઈએ કે જે રશિયાની પ્રજાઓ વચ્ચે પરસ્પર પૂરા વિશ્વાસમાં પરિણમે. એવી એકતાના સુફળ રૂપે જ, રશિયાની પ્રજાઓના કામદારો તથા કિસાનોને પરસ્પર સાંકળી લેવાનું, અને સામ્રાજ્યવાદી-ઈજારાવાદી મૂડીદાર વર્ગના તમામ પ્રયાસોનો સામનો કરી શકે એવી ક્રાંતિકારી તાકાતમાં તેમને પલટાવી નાખવાનું, શક્ય બનશે...

૧૫ નવેંબર, ૧૯૧૭."

૩

## ડિક્રીઓ

### બેંકોના રાષ્ટ્રીયકરણ વિશે

"રાષ્ટ્રીય અર્થતંત્રની રીતસરની સંઘટનાના હિતમાં તેમ જ બેંક સટ્ટાખોરીને તદ્દન ખતમ કરી નાખવાના અને કામદારો, કિસાનો, તથા સમગ્ર મહેનતકશ વસતિને બેંક મૂડીના શોષણથી મુક્ત કરી દેવાના હિતમાં, અને જનતાનાં તથા વધારે ગરીબ વર્ગોનાં હિતોની સેવા બજાવી શકે એવી સમગ્ર રશિયન પ્રજાસત્તાકની એક જ રાષ્ટ્રીય બેંક સ્થાપવાના ઉદ્દેશે, કેંદ્રીય કારોબારી સમિતિ નિર્ણય અપનાવે છે કે:

૧. બેંક કારોબારને રાજ્યની ઇજારદારી જાહેર કરવામાં આવે છે.

૨. હાલની તમામ ખાનગી સંયુક્ત મૂડી બેંકોને તથા બેંકિંગ ઑફિસોને રાજ્ય બેંકમાં વિલીન કરી દેવામાં આવે છે.

૩. વિલીનીકૃત પેઢીઓની અસ્કયામતો તથા જુમ્મેદારીઓ રાજ્ય બેંક પોતાને હસ્તક લઈ લે છે.

૪. ખાનગી બેંકોને રાજ્ય બેંકમાં વિલીન કરી દેવાનો ક્રમ ખાસ ડિક્રીમાં નિર્ધારિત કરવામાં આવશે.

૫. ખાનગી બેંકોના મામલાઓના વહીવટની જવાબદારી હાલ પૂરતી રાજ્ય બેંકના બોર્ડને સોંપવામાં આવે છે.

૬. નાના ડિપૉઝિટરોનાં હિતોને સુરક્ષિત રાખવામાં આવશે."

### તમામ લશ્કરી માણસોના દરજ્જાની સમાનતા વિશે

"સેનામાંની અગાઉની અસમાનતાના તમામ અવશેષોના ઝડપી તથા નિર્ણાયક ખાતમાના સંબંધમાં ક્રાંતિકારી જનતાના નિર્ધારને અમલી બનાવવાના ઉદ્દેશે લોક કમિસાર પરિષદ ફરમાન કરે છે કે:



૧. સેનાની અંદર કોર્પોરલથી લઈને જનરલ સુધીના તમામ દરજ્જાઓ તથા પાયરીઓને નાબૂદ કરી નાખવામાં આવે છે. હવેથી રશિયન પ્રજાસત્તાકની સેના ક્રાંતિકારી સેનાના સિપાહીઓની સંમાનપાત્ર પદવી ધરાવતા મુક્ત અને સમાન નાગરિકોની બનેલી છે.

૨. અગાઉના દરજ્જાઓ તથા પાયરીઓ સાથે સંકળાયેલા સઘળા વિશેષાધિકારોને તેમ જ ભેદદર્શક બાહ્ય ચિહ્નોને નાબૂદ કરી નાખવામાં આવે છે.

૩. દરજ્જા મુજબનાં તમામ સંબોધનોને રદ જાહેર કરવામાં આવે છે.

૪. તમામ ઇલકાબો, ચંદ્રકો, તથા અન્ય ભેદદર્શક ચિહ્નોને રદ જાહેર કરવામાં આવે છે.

૫. અફસરના દરજ્જાની નાબૂદી સાથે સાથે અફસરોનાં તમામ અલગ સંગઠનોને વિખેરી નાખવામાં આવે છે.

૬. સેનાની ટુકડીઓમાં ઑર્ડરલીઓ રાખવાની હાલની પ્રથાને નાબૂદ કરી નાખવામાં આવે છે.

**નોંધ**— કેવળ વડાં મથકો, ચાન્સરીઓ, સમિતિઓ, તથા બીજાં લશ્કરી સંગઠનોમાં જ ઑર્ડરલીઓ રાખી શકાશે.

લોક કમિસાર પરિષદના અધ્યક્ષ<br>
**ઉલ્યાનોવ (લેનિન)**<br>
સેના તથા નૌસેના કારોબારના લોક કમિસાર<br>
**ક્રિલેન્કો**<br>
લશ્કરી મામલાઓના લોક કમિસાર<br>
**પોદ્વોઈસ્કી**<br>
પરિષદ મંત્રી **ગોર્બુનોવ**"

### સેના ચૂંટણી સિદ્ધાંત અને અખત્યારની સંઘટના વિશે

"૧. મહેનતકશ જનતાના નિર્ધારની સેવા બજાવતી સેના જનતાના સર્વોચ્ચ પ્રતિનિધિનું સ્થાન ધરાવતી લોક કમિસાર પરિષદના અખત્યાર હેઠળ છે.

૨. લશ્કરી ઘટકો તથા સમન્વિત સંઘટનોની સીમાઓની અંદર પૂરો અખત્યાર સંબંધિત સિપાહી સમિતિઓ તથા સોવિયેતોને હસ્તક છે.

૩. સિપાહીઓના જીવન તથા પ્રવૃત્તિના જે જે તબક્કાઓ સમિતિઓના અધિકારક્ષેત્રમાં આવી ચૂકેલા છે તેને હવે સત્તાવાર રીતે સમિતિઓના નિયંત્રણ હેઠળ મૂકવામાં આવે છે. પ્રવૃત્તિની જે જે શાખાઓમાં સમિતિઓ અખત્યાર ધારણ કરી શકે એમ નથી તેવી શાખાઓની ઉપર સિપાહીઓની સોવિયેતોનું નિયંત્રણ સ્થાપવામાં આવે છે.

૪. કમાંડ સ્ટાફની તથા અફસરોની ચૂંટણીની પ્રથા દાખલ કરવામાં આવે છે. રેજિમેન્ટોના કમાંડરો સહિત અને સુધીના તમામ કમાંડરોની ચૂંટણી સ્કવોડો, પ્લૅટૂનો, સ્કવૉડ્રોનો, બૅટરીઓ, ડિવિઝનો (તોપટુકડી, બે-ત્રણ બૅટરીઓ), તથા રેજિમેન્ટોના સામાન્ય મતાધિકારના આધારે કરવામાં આવશે. રેજિમેન્ટના કમાંડરથી ઊંચી કક્ષાના—સર્વોચ્ચ કમાંડર સહિત અને સુધીના—તમામ કમાંડરોની ચૂંટણી કૉંગ્રેસોમાં અથવા સમિતિઓનાં સંમેલનોમાં કરવામાં આવશે.

**નોંધ**—'સંમેલન' શબ્દને સંબંધિત સમિતિઓ અને એક દરજ્જો નીચલી સમિતિઓના ડેલિગેટોની સંયુક્ત મિટિંગના અર્થમાં સમજવાનો છે. (દાખલા તરીકે, રેજિમેન્ટ સમિતિઓની સાથે કંપની સમિતિઓના ડેલિગેટોનું સંયુક્ત સંમેલન.—લેખક).

૫. રેજિમેન્ટ કમાંડરથી ઉપલા દરજ્જાના ચૂંટાયેલા કમાંડરોને નિકટતમ સર્વોચ્ચ સમિતિની બહાલી મળવી જોઈએ.

**નોંધ**—સર્વોચ્ચ સમિતિ ચૂંટાયેલા કમાંડરને બહાલી આપવાનો ઈનકાર કરે અને એવા ઈનકારનાં કારણો આપતું નિવેદન રજૂ કરે ત્યાર બાદ નીચલી સમિતિ તરફથી બીજી વાર ચૂંટવામાં આવેલા કમાંડરને બહાલી મળવી જ જોઈએ.

૬. લશ્કરોના કમાંડરોની ચૂંટણી લશ્કર કૉંગ્રેસોમાં કરવામાં આવશે. મોરચાના કમાંડરોની ચૂંટણી સંબંધિત મોરચાઓની કૉંગ્રેસોમાં કરવામાં આવશે.

૭. ખાસ જાણકારી અથવા બીજી વસ્તુગત તૈયારી માગી લેતાં ટેકનિકલ સ્વરૂપનાં પદો પર—અર્થાત્ ડૉક્ટરો, ઈજનેરો, ટેકનિશ્યનો, તાર તથા વાયરલેસ ઑપરેટરો, વિમાનીઓ, મોટર ડ્રાઈવરો તથા કારીગરો, વગેરેનાં પદો પર—સંબંધિત સેવાઓનાં ઘટકોની સમિતિઓ તરફથી એવા માણસોને જ ચૂંટવામાં આવશે કે જે જરૂરી ખાસ જાણકારી ધરાવતા હોય.

૮. સ્ટાફના વડાઓની વરણી સંબંધિત પદ માટેની ખાસ લશ્કરી તાલીમ ધરાવતા માણસોમાંથી કરવામાં આવશે.

૯. સ્ટાફના બાકીના બધા સભ્યોની નિમણૂક સ્ટાફના વડા તરફથી કરવામાં



આવશે, અને એવી નિમણૂકોની બહાલી સંબંધિત કૉંગ્રેસોમાં મેળવી લેવાની રહેશે.

**નોંધ**—ખાસ તાલીમ ધરાવતા બધા માણસોનાં નામોની ખાસ યાદી બનાવી લેવી જોઈએ.

૧૦. હાલ સક્રિય સેવા બજાવી રહેલા તમામ કમાંડરોમાંથી જે જે કમાંડરોને સિપાહીઓ તરફથી કોઈ પણ પદ પર ચૂંટવામાં ન આવે, અને એ કારણે જે જે કમાંડરો સાધારણ સિપાહીઓ બની જાય, તે સૌનો સેવામાંથી નિવૃત્ત થઈ જવાનો અધિકાર સુરક્ષિત રાખવામાં આવે છે.

૧૧. કમાંડ જોડે સંકળાયેલી કામગીરીઓ ઉપરાંત બીજી બધી કામગીરીઓનાં પદો—આર્થિક વિભાગોમાંનાં પદો સિવાય—સંબંધિત ચૂંટાયેલા કમાંડરોની નિમણૂક વડે ભરી દેવામાં આવશે.

૧૨. કમાંડ સ્ટાફની ચૂંટણીના સંબંધમાં વિગતવાર સૂચનાઓ અલગ પ્રગટ કરવામાં આવશે.

લોક કમિસાર પરિષદના અધ્યક્ષ
**ઉલ્યાનોવ (લેનિન)**
સેના તથા નૌસેના કારોબારના લોક કમિસાર
**ક્રિલેન્કો**
લશ્કરી મામલાઓના લોક કમિસાર
**પોદ્વોઈસ્કી**
પરિષદ મંત્રી
**ગોર્બુનોવ**"

### વર્ગો તથા પદવીઓની નાબૂદી વિશે

"૧. તમામ વર્ગો તથા વર્ગ વિભાજનો, તમામ વર્ગીય વિશેષાધિકારો તથા અધિકાર-મર્યાદાઓ, તમામ વર્ગ સંગઠનો તથા સંસ્થાઓ, અને તમામ નાગરિક દરજ્જાઓને નાબૂદ કરી નાખવામાં આવે છે.

૨. સમાજના તમામ વર્ગોને (ઉમરાવો, વેપારીઓ, નિમ્ન મૂડીવાદીઓ વગેરે) તથા તમામ પદવીઓને (પ્રિન્સ, કાઉન્ટ, તથા અન્ય), તથા નાગરિ દરજ્જાઓના તમામ પ્રકારોને (ખાનગી રાજ્ય સલાહકારો તથા અન્ય) નાબૂ

કરી નાખવામાં આવે છે, અને રશિયન પ્રજાસત્તાકના નાગરિકનો એક જ સર્વસામાન્ય પ્રકાર સ્થાપવામાં આવે છે.

૩. અમીરઉમરાવ વર્ગોની મિલકત તથા સંસ્થાઓ સંબંધિત સ્વાયત્ત ઝેમ્સ્ત્વો સંઘટનોને સુપરત કરી દેવામાં આવે છે.

૪. વેપારી તથા મૂડીવાદી સંગઠનોની મિલકત તત્કાળ મ્યુનિસિપલ સ્વશાસનને સુપરત કરી દેવામાં આવે છે.

૫. કોઈ પણ જાતની બધી વર્ગીય સંસ્થાઓને, તેઓની મિલકત તથા દફતરખાનાં સહિત, મ્યુનિસિપાલિટીઓ અને ઝેમ્સ્ત્વો સંઘટનોના વહીવટ હેઠળ મૂકી દેવામાં આવે છે.

૬. આ બાબતોને લાગુ થઈ શકે એવી વર્તમાન કાનૂનોની સઘળી કલમોને રદબાતલ જાહેર કરવામાં આવે છે.

૭. આ ડિક્રી તેના પ્રકાશનથી જ અમલી બની જાય છે અને કામદારો, સિપાહીઓ, તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોએ તેને તત્કાળ લાગુ કરવાની છે.

આ ડિક્રીને ૧૯૧૭ના નવેંબરની ૨૩મી તારીખે ભરવામાં આવેલી કેંદ્રીય કારોબારી સમિતિની મિટિંગમાં બહાલ કરવામાં આવી છે અને તેમાં નીચે મુજબ સહીઓ કરવામાં આવી છે:

કેંદ્રીય કારોબારી સમિતિના અધ્યક્ષ
**સ્વેર્દલોવ**
લોક કમિસાર પરિષદના અધ્યક્ષ
**ઉલ્યાનોવ (લેનિન)**
લોક કમિસાર પરિષદના કાર્યવાહક
**બોંચ-બ્રૂયેવિચ**
પરિષદ મંત્રી
**ગોર્બુનોવ"**

લોક કમિસાર પરિષદે ડિસેંબરની ત્રીજી તારીખે "એક પણ અપવાદ વગર સામાન્ય કે ખાસ તમામ સરકારી સંસ્થાઓ તથા કાર્યાલયોમાં કાર્યવાહકો તથા કર્મચારીઓના પગારો ઘટાડવાનો" નિર્ણય લીધો.

સૌપ્રથમ લોક કમિસારનો પગાર નક્કી કરવામાં આવ્યો—માસિક પાંચસો



રૂબલ અને પરિવારના પુખ્ત ઉંમરના સભ્યોમાંથી કામ ન કરી શકે એવા દરેક સભ્ય દીઠ ૧૦૦ રૂબલ વધારે...

આ પગાર કોઈ પણ સરકારી અમલદારને આપવામાં આવતો મોટામાં મોટો પગાર હતો...

૪

કાઉન્ટેસ પાનિનાને ગિરફતાર કરી લેવામાં આવી અને તેની ઉપર મુકદ્દમો ચલાવવા માટે તેને પ્રથમ સર્વોચ્ચ ક્રાંતિકારી અદાલતમાં પેશ કરવામાં આવી. એ મુકદ્દમાનું વર્ણન મેં મારા આગામી પુસ્તક 'કોર્નીલોવથી બ્રેસ્ત-લિતોવ્સ્ક સુધી'ના 'ક્રાંતિકારી ઈનસાફ' નામે પ્રકરણમાં કર્યું છે. કેદીને સજા કરવામાં આવી કે તે પૈસા પરત કરી દે ત્યાર પછી તેને જાહેર ધૃણા વેઠવા છોડી મૂકવામાં આવે. બીજા શબ્દોમાં કહીએ તો તેને મુક્ત કરી દેવામાં આવી.

૫

## નવા શાસનની હાંસી

'દ્રુગ નરોદા' (મેન્શેવિક) અખબારમાંથી, ૧૮મી નવેંબર:

"બોલ્શેવિકોની 'તાત્કાલિક' સુલેહની કહાણી અમને એક મજેદાર ફિલ્મ યાદ કરાવે છે... નેરાતોવ ભાગી રહ્યો છે—ત્રોત્સ્કી તેનો પીછો કરી રહ્યો છે. નેરાતોવ દીવાલ પર ચડી જાય છે, પાછળ પાછળ ત્રોત્સ્કી પણ. નેરાતોવ પાણીમાં ઝંપલાવે છે, પાછળ પાછળ ત્રોત્સ્કી પણ. નેરાતોવ કોઈ મકાનના છાપરા પર ચડી જાય છે, ત્રોત્સ્કી બરાબર પીછો કરતો ત્યાં પહોંચી જાય છે. નેરાતોવ પલંગ નીચે ભરાઈ જાય છે, ત્રોત્સ્કી તેને પકડી પાડે છે! ત્રોત્સ્કીએ તેને પકડી લીધો! સ્વાભાવિક છે કે સુલેહ પર તરત સહીઓ થઈ જાય છે...

વિદેશ મંત્રાલય સૂમસામ અને નીરવ છે. ચપરાસીઓ અદબ જાળવી રાખે છે પરંતુ તેમના ચહેરાઓ પર કડવાશના ભાવ છવાયેલા છે...

એકાદ રાજદૂતને ગિરફતાર કરીને તેની જોડે જંગ મોકૂફી અથવા સુલેહની સંધિ કરી લઈએ તો કેમ? પણ આ રાજદૂતો અજબ પંખીડાં હોય છે. તેઓ

જાણે કંઈ સાંભળ્યું જ ન હોય એમ હોઠ સીવી રાખે છે. અરે ઇંગ્લૅંડ, ફ્રાંસ, જર્મની! અમે તમારી જોડે જંગ મોકૂફીની સમજણ કરી લીધી છે, ખબર છે ને? તેને વિશે તમે કંઈ સાંભળ્યું જ ન હોય એમ તે કંઈ બને? ખબર તમામ અખબારોમાં છપાઈ ગઈ છે અને તેની જાહેરાતો બધી દીવાલો પર ચોડાઈ ગઈ છે. બોલ્શેવિકોનો ઇમાનદારીનો બોલ છે—સુલેહ પર સહીઓ થઈ ચૂકી છે. તમારી પાસેથી અમે કંઈ બહુ ઝાઝું માગતા નથી, તમારે તો ફક્ત બે શબ્દો જ લખી નાખવાના છે...

રાજદૂતો ચુપ છે. સત્તાઓ ચુપ છે. વિદેશ પ્રધાનની ઑફિસ સૂમસામ અને નીરવ છે.

'સાંભળ,' રોબેસપ્યેર-ત્રોત્સ્કી પોતાના મદદનીશ મારાત-ઉરીત્સ્કીને કહે છે, 'એકદમ બ્રિટિશ રાજદૂત પાસે જઈને તેને જણાવ કે અમે સુલેહની દરખાસ્ત કરીએ છીએ!'

'તું પોતે જ જા,' મારાત-ઉરીત્સ્કી જવાબ આપે છે. 'એ તો મળવાની ચોખ્ખી ના જ પરખાવી દે છે.'

'તો ટેલિફોન કર.'

'કરી જોયો, રિસિવર જ હઠાવી દીધું લાગે છે.'

'તો તાર મોકલ.'

'મોકલ્યો.'

'શું થયું? આવ્યો કંઈ જવાબ?'

મારાત-ઉરીત્સ્કી નિસાસો નાખે છે, કશો જવાબ નથી આપતો. રોબેસપ્યેર-ત્રોત્સ્કી ભયંકર ગુસ્સે ભરાઈને ખૂણામાં થૂંકે છે...

'સાંભળ, મારાત,' ત્રોત્સ્કી એક પળ પછી ફરી બોલે છે, 'આપણે ચોક્કસ રૂપમાં બતાવી દેવાનું જ છે કે આપણે સક્રિય વિદેશ નીતિ ચલાવી રહ્યા છીએ. પણ કેવી રીતે?'

'નેરાતોવની ગિરફતારી વિશે એક નવી ડિક્રી જાહેર કરી દે,' ઉરીત્સ્કી ભારેખમ ભાવે જવાબ આપે છે.

'મારાત, તું સાવ ગધેડો છે!' ત્રોત્સ્કી બરાડો પાડે છે. તે એકાએક ઊભો થઈ જાય છે, ભયંકર અને દમામદાર, એ ઘડીએ બરાબર રોબેસપ્યેર જેવો લાગે છે.

'લખ, ઉરીત્સ્કી!' તે કરડાકીથી બોલે છે. 'બ્રિટિશ રાજદૂતને કાગળ



લખ, રજિસ્ટર્ડ કાગળ, રસીદ આપવી પડે એવો. લખ! હુંયે લખું છું! જગતની પ્રજાઓ તાત્કાલિક સુલેહની વાટ જોઈ રહી છે!'

વિશાળ સૂમસામ વિદેશ મંત્રાલયમાં ફક્ત બે ટાઇપરાઇટરોનો અવાજ સંભળાય છે. ત્રોત્સ્કી ખુદ પોતાના જ હાથ વડે સક્રિય વિદેશ નીતિ ચલાવી રહ્યો છે..."

## ૬

## સમજણના સવાલ વિશે

**તમામ કામદારો તથા તમામ ખલાસીઓની જાણકારી માટે**

"નવેંબરની ૧૧મી તારીખે પ્રેઓબ્રાઝેન્સ્કી રેજિમેન્ટની કલબમાં પેત્રોગ્રાદ ગૅરિસનનાં સઘળાં યુનિટોના પ્રતિનિધિઓની અસાધારણ સભા ભરવામાં આવી હતી.

મિટિંગ પ્રેઓબ્રાઝેન્સ્કી તથા સેમ્યોનોવ્સ્કી રેજિમેન્ટોની પહેલકદમીના આધારે ભરવામાં આવી હતી, અને તેનો ઉદ્દેશ એ સવાલની ચર્ચા કરવાનો હતો કે કઈ સમાજવાદી પાર્ટીઓ સોવિયેતોની તરફેણમાં તથા કઈ વિરોધમાં છે, કઈ જનતાના પક્ષે છે તથા કઈ વિરુદ્ધ છે, અને તેઓની વચ્ચે સમજણ શક્ય છે યા નહિ.

કેંદ્રીય કારોબારી સમિતિના, મ્યુનિસિપલ દૂમાના, આલ્ક્સેન્ત્યેવની કિસાન સોવિયેતોના, અને બોલ્શેવિકોથી લઈને પ્રજાકીય સમાજવાદીઓ સુધીની તમામ રાજકીય પાર્ટીઓના પ્રતિનિધિઓને સભામાં ભાગ લેવાનાં આમંત્રણો પાઠવવામાં આવ્યાં હતાં.

તમામ પાર્ટીઓ તથા સંગઠનોની જાહેરાતો થઈ ગયા પછી અને લાંબી ચર્ચાવિચારણા પછી મિટિંગમાં ભારે મોટી બહુમતીથી નક્કી કરવામાં આવ્યું કે માત્ર બોલ્શેવિકો તથા ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ જ જનતાના પક્ષે છે, અને બાકીની બધી પાર્ટીઓ તો સમજણની આડશ લઈને કેવળ એવા પ્રયાસો જ કરી રહી છે કે નવેંબરની મહાન કામદાર કિસાન ક્રાંતિના દિવસોમાં હાંસલ કરવામાં આવેલી ફતેહોથી જનતાને વંચિત કરી દેવામાં આવે.

પેત્રોગ્રાદ ગૅરિસનની એ મિટિંગમાં ૧૨ તટસ્થ, ૬૧ તરફેણમાં, અને ૧૧ વિરુદ્ધ મતે અપનાવવામાં આવેલા ઠરાવની વાચના નીચે મુજબ છે:

'સેમ્યોનોવ્સ્કી તથા પ્રેઓબ્રાઝેન્સ્કી રેજિમેન્ટોની પહેલકદમીના આધારે ભરવામાં આવેલા ગૅરિસન સંમેલનને, વિવિધ રાજકીય પાર્ટીઓ વચ્ચે સમજણના સવાલ વિશે સઘળી સમાજવાદી પાર્ટીઓ તથા પ્રજાકીય સંગઠનોના પ્રતિનિધિઓને સાંભળી લીધા પછી, જાણવા મળ્યું કે:

૧. કેંદ્રીય કારોબારી સમિતિના પ્રતિનિધિઓએ તેમ જ બોલ્શેવિક પાર્ટીના તથા ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓના પ્રતિનિધિઓએ ચોક્કસ રૂપમાં જાહેર કર્યું કે અમે સોવિયેતોની સરકારનું તેમ જ જમીન, સુલેહ, તથા ઉદ્યોગમાં કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી ડિક્રીઓનું સમર્થન કરીએ છીએ, અને એ ધોરણના આધારે સમાજવાદી પાર્ટીઓ સાથે સમજણ કરી લેવા તૈયાર છીએ.

૨. પરંતુ બીજી પાર્ટીઓના (મેન્શેવિકો, સમાજવાદી ક્રાંતિકારીઓ) પ્રતિનિધિઓએ કાં તો કશો જવાબ જ ન આપ્યો અથવા ફક્ત એટલી જ જાહેરાત કરી કે અમે સોવિયેતોની સત્તાનો તેમ જ જમીન, સુલેહ, તથા ઉદ્યોગમાં કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી ડિક્રીઓનો વિરોધ કરીએ છીએ.

આ હકીકતોને લક્ષમાં લઈને મિટિંગ નિર્ણય અપનાવે છે કે:

૧. સમજણની આડશ લઈને વાસ્તવમાં તો નવેંબર ક્રાંતિ દરમિયાન જનતાએ સાધેલી ફતેહોને ખતમ કરી નાખવા માગતી તમામ પાર્ટીઓને સખત શબ્દોમાં વખોડી કાઢવામાં આવે.

૨. કેંદ્રીય કારોબારી સમિતિ અને લોક કમિસાર પરિષદમાં પૂરો વિશ્વાસ જાહેર કરવામાં આવે અને તેઓને પૂરા ટેકાનું વચન આપવામાં આવે.

તેની સાથે સાથે, મિટિંગ જરૂરી ગણે છે કે ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારી સાથીઓ લોક સરકારમાં સામેલ થઈ જાય.'"

## ૭

### દારૂના દંગાઓ

પાછળથી ખબર પડી કે સિપાહીઓને દંગાફિસાદ કરવા ઉશ્કેરવાનો રીતસરનો બંદોબસ્ત કૅડેટોએ કર્યો હતો. જુદી જુદી બૅરેકોમાં ટેલિફોન કરીને જણાવવામાં આવતું હતું કે અમુક અમુક જગ્યાઓએ દારૂ વહેંચવામાં આવી રહ્યો છે,



અને સિપાહીઓ ત્યાં પહોંચે એટલે કોઈ માણસ દારૂના ભંડારની જગ્યા ચીંધી દેતો...

લોક કમિસાર પરિષદે નશાખોરી વિરુદ્ધ લડત માટે એક કમિસારની નિમણૂક કરી. તેણે દારૂના દંગાઓને બેરહમ રીતે દબાવી દેવા ઉપરાંત દારૂની હજારો બોટલો ફોડી નાખી. વિન્ટર પૅલેસનાં ભંડકિયાંમાં પાંચ મિલિયન ડોલરથી વધારે કિંમતના દ્રાક્ષના વિરલ મદ્યનો ભંડાર હતો. પહેલાં તો ભંડકિયાંમાં જ દારૂની રેલમછેલ થઈ ગઈ, અને પછી દારૂને ક્રોનશતાદ્‌ત લઈ જઈને ત્યાં નષ્ટ કરી નાખવામાં આવ્યો.

આ કાર્યમાં ક્રોનશતાદ્‌તના ખલાસીઓએ, ત્રોત્સ્કીના શબ્દોમાં "ક્રાંતિકારી બળોના ઉમદા તથા ગૌરવમય વિભાગે", લોખંડી શિસ્ત જાળવીને કામગીરી કરી બતાવી...

## ૮

### સટ્ટાખોરો

તેમને વિશે બે હુકમો:

#### લોક કમિસાર પરિષદ તરફથી લશ્કરી ક્રાંતિકારી સમિતિને

"યુદ્ધને કારણે અને પદ્ધતિના અભાવને લીધે ખોરાકના પુરવઠામાં પેદા થયેલી અવ્યવસ્થા સટ્ટાખોરોનાં, ધાડપાડુઓનાં, અને રેલવે, જળમાર્ગ કાર્યાલયો, તથા રવાનગી કચેરીઓમાં તેમના મળતિયાઓનાં કરતૂતોના પરિણામે અંધાધૂંધીની પરાકાષ્ઠાએ પહોંચી રહી છે.

એ ગુનેગાર લૂંટારાઓ પોતાના સ્વાર્થ ખાતર રાષ્ટ્રની મોટામાં મોટી વિપદાઓનો ફાયદો ઉઠાવીને લાખોકરોડો સિપાહીઓ તથા કામદારોની તંદુરસ્તી તથા જિંદગીને જોખમમાં મૂકી રહ્યા છે.

એવી હાલતને હવે એક પણ દિવસ વધારે સાંખી લેવાય નહિ.

લોક કમિસાર પરિષદ લશ્કરી ક્રાંતિકારી સમિતિને સૂચન કરે છે કે સટ્ટાખોરી, ભાંગફોડ, પુરવઠાની છૂપી સંઘરાખોરી, છળકપટથી માલ રોકી દેવાનાં કરતૂતો,

વગેરેને જડમૂળથી ખતમ કરી નાખવાનાં વધારેમાં વધારે અસરકારક પગલાં ઉઠાવવામાં આવે.

એવાં કૃત્યોના ગુનેગાર તમામ માણસોને લશ્કરી ક્રાંતિકારી સમિતિના ખાસ હુકમો મુજબ **તત્કાળ** ગિરફતાર કરી લેવા**માં આવશે, અને ક્રાંતિકારી અદાલતમાં પેશ કરવામાં આવે** ત્યાં સુધી ક્રોન્શતાદ્તના કારાગારમાં પૂરી દેવામાં આવશે.

તમામ લોક સંગઠનોને અપીલ કરવામાં આવે છે કે તેઓ ખોરકના પૂરવઠા લૂંટનારાઓની વિરુદ્ધ સંઘર્ષમાં પૂરો સહકાર આપે.

લોક કમિસાર પરિષદના અધ્યક્ષ
**ઉલ્યાનોવ (લેનિન).**"

### તમામ પ્રમાણિક નાગરિકોને

"લશ્કરી ક્રાંતિકારી સમિતિ ફરમાન કરે છે:

લૂંટારાઓને, ધાડપાડુઓને, સટ્ટાખોરોને, જનતાના દુશ્મનો જાહેર કરવામાં આવે છે...

લશ્કરી ક્રાંતિકારી સમિતિ તમામ જાહેર સંસ્થાઓને, તમામ પ્રમાણિક નાગરિકોને અપીલ કરે છે કે લૂંટફાટ, ધાડ, તથા સટ્ટાખોરીના જે કોઈ કિસ્સા જાણવામાં આવે તેની માહિતી તત્કાળ લશ્કરી ક્રાંતિકારી સમિતિને પહોંચાડી દેવામાં આવે.

આ અનિષ્ટની સામે લડવાનું કામ સઘળા પ્રમાણિક નાગરિકોનું છે. લશ્કરી ક્રાંતિકારી સમિતિ એવા તમામ માણસોના ટેકાની અપેક્ષા રાખે છે કે જે જનતાનાં હિતોને હૈયે ધરી રાખતા હોય.

સટ્ટાખોરો તથા ધાડપાડુઓને પકડી પાડવાની બાબતમાં લશ્કરી ક્રાંતિકારી સમિતિ મુદ્દલ રહેમ નહિ બતાવે.

**લશ્કરી ક્રાંતિકારી સમિતિ**

પેત્રોગ્રાદ, ૨૧મી ડિસેંબર, ૧૯૧૭."





### પુરિશ્કેવિચે કાલેદિનને લખેલો પત્ર

"પેત્રોગ્રાદમાં હાલત ખોફનાક છે. શહેર બહારની દુનિયાથી અળગું પડી ગયું છે અને પૂરેપૂરું બોલ્શેવિકોના કાબૂમાં છે... લોકોને રસ્તાઓ પર ગિરફતાર કરી લેવામાં આવે છે, નેવા નદીમાં ફગાવી દેવામાં તથા ડુબાવી દેવામાં આવે છે, કોઈ પણ જાતના આરોપ મૂક્યા વગર કારાગારમાં ગોંધી દેવામાં આવે છે. બૂર્ત્સેવને પણ પિટર-પૉલ કિલ્લામાં પૂરા જાપતા હેઠળ કેદ રાખવામાં આવ્યો છે.

જે સંગઠનનું સુકાન હું સંભાળી રહ્યો છું તે સઘળા અફસરો તથા યુંકર શાળાઓના અવશેષોને એકત્રિત કરવાની અને તેમને હથિયારો પૂરાં પાડવાની અણથક જહેમત કરી રહ્યું છે. આવા સંજોગોમાં અફસરો તથા યુંકરોની રજિમેન્ટોની રચના સિવાય બીજો કોઈ ઉગારો નથી. એવી રેજિમેન્ટો વડે હુમલો કરીને પ્રથમ સફળતા હાંસલ કરી લીધા પછી આપણે ગૅરિસનના સિપાહીઓની મદદ મેળવી શકીએ, પરંતુ એવી પ્રથમ સફળતા વગર એક પણ સિપાહીના ટેકાની આશા રાખવાનું અશક્ય છે કારણ કે દરેક રેજિમેન્ટમાં મોજૂદ કચરાપૂંજાએ હજારો સિપાહીઓને વિભાજિત કરી નાખ્યા છે તથા ત્રાસના ભોગ બનાવી દીધા છે. જ્યારે નિર્ણાયક કદમ વડે કશુંક સાધી શકાય એમ હતું એવી ઘડીને હાથમાંથી સરકી જવા દેનારા જનરલ દૂતોવની વિચિત્ર નીતિને લીધે મોટા ભાગના કઝ્ઝાકોને બોલ્શેવિકોના પ્રચારનો થોડોઘણો રંગ લાગી ગયો છે. વાટાઘાટો અને છૂટછાટની નીતિનાં માઠાં ફળો હવે જોવા મળે છે. માનમોભા ધરાવતા સૌ માણસોને કનડવામાં આવે છે અને હાલીમવાલી તથા ગુનેગારોની બોલબાલા છે—અને એવા લોકોને તો ગોળીએ ઉડાવી દેવા તથા ફાંસીએ લટકાવી દેવા સિવાય બીજો કોઈ ઉપાય જ નથી.

જનરલ, અમે અહીંયાં તમારી વાટ જોઈ રહ્યા છીએ, અને તમે પહોંચો તે વેળાએ અમે અમારાં તમામ દળો લઈને આગેકૂચ કરીશું. પરંતુ તે પહેલાં તમારી જોડે સંદેશવ્યવહારનો બંદોબસ્ત કરી લેવો જોઈએ, અને સૌપ્રથમ તો નીચેના મુદ્દાઓ સાફ થઈ જવા જોઈએ:

૧. તમને ખબર છે કે લડાઈમાં ભાગ લઈ શકે એવા બધા અફસરોને તમારી સાથે જોડાઈ જવાના બહાને તમારા નામે પેત્રોગ્રાદની બહાર બોલાવવામાં આવી રહ્યા છે?

૨. અમારે શી ધારણા રાખવી કે તમે પેત્રોગ્રાદ લગભગ ક્યારે પહોંચશો? તમારા આગમનની સાથે અમારાં કદમોનો સમન્વય સાધવા માટે અમને એવી માહિતીની જરૂરી છે.

અમને બોલ્શેવિઝમની ધૂંસરીમાં જકડાવી દેનારી અહીંના રાજગ લોકોની ગુનાહિત નિષ્ક્રિયતા છતાં, સંગઠિત કરવા અતિ મુશ્કેલ એવા મોટા ભાગના અફસરોની અજબ મૂઢતા છતાં, એ બધું છતાં અમે માનીએ છીએ કે સત્ય આપણા પક્ષે છે, અને આપણે દેશપ્રેમના હેતુઓ ખાતર તથા દેશને બચાવી લેવા માટે કદમો ઉઠાવીને ઝેરીલાં તથા ગુનાહિત બળોને પરાજિત કરી દઈશું. ગમે તેમ થાય તોયે અમે હિંમત નહિ હારીએ અને આખરી ઘડી સુધી અણનમ રહીશું."

પુરિશ્કેવિચની ઉપર ક્રાંતિકારી અદાલતમાં મુકદ્દમો ચલાવવામાં આવ્યો હતો અને તેને ટૂંકા ગાળાની કેદની સજા કરવામાં આવી હતી.

## ૧૦

## જાહેરખબરોની ઇજારદારી સંબંધી ડિક્રી

"૧. અખબારોમાં, પુસ્તકોમાં, પાટિયાં પર, દુકાનોમાં, ઑફિસોમાં, તથા બીજી બધી જગ્યાઓમાં જાહેરખબરોના પ્રકાશનને રાજ્યની ઇજારદારી ઘોષિત કરવામાં આવે છે.

૨. જાહેરખબરો કેવળ પેત્રોગ્રાદ ખાતે કામચલાઉ કામદાર કિસાન સરકારનાં મુખપત્રોમાં તથા સ્થાનિક સોવિયેતોનાં મુખપત્રોમાં જ પ્રકાશિત કરી શકાશે.

૩. અખબારો તથા જાહેરખબર કાર્યાલયોના માલિકો તેમ જ એવી સંસ્થાઓના તમામ કર્મચારીઓએ, જાહેરખબરોનો કારોબાર સરકારના હાથમાં સુપરત થઈ જાય ત્યાં સુધી, પોતપોતાનાં પદો પર કાયમ રહેવાનું છે... પોતપોતાની સંસ્થાઓમાં અણથંભ કામગીરીની દેખરેખ રાખવાની છે, તમામ ખાનગી જાહેરખબરો તથા તેને માટે મળેલાં નાણાં તેમ જ પૂરો હિસાબ તથા જાહેરખબરોનાં લખાણો સોવિયેતોને સુપરત કરી દેવાનાં છે.

૪. પૈસા લઈને જાહેરખબરો છાપવાનો કારોબાર કરતાં પ્રકાશનો તથા પેઢીઓના તમામ મૅનેજરો તેમ જ કર્મચારીઓ તથા કામદારો, સોવિયેત



પ્રકાશનોમાં જાહેરખબરોના કારોબારનો વધારે સર્વાંગી તથા ઇનસાફી બંદોબસ્ત કરવા માટે તેમ જ જાહેરખબરની સાર્વજનિક સવલતના સંબંધમાં બહેતર નિયમો ઘડી કાઢવા માટે, શહેર કૉંગ્રેસ ભરશે અને પહેલાં શહેર ટ્રેડ યુનિયનોમાં તથા આગળ જતાં અખિલ રશિયન સંઘમાં એકતાબદ્ધ થશે.

૫. દસ્તાવેજો કે નાણાં છુપાવી દેવાના અથવા ત્રીજી તથા ચોથી કલમમાં નિર્દેશિત નિયમોના ભંગના ગુના કરનારા તમામ માણસોને ત્રણ વરસ સુધીની કેદની સજા કરવામાં આવશે અને તેમની તમામ મિલકત જપ્ત કરી લેવામાં આવશે.

૬. પૈસા લઈને જાહેર ખબરો... ખાનગી પ્રકાશનોમાં અથવા છાનાછપના રૂપમાં પ્રગટ કરનારાઓને પણ સખત સજા કરવામાં આવશે.

૭. જાહેરખબર કાર્યાલયોને સરકાર તરફથી જપ્ત કરી લેવામાં આવે છે, અને જે જે માલિકોને જરૂરત પડે તેઓને વળતર મેળવવાનો હક રહેશે. જપ્ત કરી લેવામાં આવતી પેઢીઓના છોટા માલિકો, ડિપૉઝિટરો, તથા શૅરહોલ્ડરોને, પેઢીમાં તેમણે રોકેલાં પૂરાં નાણાં, પરત કરવામાં આવશે.

૮. જાહેરખબરના કારોબાર જોડે સંકળાયેલાં તમામ મકાનો તથા કાર્યાલયો અને સામાન્ય રૂપે દરેક પેઢી તરફથી તેમનાં સરનામાંની માહિતી કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતને તત્કાળ મોકલવાની છે, અને પોતાનો કારોબાર સોવિયેતને સોંપી દેવાની શરૂઆત કરી દેવાની છે, નહિતર પાંચમી કલમમાં નિર્દેશિત સજા કરવામાં આવશે.

લોક કમિસાર પરિષદ્‌ના અધ્યક્ષ
**ઉલ્યાનોવ (લેનિન)**
સાર્વજનિક શિક્ષણના લોક કમિસાર
**લુનાચાર્સ્કી**
પરિષદ મંત્રી
**ગોર્બુનોવ."**

## ૧૧

## ફરજિયાત વટહુકમ

"૧. પેત્રોગ્રાદ શહેરને ઘેરાની હાલતમાં જાહેર કરવામાં આવે છે.

૨. રસ્તાઓ પર તેમ જ ચોક્ચૌટે લોકોને એકઠા થવાની, મિટિંગો ભરવાની, તથા જમાવ કરવાની મનાઈ છે.

૩. દારૂના ભંડારો, ગોદામો, કારખાનાં, દુકાનો, વેપારી પેઢીઓ, ખાનગી રહેઠાણો, વગેરે જગ્યાઓમાં લૂંટ ચલાવવાના પ્રયાસોને **કશી ગેતવણી** વગર **મશીનગનોના ગોળીબાર વડે અટકાવી દેવામાં આવશે.**

૪. મકાન સમિતિઓ, દરવાનો, ચોકીદારો, તથા મિલિશિયાના પહેરેગીરોને તમામ મકાનોમાં, ચોગાનોમાં, તથા રસ્તાઓ પર પાકો જાપતો રાખવાની ફરજ સોંપવામાં આવે છે. ઘરનાં બારણાં તથા ચોગાનોનાં ફાટકો રાતના નવ વાગ્યે બંધ કરી દેવાનાં છે અને સવારે સાત વાગ્યે ખોલવાનાં છે. રાતના નવ વાગ્યા પછી માત્ર મકાનમાં રહેનારા ભાડૂતો જ, મકાન સમિતિઓના કડક નિયમન હેઠળ, બહાર નીકળી શકશે.

૫. કોઈ પણ જાતના દારૂની વહેંચણી, ખરીદી, કે વેચાણના ગુના કરનારાઓને તેમ જ બીજી તથા ચોથી કલમના ભંગના ગુના કરનારાઓને તત્કાળ ગિરફતાર કરી લેવામાં આવશે અને સખતમાં સખત સજા કરવામાં આવશે.

**કામદારો અને સિપાહીઓના**
**પ્રતિનિધિઓની સોવિયેતની**
**કારોબારી સમિતિ સાથે**
**સંકળાયેલી હુલ્લડ વિરુદ્ધ**
**લડત સમિતિ.**

પેત્રોગ્રાદ, છઠ્ઠી નવેંબર,
રાતના ત્રણ વાગ્યાનો સમય."

## ૧૨

## બે ઘોષણાઓ

### વસતિને

"સાથી કામદારો, સિપાહીઓ, કિસાનો—તમામ મહેનતકશ ઇન્સાનો!

કામદારોની અને કિસાનોની ક્રાંતિ પેત્રોગ્રાદમાં, મોસ્કોમાં, વિજયી બની ગઈ છે.

મોરચેથી અને ગામોમાંથી દરરોજ, દર કલાકે, નવી સરકારનું અભિવાદન કરતા સંદેશાઓ આવી રહ્યા છે... ક્રાંતિનો વિજય સુનિશ્ચિત છે... કારણ કે તેને જનતાની બહુસંખ્યાનો ટેકો છે.



તદ્દન સ્વાભાવિક છે કે માલિકો તથા મૂડીદારો, મૂડીદાર વર્ગની સાથે ગાઢ સંકળાયેલા કર્મચારીઓ તથા કાર્યવાહકો—ટૂંકમાં કહીએ તો તમામ અમીરો અને તેમના તમામ મળતિયાઓ—નવી ક્રાંતિ તરફ દુશ્મનાવટ રાખે છે, તેની સફળતાનો વિરોધ કરે છે, બૅંકોનો કારોબાર થંભાવી દેવાની તેમ જ બીજી સંસ્થાઓના કામકાજને ખરાબે ચડાવી દેવાની અથવા અટકાવી દેવાની ધમકી આપે છે... દરેક જાગ્રત કામદાર બરાબર સમજે છે કે એવી દુશ્મનાવટથી આપણે બચી શકીએ એમ નથી... પરંતુ કામદાર વર્ગોને એ પ્રતિકારની બીક એક પળ પણ નથી લાગતી. આખી દુનિયાના કામદારો તથા પીડિતોની બહુસંખ્યા આપણા પક્ષે છે. ઇનસાફ આપણા પક્ષે છે. અંતમાં વિજય ચોક્કસ આપણો જ થવાનો છે.

મૂડીદારો તથા મોટા અમલદારોના પ્રતિકારને ખતમ કરી નાખવામાં આવશે. બૅંકોના તથા નાણાકીય સિન્ડિકેટોના રાષ્ટ્રીયકરણના ખાસ કાનૂન વગર કોઈની મિલકત છીનવી નહિ લેવામાં આવે. એ કાનૂન ઘડાઈ રહ્યો છે. કોઈ પણ કામદારને એક પણ કોપેક ગુમાવવો નહિ પડે—એથી ઊલટું, દરેક કામદારને મદદ કરવામાં આવશે. આ ઘડીએ કશા નવા કરવેરા દાખલ કર્યા વગર, પુરાણા શાસને લગાવેલા કરવેરાની વસૂલીના પાકા હિસાબ તથા નિયંત્રણની બાબતને નવી સરકાર પોતાની પ્રાથમિક ફરજોમાંની એક ગણે છે...

સાથી કામદારો! યાદ રાખો કે સરકારનું સંચાલન તમે ખુદ કરો છો. તમે પોતે જ સંગઠિત બનીને રાજ્યના મામલાઓની લગામ તમારા પોતાના હાથમાં નહિ લઈ લો તો બીજું કોઈ તમને મદદ નહિ કરે. તમારી સોવિયેતો હવે સરકારી સત્તાનાં ઘટકોનું સ્થાન ધરાવે છે... તેમને મજબૂત બનાવો, કડક ક્રાંતિકારી નિયંત્રણ સ્થાપો, અને દારૂડિયાઓ, ડાકુઓ, પ્રતિક્રાંતિકારી યુંકરો, તથા કોર્નીલોવપંથીઓના અંધાધૂંધી પેદા કરવાના પ્રયાસોને નિષ્ઠુરતાથી કચડી નાખો.

ઉત્પાદનની ઉપર કડક નિયંત્રણનો અને પેદાશોના પાકા હિસાબનો બંદોબસ્ત કરો. એવા દરેક માણસને ગિરફતાર કરીને જનતાની ક્રાંતિકારી અદાલતના હાથમાં સોંપી દો કે જે ઉત્પાદનમાં ભાંગફોડ કરીને, અનાજના તથા બીજી પેદાશોના જથ્થા છુપાવી રાખીને, અનાજની રવાનગીમાં ઢીલ પાડીને, રેલવેમાં કે તારટપાલ વ્યવસ્થામાં અંધાધૂંધી પેદા કરીને, અથવા સુલેહ સાધવાના તથા જમીન કિસાનોને સુપરત કરી દેવાના મહાન કાર્યનો કાંઈ પણ રીતે વિરોધ કરીને જનતાની મિલકતને હાનિ પહોંચાડતો હોય...

સાથી કામદારો, સિપાહીઓ, કિસાનો — તમામ મહેનતકશ ઈન્સાનો!

પૂરી સત્તા તમારી સોવિયેતોને હસ્તક લઈ લો... ધીરે ધીરે, કિસાનોની સંમતિ તથા બહાલીના આધારે, આપણે મક્કમપણે તથા અડગતાથી સમાજવાદના વિજયની દિશામાં આગેકૂચ કરીશું, એ વિજયની ઉપર વધારેમાં વધારે સભ્ય દેશોના કામદાર વર્ગની મોખરાની ટુકડીઓની મહોર પડશે, અને એથી પ્રજાઓને કાયમી શાંતિની ભેટ મળશે તેમ જ દરેક પ્રકારની ગુલામીથી તથા દરેક પ્રકારના શોષણથી મુક્તિ હાંસલ થશે.

લોક કમિસાર પરિષદના અધ્યક્ષ
ઉલ્યાનોવ (લેનિન)

પેત્રોગ્રાદ, ૫મી નવેંબર,
૧૯૧૭."

૧૩

## પેત્રોગ્રાદના તમામ કામદારોને!

"સાથીઓ! ક્રાંતિ વિજયી બની રહી છે — ક્રાંતિ વિજયી બની ગઈ છે. પૂરી સત્તા સોવિયેતોના હાથમાં આવી ગઈ છે. ભાંગી પડેલા પ્રત્યાઘાતને આખરી રૂપમાં કચડી નાખવાનો છે, આપણી જહેમતોની પૂરી ફતેહ હાંસલ કરી લેવાની છે. આ દિવસોમાં કામદાર વર્ગે વધારેમાં **વધારે દૃઢતા અને સહનશીલતા** દાખવવી જોઈએ — દાખવવાની જ છે — જેથી સોવિયેતોની નવી લોક સરકારનાં સઘળાં લક્ષ્યોની સિદ્ધિ સરળ બને. આગામી થોડા દિવસોમાં શ્રમના સવાલ સંબંધી ડિક્રીઓ જાહેર કરવામાં આવશે--અને પહેલવહેલી ડિક્રીઓમાં ઉદ્યોગના ઉત્પાદન તથા નિયમન ઉપર કામદારોને હસ્તક નિયંત્રણ સંબંધી ડિક્રી સામેલ હશે.

**પેત્રોગ્રાદમાં કામદાર સમુદાયોની હડતાલો તથા દેખાવો હવે તો કેવળ નુકસાન જ** કરી શકે.

અમે તમને હાકલ કરીએ છીએ કે તમામ આર્થિક તથા રાજકીય હડતાલો તત્કાળ ખતમ કરી દો, કામ શરૂ કરી દો, અને પૂરી વ્યવસ્થા જાળવીને કામ ચાલુ રાખો. સોવિયેતોની નવી સરકાર માટે જરૂરી છે કે કારખાનાંમાં તેમ જ



સઘળા ઉદ્યોગોમાં કામ ચાલુ રહે કારણ કે એ કામમાં અંતરાય પડવાથી તો અમારે માટે નવી મુશ્કેલીઓ જ ઊભી થવાની, અને મુશ્કેલીઓ તો પહેલેથી જ ઘણીબધી છે. સૌ પોતપોતાની જગ્યાઓ સંભાળી લો.

આ દિવસોમાં સોવિયેતોની નવી સરકારને ટેકો આપવાની ઉત્તમ રીત છે — તમારું કામ કરવાની.

**સર્વહારા વર્ગની પોલાદી દૃઢતા ઝિંદાબાદ! ક્રાંતિ ઝિંદાબાદ!**

**કામદારો અને સિપાહીઓના**
**પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેત.**
**ટ્રેડ યુનિયનોની પેત્રોગ્રાદ પરિષદ.**
**કારખાના વિભાગ સમિતિઓની**
**પેત્રોગ્રાદ પરિષદ."**

૧૪

## અપીલો અને વળતી અપીલો

### રાજ્યની તથા ખાનગી બેંકોના કર્મચારીઓ તરફથી પેત્રોગ્રાદની વસતિને:

"સાથી કામદારો, સિપાહીઓ, અને નાગરિકો!

લશ્કરી ક્રાંતિકારી સમિતિએ એક 'અસાધારણ સૂચના'માં રાજ્યની તથા ખાનગી બેંકિંગ તથા અન્ય સંસ્થાઓના કામદારોની ઉપર આક્ષેપ મૂક્યો છે કે તેઓ 'મોરચાને ખોરાક પૂરો પાડવાના સરકારના કાર્યમાં અવરોધો ઊભા કરી રહ્યા છે.'

સાથીઓ અને નાગરિકો, અમારી ઉપર વરસાવવામાં આવતી એવી નાલેશીને ખરી માનશો નહિ, અમે પણ શ્રમની સામાન્ય સેનાનો એક હિસ્સો જ છીએ.

અમારી સખત મહેનતની જિંદગીમાં જુલમનાં કૃત્યો વડે દખલબાજીના સતત ભયના સંજોગોમાં કામ કરવાનું અમારે માટે ભલે ગમે એટલું મુશ્કેલ હોય, દેશ તથા ક્રાંતિ બરબાદીની અણીએ પહોંચી ગઈ હોવાની જાણકારી અમારે માટે ભલે ગમે એટલી હતાશાજનક હોય, પરંતુ અમે, અમે સૌ, ઊંચામાં ઊંચા દરજ્જાથી લઈને નીચામાં નીચા દરજ્જા સુધીના તમામ કર્મચારીઓ,

આર્તેલશ્ચીકો (યુનિયનના સભ્યો), હિસાબનીશો, મજૂરો, ચપરાસીઓ, વગેરે સૌ મોરચા માટે તેમ જ દેશ માટે ખોરાકપાણી તથા દારૂગોળાના પુરવઠા સુનિશ્ચિત બનાવવાની કામગીરી જોડે સંકળાયેલી અમારી ફરજો બજાવી રહ્યા છીએ.

સાથી કામદારો અને સિપાહીઓ, નાણાક્ષેત્ર તથા બૅંકિંગ સવાલો અંગે તમારી બિનવાકેફગારીનો ફાયદો ઉઠાવીને તમને તમારા જેવા જ કામદારોની વિરુદ્ધ ઉશ્કેરવાની કોશિશ થઈ રહી છે કારણ કે મોરચે બંધુસિપાહીઓ ભૂખમરો વેઠી રહ્યા છે તથા મોતના શિકાર બની રહ્યા છે તેની જવાબદારી ગુનેગાર માણસો પરથી હઠાવીને સામાન્ય ગરીબી તથા અવ્યવસ્થાના બોજા હેઠળ પોતાની ફરજો બજાવી રહેલા નિર્દોષ કામદારોને માથે ઢોળી દેવાનું જરૂરી બની ગયું છે.

**કામદારો અને સિપાહીઓ, યાદ રાખો! કર્મચારીઓ મહેનતકશ લોકોનાં હિતોને હંમેશાં ટેકો આપતા રહ્યા છે અને હંમેશાં આપશે જ. તેઓ પોતે પણ મહેનતકશ લોકોનો જ એક હિસ્સો છે. મોરચા માટે તથા કામદારો માટે જરૂરી હોય એક પણ કોપેકની ચુકવણી કર્મચારીઓ તરફથી કદી અટકાવવામાં આવી નથી અને કદી અટકાવવામાં આવશે નહિ.**

'નવેંબરની છઠ્ઠી તારીખથી નવેંબરની ૨૩મી તારીખ સુધીમાં, એટલે કે સત્તર દિવસ દરમિયાન, ૫૦૦ મિલિયન રૂબલ મોરચે અને ૧૨૦૦ મિલિયન રૂબલ મોસ્કો મોકલવામાં આવ્યા છે. એ ઉપરાંત, બીજાં શહેરોને પણ રકમો મોકલવામાં આવી છે.

સમગ્ર રાષ્ટ્રનું પ્રતિનિધિત્વ કરતી બંધારણસભા જ જનતાની દોલતની માલિક ગણાય. કર્મચારીઓ જનતાની દોલતની રખેવાળી કરી રહ્યા છે અને તેમની જાણમાં ન હોય એવા ઇરાદાઓ માટે નાણાં આપવાનો ઇનકાર કરે છે.

કાનૂનનો ભંગ કરવાની તમને હાકલ કરનારા નિંદાખોરોની વાતો ખરી માની લેશો નહિ!'

**રાજ્ય બૅંકના કર્મચારીઓના<br>અખિલ રશિયન સંઘનું કેંદ્રીય મંડળ.<br>ધિરાણ સંસ્થાઓના કર્મચારીઓના અખિલ<br>રશિયન ટ્રેડ યુનિયનનું કેંદ્રીય મંડળ."**



## પેટ્રોગ્રાદની વસતિને

"નાગરિકો! આ અંધારઘેરા દિવસો દરમિયાન રશિયાના ઉદ્ધાર માટે જહેમત કરી રહેલા પુરવઠા મંત્રાલય કર્મચારીઓ તેમ જ બીજી પુરવઠા સંસ્થાઓના કામદારોની વિરુદ્ધ ભયંકર નાલેશી ફેલાવીને ગેરજવાબદાર માણસો તમારી સમક્ષ જે જૂઠાણાં રજૂ કરી રહ્યા છે તેને માની લેશો નહિ. નાગરિકો! પોસ્ટરોમાં તમને હાકલ કરવામાં આવે છે કે અમારી હત્યા કરી નાખવી, અમારી ઉપર ભાંગફોડ તથા હડતાલોના જૂઠા આક્ષેપો મૂકવામાં આવે છે, લોકોને વેઠવાં પડતાં સંકટો તથા વિપદાઓનો દોષ અમારે માથે ઢોળી દેવામાં આવે છે, પરંતુ અમે તો ભૂખમરાની ભયાનકતાઓથી રશિયાની જનતાને બચાવી લેવાની અણથક તથા અણથંભ જહેમત કરતા રહ્યા છીએ અને હાલ પણ કરી રહ્યા છીએ. દુ:ખી રશિયાના નાગરિકો તરીકે અમારે જે બધું સહન કરવું પડે છે તેની પરવા કર્યા વગર અમે સેનાને તથા વસતિને ખોરાકપાણી પૂરાં પાડવાનું અમારું સખત તથા જવાબદારીભર્યું કર્તવ્ય નિરંતર ચાલુ રાખ્યું છે, તેને એક કલાક પણ અટકાવ્યું નથી.

ટાઢ તથા ભૂખથી રિબાતી અને લોહી વહેવડાવીને તથા અત્યાચારો વેઠીને આપણી હયાતીની રક્ષા કરી રહેલી સેનાનું ચિત્ર અમારી નજર સામેથી એક પળ પણ ખસતું નથી.

નાગરિકો, આપણી પ્રજાના જીવન તથા ઇતિહાસમાંના વધારેમાં વધારે અંધારઘેરા દિવસોમાં આપણે સલામત ટકી રહ્યા છીએ, આપણે પેટ્રોગ્રાદમાં દુકાળની આફતને ફેલાતી અટકાવી શક્યા છીએ, આપણે બેહાલ સેનાને પ્રચંડ—લગભગ અતિમાનવીય—જહેમતો વડે ખોરાકપાણી પહોંચાડી શક્યા છીએ, તેનું કારણ એ છે કે અમે ઇમાનદારીથી અમારું કામ કરતા રહ્યા છીએ અને હાલ પણ કરી રહ્યા છીએ...

લેભાગુ સત્તાધારીઓની 'આખરી ચેતવણી'નો અમારો જવાબ આવો છે: અમને— દેશને તારાજીથી બચાવી લેવાની બને એટલી જહેમત કરનારાઓને— ધમકી આપવાનો તમને—દેશને બરબાદીમાં ધકેલનારાઓને—કશો હક છે જ નહિ. અમે ધમકીઓથી ડરતા નથી. વેદનાગ્રસ્ત રશિયાનું પુનિત ચિત્ર અમારી નજર સામે તરવરી રહ્યું છે. અમારા દેશ પ્રત્યેની અમારી ફરજ બજાવતાં તમે અમને અટકાવશો નહિ ત્યાં સુધી અમે અમારી શકિતનો આખરી અંશ લગાવી

દઈને મોરચાને તથા વસતિને ખોરાક પૂરો પાડવાનું અમારું કામ ચાલુ રાખીશું. પરંતુ તમે અમને અમારું કામ નહિ કરવા દો તો સેના તથા જનતાને દુકાળની ભયાનકતાઓ વેઠવી પડશે, અને તેની જવાબદારી જુલમગારોને માથે રહેશે.

પુરવઠા મંત્રાલયના કર્મચારીઓની કારોબારી સમિતિ."

**ચિનોવનિકોને (સરકારી અમલદારોને)**

"આથી જાહેર કરવામાં આવે છે કે જે અમલદારો તથા માણસો સરકારની તથા જાહેર સંસ્થાઓની નોકરી છોડી ગયા હોય અથવા ભાંગફોડને કારણે કે કામે લાગી જવાના નિયત દિવસે ગેરહાજર રહેવાને કારણે બરતરફ થઈ ગયા હોય, પરંતુ પોતે કામ ન કર્યું હોય એવા દિવસોનો પગાર અગાઉથી મેળવી ચૂક્યા હોય, તે સૌએ એવા પગારની રકમો પોતે જે જે સંસ્થામાં નોકરી કરતા હતા તે તે સંસ્થાઓને ૧૯૧૭ના નવેંબરની ૨૭મી તારીખ પહેલાં પરત કરી દેવાની છે.

આ હુકમનું પાલન ન કરનારા માણસોને સરકારી ખજાનાની મિલકત ચોરી લેવાના ગુનેગાર ગણવામાં આવશે અને તેમની ઉપર લશ્કરી ક્રાંતિકારી અદાલતમાં કામ ચલાવવામાં આવશે.

લશ્કરી ક્રાંતિકારી સમિતિ

૭મી ડિસેંબર,
૧૯૧૭."

**ખાસ પુરવઠા મંડળ તરફથી**

"નાગરિકો! પેત્રોગ્રાદને ખોરાક પૂરો પાડવાના અમારા કાર્યના સંજોગો દરરોજ વધારે ને વધારે મુશ્કેલ બની રહ્યા છે.

લશ્કરી ક્રાંતિકારી સમિતિના કમિસારો તરફથી અમારા કામમાં કરવામાં આવતી દખલબાજી — જે અમારા કાર્યને તદ્દન બરબાદ કરી નાખે છે — હજી ચાલુ છે.

તેમનાં આપખુદ કૃત્યો, અમારા હુકમોને રદ કરી નાખવાનાં તેમનાં કદમો, મોટી આફતમાં પરિણમી શકે એમ છે.

વસતિ માટે માંસ તથા માખણ સંઘરી રાખવાના અમારા શીતભંડારોમાંથી એકને સીલ મારી દેવામાં આવ્યાં છે, એટલે અંદરના માલને બગડી જતો અટકાવવા સારુ તાપમાનનું નિયમન અમે કરી શકતા નથી.



એક ગાડી ભરીને બટાકા અને એક ગાડી ભરીને કોબીજ બળજોરીથી જપ્ત કરી લઈને કોણ જાણે ક્યાં લઈ જવામાં આવ્યાં છે.

જપ્ત થઈ શકે એવા માલની યાદીમાંથી બકાત રાખવામાં આવેલી વસ્તુઓ (હલવો) પણ કમિસારો જપ્ત કરી લે છે, અને એક દિવસે તો હલવાની પાંચ પેટી કમિસારે પોતાના ઉપયોગ માટે કબજે કરી લીધી.

અમે અમારા ગોદામોમાં પડેલા માલની વહેંચણી કરવાની હાલતમાં નથી. આપમેળે નિમાઈ ગયેલા કમિસારો ગોદામોમાંથી માલ કાઢવા દેતા નથી અને અમારા કર્મચારીઓને ગિરફતારીની ધમકી આપીને તેમની ઉપર ત્રાસ ગુજારી રહ્યા છે.

પ્રાંતોમાં સૌને ખબર પડી ગઈ છે કે પેત્રોગ્રાદમાં શું બની રહ્યું છે, એટલે દોનપ્રદેશમાં, સાઈબિરિયામાં, વોરોનેઝમાં, તથા બીજી જગ્યાઓએ લોકો લોટ તથા અનાજ પેત્રોગ્રાદ મોકલવાનો ઇનકાર કરી રહ્યા છે.

આવી હાલત હવે ઝાઝો વખતે ચાલુ ન જ રહી શકે.

કામ અમારા હાથમાંથી છૂટી રહ્યું છે.

આ બાબત વસતિને જણાવી દેવાની અમારી ફરજ છે.

વસતિનાં હિતોની રખેવાળી અમે આખરી શક્યતા સુધી કરતા રહીશું.

ધસી આવતા દુકાળને અટકાવવાની અમે પૂરી મહેનત કરીશું, પરંતુ આવા મુશ્કેલ સંજોગોમાં અમારું કામ નછૂટકે બંધ પડી રહ્યું છે, અને અમે જનતાને જણાવી દેવા માગીએ છીએ કે તેમાં વાંક અમારો નથી..."

# ૧૫

## પેત્રોગ્રાદમાં બંધારણસભાની ચૂંટણી

પેત્રોગ્રાદમાં ઓગણીસ પાર્ટીઓ તથા જૂથો તરફથી ચૂંટણી લડવામાં આવી હતી. નવેંબરની ૩૦મી તારીખે પ્રગટ થયેલાં પરિણામો નીચે મુજબ હતાં:

| પાર્ટી | મત |
| --- | --- |
| પ્રજાકીય સમાજવાદીઓ | ૧૯૧૦૯ |
| કેડેટો | ૨૪૫૦૦૬ |

| | |
|---|---|
| ખ્રિસ્તી લોકશાહીવાદીઓ | ૩૭૦૭ |
| બોલ્શેવિકો | ૪૨૪૦૨૭ |
| સમાજવાદી સાર્વત્રિકતાવાદીઓ | ૧૫૮ |
| સામાજિક લોકશાહીવાદી તથા સમાજવાદી ક્રાંતિકારી ઉકાઈની તથા યહૂદી કામદારો | ૪૨૧૯ |
| મહિલા અધિકાર સંઘ | ૫૩૧૦ |
| સમાજવાદી ક્રાંતિકારીઓ (ઓબોરોન્ત્સો) | ૪૬૯૬ |
| ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ | ૧૫૨૨૩૦ |
| લોક વિકાસ સંઘ | ૩૮૫ |
| ઉગ્ર લોકશાહીવાદીઓ | ૪૧૩ |
| રૂઢિચુસ્ત ધાર્મિક વિસ્તારો | ૨૪૧૩૯ |
| દેશના ઉદ્ધારનો નારી સંઘ | ૩૧૮ |
| કામદારો, સિપાહીઓ, તથા કિસાનોનો સ્વતંત્ર સંઘ | ૪૯૪૨ |
| ખ્રિસ્તી લોકશાહીવાદીઓ (કૅથોલિક) | ૧૪૩૮૨ |
| સંયુક્ત સામાજિક લોકશાહીવાદીઓ | ૧૧૭૪૦ |
| મેન્શેવિકો | ૧૭૪૨૭ |
| 'યેદીન્સ્ત્વો' ગ્રૂપ | ૧૮૨૩ |
| કઝ્ઝાક સિપાહીઓનો સંઘ | ૬૭૧૨ |

## ૧૬

### કેંદ્રીય શહેર દૂમા સાથે સંકળાયેલા સાર્વજનિક શિક્ષણ પંચ તરફથી

"સાથી કામદાર પુરુષો અને કામદાર સ્ત્રીઓ!

રજાઓથી થોડાક દિવસો પહેલાં સાર્વજનિક શાળાઓના શિક્ષકોએ હડતાલ જાહેર કરી છે. શિક્ષકો કામદાર કિસાન સરકારની વિરુદ્ધ મૂડીવાદીઓનો પક્ષ લઈ રહ્યા છે.

સાથીઓ, માતાપિતા સમિતિઓનું સંગઠન કરો અને શિક્ષકોની વિરુદ્ધ ઠરાવો પસાર કરો. કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની વૉર્ડ સોવિયેતોને, ટ્રેડ યુનિયનોને, કારખાના વિભાગ સમિતિઓને, અને પાર્ટી સમિતિઓને સૂચન કરો કે વિરોધની સભાઓ ભરવામાં આવે. તમારી પોતાની સાધનસામગ્રીનો ઉપયોગ કરીને બાળકો માટે ક્રિસ્મસ તરુઓનો તથા બીજા મનોરંજનનો બંદોબસ્ત



કરો અને રજાઓ પછી શાળાઓ ખોલવાની માંગ ઉઠાવો. શાળાઓ ખોલવાની તારીખ દૂમા નક્કી કરે.

સાથીઓ, સાર્વજનિક શિક્ષણના ક્ષેત્રમાં તમારી સ્થિતિને મજબૂત બનાવો, મક્કમ ધોરણ લો કે શાળાઓની ઉપર સર્વહારા સંગઠનોનું નિયંત્રણ સ્થાપવામાં આવે.

કેંદ્રીય શહેર દૂમા સાથે સંકળાયેલું
સાર્વજનિક શિક્ષણ પંચ."

## ૧૭

### લોક કમિસાર પરિષદ તરફથી મહેનતકશ કઝ્ઝાકોને

"કઝ્ઝાક બંધુઓ!

તમારી જોડે કપટ થઈ રહ્યું છે. તમને જનતાની સામે ઉશ્કેરવામાં આવે છે. તમને જણાવવામાં આવે છે કે કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો તમારી દુશ્મન છે, તેઓ તમારી કઝ્ઝાક જમીન છીનવી લેવા માગે છે, તમારી 'આઝાદી' છીનવી લેવા માગે છે. કઝ્ઝાકો, એવી બધી વાતો ખરી માનશો નહિ... તમારા પોતાના જનરલો તથા જમીનદારો તમને કાયમને માટે અંધકાર તથા ગુલામીમાં સબડતા રાખવા માટે તમારી જોડે છળકપટ કરી રહ્યા છે. કઝ્ઝાકો, અમે—લોક કમિસાર પરિષદ—તમને આ શબ્દો સંબોધી રહ્યા છીએ. ધ્યાનથી વાંચી જુઓ અને પછી તમે પોતે જ ફેંસલો કરો કે સત્ય શું છે અને ઘાતકી કપટ શું છે.

કઝ્ઝાકની જિંદગી અને તેણે કરવાની ચાકરી હંમેશાં ગુલામી તથા સખત જનમકેદ જેવી રહી છે. સત્તાધારીઓનો પહેલો સાદ પડે કે તરત જ કઝ્ઝાકને ઘોડો પલાણીને જંગ લડવા રવાના થઈ જવું પડતું. કઝ્ઝાકને પોતાનો પૂરો લશ્કરી 'સરંજામ' પોતે સખત મહેનત વડે રળેલી સાધનસામગ્રીમાંથી જ ઊભો કરવો પડતો. કઝ્ઝાક લશ્કરી સેવા બજાવતો હોય અને તેનું ખેતર બરબાદ થઈ રહ્યું હોય. એવી હાલતમાં કશો ઇનસાફ છે ખરો? ના, એવી હાલતને કાયમને માટે પલટાવી નાખવી જ જોઈએ. **કઝ્ઝકોને ગુલામીમાંથી છોડાવવા જ જોઈએ.** નવી લોક સરકાર મહેનતકશ કઝ્ઝકોને મદદ કરવા તત્પર છે. માત્ર એટલું જ જરૂરી છે કે કઝ્ઝાકો પોતે પુરાણી વ્યવસ્થાને નાબૂદ કરી નાખવાનું નક્કી

કરી લે, ગુલામોના મુકાદમો જેવા અફસરોની, જમીનદારોની, અને અમીરોની તાબેદારી કરવાનો સાફ ઇનકાર પરખાવી દે, પોતાની ગરદનો ઉપરથી કાળમુખી ધૂંસરીને ફગાવી દે. કઝ્ઝાકો, ખડા થઈ જાઓ! એકતા સાધી લો! લોક કમિસાર પરિષદ તમને નવા, તાજગીભર્યા, વધારે સુખી જીવનની દિશામાં આગેકદમ માંડવાની હાકલ કરે છે.

નવેંબરમાં તથા ડિસેંબરમાં પેત્રોગ્રાદમાં સિપાહીઓના, કામદારોના, અને કિસાનોના પ્રતિનિધિઓની અખિલ રશિયન કોંગ્રેસો ભરાઈ હતી. એ કોંગ્રેસોએ જુદા જુદા વિસ્તારોમાં પૂરો અખત્યાર સોવિયેતોના હાથમાં, એટલે કે જનતાએ ચૂંટેલા માણસોના હાથમાં, સુપરત કરી દીધો હતો. હવેથી રશિયામાં એવા શાસકો તથા કાર્યવાહકો નથી રહેવાના કે જે ઉપરથી લોકોને હુકમો આપે અને ઇન્સાનોને પશુઓની જેમ હાંકે. લોકો પોતે જ પોતાનો અખત્યાર સ્થાપી રહ્યા છે. કોઈ પણ જનરલને કોઈ પણ સિપાહી કરતાં વધારે અધિકારો નથી. સૌ સમાન છે. કઝ્ઝાકો, વિચાર કરો, આ ગેરવાજબી છે કે વાજબી? કઝ્ઝાકો, અમે તમને હાકલ કરીએ છીએ કે આ નવી વ્યવસ્થામાં સામેલ થઈ જાઓ અને તમારી પોતાની કઝ્ઝાકોના **પ્રતિનિધિઓની સોવિયેતો** સ્થાપો. જુદા જુદા વિસ્તારોમાં સત્તા એવી સોવિયેતોને હસ્તક જ હોવી જોઈએ, જનરલનો દરજ્જો ધરાવતા હેતમાનોના હાથમાં નહિ પરંતુ મહેનતકશ કઝ્ઝાકોના ચૂંટાયેલા પ્રતિનિધિઓના હાથમાં, તમારા પોતાના વિશ્વાસપાત્ર ભરોસાદાર માણસોના હાથમાં, હોવી જોઈએ.

સિપાહીઓના, કામદારોના, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોની અખિલ કોંગ્રેસોમાં ઠરાવ અપનાવવામાં આવ્યો છે કે જમીનદારોની બધી જમીન મહેનતકશ લોકોના કબજામાં સોંપી દેવામાં આવે. કઝ્ઝાકો, આ શું ઇનસાફની વાત નથી? કોર્નીલોવો, કાલેદિનો, દૂતોવો, કારાઊલોવો, બાર્દિઝીઓ—સૌ તનમનથી અમીરોનાં હિતોની રક્ષા કરે છે, અને જમીન જમીનદારોના હાથમાં રહેવા દેવા માટે તેઓ રશિયાને લોહીના સાગરમાં ડુબાવી દેવા તૈયાર છે. પરંતુ તમે, મહેનતકશ કઝ્ઝાકો, તમે ગરીબી તથા જુલમની હાલતમાં સબડી રહ્યા છો અને જમીન વગર બેહાલ દશામાં જીવી રહ્યા છો, ખરું કે નહિ? માથાદીઠ ૪-૫ દેસ્યાતિના* જમીનવાળા કઝ્ઝાકો કેટલા છે? પરંતુ હજારો દેસ્યાતિના

*એક દેસ્યાતિના એટલે ૨.૭ એકર.



પોતાની જમીનવાળા જમીનદારો કઝ્ઝાક લશ્કરની જમીન પચાવી પાડવાની નેમ રાખે છે. નવા સોવિયેત કાનૂનો મુજબ, જમીનદારોની જમીન વિના વળતર કઝ્ઝાક કામદારોને, વધારે ગરીબ કઝ્ઝાકોને, સોંપી દેવાની છે. તમને જણાવવામાં આવે છે કે સોવિયેતો તમારી જમીન તમારા હાથમાંથી છીનવી લેવા માગે છે. તમને ડરાવનારા કોણ છે? અમીર કઝ્ઝાકો—તેમને ખબર છે કે **સોવિયેત સત્તા જમીનદારોની જમીન તમારા હાથમાં સુપરત કરી દેવા માગે છે.** કઝ્ઝાકો, પસંદગી કરી લો કે તમે કોના પક્ષે રહેવા માગો છો: કોર્નીલોવો તથા કાલેદિનો અને જનરલો તથા અમીરોના પક્ષે કે કિસાનો, સિપાહીઓ, કામદારો, તથા કઝ્ઝાકોના પ્રતિનિધિઓની સોવિયેતોના પક્ષે.

અખિલ રશિયન કોંગ્રેસમાં ચૂંટવામાં આવેલી લોક **કમિસાર પરિષદે તમામ રાષ્ટ્રોને તાત્કાલિક જંગ મોકૂફીની તેમ જ એવી લોકશાહીવાદી સુલેહની** દરખાસ્ત કરી છે કે **જેમાં સૌનું માન જળવાય અને કોઈ પણ રાષ્ટ્રને કશું ગુમાવવું ન પડે કે કશું નુકસાન ન થાય.** તમામ મૂડીદારો, જમીનદારો, અને જનરલો-કોર્નીલોવપંથીઓ સોવિયેતોની શાંતિમય નીતિનો સામનો કરવા ખડા થઈ ગયા છે. જંગ તેમને નફા અપાવતો હતો, સત્તા અપાવતો હતો, અને તેમની શાન વધારતો હતો. અને તમને, કઝ્ઝાક સિપાહીઓ? તમે તમારા બંધુ સિપાહીઓ તથા ખલાસીઓની જેમ કારણ વગર, હેતુ વગર, મોતના શિકાર બની રહ્યા હતા. આ કાળમુખા જંગને, તમામ દેશોના મૂડીદારો તથા જમીનદારોએ તેમના પોતાના નફા ખાતર અને તેમની જગતવ્યાપી લૂંટફાટ ખાતર ચાલુ કરી દીધેલા આ જંગને, થોડાક જ સમયમાં સાડા ત્રણ વરસ થઈ જશે. જંગે મહેનતકશ કઝ્ઝાકોને તો કેવળ પાયમાલી અને મોત જ આપ્યાં છે. જંગે કઝ્ઝાક ખેતીજીવનમાંથી પૂરી સાધનસંપત્તિ શોષી લીધી છે. આપણા આખા દેશનો અને ખાસ કરીને કઝ્ઝાકોનો ઉદ્ધાર એકમાત્ર ઝડપી તથા પ્રમાણિક સુલેહમાં જ છે. લોક કમિસાર પરિષદે તમામ સરકારો તથા પ્રજાઓ સમક્ષ આવી જાહેરાત કરી છે: અમારે બીજી કોઈ પ્રજાની મિલકત નથી જોઈતી, અને અમે અમારી મિલકત આપી દેવા પણ નથી માગતા. ઇજાફતો વગર અને નુકસાનીના દંડ વગર સુલેહ. દરેક રાષ્ટ્ર પોતાના ભાવિનો ફેંસલો પોતે જ કરી લે. એક રાષ્ટ્રના હાથે બીજા રાષ્ટ્રનું શોષણ ક્યાંય ન જ હોવું જોઈએ. તમામ સરકારોને, તમામ પ્રજાઓને, મિત્રરાજ્યોને તેમ જ દુશ્મનોને, લોક કમિસાર પરિષદે એવી

લોકશાહીવાદી સુલેહની દરખાસ્ત કરી છે. અને તેનાં સુફળો નજરે પડી રહ્યાં છે: રશિયન **મોરચે જંગ મોકૂફી** થઈ ગઈ છે.

ત્યાં હવે સિપાહીઓ તથા કઝ્ઝાકોનું લોહી વહેતું બંધ થઈ ગયું છે. કઝ્ઝાકો, હવે તમે ફેંસલો કરી લો: પાયમાલી પેદા કરતી આ બેસમજ ગુનાહિત ખૂનરેજી તમે ચાલુ રાખવા માગો છો? એમ હોય તો કેડેટોને—જનતાના દુશ્મનોને—ટેકો આપો, તમને પહેલી જુલાઈના આક્રમણમાં ધકેલી દેનારા ચેર્નોવ, ત્સેરેતેલી, તથા સ્કોબેલેવને ટેકો આપો, મોરચે સિપાહીઓ તથા કઝ્ઝાકોના સંબંધમાં મોતની સજા દાખલ કરનારા કોર્નીલોવને ટેકો આપો. **પરંતુ જો તમારી મંછા ઝડપી તથા પ્રમાણિક સુલેહની હોય તો સોવિયેતોની કતારોમાં સામેલ થઈ જાઓ અને લોક કમિસાર પરિષદને ટેકો આપો.**

કઝ્ઝાકો, તમારું કિસ્મત તમારા પોતાના હાથમાં છે. આપણા સહિયારા દુશ્મનો જમીનદારો, મૂડીદારો, અફસરો-કોર્નીલોવપંથીઓ, મૂડીવાદી અખબારો, તમારી જોડે કપટ રમી રહ્યા છે અને તમને તારાજીના માર્ગે ધકેલી રહ્યા છે. ઓરેનબૂર્ગમાં દૂતોવે આખી સોવિયેતને ગિરફતાર કરી લીધી છે અને ગૅરેસનનાં હથિયારો લઈ લીધાં છે. દોન પ્રાંતમાં કાલેદિન સોવિયેતોને જોખમમાં મૂકી રહ્યો છે. તેણે પ્રાંતને લડાઈની હાલતમાં જાહેર કરી દીધો છે અને તે પોતાનાં સૈન્યો એકત્રિત કરી રહ્યો છે. કારાઊલોવ કોકેસસમાં સ્થાનિક આદિવાસીઓને ગોળીએ ઉડાવી રહ્યો છે. કેડેટ મૂડીદારો એ સૌને લાખોક્રોડો રૂબલની મદદ કરી રહ્યા છે. તેમની સૌની સહિયારી નેમ જનતાની સોવિયેતોને દબાવી દેવાની છે, કામદારો તથા કિસાનોને કચડી નાખવાની છે, સેનામાં ફરી કોરડાની શિસ્ત લાગુ કરવાની છે, અને મહેનતકશ કઝ્ઝાકોની ગુલામીને કાયમી બનાવી દેવાની છે.

જનતાની વિરુદ્ધ આ બંડને ખતમ કરી નાખવા માટે અમારાં ક્રાંતિકારી સૈન્યો દોનપ્રદેશ તથા ઉરાલ તરફ આગળ ધપી રહ્યાં છે. ક્રાંતિકારી સૈન્યોના કમાંડરોને હુકમો મળી ચૂક્યા છે કે બંડખોર જનરલોની સાથે કોઈ જાતની વાટાઘાટો કરવાની નથી. નિર્ણાયક તથા બેરહમ કદમો ઉઠાવવાનાં છે.

કઝ્ઝાકો! તમારા બંધુઓનું લોહી વહેવડાવવાનું ચાલુ રાખવું કે નહિ તેનો આધાર હવે તમારી ઉપર છે. અમે અમારી દોસ્તીનો હાથ તમારી તરફ લંબાવીએ છીએ. જનતાના દુશ્મનોની સામે જનતાના પક્ષમાં ભળી જાઓ. કાલેદિન, કોર્નીલોવ, દૂતોવ, કારાઊલોવ, અને તેમના મદદગારો તથા મળતિયાઓને



જનતાના દુશ્મનો, દેશદ્રોહીઓ, તથા દગાખોરો તરીકે જાહેર કરી દો. તમારાં પોતાનાં દળોનો ઉપયોગ કરીને તેમને ગિરફતાર કરી લો અને સોવિયેત સત્તાને હવાલે કરી દો. સોવિયેત સત્તા ખુલ્લી તથા જાહેર ક્રાંતિકારી અદાલતમાં તેમનો ફેંસલો કરશે.

કઝ્ઝાકો! કઝ્ઝાકોના પ્રતિનિધિઓની સોવિયેતો સ્થાપો. કઝ્ઝાકોના મામલાઓનો વહીવટ મહેનતથી ઘસાઈ ગયેલા તમારા હાથમાં લઈ લો. તમારા પોતાના દોલતમંદ જમીનદારોની જમીન જપ્ત કરી લો. તેમનું અનાજ જપ્ત કરી લો. જંગથી પાયમાલ થઈ ગયેલા મહેનતકશ કઝ્ઝાકોની જમીન ખેડવામાં વાપરવા માટે તેમની ખેતીવાડીની સાધનસંપત્તિ તથા ઢોરઢાંખર જપ્ત કરી લો.

કઝ્ઝાકો, આગેકદમ! જનતાના સહિયારા ધ્યેયની લડતમાં આગેકદમ!

મહેનતકશ કઝ્ઝાકો ઝિંદાબાદ!

કઝ્ઝાકો, સિપાહીઓ, કિસાનો, અને કામદારોની એકતા ઝિંદાબાદ!

કઝ્ઝાકો, સિપાહીઓ, કામદારો, અને કિસાનોની સોવિયેતોની સત્તા ઝિંદાબાદ!

જંગ મુર્દાબાદ! જમીનદારો અને કોર્નીલોવપંથી જનરલો મુર્દાબાદ!

શાંતિ અને પ્રજાઓની બિરાદરી ઝિંદાબાદ!

લોક કમિસાર પરિષદ."

## ૧૮

## સોવિયેત સરકારનો મુત્સદ્દીગીરી સંબંધી પત્રવ્યવહાર

ત્રોત્સ્કીએ મિત્રરાજ્યોને તથા તટસ્થ સત્તાઓને મોકલેલી યાદીઓ તેમ જ મિત્રરાજ્યોના લશ્કરી પ્રતિનિધિઓએ જનરલ દુખોનિનને મોકલેલી યાદી અહીંયાં રજૂ કરવા માટે વધારે પડતી લાંબી છે. વળી, એ યાદીઓ તો સોવિયેત પ્રજાસત્તાકના ઈતિહાસના સાવ જુદા તબક્કાની છે, જેની સાથે આ પુસ્તકને કશો સંબંધ નથી એવા તબક્કાની છે—સોવિયેત સરકારના વિદેશ સંબંધોની છે. તેની વિગતવાર છણાવટ મેં મારા આગામી પુસ્તક 'કોર્નીલોવથી બ્રેસ્ત-લિતોવ્સ્ક સુધી'માં કરી છે.

## ૧૯

## દુખોનિનની વિરુદ્ધ મોરચાને અપીલો

"...મૂડીદાર વર્ગે અને પ્રતિક્રાંતિકારી જનરલોએ શાંતિના સંઘર્ષનો સામનો કર્યો છે... અખબારોમાં છપાયેલાં બયાનો મુજબ, માજી સર્વોચ્ચ સેનાધિપતિ દુખોનિનના સ્તાવકામાં મૂડીદાર વર્ગના દલાલો તથા દોસ્તો એકત્રિત થઈ રહ્યા છે—વેર્ખોવ્સ્કી, આવ્ક્સેન્ત્યેવ, ચેર્નોવ, ગોત્ઝ, ત્સેરેતેલી, વગેરે. તેઓ સોવિયેતોની વિરુદ્ધ નવી સત્તા સ્થાપવા માગતા હોય એમ પણ લાગે છે.

સાથી સિપાહીઓ! અમે જેનો ઉલ્લેખ કર્યો છે એ બધા માણસો પ્રધાનો તરીકે કામગીરી કરી ચૂક્યા છે. તેમણે કેરેન્સ્કી અને મૂડીદાર વર્ગની મરજી મુજબ કામ કર્યું છે. પહેલી જુલાઈના આક્રમણ માટે અને જંગ ચાલુ રાખવા માટે તેઓ જ જવાબદાર છે. તેમણે કિસાનોને જમીન આપવાનો વાયદો કર્યો અને પછી જમીન સમિતિઓને ગિરફતાર કરી લીધી. તેમણે સિપાહીઓના સંબંધમાં મોતની સજા ફરી ચાલુ કરી. તેઓ ફ્રેંચ, અંગ્રેજ, તથા અમેરિકી નાણાપતિઓના હુકમોના તાબેદાર છે...

જનરલ દુખોનિને લોક કમિસાર પરિષદના હુકમોનું પાલન કરવાનો ઇનકાર કર્યો એટલે તેને સર્વોચ્ચ સેનાધિપતિના પદેથી બરતરફ કરી દેવામાં આવ્યો છે... તેના જવાબમાં જનરલ સામ્રાજ્યવાદી મિત્ર સત્તાઓના લશ્કરી પ્રતિનિધિઓની યાદી સિપાહીઓમાં પ્રસારિત કરી રહ્યો છે, અને પ્રતિક્રાંતિ ઉશ્કેરવાના પ્રયાસો કરી રહ્યો છે...

દુખોનિનના હુકમો માનવશો નહિ! તેની ઉશ્કેરણીને મુદ્દલ ધ્યાનમાં લેશો નહિ! તેની ઉપર અને પ્રતિક્રાંતિકારી જનરલોના તેના ગ્રૂપ ઉપર ચાંપતી બારીક નજર રાખો..."

## ૨૦

## ક્રિલેન્કો તરફથી

"...માજી સર્વોચ્ચ સેનાધિપતિ દુખોનિનને હુકમોના અમલનો પ્રતિકાર કરવાના કૃત્ય બદલ, નવો આંતરવિગ્રહ ઉશ્કેરે એવા ગુનાહિત કદમ બદલ, જનતાનો દુશ્મન જાહેર કરવામાં આવે છે. જે માણસો દુખોનિનને ટેકો આપશે



તે સૌને, તેમની સામાજિક કે રાજકીય સ્થિતિને અથવા તેમના ભૂતકાળને લક્ષમાં લીધા વગર, ગિરફતાર કરી લેવામાં આવશે. ખાસ અખત્યાર ધરાવતા માણસો એવી ગિરફતારીઓ કરશે. ઉપરોક્ત ફેંસલાઓના અમલની જવાબદારી હું જનરલ માનિખોવ્સ્કીને સોંપું છું..."

# પ્રકરણ ૧૨

## ૧

## કિસાનોના સવાલોનો જવાબ

"કિસાનો તરફથી આવતા સંખ્યાબંધ સવાલોના જવાબમાં અહીંયાં ખુલાસો કરવામાં આવે છે કે હવેથી પૂરી સત્તા કામદારો, સિપાહીઓ, અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોને હસ્તક છે. કામદારોની ક્રાંતિ પેત્રોગ્રાદ અને મોસ્કોમાં વિજયી બની ગયા પછી હવે રશિયાનાં બીજાં તમામ કેંદ્રોમાં વિજયી બની રહી છે. કામદાર કિસાન સરકાર જમીનદારોની વિરુદ્ધ અને મૂડીદારોની વિરુદ્ધ કામદારોની જોડે કિસાનપ્રજાના સમુદાયોની, ગરીબ કિસાનોની, કિસાનોની બહુસંખ્યાની, એકસંપી સુનિશ્ચિત બનાવે છે.

એટલે કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો, અને સૌપ્રથમ તો જિલ્લા સોવિયેતો, અને ત્યાર બાદ પ્રાંતોની સોવિયેતો, હવેથી અને બંધારણસભા ભરાય ત્યાં સુધી, પોતપોતાના વિસ્તારોમાં રાજ્યની સત્તાનાં પૂરો અખત્યાર ધરાવતાં ઘટકો છે. સોવિયેતોની બીજી કૉંગ્રેસે જમીન ઉપર જમીનદારોની બધી માલિકી ખતમ કરી નાખી છે. હાલની કામચલાઉ કામદાર કિસાન સરકાર જમીન સંબંધી ડિક્રી જાહેર કરી ચૂકી છે. એ ડિક્રી મુજબ, અત્યાર સુધી જમીનદારોની માલિકીની બધી જમીન પૂરેપૂરી અને બધી રીતે કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોને સુપરત કરી દેવામાં આવી છે. વોલોસ્ત જમીન સમિતિઓએ તરત જ જમીનદારોની બધી જમીન પોતાને હસ્તક લઈ લેવાની છે, તેનો પૂરો હિસાબ રાખવાનો છે, વ્યવસ્થા જાળવવાની તકેદારી રાખવાની છે, અને પૂરા જમીન વિસ્તારોની બરાબર રખેવાળી કરવાની છે, કારણ કે હવેથી તમામ ખાનગી જમીન વિસ્તારો સાર્વજનિક મિલકત બની જાય છે અને તેની રક્ષા લોકોએ પોતે જ કરવાની છે.

31—1290

ક્રાંતિકારી સત્તાએ જાહેર કરેલી ડિક્રીઓના અમલના રૂપમાં, વોલોસ્ત જમીન સમિતિઓ, કિસાનોના પ્રતિનિધિઓની જિલ્લા સોવિયેતોની મંજૂરી સાથે, જે કોઈ હુકમો જાહેર કરે તે બધા પૂરેપૂરા કાનૂની છે અને તેનું તત્કાળ તથા નિર્વિવાદ રીતે પાલન કરવાનું છે.

સોવિયેતોની બીજી અખિલ રશિયન કૉંગ્રેસે નીમેલી કામદાર કિસાન સરકારને લોક કમિસાર પરિષદનું નામ આપવામાં આવ્યું છે.

લોક કમિસાર પરિષદ કિસાનોને હાકલ કરે છે કે તેઓ દરેક વિસ્તારમાં પૂરી સત્તા પોતાના હાથમાં લઈ લે.

કામદારો કિસાનોને દરેક રીતે સંપૂર્ણ અને સર્વાંગી ટેકો આપશે, યંત્રો અને ઓજારોના સંબંધમાં જે કંઈ જરૂરી હોય તે બધું તેમને પૂરું પાડવાનો બંદોબસ્ત કરશે, અને બદલામાં તેઓ કિસાનોને વિનંતિ કરે છે કે અનાજની રવાનગીમાં તેઓ પૂરી મદદ કરે.

લોક કમિસાર પરિષદના અધ્યક્ષ

**ઉલ્યાનોવ (લેનિન)"**

## પ્રકાશકોનું નિવેદન

અમેરિકી સામ્યવાદી લેખક જૉન રીડની કૃતિ 'જગતને ખળભળાવી દેનારા દસ દિવસ' અમેરિકામાં ૧૯૧૯માં પ્રકાશિત થઈ હતી. તે રશિયન ભાષામાં સોવિયેત સંઘમાં ૧૯૨૩માં પ્રગટ થઈ હતી અને ત્યાર પછી તેનાં પુનર્મુદ્રણો પ્રકાશિત થતાં રહ્યાં છે.

વ્લાદીમિર લેનિને પુસ્તકની અમેરિકી આવૃત્તિમાં તેનાં ખૂબ વખાણ કર્યાં હતાં. પુસ્તકમાં ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિનું સચ્ચાઈભર્યું બયાન પેશ કરવામાં આવ્યું છે અને તેને લોકસમુદાયોની ખરી લોકવ્યાપી ક્રાંતિ તરીકે વર્ણવવામાં આવી છે. તેમાં જનતાની ઇતિહાસ નિર્માણની સર્જનશક્તિ સચોટ રીતે દર્શાવવામાં આવી છે અને કામદાર વર્ગ, કિસાનો, તથા સિપાહી સમુદાયોના નિર્ધારના વાહકો બોલ્શેવિકોએ તેમાં ભજવેલી અસાધારણ ભૂમિકાનો ચિતાર રજૂ કરવામાં આવ્યો છે.

મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ માનવજાતિના ઇતિહાસમાં એવી પ્રથમ ક્રાંતિ હતી. તેને પ્રેરવાની, માર્ગદર્શન આપવાની, અને તેનું સંગઠન સાધવાની કામગીરી વ્લાદીમિર લેનિનની આગેવાની હેઠળ બોલ્શેવિક પાર્ટીએ તથા તેની કેંદ્રીય સમિતિએ બજાવી હતી.

બોલ્શેવિક પાર્ટી અને તેના નેતા લેનિને ક્રાંતિના પંથની, તેના સઘળા સંભવિત સર્પાકાર વળાંકોની, ક્રાંતિકારી લોકસમુદાયોના વર્તનની, તેમ જ દુશ્મન વર્ગો તથા પાર્ટીઓના વર્તનની પૂર્વધારણા મુદ્દલ ભૂલચૂક વગર કરી હતી. વિદ્રોહની આગેવાની કરનારાં વિવિધ ઘટકોની—બોલ્શેવિક પાર્ટીનો રાજકીય બ્યૂરો તથા પાર્ટી કેંદ્ર, પેત્રોગ્રાદ સોવિયેત, અને વિદ્રોહની દોરવણી સંભાળતું તેનું સંચાલન

વડું મથક લશ્કરી ક્રાંતિકારી સમિતિ—પ્રવૃત્તિઓમાં લેનિનના વિચારોએ જેમની જ્વાળાઓ પેટાવી દીધી હતી.

લેનિનના વિચારોને તકવાદીઓ જોડેની ભયંકર ઝપાઝપીઓમાં અમલમાં મૂકવામાં આવ્યા હતા. તકવાદીઓને સર્વહારા ક્રાંતિની સંભાવનાઓમાં તથા રશિયામાં તેના વિજયની શક્યતામાં મુદ્દલ નિષ્ઠા નહોતી. તેઓ પરાજયવાદીઓ હતા. તેમણે હથિયારબંધ પ્રજાકીય વિદ્રોહની લેનિનની યોજનાનો કાં તો એકદમ જ વિરોધ કરી દીધો, અથવા વિદ્રોહનો વિચાર સ્વીકારી લેવાનો દેખાવ કરીને કાર્યનીતિની એવી યોજના રજૂ કરી કે વિદ્રોહ ચોક્કસ નાકામયાબ થાય જ.

વિદ્રોહની પૂર્વવેળાએ (સપ્ટેંબર-ઑક્ટોબર) લેનિને લખેલા લેખો તથા પત્રો જનતાના વિજયમાં પૂરેપૂરી નિષ્ઠાની ભાવનાથી ઓતપ્રોત હતા. એ નિષ્ઠા ક્રાંતિની છાવણીમાં તેમ જ ક્રાંતિના દુશ્મનોની છાવણીમાં પ્રવર્તિત પરિસ્થિતિની તેમણે કરેલી ધીરગંભીર મુલવણીના આધારે બંધાયેલી હતી. ક્રાંતિની બારીક વેળાએ દુશ્મનની સમક્ષ હથિયારો હેઠાં મૂકી દેવાની મનોવૃત્તિ ધરાવતા કાયરો તથા દેશદ્રોહીઓને એ લેખો તથા પત્રોમાં ઉઘાડા પાડવામાં આવ્યા હતા અને તેમની સખત ઝાટકણી કાઢવામાં આવી હતી.

સપ્ટેંબરની ૨૯મી તારીખે 'કટોકટી પરિપક્વ બની ગઈ છે' નામક લેખમાં લેનિને બોલ્શેવિક પાર્ટીની કેંદ્રીય સમિતિના સભ્યો ઝિનોવિયેવ, કામેનેવ, તથા ત્રોત્સ્કી તેમ જ પાર્ટીના ઉપલા થરોમાં તેમના ગણતર અનુયાયીઓના ધોરણની ટીકા કરી. લેનિને ઝિનોવિયેવ તથા કામેનેવની ઉપર પ્રહારો કર્યા. તેઓ બેઉ એવું મક્કમ ધોરણ લઈ રહ્યા હતા કે બોલ્શેવિકોએ પૂર્વ-સંસદમાં ભાગ લેવો જોઈએ. એવા ધોરણના અમલથી ક્રાંતિકારી પરિબળો વૈચારિક દૃષ્ટિએ હથિયાર વિહોણા બની ગયા હોત અને વિદ્રોહની તૈયારી પરથી તેઓનું ધ્યાન હઠી ગયું હોત. લેનિને ત્રોત્સ્કી જેવા આગેવાનોને પણ ઉઘાડા પાડયા અને લખ્યું કે "તે સોવિયેતોની કૉંગ્રેસની વાટ જોવાની હિમાયત કરે છે, તત્કાળ સત્તા કબજે કરી લેવાનો **વિરોધ** કરે છે, તાત્કાલિક વિદ્રોહનો **વિરોધ** કરે છે", સઘળાં વાસ્તવિક કર્તવ્યોમાંથી વધારેમાં વધારે તાકીદના કર્તવ્યનો વિરોધ કરે છે.

લેનિને રોષે ભરાઈને લખ્યું કે "એવી વૃત્તિ અથવા અભિપ્રાયને **મારી હઠાવવાનાં** છે, નહિતર બોલ્શેવિકો પોતાના નામ પર કાયમી **કલંક લગાવી દેશે** અને **પોતાને** પાર્ટી તરીકે **ખતમ** કરી **નાખશે**. આવી વેળા ચૂકી જઈને સોવિયેતોની કૉંગ્રેસની 'વાટ જોવી' એટલે **તદ્દન મૂઢતા** બતાવવી અથવા **નરી દગાખોરી**



કરવી... સોવિયેતોની કૉંગ્રેસની 'વાટ જોવી'... એટલે જ્યારે અઠવાડિયાં કે દિવસો જ **દરેક બાબતનો** ફેંસલો કરવાનાં છે ત્યારે **અઠવાડિયાં** ગુમાવી દેવાં... અત્યારે સત્તા કબજે કરી લેવાનું પડતું મૂકી દેવું, 'વાટ જોવી', કેંદ્રીય કારોબારી સમિતિમાં વાતો કરતા બેસી રહેવું, સંઘટન (સોવિયેતરૂપી) માટેની લડત કે 'કૉંગ્રેસ માટેની લડત' પૂરતી જ મર્યાદાઓમાં જકડાઈ જવું એટલે **ક્રાંતિને નાકામયાબીની ખાઈમાં** ધકેલી દેવી." (લેનિન, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૬, પૃષ્ઠ ૮૩, ૮૪).

કેંદ્રીય સમિતિમાં પરાજયવાદીઓની સામે લેનિનનો અવિરત સંઘર્ષ ઝળકતી ફતેહમાં પરિણમ્યો. ઑક્ટોબરની ૧૦મી તારીખે કેંદ્રીય સમિતિએ ચાલુ પરિસ્થિતિ અંગે લેનિનનો રિપોર્ટ સાંભળ્યો અને લેનિને ઘડી કાઢેલો ઠરાવ અપનાવી લીધો. ઠરાવમાં સ્વીકારવામાં આવ્યું હતું કે વિદ્રોહ અનિવાર્ય તથા નિકટવર્તી છે, અને સૂચન કરવામાં આવ્યું હતું કે તમામ પાર્ટી સંગઠનો પોતાની વાસ્તવિક પ્રવૃત્તિઓમાં આ વિચારના આધારે કદમો ઉઠાવે. ઝિનોવિયેવ તથા કામેનેવે ઠરાવના વિરોધમાં મત આપ્યા. ત્રોત્સ્કી પણ પોતાના ધોરણને વળગી રહ્યો અને તેણે સૂચન કર્યું કે સોવિયેતોની બીજી કૉંગ્રેસ શરૂ ન થઈ જાય ત્યાં સુધી વિદ્રોહનું કદમ ન ઉઠાવવામાં આવે. એવા ધોરણનો વાસ્તવિક અર્થ ઉઘાડા વિલંબનો હતો, અને એથી દુશ્મનને વિદ્રોહની તારીખની ખબર પડી ગઈ હોત.

ત્રોત્સ્કીએ પોતાનું એવું વલણ ઑક્ટોબરની ૨૩મી તારીખે પેત્રોગ્રાદ સોવિયેતના પૂર્ણ અધિવેશનમાં તેમ જ બીજી જગ્યાઓએ રજૂ કર્યું. જૉન રીડે પોતાના પુસ્તકમાં આપેલો ત્રોત્સ્કીના નિવેદનનો રિપોર્ટ જુઓ: બોલ્શેવિકો કદમ ક્યારે ઉઠાવવાના છે, એવા સવાલના જવાબમાં ત્રોત્સ્કીએ કહ્યું:

"સત્તાની ફેરબદલી અખિલ રશિયન કૉંગ્રેસ સિદ્ધ કરશે... અમને આશા છે કે જનતાની સંગઠિત આઝાદી પર આધારિત સત્તા તથા અખત્યાર અખિલ રશિયન કૉંગ્રેસ પોતાના હાથમાં લઈ લેશે." (પૃષ્ઠ ૧૦૧)

લેનિને એવી સત્યાનાશી કાર્યનીતિનો વિરોધ કર્યો અને ઑક્ટોબરની ૨૪મી તારીખે કેંદ્રીય સમિતિના સભ્યોને લખેલા પત્રમાં અપીલ કરી કે આજની સાંજે જ, કોઈ પણ ભોગે આજની રાતે જ, સરકારને ગિરફતાર કરી લેવામાં આવે તથા સત્તા તત્કાળ કબજે કરી લેવામાં આવે. "આપણાથી વાટ જોવાય એમ જ નથી! કદાચ બધું ગુમાવી બેસીએ!.. ક્રાંતિકારીઓ આજે વિજયી બની શકે એમ હોય (અને તેઓ આજે ચોક્કસ વિજયી બનશે જ) પરંતુ કાલે

ઘણું બધું ગુમાવી દેવાનું જોખમ હોય, હકીકતમાં કાલે બધું જ ગુમાવી દેવાનું જોખમ હોય, ત્યારે તેઓ વિલંબ કરશે તો ઇતિહાસ તેમને માફ નહિ કરે. આપણે સત્તા આજે જ કબજે કરી લઈશું તો સોવિયેતોના વિરોધમાં નહિ પરંતુ સોવિયેતો વતી કરી લઈશું... ૨૫મી ઑક્ટોબરના ઢચુપચુ મતની વાટ જોવી એટલે સત્યાનાશ, અથવા નરી ઔપચારિક્તા. આવા સવાલોના ફેંસલા મતના આધારે નહિ પરંતુ તાકાતના આધારે કરવાનો લોકોને હક છે અને તેઓ એમ કરવા ફરજથી બંધાયેલા છે; ક્રાંતિની બારીક ઘડીઓમાં લોકોને આવા સવાલોના ફેંસલા મતના આધારે નહિ પરંતુ તાકાતના આધારે કરવાનો હક છે અને તેઓ એમ કરવા ફરજથી બંધાયેલા છે; ક્રાંતિની બારીક ઘડીઓમાં તેઓ હક ધરાવે છે અને ફરજથી બંધાયેલા છે કે પોતાના પ્રતિનિધિઓને સૂચનાઓ આપે... તેમની વાટ જોઈને બેસી ન રહે." (સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૬, પૃષ્ઠ ૨૩૪-૩૫).

ઑક્ટોબરની ૨૪-૨૫ની રાતે સ્મોલ્ની પહોંચીને લેનિને તરત જ વિદ્રોહની પૂરી આગેવાની પોતાના હાથમાં લઈ લીધી. ઑક્ટોબરની ૨૫મી તારીખની રાતે સ્મોલ્નીમાં ડઝનબંધ કામદારો તથા સિપાહીઓ, લાલ સંત્રીઓની ટુકડીઓના સરદારો, અને જિલ્લાઓ તથા કારખાનાં તેમ જ સેનાનાં યુનિટોનું પ્રતિનિધિત્વ કરતા સંદેશવાહકો લેનિનને મળ્યા. લશ્કરી ક્રાંતિકારી સમિતિએ મોટા પાયા પર કામગીરી શરૂ કરી દીધી, અને લેનિનની વ્યાપક પ્રેરણા ધરાવતા કામદારો તથા સિપાહીઓની ક્રાંતિકારી પહેલકદમીનો વિશ્વાસપાત્ર ટેકો તેને હાંસલ થયો.

લેનિનની તેજસ્વી કાર્યનીતિ વિજયી બની ગઈ.

લેનિનનું અજેય સામર્થ્ય એ હકીકતમાં સમાયેલું હતું કે તે સંગઠનની અદ્ભુત પ્રતિભાની સાથે પારાવાર બૌદ્ધિક તથા સૈદ્ધાંતિક સૂઝ ધરાવતા હતા. વિદ્રોહનું સંચાલન કરનાર પાર્ટી કેંદ્ર તથા લશ્કરી ક્રાંતિકારી સમિતિએ, લેનિનના સપ્ટેંબર તથા ઑક્ટોબરના કાર્યનીતિ સંબંધી પત્રોમાં રજૂ થયેલી તેમની યોજનાને લક્ષમાં રાખીને, ચોકસાઈથી તેને અનુરૂપ કદમો ઉઠાવ્યાં.

જૉન રીડે લેનિનને અસાધારણ નેતા તરીકે વર્ણવ્યા છે. તે ખરેખર અસાધારણ નેતા હતા! પશ્ચિમ યુરોપિયન પ્રકારના સામાજિક લોકશાહીવાદી આગેવાનની આડંબરી અદાઓ પ્રત્યે તેમને ઘૃણા હતી. તે સામાન્ય રીતે સાદગી જાળવતા, અને વર્તન તથા ચિંતનના ક્ષેત્રમાં અસામાન્ય રીતે શાણપણ દાખવતા. જૉન



રીડના શબ્દોમાં, લેનિન "ગહનગંભીર વિચારો સાદા શબ્દોમાં સમજાવવાની, નક્કર પરિસ્થિતિનું પૃથક્કરણ કરવાની, શક્તિ ધરાવતા હતા, અને દૂરંદેશીની સાથે સાથે મહાનતમ બૌદ્ધિક સાહસિકતા ધરાવતા હતા." લોકસમુદાયોની સાથે મહાન લેનિનના ગાઢ સંપર્કમાંથી એ બધા ગુણો ઉદય પામ્યા હતા. તે લોકસમુદાયોને ઇતિહાસના સર્જકો ગણતા હતા અને લોકોની સર્જનાત્મક રચનાત્મક શક્તિમાં અસીમ નિષ્ઠા ધરાવતા હતા.

ઑક્ટોબરની ૨૫મી તારીખે ત્રીજા પહોરે પેત્રોગ્રાદ સોવિયેતના પૂર્ણ અધિવેશનમાં વિજયી લોક વિદ્રોહ પછીના તેમના પ્રથમ પ્રવચનમાં તેમણે જનતાના વિજયની નિશ્ચિતતામાં અડગ નિષ્ઠા વ્યક્ત કરી હતી. નૂતન સોવિયેત રશિયાના ભાવિમાં વેધક નજર નાખીને તેમણે બોલ્શેવિકો, કામદાર વર્ગ, તથા બાકીના લોકસમુદાયો સમક્ષ ઉપસ્થિત ઐતિહાસિક કર્તવ્યની સાદા તથા સ્પષ્ટ શબ્દોમાં છણાવટ કરી. તેમણે કહ્યું કે સમાજવાદી સર્વહારા રાજ્યનું ઘડતર કરવાનું અને રશિયામાં સમાજવાદને વિજયી બનાવવાનું હવે તમારા હાથમાં છે.

સોવિયેતોની બીજી કૉંગ્રેસમાં ત્રોત્સ્કીના પરાજયવાદી નિવેદનની સામે બોલ્શેવિકોનો એવો ધીરગંભીર આશાવાદ અડીખમ ખડો હતો. કૉંગ્રેસમાં ત્રોત્સ્કીના પ્રવચનમાંથી સંબંધિત ફકરાનો જૉન રીડે આપેલો રિપોર્ટ જુઓ:

"જો યુરોપમાં સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગનું શાસન ચાલુ રહેશે તો ક્રાંતિકારી રશિયા અનિવાર્ય રૂપે ખતમ થઈ જશે... માત્ર બે જ શક્યતાઓ છે—કાં તો રશિયન ક્રાંતિ યુરોપમાં ક્રાંતિકારી આંદોલન પેદા કરશે, અથવા યુરોપિયન સત્તાઓ રશિયન ક્રાંતિને ખતમ કરી નાખશે!" (પૃષ્ઠ ૧૮૯)

ત્રોત્સ્કીનો ખ્યાલ એવો હતો કારણ કે તે માનતો જ નહોતો કે મહેનતકશ કિસાનો વિજયી સર્વહારા વર્ગને ક્રાંતિકારી ટેકો કદી આપશે. તે માનતો જ નહોતો કે સર્વહારા વર્ગ કિસાનોના સમુદાયોને પોતાને પક્ષે જીતી લેવા શક્તિમાન છે. ૧૯૦૫માં તેણે રજૂ કરેલા "કાયમી ક્રાંતિ"ના મેન્શેવિક સિદ્ધાંતમાં પણ એ જ માન્યતાઓ કારણભૂત હતી. એ સિદ્ધાંત મુજબ, મુખ્ય યુરોપિયન દેશોમાં સર્વહારા વર્ગ સત્તા હાંસલ કરી લે તે પહેલાં એક જ દેશમાં સમાજવાદ વિજયી ન બની શકે. ઑક્ટોબર ક્રાંતિથી થોડાક જ વખત પહેલાં ત્રોત્સ્કીએ 'શાંતિ કાર્યક્રમ' નામની પોતાની પુસ્તિકામાં લખેલું: "જર્મનીમાં ક્રાંતિ થાય તે પહેલાં રશિયા કે ઇંગ્લૅંડમાં વિજયી ક્રાંતિની, અને રશિયા કે ઇંગ્લૅંડમાં વિજયી ક્રાંતિ થાય તે પહેલાં જર્મનીમાં ક્રાંતિની, ધારણા જ અશક્ય છે."

સમાજવાદી ક્રાંતિ મુખ્ય યુરોપિયન દેશોમાં સર્વહારા વર્ગના વિજયની સાથે સાથે જ ન થાય તો તે વિજયી બની શકે નહિ, એવો ખ્યાલ ત્રોત્સ્કીએ ઑક્ટોબરની ૧૭મી તારીખે જૉન રીડને આપેલી મુલાકાતમાં પણ વ્યકત કર્યો હતો. ભાવિ સરકારની વિદેશ નીતિ વિશે બોલતાં ત્રોત્સ્કીએ કહેલું: "યુદ્ધના અંતમાં મને યુરોપનું નવસર્જન દેખાય છે—મુત્સદ્દીઓના હાથે નહિ પરંતુ સર્વહારા વર્ગના હાથે. યુરોપનું સમવાયી પ્રજાસત્તાક—યુરોપનાં સંયુકત રાજ્યો..." (પૃષ્ઠ ૯૦) એક જ દેશમાં સમાજવાદના વિજયનો અર્થ ધરાવતા લેનિનના સર્વહારા ક્રાંતિ સંબંધી સિદ્ધાંતના વિરોધમાં ત્રોત્સ્કીએ, એ રીતે, પોતાના "કાયમી ક્રાંતિ"ના પરાજયવાદી સિદ્ધાંતના ફણગા સમો યુરોપનાં સંયુકત રાજ્યોનો ખ્યાલ રજૂ કર્યો હતો.

રશિયાની યુગપ્રવર્તક ઘટનાઓના કઠોર તર્કમૂલક પ્રભાવને કારણે પરાજયવાદી નીતિના નિરૂપકોને ક્યારેક ક્યારેક ખુદ પોતાના જ ધોરણ વિરુદ્ધ બોલવું તથા વર્તવું પડતું. વિદ્રોહના સમયે ત્રોત્સ્કીની બાબતમાં એમ બન્યું હતું. એ વેળા તે પિટર્સબર્ગ સોવિયેતનો અધ્યક્ષ હતો, અને ક્રાંતિના વાસ્તવિક પંથને કારણે તેને લેનિનની કાર્યનીતિ અનુસરવી પડી હતી. ઑક્ટોબરની ૨૫મી તારીખે પેત્રોગ્રાદ સોવિયેતના અધિવેશનમાં કોઈએ પોતાની જગ્યાએથી પડકાર કર્યો કે સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસનો નિર્ધાર હજુ વ્યકત નથી થયો એટલે વિજયી વિદ્રોહની જાહેર ગેરકાનૂની છે. ત્રોત્સ્કીએ લેનિનવાદી કાર્યનીતિ અનુસાર જવાબ વાળ્યો કારણ કે વિદ્રોહમાં ખડા થઈ ગયેલા લોકસમુદાયોના વિજયની હકીકત તેને સ્વીકારવી જ પડે એમ હતી. તેણે કહ્યું: "સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસના નિર્ધારને પેત્રોગ્રાદના કામદારો અને સિપાહીઓના વિદ્રોહમાં અગાઉથી જ અમલી બનાવી દેવામાં આવ્યો છે." (પૃષ્ઠ ૧૨૯) આપણને જોવા મળે છે કે ફકત બે જ દિવસ પહેલાં, ઑક્ટોબરની ૨૩મી તારીખે, પેત્રોગ્રાદ સોવિયેતના પૂર્ણ અધિવેશનમાં તેણે કરેલા નિવેદનથી સાવ ઊલટી જ વાત તેને કરવી પડી હતી.

પરંતુ ઐતિહાસિક ઘટનાઓના તર્કમૂલક પ્રભાવથી ત્રોત્સ્કીના અને તેના સુસંગત અનુયાયીઓના તથા અન્ય પરાજયવાદીઓના દૃષ્ટિકોણના તકવાદી સારતત્ત્વમાં કશો ફેર ન પડ્યો અને પડી શકે એમ પણ નહોતો. તેઓ સામાજિક ક્રાંતિની તેમ જ રશિયામાં સમાજવાદના વિજયની શક્યતાને જ નકારતા હતા, અને તેમનું વાસ્તવિક ધોરણ એવું હતું કે દેશમાં સંસદીય પ્રકારના મૂડીવાદી પ્રજાસત્તાકની સ્થાપના ઐતિહાસિક દૃષ્ટિએ અનિવાર્ય છે. પાર્ટીની અંદર તથા રાષ્ટ્રીય મામલાઓના સંબંધમાં તેમનો ત્યાર પછીનો પંથ, સોવિયેત રાજ્યને દૃઢ



બનાવવાની તથા સોવિયેત સંઘમાં સમાજવાદી સમાજનું નિર્માણ કરવાની લેનિનવાદી સામાન્ય નીતિની વિરુદ્ધ, સિલસિલાબંધ દગાખોરીનો રહ્યો હતો. બ્રેસ્તની સુલેહની વાટાઘાટોના સમયે તેમના ધોરણમાં નર્યા દેશદ્રોહ સિવાય બીજું કશું જ નહોતું. નવી આર્થિક નીતિ મારફત સમાજવાદી નિર્માણની લેનિનની કાર્યનીતિ ઉપર તેમણે ભાષણિયા પ્રહારોની ઝડી વરસાવી દીધી. સમાજવાદી ઉદ્યોગીકરણ તથા ખેતીવાડીના સામૂહિકીકરણની લેનિનવાદી નીતિના અમલમાં આગેકૂચ કરી રહેલી પાર્ટી કેંદ્રીય સમિતિની તેમણે નાલેશી કરી. લેનિનવાદી સામાન્ય નીતિની વિરુદ્ધ પરાજયવાદી ગ્રૂપો તથા જૂથોના અવિરત સંઘર્ષનું સ્વાભાવિક તથા અનિવાર્ય પરિણામ એવું આવ્યું કે તેઓ પાર્ટીથી તદ્દન અળગા થઈ ગયા અને તેમણે સોવિયેત વિરોધી ધોરણ અપનાવી લીધું.

જૉન રીડને આ પુસ્તક માટે હકીકતો એકઠી કરવાનું તથા ખોળી કાઢવાનું કાર્ય એવા વસ્તુગત વાતાવરણમાં કરવું પડેલું કે વિદ્રોહ પહેલાં તથા દરમિયાન બોલ્શેવિક પાર્ટી કેંદ્રોની કામગીરીનો અભ્યાસ તે પોતાની મંછા મુજબના નક્કર તથા અધિકૃત રૂપમાં ન કરી શક્યા કારણ કે બોલ્શેવિક પાર્ટીએ અને લેનિને, એ વખતે, વિદ્રોહના વિજય પહેલાં, જે કંઈ કર્યું હતું તે બધું તેમને ભોમભીતર કરવું પડ્યું હતું. પરાજયવાદીઓની સામે તથા ત્રોત્સ્કીની કાર્યનીતિની સામે લેનિને તથા તેમના નિકટતમ સહયોગીઓએ લડેલા કટ્ટર સંઘર્ષ અંગે પૂરતી માહિતી આ પુસ્તકમાં રજૂ નથી થઈ તેનું કારણ એ જ છે. ઑક્ટોબર ક્રાંતિના આરંભના દિવસોમાં ત્રોત્સ્કીનાં કથનોના આંતરવિરોધી સ્વરૂપને જૉન રીડ એ જ કારણે પારખી ન શક્યા.

જૉન રીડે ભ્રમના વમળમાં સપડાઈને એવું આલેખન કર્યું છે કે કદાચ લેનિન તથા ત્રોત્સ્કી અને પિટર્સબર્ગના કામદારો તથા સાધારણ સિપાહીઓ સિવાય બીજું કોઈ માનતું નહોતું કે બોલ્શેવિકો સત્તાસ્થાને ત્રણ દિવસથી વધારે ટકી રહેશે.

લેનિન, કેંદ્રીય સમિતિ, અને ભારે બહુસંખ્યામાં સ્થાનિક બોલ્શેવિક સંગઠનોને પાકી ખાતરી હતી કે વિજય કાયમી છે. નાદાર મેન્શેવિક તથા સમાજવાદી ક્રાંતિકારી પાર્ટીઓ, પદભ્રષ્ટ શોષક વર્ગોના સભ્યો તથા તેમના ખાંધિયાઓ અને બોલ્શેવિક પાર્ટીની અંદરના ગણતર પરાજયવાદીઓ સિવાય બીજા કોઈએ વિજયી ક્રાંતિના અનિવાર્ય પતનની "આગાહી" નહોતી કરી. રશિયામાં ક્રાંતિના ભાવિ વિશે સોવિયેતોની અખિલ રશિયન કૉંગ્રેસમાં ત્રોત્સ્કીનું તદ્દન નિરાશાવાદી કથન

32—1290

પણ એ જ સમયનું છે. હથિયારબંધ વિદ્રોહનું કદમ ઉઠાવવાનો નિર્ણય કેંદ્રીય સમિતિમાં જે સંજોગોમાં અપનાવવામાં આવ્યો હતો તેનું જૉન રીડે આપેલું બયાન ઐતિહાસિક તથ્યોથી વિસંગત છે.

પરંતુ એવી બધી ખામીઓ અને પુસ્તકમાં નજરે પડતી છૂટીછવાઈ ગલતીઓ બુનિયાદી હકીકતને કોઈ રીતે ઢાંકી ન જ શકે કે જૉન રીડના રિપોર્ટમાં મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિનું સરસ રીતે મુદ્દાસરનું તથા સચ્ચાઈભર્યું બયાન રજૂ થયું છે.

વિદ્રોહનાં પ્રવૃત્તિ કેંદ્રોના સંચાલનમાં તેમ જ વિપ્લવી જનતાની બહાદુરી, હિંમત, તથા ક્રાંતિકારી સર્જનશીલતામાં મૂર્ત થયેલા લેનિનના તથા બોલ્શેવિક પાર્ટીના વિચારોએ લેખકના મનમાં જોમની જ્યોતિ પેટાવી દીધી હતી. જોશીલા ક્રાંતિકારી અને પ્રતિભાવાન લેખકની વેધક દૃષ્ટિ, એ જ કારણે, તેની સામે બની રહેલી ક્રાંતિકારી ઘટનાઓના સારતત્ત્વને પારખી શકી અને એ ઘટનાઓના ગહન ઐતિહાસિક મર્મને પકડી શકી. લેનિનના શબ્દોમાં જે "સર્વહારા ક્રાંતિ અને સર્વહારા વર્ગની સરમુખત્યારી ખરેખર શું છે તેની સમજણ માટે ભારે મહત્ત્વ ધરાવતી ઘટનાઓનું સચ્ચાઈભર્યું તથા ખૂબ જ ચેતનમય બયાન રજૂ કરે છે" એવા આ પુસ્તકની મુખ્ય ગુણવત્તા તેમાં જ સમાયેલી છે.

રશિયામાં ઑક્ટોબર ક્રાંતિનું મહાન સત્ય—જેને જૉન રીડે આ પુસ્તક સમર્પિત કર્યું છે—અમેરિકી તથા બીજા સામ્રાજ્યવાદીઓની અસલિયતનો વિરુદ્ધ હતું. તેઓના અખબારોમાં બોલ્શેવિકોની ઉપર વરસાવવામાં આવેલી ગલીચ નાલેશીની નેમ, તેઓ પોતે જેનું શોષણ કરી રહ્યા હતા એ લોકસમુદાયોનું ધ્યાન, રશિયન કામદારો, કિસાનો, તથા સિપાહીઓએ દાખવેલી ક્રાંતિકારી સાહસિકતા અને બહાદુરીના પ્રભાવી ઉદાહરણ પરથી હઠાવી દેવાની હતી. જૉન રીડે એકઠી કરેલી સામગ્રી જપ્ત કરી લેવાની તેમણે કોશિશ કરી. તેમના પુસ્તકની હસ્તપ્રત ચોરી લેવા અને નષ્ટ કરી નાખવા માટે ભાડૂતી ઘુસણિયાઓએ લગાતાર છ વાર તેમના પ્રકાશકની ઑફિસમાં ખાતર પાડ્યાં હતાં.

પરંતુ તમામ આડખીલીઓ તથા મુશ્કેલીઓ છતાં જૉન રીડનું પુસ્તક 'જગતને ખળભળાવી દેનારા દસ દિવસ' ૧૯૧૯માં અમેરિકામાં પ્રકાશિત થયું. માનવજાતિના ઈતિહાસમાં નવા યુગનો, સર્વહારા ક્રાંતિઓના યુગનો, આરંભ કરનારી રશિયાની વિજયી સમાજવાદી ક્રાંતિ વિશે જગત સમક્ષ સત્ય રજૂ કરતું અને પરદેશમાં પ્રકાશન પામેલું એ પ્રથમ પુસ્તક હતું.

## આલ્બર્ટ રીસ વિલિયમ્સ

## જૉન રીડની જીવનઝરમર

જે પ્રથમ અમેરિકી શહેરમાં પ્રથમ કામદારોએ કોલ્ચાકની સેના માટે લશ્કરી સરંજામ જહાજોમાં લાદવાનો ઈનકાર કરી દીધો હતો એ શહેર હતું પ્રશાંત મહાસાગરને કિનારે આવેલું પોર્ટલૅંડ. જૉન રીડનો જન્મ એ શહેરમાં ૧૮૮૭ના ઑક્ટોબરની ૨૨મી તારીખે થયો હતો.

તેના પિતા જૅક લંડનની અમેરિકાના પશ્ચિમ વિસ્તારો સંબંધી કહાણીઓમાં ચિત્રિત ખડતલ તથા નિખાલસ પહેલકોમાંના એક હતા. તે વેધક બુદ્ધિપ્રભા ધરાવતા હતા અને દંભ તથા કપટ પ્રત્યે તેમને ઘૃણાની લાગણી હતી. તેમણે લાગવગ તથા ધનદોલત ધરાવતા માણસોની તરફદારી ન કરતાં એવા લોકોનો વિરોધ કર્યો. ટ્રસ્ટોએ જાળ ફેલાવીને રાજ્યનાં વનો તથા બીજી કુદરતી સમૃદ્ધિઓ કબજે કરી લીધી ત્યારે તેમણે ટ્રસ્ટોની સામે કટ્ટર લડત ચલાવી. તેમને કનડવામાં આવ્યા, મારપીટના ભોગ બનાવવામાં આવ્યા, અને નોકરીઓમાંથી કાઢી મૂકવામાં આવ્યા. પરંતુ તેમણે દુશ્મનની સામે માથું કદી ન જ નમાવ્યું.

એ રીતે, જૉન રીડના પિતા પુત્ર માટે સરસ વારસો છોડી ગયા — લડવૈયાનું ખમીર, ઉત્કૃષ્ટ બુદ્ધિપ્રભા, અને હિંમતભર્યું તથા અણનમ મનોબળ. જૉનની પ્રતિભાઓ નાનપણમાં જ વિકાસ પામી હતી. હાઈ સ્કૂલનો અભ્યાસ પૂરો કરીને તે આગળ ભણવા હાર્વર્ડ ગયો. હાર્વર્ડ યુનિવર્સિટી તેલના રાજાઓ, કોલસાના ઉમરાવો, અને પોલાદના સમ્રાટોના નબીરાઓની યુનિવર્સિટી હતી. એ લોકો જાણતા હતા કે તેમના પુત્રો ખેલકૂદ તથા વૈભવની મોજ માણીને અને "ભાવશૂન્ય વિજ્ઞાનનો ભાવશૂન્ય અભ્યાસ" કરીને ચાર વરસ પછી ઉદ્દામ વિચારોની જરા સરખીયે નિશાની વગર નિર્મળ પાછા ફરશે. હજારો અમેરિકી

તરુણોને કોલેજો તથા યુનિવર્સિટીઓમાં ખરેખર એવી રીતે જ, ચાલુ વ્યવસ્થાના રક્ષકો તરીકે, પ્રત્યાઘાતના વ્હાઈટગાર્ડ દળ તરીકે, ઉછેરવામાં આવે છે.

જૉન રીડે હાર્વર્ડમાં ચાર વર્ષ ગાળ્યાં. તેની વ્યક્તિગત મોહકતા તથા પ્રતિભાને કારણે ત્યાં તેને સૌનાં હેતપ્રીત સાંપડયાં. તે અમીર તથા વિશેષાધિકારી વર્ગોનાં સંતાનો જોડે રોજિંદા સંસર્ગમાં રહેતો. સમાજશાસ્ત્રના ભાવિક શિક્ષકોના શબ્દાડંબરી વ્યાખ્યાનો તેણે સાંભળ્યાં. મૂડીવાદના મહંતોના—રાજકીય અર્થશાસ્ત્રના પ્રોફેસરોના, ઉપદેશ પણ તેણે સાંભળ્યા. અને આખરે તેણે અમીરશાહીના એ ગઢના કેંદ્રમાં જ સમાજવાદી કલબનું સંગઠન કર્યું. તેની એવી પ્રવૃત્તિ મોટા માંધાતાઓના ગાલ પર તમાચા સમી હતી. તેના મુરબ્બીઓએ એમ માનીને સાંત્વન મેળવી લીધું કે આ તો ખાલી છોકરમતનું ઘેલું છે. "કોલેજ પૂરી કરીને દુનિયાદારીમાં પડી જશે કે તરત જ આ બધી ઉદ્દામ વૃત્તિઓ આપોઆપ ઓસરી જશે," એમ કહીને તેમણે મન મનાવ્યું.

જૉન રીડે અભ્યાસ પૂરો કર્યો, ડિગ્રી મેળવી લીધી, વિશાળ દુનિયામાં કદમ માંડયાં, અને રાતોરાત તેને જીતી લીધી. તેણે દુનિયાને પોતાના ખુશનુમા સ્વભાવ વડે, ઉત્સાહ વડે, અને કલમ વડે જીતી લીધી. તે હજી અભ્યાસ કરતો હતો ત્યારે જ તેણે 'વ્યંગધારા' નામક હાસ્યરસ પત્રિકાના તંત્રી તરીકે હળવી તથા તેજસ્વી શૈલીની પોતાની ઉસ્તાદી સાબિત કરી દીધી હતી. હવે તેણે કાવ્યો, નવલિકાઓ, તથા નાટકોનો જાણે પ્રવાહ વહેતો મૂકી દીધો. પ્રકાશકો તેની કૃતિઓની માગણી કરવા લાગ્યા, સચિત્ર સામયિકો તેનાં સર્જનો માટે મોટી મોટી રકમો ચૂકવવા લાગ્યાં, અને મોટાં અખબારો તેને આંતરરાષ્ટ્રીય ઘટનાઓની સમીક્ષાની કામગીરી સોંપવા લાગ્યાં.

તે જગતના રાજમાર્ગો પર ભમતો પ્રવાસી એવી રીતે બન્યો. સમકાલીન મામલાઓની પૂરી જાણકારી ધરાવવા ઉત્સુક માણસોને બસ જૉન રીડની હલચલનું ધ્યાન રાખવું પડતું કારણ કે તોફાનનાં એંધાણ પારખી લેનારા દરિયાઈ પંખીની જેમ તેને મોટા બનાવોના અણસારા આવી જતા અને તે ઝડપથી એવાં સ્થળોએ પહોંચી જતો.

પિટર્સનમાં કાપડમિલની હડતાલ ભડાકો કરતી ક્રાંતિકારી તોફાનમાં પલટાઈ ગઈ અને જૉન રીડ એ ઝંઝાવાતના વમળની વચ્ચોવચ હતો.

કોલોરાડોમાં રોકફેલરના ગુલામો ધરતીના પેટાળમાંથી બહાર નીકળી ગયા અને હથિયારબંધ સિપાહીઓના દંડૂકા તથા બંદૂકોની પરવા કર્યા વગર તેમણે પાતા



ખાડામાં ઊતરવાનો ઇનકાર કરી દીધો. જૉન રીડ ત્યાં પણ પહોંચી ગયો અને બંડખોરોને મદદ કરવા લાગ્યો.

મેક્સિકોમાં ગુલામીની દશામાં સબડતા દહાડિયાઓએ બંડ કર્યું અને તેઓ પાંચો વિલ્લાની આગેવાની હેઠળ પાટનગર તરફ ચાલી નીકળ્યા. ઘોડેસવાર જૉન રીડ તેમની ભેગો હતો.

તાજા પરાક્રમનો અહેવાલ 'મેટ્રોપોલિટન'માં અને આગળ જતાં 'ક્રાંતિકારી મેક્સિકો' પુસ્તકમાં પ્રકાશિત થયો. રીડે રાતી અને જાંબલી ટેકરીઓનું તેમ જ "ચોમેર મોટા મોટા થોર તથા આંકડીદાર ફળોનાં વૃક્ષોથી રક્ષિત" રણવિસ્તારોનું વર્ણન કર્યું. અફાટ મેદાનોનાં દૃશ્યોએ તેના દિલને મોહી લીધું, પરંતુ તેના મન પર એથીયે વધારે પ્રભાવ તો જમીનદારો તથા કૅથોલિક ધર્મધુરંધરોના હાથે નિર્દય શોષણ વેઠતી ત્યાંની વસતિનો પડયો. તેણે વર્ણન કર્યું છે કે મુક્તિનાં સૈન્યોમાં જોડાઈ જવા આતુર લોકો પહાડી ચરાણોમાંથી ઢોરનાં ધણને હાંકતા નીકળી પડતા, રાતે પડાવમાં તાપણાં ફરતે બેસીને ગીતો ગાતા, અને એ ચીંથરેહાલ ઉઘાડપગા ઇન્સાનો ટાઢ અને ભૂખની પરવા કર્યા વગર જમીન તથા આઝાદી માટે અદ્ભૂત જોમથી લડતા.

સામ્રાજ્યવાદી યુદ્ધ ફાટી નીકળ્યું. જ્યાં જ્યાં તોપોના ધડાકા થાય ત્યાં ત્યાં જૉન રીડ હોય જ—ફ્રાંસમાં, જર્મનીમાં, ઇટાલીમાં, બાલ્કન પ્રદેશમાં, અને રશિયામાં પણ. ઝારશાહીના અમલદારોની દગાખોરીને ઉઘાડી પાડવા બદલ અને યહૂદીઓની કતલનાં હુલ્લડોમાં એ અમલદારોની સામેલગીરીના અહેવાલો એકઠા કરવા બદલ, જૉન રીડને અને વિખ્યાત કલાકાર બોર્ડમેન રૉબિન્સનને હથિયારબંધ પોલીસે ગિરફતાર કરી લીધા. પરંતુ હંમેશાં બનતું એવી જ રીતે તેણે ચાલાકીભરી હિકમત કરીને, સુખદ સંયોગના પરિણામે, અથવા સૂઝભરી તરકીબ અજમાવીને છુટકારો મેળવી લીધો, અને તે હસતો હસતો વળી નવા સાહસમાં કૂદી પડયો.

કોઈ પણ જોખમ તેને અટકાવી શકે એટલું મોટું ક્યારેય ન જ હોય. જોખમને પડકારવાનું જોમ તો જાણે તેની રગરગમાં ભરેલું હતું. તે હંમેશાં ગમે તેમ કરીને પ્રતિબંધિત વિસ્તારોમાં તથા મોરચાની ખાઈઓમાં પહોંચી જ જતો.

૧૯૧૭ના સપ્ટેંબરમાં જૉન રીડ અને બોરીસ રેઇન્સ્ટેઇનની જોડે મેં કરેલો રીગાના મોરચાનો પ્રવાસ મને યાદ આવે છે. અમારી મોટર દક્ષિણ દિશામાં વેન્દેન તરફ દોડી રહી હતી એટલામાં જર્મન તોપટુકડીએ એ નાનકડા ગામ ઉપર

ગોળા વરસાવવાનું શરૂ કરી દીધું. જૉન રીડની નજરમાં એ ગામ તરત જ જગતના સૌથી મોહક સ્થળમાં પલટાઈ ગયું. તેણે હઠ પકડી કે સૌએ ત્યાં જવું. અમે સાવચેતીથી ધીરે ધીરે આગળ વધવા લાગ્યા. અચાનક જ એક મોટો ગોળો બરાબર અમારી પાછળ જ ફૂટયો અને અમે ઘડીક પહેલાં જ પાર કરેલો રસ્તો ધુમાડા તથા ધૂળના કાળા ફુવારામાં પલટાઈ ગયો.

અમે દહેશત ખાઈને એકબીજાને વળગી ગયા, પરંતુ એક જ મિનિટમાં જૉન રીડના ચહેરા પર ખુશીનો ઝળકાટ છવાઈ ગયો. તેના અંતરના ઊંડાણની કોઈ જરૂરિયાત સંતોષાઈ ગઈ હોય એમ લાગતું હતું.

તે એવી રીતે દુનિયાને એક છેડેથી બીજે છેડે, સઘળા દેશોમાં, તમામ મોરચે, ભમતો રહ્યો અને એક અસાધારણ સાહસમાંથી બીજા એવા જ સાહસમાં ઝંપલાવતો રહ્યો. પરંતુ તે સાધારણ સાહસિક નહોતો, પ્રવાસી પત્રકાર જ નહોતો, લોકોની હાડમારીને કશી લાગણી વગર જોઈ રહેનારો પ્રેક્ષક નહોતો. બધી જ અંધાધૂંધી, ગંદકી, તથા ખૂનરેજી તેની ઈનસાફ તથા ઔચિત્યની ભાવના પર ચોટ લગાવતી હતી. એ બધાં અનિષ્ટોનાં મૂળ ગોતી કાઢવાની કોશિશ તે નિરંતર કરતો રહેતો. તેને તો અનિષ્ટો જ મૂળથી ઉખેડી નાખવાં હતાં.

તે પ્રવાસો પૂરા કરીને ન્યુ યોર્ક પાછો આવતો ત્યારે વિશ્રામ ન કરતો પરંતુ નવાં કામ અને નવી ચળવળ ઉપાડી લેતો.

તે મેક્સિકોથી પાછો આવ્યો ત્યારે તેણે જાહેર કર્યું: "હા, મેક્સિકોમાં બંડ અને અંધાધૂંધી છે, પરંતુ તેની જવાબદારી જમીન વગરના બેહાલ દહાડિયાઓને માથે નથી, જવાબદારી તો સોનું તથા બંદૂકો મોકલીને વિખવાદની આગમાં ઘી રેડનારાઓને માથે છે, એટલે કે હરીફ અમેરિકી તથા બ્રિટિશ તેલ કંપનીઓને માથે છે."

તે પિટર્સનથી પાછો આવ્યો કે તરત તેણે મેડિસન ચોક ઉદ્યાનમાં 'મૂડીની સામે પિટર્સનના સર્વહારાઓની લડાઈ' નામે ભવ્ય નાટ્ય કાર્યક્રમનું આયોજન કર્યું.

તે કોલોરાડોથી પાછો આવ્યો ત્યારે તેણે લુડ્લોની કતલેઆમનું બયાન કર્યું. એ ભયાનકતાઓ સાઈબિરિયામાં લેના વિસ્તારમાં થયેલા ગોળીબારને માત્ર આંશિક રીતે જ ઢાંકી શકે એવી હતી. તેણે વર્ણન કર્યું કે ખાણિયાઓને કેવી રીતે તેમનાં ઘરોમાંથી બહાર ફગાવી દેવામાં આવ્યા હતા, તેઓ તંબુઓમાં કેવી જિંદગી ગુજારતા હતા, તંબુઓની ઉપર પેટ્રોલ છાંટીને કેવી રીતે આગ



લગાવવામાં આવી હતી. આગના ભડકાઓમાંથી નાસભાગ કરતા કામદારોને સિપાહીઓએ કેવી રીતે ગોળીએ વીંધી નાખ્યા હતા, અને સંખ્યાબંધ સ્ત્રીઓ તથા બાળકો કેવી રીતે આગમાં બળીને મોતના ખપ્પરમાં હોમાઈ ગયાં હતાં. તેણે કહ્યું: "એ ખાણો તમારી છે, એ ભાડૂતી હત્યારાઓ તમારા છે, તમે ખૂની છો!"

લડાઈનાં મેદાનોમાંથી પણ તે જંગ લડતા આ કે તે પક્ષના અત્યાચારો સંબંધી ઠાલા લવારા લઈને પાછો નહોતો આવ્યો. તેણે તો ખુદ જંગની ઉપર જ લ્યાનતો વરસાવી હતી, તેણે જંગને નરી પાશવતા તરીકે, વિરોધી સામ્રાજ્યવાદોએ સર્જેલી સંહારલીલા તરીકે, વર્ણવ્યો હતો. તે પોતાની ઉત્તમ રચનાઓ જેને મફત છાપવા આપી દેતો હતો એ 'મુક્તિદાતા' નામે ઉગ્ર ક્રાંતિકારી સામયિકમાં તેણે ભયંકર કોપ વરસાવતો સામ્રાજ્યવાદ-વિરોધી લેખ પ્રગટ કરાવ્યો. એ લેખમાં સૂત્ર ઘોષિત કરવામાં આવ્યું હતું કે 'તમારા સિપાહી પુત્રના હાથપગ બાંધી લો!' તેને અને બીજા સંપાદકોને ભયાનક દેશદ્રોહનો આરોપ લગાવીને ન્યુ યોર્કની અદાલતમાં પેશ કરવામાં આવ્યા. સરકારી વકીલે ગાંઠ વાળી લીધી હતી કે દેશાભિમાની વૃત્તિ ધરાવતી જૂરી તરફથી એ સૌને ગુનેગાર ઠરાવતો ફેંસલો ગમે તેમ કરીને હાંસલ કરી જ લેવો. તે તો સુનાવણીઓ દરમિયાન રાષ્ટ્રગીત વગાડવા માટે અદાલતની ઈમારતની બહાર વાદ્યમંડળી ગોઠવી દેવાની હદ સુધી પહોંચી ગયો હતો. પરંતુ રીડે તથા તેના સાથીઓએ દૃઢતાથી પોતાની પ્રતીતિઓનું સમર્થન કર્યું. રીડે હિંમતથી જાહેરાત કરી કે ક્રાંતિકારી ઝંડા હેઠળ સામાજિક ક્રાંતિ માટે કાર્ય કરવાની બાબતને હું મારી ફરજ ગણું છું, ત્યારે સરકારી વકીલે તેને સવાલ કર્યો:

"આ યુદ્ધમાં તમે અમેરિકી ઝંડા હેઠળ લડશો ખરા?"

"ના, નહિ લડું," રીડે ભારપૂર્વક જવાબ દીધો.

"કેમ નહિ?"

જવાબમાં રીડે ભાવાવેગથી છલકાતું પ્રવચન કર્યું. લડાઈનાં મેદાનોમાં પોતે નજરે જોયેલી ભયાનકતાઓનું તેણે બયાન કર્યું. વર્ણન એટલું યથાર્થ અને હૃદયસ્પર્શી હતું કે પૂર્વગ્રહો ધરાવતા કેટલાક છોટા મૂડીવાદી જૂરરોની આંખોમાં પણ આંસુ આવી ગયાં. સંપાદકોને નિર્દોષ જાહેર કરીને છોડી મૂકવામાં આવ્યા.

એવું બન્યું કે અમેરિકા યુદ્ધમાં સામેલ થયું ત્યારે જૉન રીડનું ઑપરેશન થયેલું અને તેનો એક મૂત્રપિંડ કાઢી નાખવામાં આવેલો. ડૉક્ટરોએ તેને લશ્કરી કામગીરી માટે અયોગ્ય જાહેર કર્યો.

"એક મૂત્રપિંડ જવાથી હું બે રાષ્ટ્રો વચ્ચેના યુદ્ધમાંની કામગીરીથી મુક્ત થઈ જાઉં છું ખરો," તેણે કહ્યું, "પરંતુ વર્ગો વચ્ચેના જંગમાંની કામગીરીથી કોઈ રીતે મુક્ત નથી થતો."

રશિયામાં આરંભનાં ક્રાંતિકારી ઘર્ષણોમાં તેને જોરદાર વર્ગવિગ્રહના ભણકારા સંભળાયા એટલે તે ૧૯૧૭ના ઉનાળામાં ઉતાવળો રશિયા પહોંચી ગયો.

તેણે તરત પરિસ્થિતિનો આંક કાઢી લીધો અને તેને સમજાઈ ગયું કે સર્વહારા વર્ગ તરફથી સત્તા કબજે કરી લેવાનું કદમ સ્વાભાવિક અને અનિવાર્ય છે. પરંતુ વિલંબો તથા મોકૂફીઓથી તે બેચેન બની જતો. દરરોજ સવારે ઊઠે ત્યારે ક્રાંતિ હજી શરૂ ન થઈ હોવાની ખબર પડતાં જ તેને ચીડ જેવી લાગણી થતી. આખરે સ્મોલ્ની તરફથી સંકેત કરવામાં આવ્યો અને લોકસમુદાયો ક્રાંતિકારી સંઘર્ષ માટે આગળ ધપવા લાગ્યા. સ્વાભાવિક છે કે જૉન રીડ પણ તેમની ભેગો આગેકૂચ કરવા લાગ્યો. તે સર્વત્ર નજરે પડતો — પૂર્વ-સંસદનું વિસર્જન કરવામાં આવ્યું ત્યાં, નાકાબંધીઓ ખડી થઈ રહી હતી ત્યાં, લેનિન તથા ઝિનોવિયેવ ભોમભીરથી બહાર આવ્યા ત્યારે તેમનું સ્વાગત થયું ત્યાં, અને વિન્ટર પેલેસ કબજે કરી લેવામાં આવ્યો ત્યારે ત્યાં પણ...

પરંતુ એ બધું તો તેણે પોતાના પુસ્તકમાં વર્ણવ્યું છે.

તે એક જગ્યાએથી બીજી જગ્યાએ ભટકતો, જ્યાં મળે ત્યાંથી સામગ્રી એકઠી કરતો. તેણે 'પ્રાવદા' તથા 'ઇઝવેસ્તિયા'ની પૂરી ફાઇલો, તમામ ઘોષણાઓ, પુસ્તિકાઓ, પોસ્ટરો, તથા જાહેરાતો, વગેરે એકઠું કર્યું. પોસ્ટરોનું તો તેને જાણે ખાસ ઘેલું લાગ્યું હતું. કોઈ પણ નવું પોસ્ટર નજર પડે કે તરત જ તે જરાય અચકાયા વગર તેને દીવાલ પરથી ઉખેડી લેતો, જાણે કેમ એ પોસ્ટર મેળવવાની બીજી કોઈ રીત હોય જ નહિ.

એ દિવસોમાં પોસ્ટરો એટલી ઝડપથી અને એટલી મોટી સંખ્યામાં છપાતાં કે દીવાલો પર ક્યાંય ખાલી જગ્યા નજરે પડતી જ નહોતી. કેડેટો, સામાજિક ક્રાંતિકારીઓ, મેન્શેવિકો, ઉદ્દામ સમાજવાદી ક્રાંતિકારીઓ, અને બોલ્શેવિકોનાં પોસ્ટરો એકની ઉપર બીજાં ચોડી દેવામાં આવતાં. દરેક ઠેકાણે પોસ્ટરોના થર જામી ગયેલા હતા. એક દિવસે રીડે એક એકની ઉપર ચોડેલાં ૧૬ પોસ્ટરોનો આખો પોપડો ઉખેડી લીધો. એ પોસ્ટરોનો થોકડો હાથમાં હલાવતો હલાવતો તે મારા ખંડમાં ધસી આવ્યો અને બોલી ઊઠયો: "જુઓ! આખેઆખી ક્રાંતિ અને પ્રતિક્રાંતિને મેં એક જ ઝપાટામાં પકડી લીધી!"



એવી રીતે જુદા જુદા ઉપાયો અજમાવીને તેણે સામગ્રીનો અદ્ભૂત સંગ્રહ કરી લીધો. એ સંગ્રહ એટલો સરસ હતો કે જૉન રીડ ૧૯૧૮ પછી ન્યુ યૉર્ક બંદરે ઊતર્યો ત્યારે અમેરિકાના મુખ્ય સરકારી વકીલે તે લઈ લીધો. પરંતુ તેણે ગમે તેમ કરીને સંગ્રહ પાછો મેળવી લીધો અને ન્યુ યૉર્કના તેના નિવાસમાં છુપાવી દીધો. ભૂગર્ભ રેલવેની ધણધણાટી અને ઉપર તેમ જ નીચે ગાડીઓના ખડખડાટના સતત ઘોંઘાટમાં ત્યાં જ તેણે પોતાની કૃતિ 'જગતને ખળભળાવી દેનારા દસ દિવસ'ની હસ્તપ્રત ટાઇપ કરી હતી.

સમજી શકાય એવી વાત છે કે અમેરિકી ફાસિસ્ટોએ એ પુસ્તકને સામાન્ય જનતા સુધી પહોંચવા ન દેવાનો મનસૂબો ઘડી લીધો હતો. તેમણે હસ્તપ્રત ચોરી લેવા માટે પ્રકાશકની ઓફિસમાં છ વાર ખાતર પાડયાં. જૉન રીડે પ્રકાશકને આપેલી પોતાની છબી પર લખેલા શબ્દો જુઓ:

"આ પુસ્તક પ્રકાશિત કરવામાં પાયમાલીથી માંડ માંડ બચી જનારા મારા પ્રકાશક હોરેસ લીવરાઇટને."

રશિયા વિશે સત્યનો પ્રસાર કરવાના તેના સાહિત્યક પ્રયાસોનાં પરિણામો આ પુસ્તક પૂરતાં જ સીમિત નહોતાં. મૂડીદાર વર્ગને એ સત્ય મુદ્દલ નહોતું જોઈતું. તે રશિયન ક્રાંતિને ધિક્કારતો હતો અને તેનાથી ડરતો હતો, એટલે તેણે તેને જૂઠાણાંના પૂરમાં ડુબાવી દેવાની મહેનત કરી. રાજકીય મંચો પરથી, સિનેમાના પડદાઓ પરથી, અને અખબારો તથા સામયિકોની કટારોમાંથી ગલીચ નાલેશીનાં અણથંભ વહેણો વહેવા લાગ્યાં. એક જમાનામાં રીડના લેખો માટે કાલાવાલા કરનારાં સામયિકોએ તેના લેખો છાપવાનું બંધ કરી દીધું. પરંતુ તેઓ તેની વાણીને રૂંધી શક્યા નહિ. રીડે સંખ્યાબંધ વિશાળ સભાઓમાં પ્રવચનો કર્યાં.

તેણે પોતાનું સ્વતંત્ર સામયિક શરૂ કર્યું. તેણે ઉદ્દામ સમાજવાદી સામયિક 'ક્રાંતિકારી યુગ'નું અને આગળ જતાં 'સામ્યવાદી'નું તંત્રીપદ સંભાળ્યું. તેણે 'મુક્તિદાતા'માં એક પછી એક લેખ લખવાનું ચાલુ રાખ્યું. તેણે આખા અમેરિકાની આરપાર પ્રવાસો કર્યા, સંમેલનોમાં ભાગ લીધો, પોતાની આસપાસના લોકોને ઢગલાબંધ હકીકતો પૂરી પાડી અને સૌનાં મનમાં ઉત્સાહ તથા ક્રાંતિકારી જોમ રેડી દીધાં. વળી છેલ્લી પણ જરાય ઓછા મહત્ત્વની નહિ એવી વાત — તેણે જેવી રીતે હાર્વર્ડ યુનિવર્સિટીના હાર્દમાં સમાજવાદી ક્લબનું સંગઠન કર્યું હતું એવી જ રીતે અમેરિકી મૂડીવાદના હાર્દમાં સામ્યવાદી-કામદાર પાર્ટીનું સંગઠન કર્યું.

સામાન્ય રીતે બનતું હોય છે એમ, "પંડિતો" ભૂલ કરી બેઠા હતા. જૉન રીડની ઉદ્દામ મનોવૃત્તિ "અલ્પજીવી ઘેલછા" કોઈ રીતે નહોતી જ. તેમની

આગાહીઓ ખોટી પડી. બહારની દુનિયા જોડેના સંપર્કથી રીડનો ઉદ્ધાર કોઈ રીતે ન થયો. એથી તો તેની ઉદ્દામ મનોવૃત્તિ જાણે અનેક ગણી થઈ ગઈ. એ મનોવૃત્તિ કેટલી ગહન અને પ્રબળ બની ગયેલી તેનું સ્પષ્ટ પ્રતિબિંબ જૉન રીડના સંપાદન હેઠળ પ્રકાશિત થતા નવા સામ્યવાદી મુખપત્ર 'કામદારોનો અવાજ'માં નજરે પડતું હતું. અમેરિકી મૂડીવાદીઓને ભાન થયું કે એક ખરો ક્રાંતિકારી આખરે દેશમાં આગળ આવ્યો છે. હવે એ એક શબ્દથી, "ક્રાંતિકારી" શબ્દથી, ધ્રૂજવા લાગ્યા. એ વાત ખરી કે ઝાંખા અતીતમાં અમેરિકાના પોતાના ક્રાંતિકારીઓ થઈ ગયેલા, અને અમેરિકા હાલ પણ 'અમેરિકી ક્રાંતિની સુપુત્રીઓ' તથા 'અમેરિકી ક્રાંતિના સુપુત્રો' જેવી ખૂબ આદરણીય સંસ્થાઓ ધરાવે છે, અને પ્રત્યાઘાતી મૂડીદાર વર્ગ ૧૭૭૬ની ક્રાંતિને એવી સંસ્થાઓ દ્વારા શ્રદ્ધાંજલિઓ અર્પણ કરે છે. પરંતુ એ ક્રાંતિકારીઓ તો લાંબા વખત પહેલાં મરી પરવાર્યા છે. જૉન રીડ તો જીવતો જાગતો ક્રાંતિકારી હતો, ખૂબ જ પ્રાણવાન ક્રાંતિકારી હતો, મૂડીદાર વર્ગની સામે પડકાર અને કાળ સમો ક્રાંતિકારી હતો.

એ લોકોની પાસે જૉન રીડને કારાગારમાં ગોંધી દેવા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો. તેને ગિરફતાર કરવામાં આવ્યો—એક વાર નહિ, બે વાર નહિ, વીસ વીસ વાર. ફિલાડેલ્ફિયામાં પોલીસે સભા ભવનને તાળાં મારી દીધાં અને તેને બોલવા ન દીધો. પરંતુ તે તો ખાલી ખોખા ઉપર ખડો થઈ ગયો અને રસ્તા પર ઉછાળા મારતા માનવ મહેરામણ સમક્ષ બોલવા લાગ્યો. સભા એટલી બધી સફળ થઈ અને તેના ટેકેદારોની સંખ્યા એટલી મોટી હતી કે "શાંતિનો ભંગ કરવાનો" આરોપ લગાવીને તેને અદાલતમાં પેશ કરવામાં આવ્યો ત્યારે જૂરીએ તેને ગુનેગાર ઠરાવવાનો ઇનકાર કરી દીધો. જૉન રીડને ઓછામાં ઓછો એક વાર ગિરફતાર ન કરી લીધો ત્યાં સુધી કોઈ પણ અમેરિકી શહેરને સંતોષ ન થયો. પરંતુ તે હંમેશાં જામીન પર છૂટી જતો અથવા મોકૂફી મેળવી લેતો, અને નવા પ્રહારો કરવા પૂરવેગે બીજી જગ્યાએ પહોંચી જતો.

પશ્ચિમના મૂડીવાદીઓને પોતાની મુશ્કેલીઓ તથા નિષ્ફળતાઓ માટે રશિયન ક્રાંતિને કસૂરવાર ગણાવવાની ટેવ પડી ગઈ છે. એ ક્રાંતિના ભયંકર ત્રાસદાયક ગુનાઓમાંથી એક તો એ હતો કે તેણે એક પ્રતિભાશાળી યુવાન અમેરિકીને ક્રાંતિના જોશીલા લડવૈયામાં પલટાવી નાખ્યો. મૂડીવાદીઓનો ખ્યાલ એવો હતો. વાસ્તવમાં, એ વાત પૂરી સાચી નહોતી.



જૉન રીડને ક્રાંતિકારી બનાવનાર રશિયા નહોતું. જે દિવસે તેનો જન્મ થયો હતો તે દિવસથી જ તેની નસોમાં ક્રાંતિકારી લોહી વહેતું હતું. હા, અમેરિકીઓને હંમેશાં સ્થૂળ, આત્મસંતુષ્ટ, અને પ્રત્યાઘાતી રાષ્ટ્ર તરીકે આલેખવામાં આવે છે, પરંતુ તેમનાં અણુ અણુમાં બંડ અને રોષ ભરેલાં હોય છે. ભૂતકાળના મહાન વિપ્લવીઓને યાદ કરો—થોમસ પેઈન, વૉલ્ટ વ્હીટમૅન, જૉન બ્રાઉન, અને પાર્સન્સ. વર્તમાન યુગના જૉન રીડના સાથીઓ તથા સહયોગીઓને પણ યાદ કરો, દાખલા તરીકે બિલ હેવૂડ, રોબર્ટ માઈનોર, રુટેનબૅર્ગ, અને ફોસ્ટર. હોમસ્ટેડ, પુલમૅન, તથા લૉરેન્સનાં ખૂનખાર ઔદ્યોગિક ઘર્ષણોને તેમ જ વિશ્વ ઔદ્યોગિક કામદાર સંઘે લડેલા સંઘર્ષોને યાદ કરો. એ સૌ—આગેવાનો તથા લોકસમુદાયો—અસલ વિશુદ્ધ અમેરિકીઓ છે. હાલ ભલે સ્પષ્ટ રૂપમાં દૃષ્ટિગોચર ન હોય પરંતુ અમેરિકી રકતમાં વિપ્લવના જોમનું ઘાટું મિશ્રણ છે.

એટલે, એમ તો ન કહી શકાય કે જૉન રીડને ક્રાંતિકારી બનાવનાર રશિયા હતું. પરંતુ તેને વૈજ્ઞાનિક રીતે વિચાર કરનારો અને સુસંગત ક્રાંતિકારી બનાવનાર જરૂર રશિયા જ હતું. એ સેવા મહાન છે. પોતાના ટેબલ પર માર્ક્સ, એંગેલ્સ, અને લેનિનનાં પુસ્તકોના ગંજ ખડકી દેવાની પ્રેરણા તેને રશિયાએ આપી. રશિયાએ તેને ઇતિહાસ તથા ઘટનાક્રમની ખરી સમજ આપી. તેના મનમાં ભરેલા થોડાઘણા અસ્પષ્ટ માનવતાવાદી વિચારોની જગ્યાએ તેણે રશિયાની પ્રેરણાના આધારે જ અર્થકારણની અડગ તથા સંગીન હકીકતોની ગોઠવણી કરી. અને તેને અમેરિકી કામદાર વર્ગીય આંદોલનનો ગુરુ બનવાની દિશામાં, તેમ જ તેણે પોતાની પ્રતીતિઓ માટે જે વૈજ્ઞાનિક આધાર મેળવ્યો હતો એ જ વૈજ્ઞાનિક આધાર કોશિશ કરીને અમેરિકી કામદાર વર્ગીય આંદોલનને પૂરો પાડવાની દિશામાં, રશિયાએ જ અભિમુખ કર્યો.

"જૉન, તારી ખરી પ્રતિભા રાજકારણના ક્ષેત્રની નથી!" તેના મિત્રો તેને કહેતા. "તું તો કલાકાર છે, પ્રચારક નહિ. તારે તારી શક્તિઓને સાહિત્યના સર્જનમાં લગાવવી જોઈએ!" એ સલાહમાં તેને ઘણી વાર તથ્ય લાગતું. તેના મનમાં ઘોળાઈ રહેલાં નવાં કાવ્યો, નવી નવલકથાઓ, અને નવાં નાટકો ચોક્કસ રૂપ ધારણ કરવાની આતુરતાથી ધમાચકડી કરીને વ્યક્ત થવાની માગણી કરતાં રહેતાં. તેના મિત્રો તેને ક્રાંતિકારી પ્રચાર પડતો મૂકીને સાહિત્યના સર્જનમાં લાગી જવાનો બહુ જ આગ્રહ કરતા ત્યારે તે મોં મલકાવીને જવાબ દેતો: "વારુ, એમ જ કરીશ."

પરંતુ તેણે ક્રાંતિકારી કાર્ય કદી બંધ ન કર્યું. તેને માટે એ શક્ય જ નહોતું. રશિયન ક્રાંતિએ તેના મન તથા દિલને જીતી લીધાં હતાં. રશિયન ક્રાંતિએ તેનું પાકું ઘડતર કર્યું હતું, તેની ઢચુપચુ અરાજકતાવાદી લાગણીને પરાસ્ત કરી દીધી હતી, અને તેને સામ્યવાદની કડક શિસ્તનું સામર્થ્ય બક્ષ્યું હતું. ક્રાંતિએ તેને પોતાના સંદેશવાહક દૂત તરીકે જલતી મશાલ લઈને અમેરિકાનાં શહેરોમાં ઘૂમી વળવા મોકલ્યો હતો. રશિયન ક્રાંતિએ તેને ૧૯૧૯માં મોસ્કો બોલાવ્યો—કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની જોડે મળીને અમેરિકાની બે કોમ્યુનિસ્ટ પાર્ટીઓની એકતા સાધવાની કામગીરી માટે.

ક્રાંતિકારી સિદ્ધાંતની નવી હકીકતોનો સરંજામ લઈને તે છૂપી રીતે ન્યુ યોર્ક જવા રવાના થઈ ગયો. પરંતુ એક નાવિકે દગાખોરી કરીને તેને છતો કરી દીધો. પરિણામે તેને જહાજમાંથી ઉતારી દેવામાં આવ્યો અને ફિન્લૅંડના એક કારાગારની એકલ કોટડીમાં ગોંધી દેવામાં આવ્યો. ત્યાંથી તે ફરી રશિયા ગયો, તેણે કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલમાં લખ્યું, નવા પુસ્તક માટે સામગ્રી એકઠી કરી, અને બાકૂ ખાતે પૂર્વની પ્રજાઓની કૉંગ્રેસમાં ડેલિગેટ તરીકે ભાગ લીધો. તે ટાઈફસની બીમારીમાં પટકાઈ ગયો (કદાચ કોકેસસમાં). લગાતાર બેહદ કામથી ઘસાઈ ગયેલી તેની કાયા માંદગીનો મુકાબલો ન કરી શકી. રોગ જીવલેણ સાબિત થયો, અને ૧૯૨૦ના ઑક્ટોબરની ૧૭મી તારીખે રવિવારે તેનું પ્રાણપંખેરું ઊડી ગયું.

લાલ સેના સોવિયેત સંઘમાં પ્રતિક્રાંતિની સામે જેવી બહાદુરીથી લડી હતી એવી જ બહાદુરીથી જૉન રીડ જેવા અન્ય વીરો અમેરિકા તથા યુરોપમાં પ્રતિક્રાંતિકારી મોરચા સામે લડયા હતા. આ ઉપરાંત બીજા કેટલાયને હુલ્લડોમાં મોત ભરખી ગયું હતું. વળી કેટલાકને તો કારાગારની ચાર દીવાલોની અંદર જ કાયમને માટે મૂંગા કરી દેવામાં આવ્યા હતા. એવો એક માડીજાયો ફ્રાંસ પાછો ફરી રહ્યો હતો ત્યારે મધદરિયે ત્રાટકેલા તોફાન દરમિયાન ધવલ સાગરમાં ડૂબીને મરી ગયો હતો. વળી એક લડવૈયો દખલગીરીનો વિરોધ કરતી ઘોષણાઓના થોકડા વિમાનમાંથી નીચે નાખતો નાખતો પોતે જ લપસી પડતાં સાન ફ્રાંસિસ્કોમાં મોતનો શિકાર બની ગયો હતો. ક્રાંતિની ઉપર સામ્રાજ્યવાદનો હલ્લો ભીષણ તો હતો જ, પરંતુ આવા લડવૈયાઓ ન હોત તો તે વધારે ભીષણ બની ગયો હોત. પ્રતિક્રાંતિના દબાણને ઢીલું પાડવામાં પણ તેમણે યથાશક્તિ ફાળો આપ્યો હતો. રશિયન ક્રાંતિને મદદ કરનારાઓમાં એકલા રશિયનો ઉક્રાઈનિયનો,



તાતારો, તથા કોકેસિયનો જ નહોતા. ભલે ઓછા પ્રમાણમાં પરંતુ ફ્રેંચ, જર્મન, અંગ્રેજ, તથા અમેરિકી બહાદુરોએ પણ રશિયન ક્રાંતિને મદદ કરી હતી. એવા "બિનરશિયન લડવૈયાઓ"માં જૉન રીડ સાફ મોખરે તરી આવે છે કારણ કે તે અસાધારણ પ્રતિભા ધરાવતો ઇન્સાન હતો. દુર્ભાગ્યે તેનું જીવન ભરયુવાનીમાં અકાળે કરમાઈ ગયું.

તેના અવસાનના સમાચાર હેલસિંગફોર્સ અને રેવેલથી અમને મળ્યા ત્યારે અમને પૂરી ખાતરી લાગેલી કે આ પણ જૂઠાણાંનાં પ્રતિક્રાંતિકારી કારખાનાંમાં દરરોજ પેદા કરવામાં આવતાં જૂઠાણાંમાંનું જ એક નવું જૂઠાણું હોવું જોઈએ. પરંતુ હૈયું ભાંગી નાખે એવા સમાચારને લુઈઝ બ્રયાન્તે પુષ્ટિ આપી ત્યારે અમારે રદિયાની આશા વેદનાભર્યા દિલે તજી દેવી પડી.

જૉન રીડનું અવસાન વિદેશવાસ દરમિયાન થયું હતું, અને દેહાંતની વેળાએ તેના માથા ઉપર પાંચ વર્ષની જેલની સજા હજુ લટકી રહી હતી. તેમ છતાં, મૂડીવાદી અખબારોમાં તેને કલાકાર અને માનવી તરીકે શ્રદ્ધાંજલિઓ અર્પણ કરવામાં આવી. મૂડીવાદીઓએ રાહતનો દમ લીધો: તેમનાં જૂઠાણાંને ઉઘાડાં પાડવામાં ઉસ્તાદી ધરાવનારો જૉન રીડ, પોતાની કલમ વડે તેમને નિષ્ઠુરતાથી કોરડા ફટકારનારો જૉન રીડ, પરલોક સિધાવી ગયો હતો.

અમેરિકામાં ઉદ્દામોની દુનિયાને કદી પૂરી ન શકાય એવી ખોટ પડી. તેના અવસાનથી અમે અનુભવેલી ખોટની લાગણીનો પૂરો ખ્યાલ અમેરિકાની બહાર વસતા સાથીઓને ભાગ્યે જ આવી શકે. ઇન્સાન પોતાના વિચારોને ખાતર જિંદગી કુરબાન કરી દે એ બાબત રશિયનોની નજરમાં સ્વાભાવિક છે, જીવનનું સ્વીકૃત તથ્ય છે. અહીંયાં સોવિયેત રશિયામાં હજારો ને હજારો ઇન્સાનોએ સમાજવાદને ખાતર જિંદગી કુરબાન કરી છે. પરંતુ અમેરિકામાં કુરબાની પ્રમાણમાં ઓછી થઈ છે. જૉન રીડ કદાચ સામ્યવાદી ક્રાંતિનો એવો પ્રથમ શહીદ હતો, તેને પગલે પગલે ચાલનારા બીજા હજારો શહીદોનો અગ્રદૂત હતો. સુદૂર નાકાબંધીઓથી ઘેરાયેલા રશિયામાં તેના ઉલ્કા સમા જીવનનો એકાએક અંત અમેરિકી સામ્યવાદીઓ માટે ભયંકર આઘાત હતો.

તેના જૂના દોસ્તોને માત્ર એક જ હકીકત દિલાસો આપે છે કે જૉન રીડ આખા જગતમાં તેને સૌથી પ્યારી એકમાત્ર જગ્યાએ—ક્રેમલિનની દીવાલ નજીક ચોકમાં—ચિરનિદ્રામાં પોઢયો છે.

ત્યાં તેની કબર ઉપર તેના ચારિત્રને અનુરૂપ સ્મારક સ્થાપવામાં આવ્યું છે—ગ્રેનાઈટ પાષાણની વણઘડેલી તકતી. તેમાં આવા શબ્દો અંકિત છે:

**"જૉન રીડ, ત્રીજી ઇન્ટરનેશનલમાં ભાગ લેનાર ડેલિગેટ, ૧૯૨૦."**

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૨૧, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)